# બ્રિટિશ અને હિંદી વિક્રમ.



નામદાર મહારાણી શ્રી નંદકુંવરબા, સી. આઇ., ભાવનગરનાં મહારાણી સાહેબ,
એમની આજ્ઞાથી પ્રસિદ્ધ થતું અને વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.



પુસ્તક ૧ લું.
(૧લી ડીસેમ્બર ૧૯૧૪થી ૩૦મી નવેમ્બર ૧૯૧૫ સુધી.)



ભાવનગર સ્ટેટ પ્રેસમાં મુદ્રાંકિત.

DEDICATED TO

HIS EXCELLENCY LORD WILLINGDON,

GOVERNOR OF BOMBAY,

WITH A HEART FULL OF LOVE FOR MY MOTHER-COUNTRY,

AND HOPING AND PRAYING FOR THE LONG CONTINUANCE OF

THE BRITISH SOVEREIGNTY, AND FOR LONG LIFE TO

OUR BELOVED KING-EMPEROR.

BY

NANDKUNVARBA, C. I.,

MAHARANI OF BHAVNAGAR.

મારી માતૃભૂમિ માટેના સ્નેહથી

પરિપૂર્ણ હૃદયપૂર્વક,

બ્રિટિશ સામ્રાજ્ય લાંબા વખત સુધી તપે,

અને આપણા વહાલા શહેનશાહ-રાજાજીને

દીર્ઘાયુ પ્રાપ્ત થાય,

એવી આશા તથા પ્રાર્થના સાથે,

મુંબઇના નામદાર ગવર્નર સાહેબ લૉર્ડ વિલિંગ્ડનને

આ પુસ્તક અર્પણ કરવામાં આવે છે.

નંદકુંવરબા, સી. આઇ.

મહારાણી, સંસ્થાન ભાવનગર.

# PREFACE.



Her Highness the Maharani of Bhavnagar has asked me to write a few words by way of a Preface to her War Publication, and I do so with great pleasure. It appears to me that, in placing the main events in the Great War, now being waged in three out of the five continents, within the reach of the poorer classes of Kathiawar and Gujarat, Her Highness has performed a service of no mean order, and it is to be hoped that her example will find imitators in other parts of India. Dealing as we are with an unscrupulous enemy the facts of the situation, the genesis of the War and the course of various campaigns should be made as widely known as possible. Owing to Her Highness's patriotism and public spirit illiterate villagers, as they gather daily about the village Chora, are kept informed on these important questions, and the result can only be a tightening of the cords that bind England and India together. For, as time goes on, it becomes increasingly apparent that neither can do without the other.

Her Highness's work explains itself and there is no need of a long Preface. The Publication is now entering upon its second year and upon a continually increasing area of usefulness, as it has been translated into other Vernaculars also. The service she has rendered to the Empire is an original one and spreads information about the War among illiterate people, who would otherwise be uninformed, or, worse, possibly misinformed. The rising generation, as represented in Indian Colleges and Schools, has the Magazine circulated free to them, and thereby feelings of increased loyalty are being engendered in the classes which will provide the citizens of the future. Nor does the circulation stop in India, for many copies of the Magazine are regularly sent to be read by Indian troops at the Front. High Officials of Government have expressed their warm appreciation of Her Highness's efforts, and she has been encouraged in her self-imposed task by the encomiums of the English Press.

Her Highness is an Indian lady of many accomplishments and of much industry: she has considerable taste for the sister-arts of Music and Painting, while she possesses the traditional Indian skill in the humbler and more domestic arts of Embroidery and Needle-work. Her literary efforts have been rewarded by her election to a Vice-Presidentship of the Society of Women Journalists.

It is pleasant to be able to give unqualified praise and to commend Her Highness's Magazine so unreservedly to the wide public for whose benefit it is intended.

RAJKUMAR COLLEGE,<br>RAJKOT,<br>December, 1915.

C. MAYNE.



# प्रस्तावना.

ભાવનગરનાં નામદાર મહારાણી સાહેબે પોતાના સાપ્તાહિક પત્ર માટે પ્રસ્તાવનારૂપે થોડા શબ્દો લખવાની મારી પાસે માગણી કરી છે, અને હું એ પ્રમાણે ઘણા આનંદથી કરૂં છું. મને લાગે છે કે, જે મહાન્ વિગ્રહ પાંચમાંથી ત્રણ ખંડોમાં અત્યારે ચાલી રહ્યો છે. તેના મુખ્ય મુખ્ય બનાવોનું કાઠિયાવાડ અને ગુજરાતના ગરીબ વર્ગોને પણ જ્ઞાન થાય, એવી વ્યવસ્થા કરવામાં નામદાર મહારાણી સાહેબે જે સેવા બજાવી છે. તે કંઇ સાધારણ પ્રકારની નથી, અને એવી આશા રાખી શકાય. કે હિંદના બીજા ભાગોમાં પણ તેના દાખલાનું અનુકરણ થશે. કુટિલ દુશ્મનની સાથે આપણને કામ પડ્યું છે, એટલે સ્થિતિની હકીકતો, વિગ્રહનાં કારણો, અને જૂદી જૂદી યુદ્ધપરંપરાઓનો ઇતિહાસ જેમ વધારે માણસો જાણે તેમ થવું જોઇએ. મહારાણીશ્રીની દેશવત્સલતા અને લોકસેવાની લાગણીને લીધે અભણ ગામડિયાઓ પણ, ગામને ચોરે દર રોજ એકઠા થાય ત્યારે, આ મહત્ત્વના સવાલોથી વાકેફ થઇ શકે છે. અને તેનું પરિણામ એજ આવશે. કે જે બંધથી બ્રિટન અને હિંદ સાથે જોડાયેલ છે તે વધારે તંગ થશે. કારણકે વખત જતાં એ વાત વધારે વધારે સ્પષ્ટ થતી જાય છે. કે એકને બીજા વગર ચાલે તેમ નથી.

મહારાણીશ્રીનું કામ એવું ખુલ્લું છે, કે તેને લાંબી પ્રસ્તાવનાની કશી જરૂર નથી. સાપ્તાહિક બીજા વર્ષમાં પ્રવેશ કરે છે. અને તેની ઉપયોગિતાનો પ્રદેશ વિસ્તૃત થતો જાય છે, કારણકે બીજી દેશી ભાષાઓમાં તેનો તરજુમો થવા માંડ્યો છે. મહારાણીશ્રીએ શહેનશાહતની એક નવીન પ્રકારે સેવા બજાવી છે, અને અભણ લોકોમાં પણ તે વિગ્રહ સંબંધી માહિતી ફેલાવે છે, કે જેઓ આ સાધન વિના, ખબર વગર અથવા ખોટી ખબરથી ભ્રમિત રહ્યા હોત. હિંદની કૉલેજો અને શાળાઓના વિદ્યાર્થીઓને તે વિના મૂલ્યે પહોંચાડવામાં આવે છે, અને તેથી કરીને જે વર્ગોમાંથી ભવિષ્યના નાગરિકો નિકળવાના છે, તેમાં વફાદારીની વધતી લાગણી ઉત્પન્ન થતી જાય છે. પત્રનો ફેલાવો માત્ર હિંદથી અટકતો નથી, કારણકે ઘણી નકલો મોખરા ઉપર સિપાઇઓને માટે પણ નિયમિત મોકલવામાં આવે છે. સરકારના ઊંચા અમલદારોએ મહારાણીશ્રીના પ્રયાસોની સારી કદર કરી છે. અને ઇંગ્લિશ વર્તમાનપત્રોની તારીફથી તેને પોતાની સ્વીકારી લીધેલી ફરજ અદા કરવામાં ઉત્તેજન મળ્યું છે.

મહારાણીશ્રી ઘણી કલાઓ જાણનાર અને ઘણાં ઉદ્યોગી હિંદી બાનુ છે: તેમને સંગીત અને ચિત્રનો ઘણો શોખ છે, તેમ ભરત અને શીવણની સાદી અને વહેવારી કલાઓમાં પણ તેઓ કુશળતા ધરાવે છે. તેમના આ પ્રયાસને લીધે તેમને બ્રિટનની સ્ત્રીલેખકોની સભાનાં એક ઉપપ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યાં છે

જે વિશાળ વર્ગના લાભને માટે આ પત્રની યોજના છે; તેને તેની બિલકુલ સંકોચ વગર અને શુદ્ધ તારીફથી ભલામણ થઇ શકે છે, એ આનંદની વાત છે.

રાજકુમાર કૉલેજ,
રાજકોટ,
ડીસેમ્બર, ૧૯૧૫.

સી. મેયન.



# CONTENTS.

# LIST OF ILLUSTRATIONS.



# सूचिपत्र.

# ચિત્રોની અનુક્રમણિકા.



# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧લી ડીસેમ્બર, ૧૯૧૪. [અંક ૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧ લી ડીસેમ્બર ૧૯૧૪.

## ઉદ્દેશ અને યોજના.

યુરોપમાં હાલ જે જાદવાસ્થળી જામી રહી છે, તેનું ખરૂં સ્વરૂપ આપણા દેશમાં હજી થોડાંજ કેળવાયેલાં માણસો સમજી શકે છે, તેથી લોકોમાં સાચા વિચારો ફેલાવવાની અતિશય જરૂર જોતાં નામદાર મહારાણીશ્રી નંદકુંવરબાના દેશવત્સલ હૃદયને એવી ઇચ્છા થઇ, કે સંગ્રામ સંબંધી ખબરો આપવાની સાથે ભૂગોળ અને ઇતિહાસનાં ઉપયોગી સત્યો પણ આપે, તથા તે ઉપરાંત પ્રસંગોપાત્ત હાલના વખતમાં આપણી ફરજ શી છે એ તમામ દેશી કોમોને અને ખાસ કરીને રાજપૂત વર્ગને બતાવે, એવું એક પેપર કાઢવાનું, અને તે વિના મૂલ્યે છૂટથી લોકોમાં વહેંચી શકાય એવું બની શકે તો સારૂં. નામદાર મહારાજા સાહેબે એ શુભ ઇચ્છાને ઉત્તેજન આપ્યું. પરિણામમાં આ પેપર બહાર પડે છે. એ નામદારો એવું ચાહે છે કે સ્ટેટના દરેક ગામમાં ચોરે ચોરે લોકો આ પેપર વાંચે, અને નિશાળોમાં જનારાં બાળકો પણ વાંચે, અને ઉપયોગી વાતો જાણે. ખાસ કરીને બ્રિટિશ અને હિંદી વિક્રમ અથવા પરાક્રમની બાબતો આમાં દાખલ કરવામાં આવશે, પણ સાધારણ રીતે સંગ્રામની તમામ મુખ્ય ખબરોનો સમાવેશ કરાશે. કોઇ કોઇ વાર ખાસ વિચારો પણ આપવામાં આવશે, અને ત્યારે એ વિચારો નામદાર મહારાણી સાહેબના પોતાના છે એમ સમજવું. યોજના એવી છે કે રૂબરૂમાં એમના વિચારો જાણીને એઓ સાહેબ ફરમાવે તેની નોંધ કરવામાં આવે છે.

વિગ્રહ જારી રહેશે ત્યાં સુધી આ સાપ્તાહિક બહાર પાડવાનો ઇરાદો છે

## વિગ્રહનાં કારણો.

ઇ. સ. ૧૯૧૪ના ઓગસ્ટની શરૂઆતમાં યુરોપના સુધરેલા દેશોમાં જેવો વિગ્રહનો દાવાનળ સળગી ઉઠયો છે, તેવો દુનિયાના ઇતિહાસમાં કોઇ પણ વાર સળગેલો જણાયો નથી. ટ્યૂટનના દબાણ અને જુલમથી સ્લાવ પ્રજાનું અને તેના ધર્મનું રક્ષણ કરવાને રશિયા બહાર પડયું. ફ્રાન્સ ધર્મ અને લોહીનો ભેદ હોવા છતાં રશિયાની સાથે જોડાયું. ઓસ્ટ્રિયા

પોતાના લથડતા મુલકોને સબળ કરવાની આશામાં પોતાની પ્રજાના એક ભાગના સંબંધવાળી બીજી પ્રજાને તાબે કરવા દોડ્યું. ઇંગ્લંડ—સ્વતંત્રતાની હવામાં ઉછરેલું ઇંગ્લંડ—ન્હાની પ્રજાઓના મિત્ર તરીકે મોખરે થયું; અને જર્મનીની સ્થૂલ બલથી સૌને કચરી નાખવાની રાજનીતિની સામે થવા માટે ફ્રાન્સની સાથે જોડાયું. જર્મની આગલી ફત્તેહોથી મદોન્મત થયેલું હોવાથી યુરોપમાં વિજય મેળવીને પૃથ્વીપતિ બનવાનું અભિલાષી થયું. મોટાં રાજ્યોમાં એક ઇટલી અલગ રહ્યું. ન્હાનાં રાજ્યોએ પોતાની તટસ્થતા જાહેર કરી; અને સાથે સાથે જોખમનું ભાન હોવાથી લશ્કરો તૈયાર કરવા માંડ્યાં.

જર્મનીએ જાણીબૂજીને વિગ્રહ સળગાવ્યો છે, તેથી તેની સામે લાગણી માત્ર તેની સામે થનારી પ્રજાઓમાં નહીં પણ બહારની પ્રજાઓમાં સુદ્ધાં પહેલેથી દેખાતી આવી છે, અને ધીમે ધીમે વધારે પ્રબળ બની છે. જર્મની અને ઑસ્ટ્રિયાની સરહદથી બહાર કોઈ પણ ધ્યાન ખેંચે તેવો અવાજ તેના બચાવ માટે બહાર પડ્યો નથી. તેનો મદ, બીજાઓના હક તરફ તેની બેદરકારી, એલચીઓ અને વિદેશીઓ તરફ તેની ધિક્કારવા લાયક વર્તણુક, પશુબળનો તેનો ઉપયોગ, એ સર્વને લીધે દુનિયાના તમામ ભાગમાં વસતા દયા અને સ્વતંત્રતાના ઉપાસકો તેનાથી વિમુખ થયા છે. અમેરિકન છાપાંઓએ તેના તરફ પોતાનો સખત તિરસ્કાર જાહેર કર્યો છે.

વિગ્રહ શહેનશાહી જર્મનીનો છે, તે માત્ર એટલા માટે નહીં, કે બધાં રાજ્યોમાં એજ એક તેને અટકાવી શકવાની સ્થિતિમાં હતું, અને છતાં તેણે અટકાવ્યો નહીં; પણ એટલા માટે, કે બીજા વિલિયમના અમલમાં તેની આખી રાજનીતિમાં જે મોટો ફેરફાર થયો છે, તેમાંથી એજ પરિણામ આવી શકે અને આવે, અને તેટલા માટે આવ્યું છે.

કૈસર ગાદીએ બેઠા પછી બે વરસમાં તેણે બિસ્માર્કને દૂર કર્યો; અને પૃથ્વીપતિ થવાની રાજનીતિને અનુસરવા લાગ્યો. ચીન અને જાપાન વચ્ચેનો વિગ્રહ પૂરો થયો, ત્યારે ૧૮૯૫માં તે રશિયા અને ફ્રાન્સની સાથે જોડાયો, અને જાપાનની પાસેથી વિગ્રહની લૂટનો મોટો હિસ્સો પડાવ્યો. ૧૮૯૭માં ચીન પાસેથી ક્યાઉચાઉ તેણે લીધું; અને ૧૯૦૦માં એલચી ખાતાંઓના બચાવ માટે જે લશ્કર મોકલેલું તેણે ઉત્તર ચીનમાં જર્મન નામનો ત્રાસ વર્તાવ્યો હતો.

અમેરિકામાં ગ્રેટબ્રિટનને યુનાઇટેડ સ્ટેટ્સની સામે અથડાવી મારવાનો તેણે પ્રપંચ કરેલો, પણ તેમાં તે નિષ્ફળ થયેલો. પછી તેની નજર દક્ષિણ આફ્રિકા ઉપર પડી. બોઅર અને બ્રિટન વચ્ચેના વિરોધને તે ઉશ્કેરવા લાગ્યો. ક્રુગરના તારનો તેનો પ્રપંચ કંઇ અંશે પારિસ અને સેન્ટપીટર્સબર્ગમાંથી કશું ઉત્તેજન ન મળવાને લીધે નિષ્ફળ નીવડ્યો.

ઇંગ્લંડની નૌકા સામે એકલાં જંગમાં ઉતરવાની હજી જર્મનીની શક્તિ નહોતી, તેથી કૈસર

હવે નૌકાસૈન્યને વધારવા લાગ્યો. પરિણામે બિસ્માર્કની રાજનીતિથી જે છૂટાં રહેલાં, તે મોટાં રાજ્યો સંપ કરવા લાગ્યાં. પ્રથમ ઇ. સ. ૧૯૦૪માં ફ્રાન્સ અને ઇંગ્લંડ ભાઇબંધ થયાં; અને ત્રણ વરસ પછી રશિયા પણ એ ભાઈબંધીમાં જોડાયું. રશિયાએ જોયું કે જ્યારે તે દૂર પૂર્વમાં લોહી અને ખજાનો ખાલી કરે છે, ત્યારે જર્મની કૉન્સ્ટન્ટિનોપલમાં રશિયાની સત્તાને નરમ કરીને પોતાની જમાવે છે. કૈસરે અભિમાનથી કહેલું, કે દરેક તુર્કી લશ્કર ત્રિપુટીના લશ્કરનો વધારો છે એમ સમજવું. ત્રિપુટી એટલે જર્મની, ઑસ્ટ્રિયા અને ઇટલીની એકસંપી.

ઇ. સ. ૧૯૧૨ના અંત પહેલાં જર્મનીએ લશ્કરમાં અતિશય વધારો કરવાનો ઠરાવ કર્યો. સાથે સાથે જર્મન છાપાંઓમાં કોઇ વાર રશિયા ઉપર તો કોઇ વાર ફ્રાન્સ ઉપર અને કોઇ વાર બંને ઉપર હુમલા થવા માંડ્યા.

ઇ. સ. ૧૯૧૪ના જૂનની ૨૮મી તારીખે ઑસ્ટ્રિયાના પાટવી કુંવર આર્ચડ્યૂક ફ્રાન્સિસ ફર્ડિનેન્ડ અને તેની ઓરત હોહેનબર્ગની ડચેસનાં સેરાજેવોની શેરીઓમાં ખૂન થયાં. સર્વિયા ઉપર આ અપરાધનો વાંક ઢોળવામાં આવ્યો. કેટલાક વખત પછી ઑસ્ટ્રિયાએ સર્વિયાને અમુક સરતો સ્વીકારવાનું અથવા લડવા તૈયાર થવાનું કહેણ મોકલ્યું; અને ૪૮ કલાકમાં જવાબ માગ્યો. ૪૮ કલાકની અંદર સર્વિયાએ રશિયન સલાહ પ્રમાણે બે સિવાયની ઑસ્ટ્રિયાની બધી માગણીઓ કબૂલ કરી, અને બે હેગના ન્યાયાસન માટે મુલતવી રાખવાનું કહ્યું. ઑસ્ટ્રિયાએ તરત પોતાના એલચીને બેલગ્રેડથી બોલાવી લીધો, અને વિગ્રહની શરૂઆત કરી. જર્મની દેખાવમાં અલગ રહ્યું હતું. છેક ૨૫મી જુલાઈ, કે જ્યારે ઑસ્ટ્રિઆએ સર્વિયાની સાથે સંબંધ તોડ્યો, ત્યાં સુધી રશિયાના પરદેશ ખાતાના પ્રધાને એમ માનેલું નહીં, કે જર્મનીને ખરેખર વિગ્રહ જોઇએ છીએ. યુરોપની ભૂલ તરત ભાંગી.

જુલાઇની ૩૧મીએ જર્મનીએ રશિયાને કહેણ મોકલ્યું, કે લશ્કરને વિખેરી નાખવું, અથવા લડ્ વા માટે તૈયાર થવું; અને ફ્રાન્સને પૂછાવ્યું કે તમારો શો વિચાર છે? તેજ તારીખે સર એડવર્ડ ગ્રેએ ફ્રેંચ અને જર્મન સરકારોને પૂછ્યું કે તમે બેલ્જિયમની તટસ્થતાને માન આપશો કે કેમ? ફ્રાન્સે સંતોષકારક જવાબ આપ્યો જર્મનીએ કશો જવાબ ન આપ્યો.

ઑગસ્ટની ચોથી તારીખે જર્મનીને ખબર આપવામાં આવી, કે બેલ્જિયનોના રાજાએ રાજા જ્યોર્જને એવી વિનંતી કીધી છે, કે બેલ્જિયમને સુરક્ષિત રાખવાને જૂની મિત્રતાની ખાતર બનતું કરવું

ઇંગ્લંડે ફરી જર્મની પાસેથી વચન માગ્યું, પણ ત્યારે જર્મન લશ્કર બેલ્જિયમમાં આવી ચડ્યું હતું

બ્રિટિશ સરકારને હવે બીજો માર્ગ ન રહ્યો. બર્લિન ખાતેના એલચીને છેલ્લી સૂચનાઓ મોકલવામાં આવી, અને તે ઓગસ્ટની ચોથી તારીખે સાંઝના સાત વાગતે બર્લિન પહોંચી.

એ સૂચનાઓમાં એમ જણાવ્યું હતું, કે જો રાતના બાર વાગ્યા સુધીમાં જર્મની સવારના તારનો સંતોષકારક જવાબ ન આપે, તો તમારે ચાલ્યા આવવા માટે પરવાના માગવા, અને જણાવવું, કે બેલ્જિયમની તટસ્થતા જાળવવા માટે ઈંગ્લંડ બનતાં બધાં પગલાં લેશે.

આ સૂચનાઓ બર્લિન પહોંચી, કે તરત આપેલી મુદત પૂરી થવાની રાહ જોયા વગર જર્મન સરકારે જાહેર કર્યું, કે ઈંગ્લંડે વિગ્રહ શરૂ કર્યો છે. રશીયન એલચીની વિદાયગિરી વખતે ખરાબ દેખાવો થયા હતા, પણ જ્યારે એમ માલુમ પડ્યું કે ઈંગ્લંડને તટસ્થ રાખવાના પ્રયાસો વ્યર્થ નીવડ્યા છે, ત્યારે જે દેખાવો થયા તેના પ્રમાણમાં આગલા કશા હિસાબમાં ગણાય નહીં. બ્રિટિશ એલચીના મકાન પાસે લોકોનાં ટોળાં મળ્યાં, બારીઓ ભાંગવામાં આવી, ઘણા અંગ્રેજોને જાસુસ તરીકે કેદ પકડવામાં આવ્યા, અને અમેરિકન એલચીની મદદથીજ સ્થિતિ કંઇક હદમાં રહી. બેલ્જિયમની તટસ્થતા સંબંધી ખરી વાત કહી ન શકવાને લીધે જર્મન સરકારે જર્મન પ્રજાને એમ સમજાવ્યું કે ઈંગ્લંડ જર્મનીને પ્રહાર કરવાની રાહ જોતું હતું, અને બંને સરહદ ઉપર લડાઇ ચાલે છે, એ તકનો લાભ લઇને ઘા કરે છે. ત્યારે જર્મનીનું સ્વદેશાભિમાન, જે સ્વતઃ વખાણવા લાયક ગણાય, તેની નઠારી બાજુ દુનિયાએ જોઇ. શરૂઆતના પખવાડિયામાં જર્મનીનું અવલોકન કરવાની જેમને તક મળી છે તેઓ સાક્ષ્ય પૂરે છે કે, જોકે પ્રશિયામાંથી અને શહેનશાહતના બીજા લગભગ બધા ભાગમાંથી સબળ શરીરવાળી તમામ વસ્તીને લશ્કરી નોકરી માટે બોલાવવામાં આવી છે, અને હમેશાંનું કામકાજ અટકી પડ્યું છે, તોપણ પ્રજાએ સબૂરી રાખી છે, અને સરકારમાં વિશ્વાસ દાખવ્યો છે, તથા આવેશ પણ બતાવ્યો છે. કશી ફરિયાદ કરવામાં આવી નથી; અને રાજનીતિના સવાલમાં તો લોકો સમજે નહીં એટલે શું પૂછે? સોશિયલિસ્ટોની સંખ્યા જોકે આખી વસ્તીનો ⅓ છે, અને જોકે તેઓ વિગ્રહ સામે પોકાર કરવાની તૈયારીમાં હતા, તે પ્રતિકૂળ મટી ગયા. રાજસભાએ કશા વિચાર વગર સરકારે રજુ કરેલાં બધાં પ્રાસંગિક ખિલો પાસ કર્યાં. શહેનશાહતના વિગ્રહકોશમાં દોઢ કરોડ પૌંડનું સોનુંરૂપું હતું તે વાપરવાની અને સાડા સાત કરોડની લોનો કાઢવાની સંમતિ અપાઇ. અને સરકાર તથા શહેનશાહની ખોટી શીખવણીને લીધે આખી જર્મન પ્રજામાં ઈંગ્લંડ સામે દ્વેષ ફેલાઇ રહ્યો.

વિગ્રહનાં આ ખરાં કારણો છે. વાંચનાર જોઈ શકશે કે કૈસર વિલિયમ રાવણની માફક મદોન્મત્ત થયેલ છે. પણ દુનિયાની લાગણી ફ્રાન્સ, અને રશિયા અને ઈંગ્લંડ તરફ છે. દુનિયા ઇશ્વરકૃપાથી ન્યાયને અને દયાને ચાહે છે. અને જય સંબંધી કશી શંકા નથી. "યતો ધર્મ સ્તતો જયઃ" "જ્યાંથી ધર્મ છે ત્યાંથી જય છે," એ સત્ય આપણા દેશમાં તો હજારો વરસથી જાણીતું છે.

## શહેનશાહતનો સંપ.

કેનેડા, ઑસ્ટ્રેલિયા, અને દુનિયાનાં બીજાં બ્રિટિશ સંસ્થાનોએ જાણ્યું કે બ્રિટનનો હેતુ ન્યાયનો અને નીતિનો છે. તેમણે સહાનુભૂતિના અને સેવાની તત્પરતાના તરત સંદેશા મોકલ્યા. બધામાં ઓન્તારિયોના પ્રધાન સર જેમ્સ વ્હિટનીના શબ્દો આપણું ધ્યાન ખેંચે છે:—

> "જે મહાન સંકટની આપણે સામે થઇએ છીએ તે સાફ બતાવી આપે છે કે કેનેડાએ શું કરવું જોઇએ. આપણે એજ કરવું જોઇએ કે આપણું બધું બળ અને સામર્થ્ય એકદમ શહેનશાહતની ખાતર વાપરવું. હું મારા કેનેડિયન ભાઇઓને બહુ સારી રીતે જાણું છું, અને મને ખાતરી છે કે તેઓ આ માગણીને ઉછળતી વફાદારીથી ઉપાડી લેશે. * * * કારણકે ગ્રેટબ્રિટનને તો પરાણે વિગ્રહમાં ઉતરવું પડયું છે. વિગ્રહ જેટલો તેનો તેટલોજ આપણો છે, અને જે પરિણામ આવે તે પર આપણી પ્રજાકીય હયાતીનો આધાર છે. આપણા ઇતિહાસમાં અગાઉ કોઈ પણ વખત ફરજ અને આબરૂનો અવાજ આવો સ્પષ્ટ અને અધિકારવાળો આવ્યો નથી, અને કેનેડા કસોટીથી ડરશે નહીં કે લથડશે નહીં. બ્રિટિશ સરકારે વિગ્રહને દૂર રાખવાને બની શકતું બધું કર્યું છે, અને જવાબદાર રાજપુરુષોને ઘટે તેવા આગ્રહથી શાંતિ માટે મથેલ છે. પણ અકીર્તિકર શાંતિ તો શહેનશાહતને વિનાશક નીવડે. આવશ્યક વિગ્રહથી આપણે વિમુખ થવા ચાહીએ, તો આપણી નસોમાં જે લોહી વહે છે તેને આપણે નાલાયક ઠરીએ. બધી બાજુએ શહેનશાહી સંપના પુરાવા જોઈ હું પ્રસન્ન થાઉં છું, અને જો આપણો હેતુ સ્વતંત્રતા જાળવવાનો અને ગેરવાજબી હુમલાની સામે થવાનો છે, તો કેનેડિયન લક્ષણમાં જે શ્રેષ્ઠ અને સર્વોદાત્ત છે તે બહાર પડશે."

લૉર્ડ હાર્ડિંજે વાઇસરૉયની કાઉન્સિલમાં હિંદી સેનાને વાપરવાના સંબંધમાં બોલતાં કહેલું:—

> "મને ખાતરી છે કે આ દેશની અને બ્રિટિશ શહેનશાહતની આબરૂ આપણા બહાદુર સિપાઇઓને ખુશીથી સુપ્રત કરી શકાશે, અને તેઓ ઉમદા કામ કરી બતાવશે, અને લડાયક સભ્યતા અને બહાદુરીની ઊંચી કીર્તિ હમેશાં જાળવી રાખશે. હિંદના લોકોને આ વખતે હું એમ કહીશ, કે ચાલો આપણે દુનિયાને સંપ, અને સ્વાર્પણ, અને બધી સ્થિતિની અંદર આપણા પક્ષના ન્યાયમાં. અને ઇશ્વર સત્યની રક્ષા કરશે એવી શ્રદ્ધામાં, અચલ વિશ્વાસનો દાખલો બતાવીએ".

દેશી રાજ્યોના રાજ્યકર્તાઓએ નાણાં, સેવા, વગેરે અર્પણ કરવાની જે માગણીઓ કરેલી તેની ટીપ વાઇસરૉયના તા. ૮ મી સપ્ટેમ્બરના તારમાં આપેલી, કે જે તારીખ ૯ મી સપ્ટેમ્બરે

લૉર્ડ ક્રુએ અમીરોની સભામાં અને અન્ડર સેક્રેટરી ઑફ સ્ટેટ મિ. ચાર્લ્સ હૉબર્હૉસે આમની સભામાં વાંચી હતી:—

"હિંદમાં દેશી રાજ્યોના રાજ્યકર્તાઓ, જેઓ લગભગ ૭૦૦ની સંખ્યામાં છે, તેમણે એક અવાજે શહેનશાહતની રક્ષા માટે પોતાની તત્પરતા બતાવી છે, અને વિગ્રહને માટે પોતપોતાની જાતની સેવા અને પોતપોતાના રાજ્યોનાં સાધનો આપવાની માગણી કરી છે યુદ્ધક્ષેત્ર પર જઇને કામ કરવાની ઘણા રાજ્યકર્તાઓ અને અમીરોએ ઇચ્છા બતાવી છે, જેમાંથી વાઇસરૉયે જોધપુર, બિકાનેર, કિશનગઢ, રતલામ, સચીન અને પતિયાળાના રાજ્યકર્તાઓને, જોધપુરના રાજ્યરક્ષક સર પરતાપસિંહને, ભોપાલના પાટવી કુંવરને, કુચબિહારના મહારાજાના એક ભાઇને, તથા અમીરી કુટુંબોના બીજા કેટલાક ફટાયાઓને પસંદ કરેલ છે. વૃદ્ધ સર પરતાપને સિત્તેર વરસ થવા છતાં શહેનશાહની સેવા બજાવવાના હકની ના પાડી શકાઇ નથી, અને તેનો ભત્રીજો મહારાજા, જે માત્ર સોળ વરસની ઉમરનો છે, તે તેની સાથે જાય છે.



આ સંબંધી, અને દેશી હિંદી લશ્કર સંબંધી, અને બીજી અનેક ઉપયોગી ખબરો હવે પછીના અંકોમાં ક્રમે ક્રમે પ્રગટ કરવામાં આવશે.



## લડાઇના તાર.

### રશિયન વિક્રમ.

**પીટ્રોગ્રેડ, ૨૦મી નવેમ્બર.**

વિશ્ચુલા અને વાર્ટાની વચ્ચેની આપણી લાઇનને તોડવા જર્મનો મથે છે. ગઇ કાલનો આપણો હુમલો જરા ફત્તેહમંદ હતો. જર્મન તોપો હાથમાં પડી છે, અને સેંકડો કેદ પકડાયા છે. ત્રણ હજાર ઑસ્ટ્રિયનોને પણ આપણે પકડયા છે.

**પીટ્રોગ્રેડ, ૨૧મી નવેમ્બર.**

ઑસ્ટ્રિયન અને જર્મન લશ્કરોએ આજે જોરથી હુમલો કર્યો, પણ તેમને પાછા હઠવું પડયું, અને ઘણી હાનિ સાથે. દુશ્મનોએ ફરી હલ્લો કર્યો. એટલે રશિયનોએ એવી પૂઠ પકડી, કે તેમને પાછા ન્હાસવું પડયું. ઘણા માણસની હાનિ થઇ, અને બીજા કેદ પકડાયા.

## પશ્ચિમની રંગભૂમિ.

**લંડન, ૨૩ મી નવેમ્બર.**

આજ સાંઝે આમની સભામાં મિ. ચર્ચિલે જણાવ્યું, કે સ્કવૉડ્રન કમાન્ડર બ્રિગ્સ, ફ્લાઇટ કમાન્ડર બેબિંગ્ટન અને ફ્લાઇટ લેફ્ટેનન્ટ સિપ્પે ફ્રાન્સથી ઉપડયા, તે ફ્રેડરિકશાફેનમાં ઝેપ્પેલિન બનાવવાનું કારખાનું છે ત્યાં ઉતર્યા. તેમના પર ગોળીઓ છૂટી, અને તેમણે બૉંબ ફેંક્યા. સ્કવૉડ્રન કમાન્ડન્ટ બ્રિગ્સ ગોળીથી ઘાયલ થયો, અને કેદી તરીકે ઇસ્પિતાલમાં મોકલાયો. બીજાઓ સલામત ફ્રાન્સ ઉડી આવ્યા. તેઓ જણાવે છે કે બૉંબથી કારખાનાને ગંભીર ઇજા પહોંચી હોવી જોઇએ.

## રશિયન વિક્રમ.

**લંડન, ૨૪ મી નવેમ્બર.**

અર્ઝેરૂમ (એશિયા માઇનોર) તરફ તુર્કો હાર્યા છે, અને રશિયનો જોસથી પાછળ પડયા છે.

**પીટ્રોગ્રેડ, ૨૫ મી નવેમ્બર.**

લૉડઝ આગળ લડાઇ જારી છે. એક ઠેકાણે રશિયન સ્વારોએ પાછા હટતા જર્મન પાયદળ પર હલ્લો કરીને ઘણું નુકસાન પહોંચાડયું છે, અને ભારે તોપો હસ્તગત કરી છે.

**પીટ્રોગ્રેડ, ૨૬ મી નવેમ્બર.**

ઑસ્ટ્રિયનો પર આપણને વિજય મળતો જાય છે. ગઈ કાલે આઠ હજાર કેદ પકડ્યા, જેમાં બે પલટનોનો અમલદારો સાથે સમાવેશ થાય છે.

લૉડઝ પાસે પકડાયેલા કેદીઓને લાવવા માટે ૪૮ ટ્રેનો મોકલવામાં આવી છે.

**પીટ્રોગ્રેડ, ૨૬ મી નવેમ્બર.**

અર્ઝેરૂમની દિશામાં હારેલા તુર્કોની રશિયનોએ પૂઠ પકડી છે. ઘણા કેદ થયા છે, અને દારૂગોળો પકડાયો છે. રસ્તામાં ઠંડીથી ઠરી ગયેલાં મુડદાં પડ્યાં છે. અર્ઝેરૂમના કિલ્લામાં આશ્રય લેવાને તુર્કો ન્હાસતા જણાય છે.

રશિયનો હંગેરીમાં પેસે છે, અને પોલેંડ તથા ગેલીશિયામાં જીતતા જાય છે.

## હિંદી વિક્રમ.

**લંડન, ૨૬ મી નવેમ્બર.**

વિક્ટોરિયા ક્રોસ મેળવનાર પહેલો હિંદી હાવિલદાર ગગનસિંહ છે. ગોરા સિપાહીઓએ ખાઇઓમાં જર્મનો સાથે ઝપાઝપી કરેલી, જેમાંથી એ એક બચ્યો છે. હાવિલદારે ૧૧ જર્મનોને કતલ કરેલા, અને તેને મરેલો સમજીને દુશ્મનોએ રણમાં રહેવા દીધેલો. તેને પાંચ જખમ છે

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧ ]   મંગળવાર, ૮ મી ડીસેંબર, ૧૯૧૪.   [ અંક ૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

પોર્ટરે કહેલું કે, "મારા ઘરમાં એક ડાઇનેમાઇટની લગડી છે. દુશ્મનો તેમાં પેસે તે પહેલાં તો હું મારી બાઇડી અને છોકરાં સાથે ઘરને ઉડાવી દઇશ".

મિસ લિડિઆ ઇવેન્સ નામે એક ઇંગ્રેજ કુમારિકા બેલ્જિયમના એક મઠમાં અભ્યાસ કરતી, તે ૯મી ઓગસ્ટની પોતાની ડાયરીમાં લખે છેઃ—

"બારણે એક ભયંકર કડાકો થયો. ચાર જર્મન ઓફિસરો મોટરમાં આવ્યા, તેમણે પિસ્તોલ સામે તાકી, અને દારૂ માગ્યો. તેઓ પીધેલા હોય એવા જણાતા હતા. ખાણા પછી અમને અતિશય ધાસ્તી લાગી. એક ઓફિસર પોતાની સાથે એક સિપાઇને લઇને પાદરી ક્યાં છે, એ અમને પૂછવા લાગ્યો; અને અમે કહી શક્યાં નહીં, માટે અમને ગોળીએ મારવાની ધમકી આપવા લાગ્યો. બન્ને બાજુએ મકાનો બળ્યા કરે છે. સાધ્વીઓએ જર્મન ઓફિસરોને પૂછ્યું, કે તમે મઠને બચાવશો કે કેમ? તેઓ હસ્યા, અને બોલ્યા કે અમે તેને કબરસ્તાન બનાવશું".

બેલ્જિયનોએ નીમેલી તપાસની કમિટીના રિપોર્ટ પરથી જણાય છે, કે જર્મનોએ ન્હાની છોકરીઓ ઉપર બળાત્કાર કર્યો છે, અને ઘણા માણસોને ગુહ્ય ભાગોમાં ત્રાસદાયક જખમ કર્યા છે. રિપોર્ટમાં લખ્યું છેઃ—

"બુધવાર, ૧૯મી ઑગસ્ટે જર્મનો એરસ્કોટ શહેરમાં દાખલ થયા. વસ્તી સામે થઇ નહીં. લશ્કરો શહેરમાં કુચ કરતાં હતાં તે દરમિયાન લોકો બારી બારણાં બંધ કરીને ઘરમાં બેસી રહ્યાં હતાં, કે જેથી તેઓ હુમલો કરવાની ખટપટ કરે છે એવો વહેમ ન આવે. જર્મન સિપાઇઓએ તેમનાં ઘર ભાંગ્યાં, લોકોને બહાર કાઢયાં, અને જેવાં તે બહાર આવ્યાં, કે તરત પહેલા છ પુરુષો હાથમાં આવ્યા તેમને તેમની પત્નીઓ અને બાળકોના દેખતાં ગોળીએ માર્યા. બીજે દિવસ ફરી તેઓ આવ્યા, ફરી બધાં લોકોને તેમનાં ઘરોમાંથી બહાર કાઢયાં, શહેરથી ૨૦૦ વાર દૂર એક જગ્યામાં તેમને એકઠાં કર્યાં, અને ત્યાં ન્યાયાધીશને, તેના ૧૫ વરસની ઉમરના દીકરાને, અને ૧૧ મુખ્ય શહેરીઓને વીંધી નાખવામાં આવ્યા. પછી તેમણે એ જગ્યાને બાળી દીધી".

સાડા છ લાખ માણસો અને ૨,૨૦૦ તોપો બેલ્જિયમમાં આગળ વધવાને વાટ જોતાં હતાં. થોડા દિવસ લિઆઝ સામે દવથી વાર લાગી. પણ રાજા આલ્બર્ટ વધારેમાં વધારે એક લાખ માણસો લડવા મૂકી શકે એવી સ્થિતિ હતી.

પ્રશિયન લાન્સરોએ હેસેલ્ટ લીધું, અને બેલ્જિયમની નેશનલ બેંકમાં વીશ લાખ ફ્રાંક (=બાર લાખ રૂપિયા) હતા તે ઉપાડયા. લડાઇના કાયદા આવી લૂટની મના કરે છે.

ન્હાની ન્હાની ઝપાઝપીઓમાં બેલ્જિયનોએ સારી બહાદુરી બતાવી છે; પણ રાક્ષસોનાં ટોળેટોળામાં વીરત્વ કેટલી વાર ટકે? ક્રપનાજ કારખાનામાં બનેલી બેલ્જિયન તોપોએ ઘણા જર્મનોના જાન લીધા; પણ છેવટે સંખ્યાનો વિજય થયો. જર્મનોની અતિશય હિંમતની તો સામો પક્ષ પણ તારીફ કરે છે.

બેલ્જિયમને થોડી વાર તો એવું પણ લાગેલું, કે આપણે જર્મનોની સામે પણ ટક્કર લઇ શકશું. પણ એમને જર્મન સેનાની નિશ્ચિત પદ્ધતિની ખબર નહોતી. એ પદ્ધતિ તૈયારીના વખતમાં દુશ્મનની સાથે—જેમ બિલાડી ઊંદરની સાથે રમે છે તેમ—રમવાની છે. એ પદ્ધતિ એવી છે કે જમાવટના વખતમાં મોખરો પ્રમાણમાં નિર્બળ રાખવો, દુશ્મનોના સંસર્ગમાં રહેવા માટે ઘોડેસ્વારોનો એક ધાડો પડદો મોકલવો, નિર્બળતાનો દેખાવ કરવો, દુશ્મનનું બળ કેટલું છે અને તે શી રીતે વહેંચાયેલ છે તે જાણી લેવું, અને પછી જ્યારે અણીની પળ આવે, ત્યારે વાદળાંમાંથી વીજળી પડે તેમ તુટી પડવું.

જર્મન હવાઈ વહાણો ખબરદાર તરીકે કામ કરે છે, બેલ્જિયન સેનાનાં સ્થાન જોઇ લે છે, અને તોપોની દિશા ચોકસ કરે છે.

તોપના મારાથી બેલ્જિયમ તુટ્યું, કે તરત જર્મન સવારો દેશમાં દાખલ થયા, અને ચોતરફ ઝાટકા મારતા, ગોળીએ વીંધતા, અને તલવારથી કાપતા ચાલ્યા. પાછળનાં ગામડાંઓ સુધી પણ તે પહોંચ્યા. ગામડિયાઓ બિચારા એમ માની રહેલા કે આપણું લશ્કર આપણો બચાવ કરશે, તેથી તેઓ પોતાનાં ઘરોમાં અગર ખેતરમાં હતા. એકદમ જર્મન સવારો તેમના પર તુટી પડ્યા; અને ન જોઈ ઉમર કે ન જોઇ જાતિ. બચેલા લોકો દીવાના બનીને આમતેમ ખેતરોમાં કે વાડોની પડખમાં ન્હાસવા લાગ્યા, ત્યારે તેમના પર જર્મન તોપોનો મારો શરૂ થયો. વૃદ્ધ માણસો, અને સ્ત્રીઓ, અને બાળકો ઉપર એ તો એક લડાઇની "પ્રેકિટસ" હતી. જેઓ ન્હાસી શકયા તેઓ પાંચ માઇલ દૂર બે શહ જોતી ટ્રેનોમાં બેસીને બ્રસેલ્સ પહોંચ્યા, અને તેમની ખૂનરેજી અને લૂટની કહાણીથી બ્રસેલ્સમાં હાહાકાર પ્રવર્તી ગયો.

બ્રસેલ્સથી એક માણસ લખે છે:—

"એક ગામડિયણ સ્ત્રી અને પાંચ બાળકો અહીં "પ્લેસ ડી લા ગેર"માં બહાવરાં જેવાં ઉભાં હતાં, અને છાતીફાટ રોતાં હતાં, એનું લડાયક ચિત્ર મેં કદાપિ જોયું નથી. એ બાઈએ કહેલી વાત ત્રાસદાયક હતી. તે બોલી: 'એમણે મારી આંખ આગળ મારા ધણીને ગોળીએ દીધો, અને મારાં બે બાળકને છૂંદીને મારી નાખ્યાં. હું નવ બાળકની મા છું, અને મારી સાથે માત્ર પાંચ છે; બીજાં ખોવાણાં છે."

વિશેષ હકીકત હવે પછી આપવામાં આવશે.

આપણા દેશમાં ઘણા લોકોને "સાયન્સ"નો અને જર્મન "સાયન્સ"નો અતિશય મોહ છે. "સાયન્સ" મોહક લાગે એમાં તો નવાઈ નથી, કારણકે "સાયન્સ"થી ચમત્કારિક લાગે એવી ક્રિયાઓ થઈ શકે છે. પણ "સાયન્સ" દેશહિતની સેવામાં વપરાય ત્યારેજ સફળ છે; માણસ જાતનો દુઃખદાયક રીતે સંહાર કરવામાં રાક્ષસો વાપરે, ત્યારે તે રાક્ષસી માયા અથવા રાક્ષસી "સાયન્સ" બને છે. એ "સાયન્સ" શયતાનું "સાયન્સ" છે; અને સર્વથા તિરસ્કારપાત્ર છે.

## આપણું દેશી હિંદી લશ્કર.

જે જાતો અને નાતોનું આપણું દેશી હિંદી લશ્કર બનેલું છે તેમાં શીખોની જગ્યા પ્રથમ છે. એ લોકો સંખ્યામાં બીજા કરતાં વધારે છે એટલુંજ નહીં, પણ સેનાના બીજા ભાગોને કશા અપમાન વગર એટલું કહી શકાય, કે વિશ્વાસપાત્રતા અને હિંમતમાં, ફરજ અદા કરવાના આગ્રહમાં, અને સિપાઇ તરીકેની કુશળતામાં કોઇપણ એમનાથી ચડી શકે નહીં. પંજાબનો પ્રખ્યાત સિંહ—રણજિતસિંહ—જીવ્યો, ત્યાં સુધી તેને બ્રિટિશ સાથે સારો સંબંધ હતો; પણ તેના મૃત્યુ પછી શીખોમાંના કેટલાક આકળા અને અધીરા માણસોને લીધે બ્રિટિશની સાથે લડાઈ થઈ. બ્રિટિશના સાંગ્રામિક ઇતિહાસોમાં એ વાત કબૂલ કરાયલી છે, કે જો શીખોના નેતાઓ અને અધિકારીઓ સારા હોત, તો શીખ વિગ્રહનું પરિણામ બ્રિટિશના પક્ષમાં આવ્યું ન હોત. પણ પરિણામ આવ્યું છે તે આવ્યું, અને શીખો આપણા જોરાવર દુશ્મનો મટીને ગુરખાઓની માફક મજબૂત મિત્ર બની ગયા. શીખ લડાઇઓના વખતથી અત્યાર સુધી હિંદમાં એવો કોઈ પણ સંગ્રામ થયો નથી, કે જેમાં શીખ પલટનોનું વિક્રમ ઝળકી નિકળ્યું ન હોય. આખા એશિયામાં બ્રિટિશ હકુમતનો ભાગ્યેજ એવો કોઈ ભાગ હશે, કે જ્યાં શીખ સિપાઈ અથવા પોલિસ પરિચિત ન હોય. સ્વચ્છ, ઉંચો, અને ભવ્ય ડાઢીવાળો શીખ સિપાઇ જાણે બધા લડાયક સદ્ગુણોનો મૂર્તિમાન અવતાર હોય તેના જેવો, અને તેના જુસ્સાઓ જો નિરંકુશ થાય તો વાઘની નિર્દયતા બતાવી શકે એવો દેખાય છે.

બ્રિટિશ સેવામાં સંખ્યામાં બીજે નંબરે અને તેટલા માટે ગુરખાઓની પહેલાં પંજાબી મુસલમાનો આવે છે. બળવાના વખતના એક લેખમાં શીખ, પંજાબી, અને ગુરખાને બ્રિટિશ સિપાઇઓની સાથે ગણાવ્યા છે; અને એ ક્રમ દેશી લશ્કરમાં તેમના મહત્ત્વનો ક્રમ છે.

પંજાબી મુસલમાનો પછી પઠાણોને પણ મૂકી શકાય. જંગલી પઠાણ દેખાવમાં બહુ અસ્વચ્છ હોય છે, પણ તેનામાં લડાયક સદ્ગુણો ઊંચી કોટિના છે. દુશ્મન તરીકે તે ખરાબ છે, અતિશય ખરાબ છે, પણ દોસ્ત તરીકે સારો છે; અને અતિશય હિંમતથી હલ્લો કરવામાં અને ધૈર્યથી સહન કરવામાં તેણે બજાવેલી સેવા તારીફ કરવા લાયક છે. પઠાણ એક તીખું હથિયાર છે, પણ

જેને તે વાપરતાં આવડે એવાઓને માટે તે આનંદથી પ્રાણ આપે છે. પઠાણો પછી બલુચીને યાદ કરવા જોઇએ. બલુચીઓ પણ મજબૂત અને ખબરદાર સિપાઇઓ છે.

હિંદુ પલટનોમાં પ્રથમ બ્રાહ્મણો આવે છે; અને તેમણે અફઘાનિસ્તાન અને બ્રહ્મદેશમાં સારી સેવા બજાવી છે. પછી રજપૂતો અને મરાઠા છે. રજપૂત વર્ગના વીરત્વ અને વિક્રમથી તો આપણો આખો દેશ વાકેફ છે, એટલે એ સંબંધી વધારે કહેવાની જરૂર નથી. એ ઉપરાંત થોડા મદ્રાસીઓ અને ડોગ્રાઓ છે.

આ પ્રમાણે આપણું હિંદી લશ્કર શુદ્ધ લોહીની લડાયક કોમોનું બનેલું છે, અને આ અંકમાં આપેલા તારો વાંચતાં માલુમ પડશે કે બ્રિટિશ સેનાપતિ તેની સારી કદર કરે છે.

ઘોડેસ્વારોની કુલ ૩૯ અને પાયદળની ૧૩૦ પલટન છે; અને ગુરખા રાઇફલોની ૧૦ પલટન છે તે જુદી. આ બધા વીર કેવું વિક્રમ બતાવે છે તે આપણે હવે પછી જોતા જશું.



## લડાઇના તાર.



### હિંદી વિક્રમ.

**લંડન, ૨૯ મી નવેમ્બર.**

ફીલ્ડ માર્શલ ફ્રેંચ લખે છે:—"હિંદી લશ્કર આવ્યું, અને તેને મુકરર કરેલી લાઇન સોંપાઇ, તે પછી તેમની પ્રવૃત્તિ અને હુશિયારી જોઇ મને ઘણું લાગ્યું છે. દુશ્મનોને છેતરવાને તેમણે વાપરેલી કેટલીક યુક્તિઓનાં સારામાં સારાં પરિણામ આવ્યાં છે. તેમની સામેનાં ચડિયાતાં લશ્કરોને પણ તેઓ અટકાવી શક્યા છે.

### પશ્ચિમની રંગભૂમિ.

**લંડન, ૩૦ મી નવેમ્બર.**

બ્રિટિશ છાવણીની મુલાકાત લેવાને રાજા જ્યોર્જ ગઇ રાત્રે ઉપડી ગયા છે.

**લંડન, ૧ લી ડીસેમ્બર.**

જર્મન પાયદળ તરફથી હલ્લો થયો નથી. એઇન ઉપરના મોખરાની આખી લાઇન ઉપર તોપનો મારો અવારનવાર થયા કર્યો છે, પણ તેથી સ્થિતિ બદલાઇ નથી.

**રશિયન વિક્રમ.**

પીટ્રોગ્રેડ, ૧લી ડીસેમ્બર.

તુર્કોએ યુદ્રેટીસની ખીણમાં આશ્રય લીધો હતો, ત્યાંથી તેમને ૨૭મી નવેમ્બરે રશિયનોએ ભ્હડસાડયા છે, અને બે તોપ તથા કેટલાક કેદીઓ પકડેલ છે.

**રાજા જયોર્જ.**

લંડન, ૨૭ ડીસેંબર.

ગઈ કાલે રાજાએ ફ્રાન્સની ઉત્તરે હિંદીઓ માટે ઇસ્પિતાલ છે તેની મુલાકાત લીધી, જખમી સિપાઇઓની સાથે વાતચિત કીધી, અને જખમ કેવા છે અને કેમ કરતાં પડ્યા એ સૌ પૂછ્યું. સિપાઇઓને જોઈને આનંદ થયો, કે રાજાને બધાં વિક્રમો વિગતવાર તારીખ સાથે માલુમ છે, અને પલટનોનાં નામ તેને યાદ છે.

હિંદીઓ જે ધૈર્ય અને સબુરીથી પોતાના જખમો સહન કરતા હતા એ જોઇ રાજાને અસર થયેલી. એક સાજા થતા માણુસને રાજાજીના પોતાના સંબોધનથી એટલું લાગી આવ્યું, કે તે જવાબમાં કશુંજ બોલી શકયો નહીં.

રાજાજીએ બધું જોયું: રસોડાં પણ જોયાં. હિંદુસ્તાનની માફક અહીં પણ નાતજાતના નિયમો જાળવવાની બધી ગોઠવણ તેના જોવામાં આવી.

છેવટે, રાજાજીએ સુધરતી તબિયતના હિંદીઓને મુલાકાત આપી. રાજાનો પ્રવેશ થતાં એક હિંદી પોતાની પથારીએ ઉઠયો, અને પોતે જેટલું ઇંગ્લિશ જાણતો હતો તેટલું ઊંચેથી પોકારી બોલ્યો કે, "ગૉડ સેવ ધિ કિંગ".

રાજાજીએ જખમાયલા જર્મનોને પણ મુલાકાત આપી; અને તેમની સાથે વાતચિત કરી.

**ત્રણ વર્ષનો વિગ્રહ.**

લંડન, ૪થી ડીસેમ્બર.

મિ. ઇરવિન કોબ નામે એક અમેરિકન લેખકની સાથે વાતચિતમાં લોર્ડ કિચનરે કહ્યું છે, કે "લડાઇ ત્રણ વરસ કરતાં ઓછી મુદ્દત ચાલશે નહીં." જ્યારે જર્મની પૂરેપૂરી હાર ખાશે, ત્યારેજ તેનો અંત આવશે.

લોર્ડ કિચનરે પૂછ્યું, કે જર્મનો બ્રિટિશ સિપાઇઓને કેવા ગણે છે. મિ. કોબે જવાબ દીધો: "તેઓ કહે છે કે ઇંગ્લિશ જેવા સખ્ત લડવૈયા અત્યાર સુધી અમને મળ્યા નથી, અને ખાસ કરીને તેઓ સ્કોચની તારીફ કરે છે."

લોર્ડ કિચનરે કહ્યું કે પશ્ચિમમાં જર્મનની ચડાઇ નિષ્ફળ નીવડી છે. જ્યારે ચડી આવનાર લશ્કર ચડાઈ ન કરે, ખાઇઓમાં છુપાય, અને દૂરથી લડે, ત્યારે તે પોતાનો ક્ષય કરે છે. શહેરો ઉપર બોમ્બ નાંખવા એ કંઈ યુદ્ધ નથી, પણ માત્ર જોવાનો તમાશો છે.

પારિસ કદાચ લેવાય, ઇંગ્લંડ પર કદાચ ચડાઇ થાય; પણ જર્મની હારશે ત્યાં સુધી વિગ્રહ તો જારીજ રહેશે.

ભાવનગર સરકારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૫મી ડીસેંબર, ૧૯૧૪. [અંક ૭.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૫ મી ડીસેમ્બર ૧૯૧૪.

## જર્મન રાક્ષસી સેનાનું પહેલું પગલું.



જર્મનોએ બેલ્જિયમ પર ચડાઈ કરી, અને લિઆઝ આગળ પહેલી મોટી કત્તલ થઇ, તે પહેલાં તેઓ પાપનું પહેલું પગલું ભરી ચૂક્યા હતા. બેલ્જિયમની દક્ષિણે લક્ષેંબર્ગ કરીને એક નાનું પણ સ્વતંત્ર રાજ્ય છે. તેનો વિસ્તાર માત્ર ૯૯૯ ચોરસ માઇલ છે, એટલે લશ્કર અતિશય થોડું છે. રવિવાર તા. ૨ જી ઑગસ્ટની સ્હવારમાં જાગતાં લક્ષેંબર્ગની પ્રજાને માલુમ પડ્યું, કે આપણે આપણા પોતાના દેશમાં સ્વતંત્ર નાગરિક નથી; કારણકે બધા રસ્તાઓ જર્મન લશ્કરે રોકેલા હતા, અને તેના ઑફિસરોમાં ઘણા એવા માણસો હતા, કે જે માત્ર બે દિવસ પહેલાં લક્ષેંબર્ગમાંજ જૂદી જૂદી ઑફિસોમાં નોકરી કરતા દેખાયા હતા. એ જાસુસોએ શહેરમાં રહીને બધી બાબતની માહિતી મેળવી હતી, એટલે તેઓ સિપાઇઓને બરાબર ગોઠવી શક્યા હતા એટલુંજ નહીં, પણ કઇ જગ્યાઓ લૂટવાથી માલ મળશે, અને ક્યા માણસોને પકડવાથી જર્મન ધારણા પાર પડશે, તે બતાવી શકતા હતા. આટલી લુચ્ચાઇથી રચેલા અને આવી સચોટ રીતે પાર ઉતારેલા કાવતરાથી બિચારી લક્ષેંબર્ગની પ્રજા લાચાર બની ગઇ.

જર્મનોને રોકવાનો વ્યર્થ પ્રયત્ન કરનાર પહેલો આદમી મંત્રીસભાનો એક મેમ્બર આઇશેન કરીને હતો. તે પોતાની મોટરમાં જે પૂલ ઉપર થઇને ધસારો આવતો હતો ત્યાં ગયો, અને જર્મન લશ્કરના મુખ્ય અમલદાર પાસે જઇને તેણે કોલકરારની નકલ બતાવી સ્ટેટની તટસ્થતા તરફ તેનું ધ્યાન ખેંચ્યું. જર્મન અમલદારે માત્ર એટલો જવાબ દીધો, કે કોલકરારની મને ખબર છે, પણ હુકમ પ્રમાણે હું કરૂં છું. રાજ્યકર્ત્રી ડચેસ મેરી એડીલેડ મોટરમાં બેસી અટકાવવા ગઇ, અને સેનાપતિ વૅન્ડાઇક રીસના શબ્દો સંભળાવવા આવી પહોંચ્યો; પણ ડચેસને કહેવામાં આવ્યું કે તમે ઘેર જાઓ, અને સેનાપતિની સામે પિસ્તોલ તાકવામાં આવી!

તેજ દિવસે જર્મન શહેનશાહી પ્રધાને લક્ષેંબર્ગ સરકારને તાર કર્યો, કે લક્ષેંબર્ગની "ડચી" સામે કશાં વિરુદ્ધ પગલાં લેવાયાં નથી; પણ જર્મન લશ્કરની સલામતી માટે—ફ્રેંચો કદાચ હુમલો કરે તેમાંથી લક્ષેંબર્ગની રેલવેનું રક્ષણ કરવાનાં—આવશ્યક પગલાં લેવાયાં છે!

આ પ્રમાણે લક્ષેંબર્ગ હસ્તગત કર્યા પછી તરત જર્મનોએ પોતાના સ્થાનકને મજબૂત કરવાના યત્ન કર્યા, અને દુશ્મનોને આશ્રય ન મળે તેટલા માટે આસપાસનાં જંગલો, હવેલી મોલાત, ખેડુતોનાં ઘરો અને ગૃહસ્થોના બંગલાઓનો નાશ કર્યો. નજીવા બહાનાથી તેઓ શહેરીઓને બાતમીદાર ઠરાવીને મારવા લાગ્યા; અને લક્ષેંબર્ગને જર્મન શાસનનાં સુખોનો પૂરેપૂરો અનુભવ થવા માંડયો.

## જર્મન બાતમીદાર ખાતું.

જર્મન બાતમીદાર ખાતું કેટલું વ્યવસ્થિત, કેટલું મોટું, અને કેવું પ્રપંચી છે, તેનો પૂરો ખયાલ ઇંગ્લંડની સરકારને અને પ્રજાને છેક વિગ્રહ શરૂ થયો ત્યાંસુધી આવેલો નહીં. વિગ્રહ શરૂ થયા પછી તપાસ કરતાં કેટલેક વખતે માલુમ પડયું, કે ઇંગ્લંડમાં દરેક પાયરીના સમાજમાં જર્મન જાસુસો અને ગુપ્ત સેવાના નિશાચરો છે. એ નિશાચરો માત્ર હલકા વર્ગના માણસો નથી, પણ મોટી દોલતવાળા અને આબરૂદાર ગણાતા માણસો ઘણાં વરસથી ઇંગ્લંડની ભૂમિસેના અને નૌકા સંબંધી ખાનગી ખબરો જર્મનીને પૂરી પાડતા આવ્યા છે.

એ ખાતું જેવું જર્મનીમાં છે તેવું કોઈ પણ દેશમાં નથી. ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, રશિયા વગેરે સંબંધી બાતમી મેળવવાના કામ ઉપર મોટા મોટા અમલદારો છે, અને તેની મદદમાં પુષ્કળ માણસો છે. ગ્રેટબ્રિટનની બાતમીના પાછા વિભાગો છે: નૌકા સંબંધી, લશ્કર સંબંધી, કિલ્લા સંબંધી, સંસ્થાનો સંબંધી, વગેરે.

એ ઉપરાંત બાતમી માટે પરદેશોમાં જર્મન એજન્સીઓ છે, જેમાંની એક લંડનમાં છે, અને તે વ્હાઇટહૉલ પાસેજ છે. ગુપ્ત સેવાના નોકરો બે પ્રકારના હોય છે: (૧) દેખાવામાં બીજો ધંધો કરનાર પણ ખાસ આ કામને માટે રોકેલા પગારદાર નોકરો, અને (૨) વેપારમાં અથવા બીજા ધંધામાં રોકાયલા બ્રિટિશ પ્રજાનાજ માણસો, કે જેઓ જર્મન સત્તાને જોઇતી માહિતી તેમને મળતી ખાસ તકોને લીધે આપી શકે. પહેલા પ્રકારનો એજંટ હુશિયાર અને હિંમતવાન માણસ હોવો જોઇએ, કે જે સારાં સારાં મંડળોમાં છૂટથી ફરી શકે, અને ન્યુસપેપરમાં ન આવે તેવી બાબતો સહેલાઈથી જાણી શકે. આ વર્ગમાં જુવાન, કેળવાયેલી અને રૂપાળી સ્ત્રીઓ બહુ કિંમતી કામ કરી શકતી. ઘણા બાહોશ અધિકારીઓ જે મરણ થાય તોપણ ખાનગી વાતો બહાર ન પાડે, તેવા આ માયાવી ઓરતોની પ્રપંચજાળમાં ફસાયા છે, અને તેમને ગુપ્ત વાતો કહી દીધી છે. નાચને વખતે વાર્તાચિત કરતાં કે ગાર્ડન પાર્ટીઓમાં ફરતાં-ફરતાં સુંદર રૂપની એ કાળી નાગણો એવી રીતે દંશ દેતી—વાત કઢાવી લેતી—કે તેના મોહમાં અંજાયલા અધિકારીને પૂરી ખબર પણ પડતી નહીં કે પોતે શું કર્યું છે.

કોઈ ગુપ્ત કોલકરારની હકીકત કે કોઈ નૌકા સૈન્યની તોપની શક્તિ, કે કોઇ હવાઇ વહાણની શોધ સંબંધી હકીકત મેળવવાનું આવી સ્ત્રીઓને સોંપવામાં આવતું. તેઓ બાળકના

જેવી નિર્દોષતાના દેખાવથી સવાલો પૂછતી, અને કદાચ કોઇ એક માણસ પાસેથી સહેજ ઇશારોજ મળતો, પણ ઘણા માણસોના ઘણા ઈશારા એકઠા કરીને અને વિચાર કરીને તેઓ સાચી હકીકત પકડી શકતી, અને તે પોતાને કામે લગાડનારાઓને મોકલી આપતી.

પગારદાર બાતમીદારોની બીજી એક ફરજ એ હતી કે ઉપયોગી મદદગારો મેળવી આપવા. દાખલા તરીકે, નૌકાના કોઇ અધિકારીનું એવું છિદ્ર હોય, કે જે જાહેર થાય તો તેને નોકરી છોડવી પડે, અને કુટુંબની પાયમાલી થાય, તો તેવા છિદ્રની બર્લિનમાં નોંધ થતી. કોઇક નિશાચર એવા અધિકારીની પાસે જઇને કહેતો, કે કાંતો અમુક ગુપ્ત સૂચનાઓ છે તે મને જોવા દો, નહીં તો તમારી પોલ પ્રગટ કરવામાં આવશે. એક વખત એવો અધિકારી ફસાતો, કે પછી હમેશાંને માટે તેને જર્મનીના દાસ બનવું પડતું.

ખરેખરી મહત્ત્વની બાતમી માટે સારા પૈસા મળતા, એટલે એક વાર ફસાયેલો માણસ પોતાની નીતિને દબાવી દેતો, અને ઉપયોગી બાતમી પૂરી પાડવાને ઉત્સુક રહેતો. આવાં નીચ સાધનોથી બીજા વર્ગના એજંટોની ભરતી કરવામાં આવતી. તેમાં જર્મન હજામો, ડાકતરો, ખાનપાનની જગ્યાઓના ખિજમતદારો, વગેરેનો સમાવેશ થતો. ખિજમતદાર ખાનપાનને વખતે રાજપુરુષોની વાતો સાંભળી શકતો, અને જર્મનીને વેચી શકતો.

## લૉર્ડ કિચનરનો સંદેશો.



જર્મનીની આ બધી અનીતિથી જે ભાવ આપણા હૃદયમાં સ્ફુરે છે, તેથી જૂદોજ ભાવ બ્રિટિશ વિગ્રહ ખાતાના પ્રધાન લૉર્ડ કિચનરનો બ્રિટિશ સેનાના દરેક સિપાઇને મોકલેલો સન્દેશો વાંચતાં સ્ફુરશે. એ શબ્દો દરેક બ્રિટિશ પ્રજાજને સાંભળવા જેવા છે:—

> "તમને આપણા ભાઈબંધ ફ્રેંચોને તેના અને આપણા એક દુશ્મનની ચડાઇની સામે મદદ આપવાને રાજાના એક સિપાઈ તરીકે પરમુલક જવાનો હુકમ થયો છે. તમારે એવું કામ કરવાનું છે કે જેમાં તમારી બધી હિંમતની, શકિતની, અને સબૂરીની જરૂર પડશે. યાદ રાખજો કે બ્રિટિશ સેનાની આબરૂ તમારામાંના દરેકના વર્તન ઉપર આધાર રાખે છે.
>
> "તમારી ફરજ એ થશે કે કવાયત અને આગની સામે સંપૂર્ણ દૃઢતાનો દાખલો બતાવવો, એટલુંજ નહીં, પણ આ વિગ્રહમાં જેમને તમે મદદ કરો છો તેમની સાથે અતિશય મિત્રાચારીના સંબંધો જાળવી રાખવા. જે કામ તમારે કરવાનું છે તે ઘણુંખરૂં એક મિત્ર દેશમાં થશે, અને ફ્રાન્સ તથા બેલ્જિયમમાં બ્રિટિશ સિપાઈના સાચા લક્ષણમાં તમે પ્રગટ થાઓ, તો તમારા દેશની એ કરતાં કોઇ બહેતર સેવા નથી.

"બધે પ્રસંગે સભ્ય, અને વિચારવંત, અને માયાળુ રહેજો. કોઇના માલને નુકશાન થાય કે નાશ થાય એવું કશું કદાપિ કરશો નહીં, અને લૂટને હમેશાં ધિક્કારવા લાયક સમજજો. એ ચોકસ છે કે તમારો સત્કાર થશે, અને તમારા પર વિશ્વાસ રાખવામાં આવશે; એ સત્કાર અને એ વિશ્વાસ બરાબર છે એમ તમારા વર્તને સાબિત કરવું જોઇએ.

"તમારી તબીયત સ્વસ્થ ન હોય, તો તમારી ફરજ બજાવી શકાય નહીં. એટલા માટે બધી અતિ માત્રાઓથી નિરંતર સાવધાન રહેજો. આ નવા અનુભવમાં તમને શરાબ અને ઓરતની લાલચો કદાચ નડે. તમારે બંને લાલચોની તદન સામે થવું જોઇએ, અને બધી ઓરતોની સાથે પૂર્ણ સભ્યતાથી વર્તવા છતાં, પરિચયથી તમારે દૂર રહેવું જોઇએ.

"તમારી ફરજ બહાદુરીથી અદા કરો.
"પ્રભુથી ડરો.
"રાજાને માન આપો."

કિચનર,
ફીલ્ડ માર્શલ.

આ શબ્દો માત્ર સંગ્રામના સિપાઇઓને ઉપયોગી નથી. સંસારના તમામ સિપાઇઓને પણ તે એવાજ ઉપયોગી અને માર્ગ બતાવનાર છે. "તમારી ફરજ બહાદુરીથી અદા કરો," અને "રાજાને માન આપો", એ બે સંદેશાની વચ્ચે "પ્રભુથી ડરો" એવું જે લખેલું છે, તે સાબિત કરે છે કે બ્રિટિશ પ્રજા પ્રભુને ઓળખે છે, અને આ "સાયન્સ"ના ઝમાનામાં પણ "પ્રભુ"ના નામનો ઉચ્ચાર કરી શકે છે, તથા તેનાથી ડરે છે. લૉર્ડ કિચનરનો અવાઝ એ બ્રિટિશ પ્રજાના વીરત્વનો અવાઝ છે. એ એક "સિંહનાદ" છે, કે જેવા "સિંહનાદો"ની વાત આપણે મહાભારતમાં વાંચીએ છીએ; અને વર્તમાન વિગ્રહ આ "સાયન્સ"ના ઝમાનાનું મહાભારતજ છે.

## હિંદી વિક્રમની ફ્રેંચ તારીફ.



એક ફ્રેંચ અમલદારે લંડનના એક પત્રને હિંદીઓની બહાદુરીનો હેવાલ લખી મોકલ્યો છે, તેમાંથી કેટલોક ભાગ અમારા વાંચનારાઓના આનંદ માટે અહીં ઉતારીએ છીએ:—

"એકદમ હિંદી ભાલાવાળા દેખાયા, અને મુખ્ય રસ્તાની બન્ને બાજુની ફરસબંધી જોનારાઓથી ભરાઇ ગઇ. પાર્લમેન્ટ ઉઘડવાની હોય ત્યારે વ્હાઇટહૉલ પાસે જેવી મેદિની મળે છે તેવી મેદિની મળી. ખરેખર, એ હિંદીઓ બધા રાજાઓ જેવા દેખાતા હતા. લાન્સરો ઘોડા ઉપર રૂઆબથી બેઠા હતા; પછી ઝડપથી ચાલતા શીખો નિકળ્યા, જે બધા કદાવર અને મજબૂત માણસો હોઇને ગુચ્છાદાર દાઢીવાળા હતા; અને તે પછી પઠાણો. આ નવા આવેલાઓ તરફ સૌ આશ્ચર્યથી જોવા લાગ્યા

"ફ્રાન્સની ઉત્તરમાં આવેલા ન્હાના શહેરમાં તેઓ આવી પહોંચ્યા, તેજ દિવસે કેટલીક પલટનોને એકદમ ખાઇઓ ઉપર મોકલવામાં આવી. બીજે દિવસે અમે સાંભળ્યું કે રાતમાં એક શીખ પલટનને જર્મનોએ હસ્તગત કરેલી એક ખાઇને પાછી લેવાનું કામ સોંપાયું હતું, અને તેમણે સંગીનથી એટલા જોરમાં હલ્લો કરેલો, કે દુશ્મનો સામો હલ્લો કરી શકેલા નહીં. એ પરાક્રમ પછી થોડાજ વખતમાં એવો હુકમ આવ્યો, કે હિંદીઓને ખાઈઓથી બહાર ચાલીને પોતાના જીવને જોખમમાં નાંખવાની મના કરવી. હકીકત એ હતી, કે મોતની અવગણના બતાવવાને કેટલાક શીખોએ ખાઇમાં છુપાવાની ના પાડેલી, અને તેથી દુશ્મનોએ તેમની પલટન પર ગોળીઓનો વરસાદ વરસાવેલો. સારૂં થયું કે તેમણે એ રમત રમવાનો આગ્રહ છોડી દીધો, કારણકે નહીં તો બહાદુરીમાંજ એક સપ્તાહમાં આખા હિંદી લશ્કરનો અંત આવત.

"હિંદીઓને એકદમ ધસી જતાં અટકવાનું મુશ્કેલ લાગે છે. તેમની પ્રકૃતિ દુશ્મન દેખાય કે તરત તેનો ટોટો પકડવાની છે. તેઓ ભૂલી જાય છે કે તેમની બને બાજુએ સેંકડો માઇલ સુધી લડાઇ ચાલ્યા કરે છે. યુરોપની લડાઇમાં સબૂરીની પણ જરૂર છે, અને એવી લડાઇથી એ લોકોની કલ્પનાને ઉત્તેજન મળતું નથી.

"એક અમલદારે બે ત્રણ દિવસ પહેલાં એક હિંદી ટુકડીની મુલાકાત લીધી. એ ટુકડીને થોડા વખત પર થયલી ઝપ્પાઝપ્પીમાં ઘણું નુકસાન થયું હતું. પણ અમલદારે જોયું કે સિપાઇઓ આનંદમાં અને મોખરે જવાને ઉત્સુક હતા. પેલાને લાગ્યું કે થયેલી હાનિ માટે બે માયાળુ શબ્દો કહેવા જોઇએ. પણ ટુકડીમાંથી એક માણસે જવાબ આપ્યોઃ "પલટનની આબરૂ સલામત છે, ત્યાં સુધી કેટલાં માણસ મર્યાં તે ગણવાની જરૂર નથી."

"એજ માણસોએ લડાઇની આગલી રાતે બિસ્કિટ ખાઇને વટલવાની ના પાડી હતી, એટલે બધા ભૂખ્યા રહીને લડ્યા હતા. પણ તેમણે કદી ફરિયાદ કરેલી નહીં, કારણકે હિંદુસ્તાન છોડતાં તેમણે સોગન લીધા હતા, કે સંકટનો વખત આવે તો નાતના નિયમો પાળવા નહીં. તેઓ જાણતા હતા કે એ વખતે ખોરાકી પૂરી પાડનાર ખાતાને તેમનો હમેશાંનો ખોરાક આપવાની સગવડ નહોતી.

"કોઇ બ્રિટિશ અમલદાર વરસાદને દહાડે તેમને પૂછે, કે "કેમ ચંડી લાગે છે"? તો તેઓ કહે છે, કે "કંઈ પરવા નહીં. આથી વધારે ખરાબ ખમવાને અમે તૈયાર છીએ." એક શીખે થોડા દિવસ પર જર્મનોને માટે કહેલું, કે "તેઓ કૂતરાની માફક આવ્યા, અને અમે કૂતરાને ઘટે તે રીતે તેમની ભેટ લીધી."

## લડતી પ્રજાઓની ભૂમિસેનાઓ.

લડતી પ્રજાઓની ભૂમિસેનાઓનું બળ સુમારે નીચેના પત્રકમાં બતાવ્યા પ્રમાણે છેઃ—

| દેશ | વસ્તી | સેના |
|---|---|---|
| ઓસ્ટ્રિયા-હુંગરી ... | ૪૯,૦૦૦,૦૦૦ | ૨,૫૦૦,૦૦૦ |
| જર્મની ... ... | ૬૫,૦૦૦,૦૦૦ | ૪,૫૦૦,૦૦૦ |
| સર્વિયા ... ... | ૪,૫૪૮,૦૦૦ | ૩૫૦,૦૦૦ |
| મોન્ટેનીગ્રો ... ... | ૫૧૬,૦૦૦ | ૪૦,૦૦૦ |
| રશિયા ... ... | ૧૭૧,૦૬૦,૦૦૦ | ૫,૫૦૦,૦૦૦ |
| ફ્રાન્સ ... .. | ૩૯,૬૦૧,૦૦૦ | ૩,૫૦૦,૦૦૦ |
| ગ્રેટ બ્રિટન ... .. | ૪૫,૩૭૦,૦૦૦ | ૫૦૦,૦૦૦ |

## લડતી પ્રજાઓ પાસેનાં નાણાં.

વિગ્રહ શરૂ થયો ત્યારે સોનુંરૂપું અને સિક્કા થઇને મુખ્ય પ્રજાઓ પાસે નીચે પ્રમાણે નાણાં હતાં, એમ ગણના કરવામાં આવી છેઃ—

| દેશ | પૌંડ |
|---|---|
| ફ્રાન્સ ... ... ... | ૧૮૯,૭૦૦,૦૦૦ |
| રશિયા ... ... ... | ૧૭૪,૫૦૦,૦૦૦ |
| ગ્રેટ બ્રિટન ... ... ... | ૪૦,૨૦૦,૦૦૦ |
| જર્મની ... ... ... | ૮૪,૫૦૦,૦૦૦ |
| ઓસ્ટ્રિયા ... ... ... | ૬૪,૨૦૦,૦૦૦ |

## લડાઇના તાર.

લડાઇના તાર બરાબર સમજવાને હાલ શી સ્થિતિ છે, તે જરા સ્પષ્ટ કરવાની જરૂર છે. પાશ્ચમમાં ભાઇબંધ લશ્કરોની જે ફત્તેહોની વાત આવે છે, તે ઘણે ભાગે દુશ્મનની ચડાઇને રોકવામાં અને તેમનો કચ્ચરઘાણ વાળવામાં સમાપ્ત થાય છે. બેલ્જિયમનો મોટો ભાગ હજી જર્મનોના કબજામાં છે, અને ફ્રાન્સની ઇશાન્યમાં પણ કેટલોક મુલક તેમણે હસ્તગત કર્યો છે. પૂર્વમાં પોલાંડમાં હજી તેમનું ફાચર પેઠેલું છે, અને માત્ર પૂર્વ પ્રશિયા પર રશિયનો અસર

કરી શકયા છે. પણ એટલું થયું છે, કે તેઓ લડાઇમાં આગળ ચાલી શકયા નથી. તેમને અટકાવવાને જે સેનાની દિવાલ ખડી થઇ છે તે દિન પ્રતિ દિન વધારે જોરાવર થતી જાય છે, એટલે આખરે જર્મનોની હાર થશે એમાં કશોજ શક નથી; જોકે એ હઠીલા અને પાકા લોકો જલદીથી હારી જાય એવી આશા રાખવા જેવું હજી કશું બન્યું નથી.

રશિયામાં કેદીઓ.

કિએવ, ૫ મી ડીસેમ્બર.

કિલ્લો ઓસ્ટ્રિયન અને જર્મન કેદીઓથી ભરાઇ ગયો છે. વિગ્રહ શરૂ થયો ત્યારથી અત્યાર સુધીમાં ૧૩૦,૦૦૦ સિપાઇઓ અને ૨,૫૦૦ અમલદારો કેદ થઇને અહીંથી પસાર થયા છે.

દેવમંદિરનો જર્મનોએ કરેલો નાશ.

લંડન, ૫ મી ડીસેમ્બર.

જર્મનોએ તોપથી ઇપ્રના મોટા દેવમંદિરનો નાશ કર્યો છે. સેન્ટ માર્ટિનનું દેવાલય તેરમી સદીથી હતું, અને મિનારો પંદરમી સદીનો હતો.

હિંદી વિક્રમની કદર.

લંડન, ૬ ઠી ડીસેમ્બર.

શનિવારે રાજાજીએ પોતે નાયક દરવાનસિંહને વિકટોરિયા ક્રોસની એનાયત કીધી. ખુદાદાદ નામે એક બલૂચી સિપાઇને પણ એ ક્રોસ મળેલો છે.

જામસાહેબ.

લંડન, ૮ મી ડીસેમ્બર.

નવાનગરના જામસાહેબ સેનામાં ઓનરરી મેજર નિમાયા છે.

મોટી સર્વિયન ફતેહ.

લંડન, ૯ મી ડીસેમ્બર.

બે ઑસ્ટ્રિયન સેનાઓ હારી ને ભાગી છે. સર્વિયનોએ ૨૦,૦૦૦ કેદી પકડ્યા છે, અને ૫૦ તોપો તથા દારૂગોળાનો ગંજાવર જથ્થો હાથ કર્યો છે.

નિવેદન.



આ પત્ર આ રાજ્યની અંદર દરેક ગામ, નિશાળ અને લાઇબ્રેરીમાં મોકલાતું હોવા ઉપરાંત, મુંબઇ ઇલાકાની તમામ ગુજરાતી હાઇસ્કૂલોને તેની પચીસ પચીસ નકલો વિદ્યાર્થીઓમાં વિના મૂલ્યે વહેંચવા માટે મોકલવામાં આવે છે. જે હેડમાસ્તરો, એડિટરો, અને અન્ય ગૃહસ્થોએ તેનો સત્કાર કર્યો છે, તથા તે વધારે ઉપયોગી બનાવવાને સૂચનાઓ કરવાની તસ્દી લીધી છે, તેમનો ઉપકાર માનવામાં આવે છે. એ સૂચનાઓનો ઉપયોગ ધીમે ધીમે કરવામાં આવશે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૨મી ડીસેંબર, ૧૯૧૪. [અંક ૪.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૨ મી ડીસેમ્બર ૧૯૧૪.

## જર્મન શહેનશાહ.

પ્રશિયાના રાજા અને જર્મનીના હાલના શહેનશાહ બીજા વિલિયમ (ફ્રેડરિક વિલ્હેલ્મ વિક્ટર આલ્બર્ટ) બર્લિનમાં ઇ. સ. ૧૮૫૯ના જાન્યુઆરીની ૨૭મી તારીખે જન્મ્યા હતા. તે પ્રશિયાના પ્રિન્સ ફ્રેડરિક, જે પાછળથી હકદાર વારસ અને જર્મનીના બીજા શહેનશાહ થયા, તેના સૌથી મોટા પુત્ર થાય. તેની માતા તે ગ્રેટબ્રિટન અને આયરલેંડનાં રાજપુત્રી વિક્ટોરિયા. તે દશ વરસના થયા ત્યારે સેનામાં લેફ્ટેનંટ નિમાયા. ૧૮૭૪ના સપ્ટેમ્બરથી ૧૮૭૭ના જાન્યુઆરી સુધી તેણે કેસલની નિશાળમાં અભ્યાસ કર્યો; અને બોનમાં બે વરસ સુધી ઇ. સ. ૧૮૮૫માં તે સેનામાં એક કર્નલ નિમાયા. જે લડાયક હવામાં તેની ઝિંદગી ગળાતી હતી, તેની તેના મન પર ઘણી અસર થઈ, અને પોતાનાં માતાપિતાના ઉદાર વિચારોના કરતાં શહેનશાહ વિલિયમ અને બિસ્માર્કના રાજાનો અધિકાર વધારવાના વિચારો તરફ તે વધારે દોરાયા. પહેલાં તેના દાદા ગુજરી ગયા, અને પછી તેના પિતા, એટલે ઇ. સ. ૧૮૮૭ના જૂનની ૧૫મી તારીખે તે પ્રશિયાના નવમા રાજા અને ત્રીજા શહેનશાહ થયા. ગાદીએ બેસીને પહેલું કામ તેણે એ કર્યું કે સેના અને નૌકાને એક ભાષણ આપ્યું; લોકો પ્રતિનું ભાષણ ત્રણ દિવસ પછી થયું. પોતાની કારકીર્દીમાં વારંવાર તેણે કહ્યું છે, કે સેના એ તેના સિંહાસનનો સાચો પાયો છે: "સિપાઇઓએ અને સેનાએ, નહીં કે પાર્લમેંટના સબળ પક્ષે, જર્મન શહેનશાહતને મજબૂત બનાવેલ છે. મારો વિશ્વાસ સેનાની ઉપર છે."

પહેલેથીજ તેણે પોતે પોતાના વજીર થવાનો ઇરાદો બતાવ્યો, અને એથી બિસ્માર્કની સાથે કજિયો થયો. બિસ્માર્ક સર્વાધિકારીના કરતાં ઓછી પદવી સહે એવો આદમી નહોતો. એ મોટા રાજપુરુષને બરતરફ અને ફજેત કરવામાં નવા રાજાની દૃઢતા પહેલવહેલી પ્રગટ થઇ; પણ પરદેશના સંબંધમાં તે ગાદીએ આવ્યા ત્યારે જે ધાસ્તીઓ લાગતી હતી તે ખરી પડી નહીં. પોતાના દાદાની છેલ્લી શીખામણને અનુસરીને તેણે ઓસ્ટ્રિયા અને ઇટલી સાથેનો સંપ જાળવી રાખ્યો, અને મજબૂત કર્યો, એટલુંજ નહીં પણ રશિયાની સાથે વધારે સારો સંબંધ કરવાને તેણે વારંવાર યત્ન કીધા. પણ તે સફળ થયા નહીં. રશિયાની ફ્રાન્સ સાથેની મિત્રાચારી વધતી ગઇ, અને એક વરસ કરતાં વધારે વખત પછીજ રશિયન શહેનશાહ બર્લિનમાં ટૂંકી મુલાકાત પર

આવ્યા. ૧૮૯૦માં શહેનશાહ ફરી રશિયામાં ગયા, અને તેની તથા ત્રીજા સિકંદરની વચ્ચે છેલ્લી મુલાકાત ૧૮૯૧માં થયેલી. પણ ભાવ ઘણો થંડો દેખાયો. ૧૮૮૮માં શહેનશાહતના હકોરોને મુલાકાત આપવા ઉપરાંત તેણે ઓસ્ટ્રિયા અને ઇટલીના દરબારોની ભેટ લીધી. રોમમાં તે પોપ ૧૩ મા લીઓને મળેલા, અને તેની સાથે ખાનગી વાતચિત કરેલી; તથા ફરી ૧૮૯૫માં અને ૧૯૦૩માં તેને મુલાકાત આપેલી. ૧૮૮૯માં તેની બહેન શાહઝાદી સોફીનાં સ્પાર્ટાના ડ્યૂકની સાથે લગ્ન થયાં, તે માટે તે એથન્સ ગયા; અને ત્યાંથી તે કોન્સ્ટન્ટિનોપલ સિધાવ્યા. ક્રિશ્ચિયન મહારાજાઓમાં સુલતાનના પરોણા થનાર તે પહેલા હતા. જર્મની હવે પૂર્વના કામકાજમાં વધારે રસ લેવા લાગ્યું હતું, અને શહેનશાહે બતાવ્યું કે બિસ્માર્કે જે સિદ્ધ અને સલામત રસ્તામાં લાંબા વખત સુધી દેશને દોર્યો હતો, તેને અનુસરવાથી તેને સંતોષ થતો ન હતો. યુરોપીઅન વ્યૂહનું બર્લિન મધ્યબિંદુ થયું હતું એ બસ નહોતું. શહેનશાહ એક નવીન જર્મનીનો અગ્રેસર હતો, જેને એવી અભિલાષા હતી કે દુનિયાના ગમે તે ભાગમાં જે કોઇ રાજકીય કામકાજ થાય, તેમાં જર્મનીનો અવાજ સંભળાવો જોઇએ. એ વખતે આર્મીનિયન ખૂનરેજીને લીધે અબ્દુલ હમીદનું નામ ગવાઈ રહ્યું હતું; અને તેણે શહેનશાહે તરફ જે ધ્યાન ખેંચે તેવી મિત્રતા બતાવી, તે શહેનશાહના પોતે ક્રિશ્ચિયન રાજ્યોના આગેવાન હોવાના દાવાની સાથે બંધબેસતી નહોતી. કોન્સ્ટન્ટિનોપલથી શહેનશાહ પેલેસ્ટાઇનમાં પધાર્યા. સુલતાનની મહેરબાનીથી તે પવિત્ર સ્થાનોની પાસેજ એક જમીનનો કકડો જર્મન કેથલિકોને ભેટ આપી શકેલા.

તેની વારંવારની મુસાફરીઓનો હેતુ માત્ર રાજકીય નહોતો. દરિયાનો તેને શોખ હતો, એટલે તે દર વરસે નોર્વે જતા. નૌકા ચલાવવાનો અને બધી મર્દાની રમતોનો પણ તેને શોખ હતો, અને જોકે બચપણમાં એક અકસ્માત થવાને લીધે ડાબો હાથ તેનાથી વપરાતો નહીં, તોપણ તે સમર્થ નિશાનબાજ અને સવાર થઇ શક્યા.

તે ગાદીએ આવ્યા ત્યારે બર્લિનમાં બ્રિટિશની વિરુદ્ધ પ્રબળ લાગણી બહાર પડેલી, અને જે પક્ષ તરફથી તે લાગણી બતાવાતી હતી તેને શહેનશાહનો આશ્રય હતો એમ દેખાયલું. પણ ૧૮૮૯માં તેઓ ઇંગ્લંડ પધાર્યા તેથી પરસ્પર સંબંધ કંઇક સારો થયલો. પછીનાં ૭ વરસમાં ૬ર વરસે તે રાણી વિક્ટોરિયાના મહેમાન થતા. ૧૮૯૦માં તેને મેન્શન હાઉસમાં મહેમાની આપવામાં આવેલી, અને લોર્ડ સોલ્સબરીને તેણે હેટફીલ્ડમાં મુલાકાત આપેલી, ત્યારે બંને દેશ વચ્ચે સારા કરાર બંધાવાની તૈયારી જણાતી હતી. પણ ૧૮૯૫ પછી જર્મનીમાં સંસ્થાનનો લોભ વધતો ચાલ્યો તેથી, અને ઇંગ્લંડના વેપારની સાથેની હરીફાઈથી વાત મુશ્કેલ થતી ગઈ. એ વરસની આખરે એક અણધાર્યો બનાવ બન્યો, જેથી બંને દેશમાં જે વહેમ અને અદેખાઇની લાગણીઓ ગુપ્ત હતી તે બહાર આવી. જેમીસનના તોફાનને પ્રસંગે તેણે ટ્રાન્સવાલના પ્રેસિડન્ટને એક તાર કરીને મુબારકબાદી આપી, કે મિત્ર રાજ્યોની મદદ લીધા વગર તમે પાછી શાંતિ મેળવવામાં અને તમારા દેશની સ્વતંત્રતા જાળવવામાં સફળ થયાં એ બહુ સારૂં થયું. આ કાર્યને માત્ર એક નિર્બળ રાજ્ય તરફ દયાનું ગણવામાં મુશ્કેલી છે, અને

જોકે જર્મનીમાં તેને ઘણું અનુમોદન મળેલું, છતાં ગ્રેટબ્રિટનને ઘણા વખત સુધી તેનો રોષ રહેલો. શહેનશાહે પછી છેક રાણી વિક્ટોરિયાની છેલ્લી બિમારી સુધી એટલે ૧૯૦૧ની શરૂઆત સુધી ઇંગ્લંડને મુલાકાત આપી નહીં. તે પ્રસંગે તેણે લોર્ડ રોબર્ટ્સને કાળા ગરુડનો માનવંતો ઇલકાબ આપ્યો, તેથી ઘણા જર્મનો નાખુશ થયેલા. તે પહેલાં તેણે ટ્રાન્સવાલના માજી પ્રેસિડેન્ટને યુરોપની તેની મુસાફરી દરમિયાન મળવાની ના પાડી દીધી હતી. દરમિયાન યુનાઇટેડ સ્ટેટ્સની સાથે પણ સારો સંબંધ બાંધવાનો તેણે યત્ન કર્યો. ઇ. સ ૧૯૦૬માં જર્મન અને અમેરિકન યુનિવર્સિટીઓ વચ્ચે પ્રોફેસરો અદલાબદલ કરવાની યોજના પણ તેણેજ શરૂ કરેલી.

પોતાના દેશની અંદર તેનું સૌથી મહત્ત્વનું કામ નૌકાબળને વધારવાનું હતું. ગાદીએ બેઠા ત્યારથી તેણે એ બાબત ઉપર ખાસ ધ્યાન આપવા માંડ્યું હતું. જર્મન પાર્લામેંટમાં નૌકા સંબંધી ખર્ચની સામે કોઇ ન થાય તે માટે તેણે વારંવાર ભાષણો કરેલાં છે, અને "આપણું ભવિષ્ય પાણી ઉપર છે," એમ જણાવ્યું છે. પોતાના ભાઇને તેણે તાર કરેલો કે, "મારી નૌકા જ્યાં લગી મારી સેનાના જેટલી ઊંચાઇએ પહોંચશે નહીં, ત્યાં લગી હું જંપવાનો નથી." જોકે એ અનુમાન સહજ થાય, કે જર્મન નૌકાબળનો એ બધો વધારો ભવિષ્યમાં ગ્રેટબ્રિટન સાથે લડાઇ થાય તે માટે હોવો જોઇએ, તોપણ જર્મન શહેનશાહનું તો વારંવાર એજ કહેવું થતું, કે તેનો ઉદ્દેશ શાંતિ જાળવવાનો છે. ૧૯૦૮ના ઓક્ટોબરની ૨૮મી તારીખના "ડેલી ટેલીગ્રાફ"માં એક મુલાકાતનો હેવાલ પ્રગટ થયેલો, તેમાં તેણે કહેલું, કે ઇંગ્લંડ તરફ મારી લાગણી હમેશાં મિત્રતાની રહેલી છે, "પણ જર્મનીએ પૂર્વમાં કંઇ તોફાન થાય તે માટે તૈયાર રહેવું જોઇએ;" અને જાપાનનું નૌકાબળ વધતું જાયછે, તે માટે ઇંગ્લંડે જર્મન નૌકાની સત્તાથી રાજી થવું જોઇએ, કારણકે "ભવિષ્યના મોટા વિવાદોમાં બંને એક પક્ષમાં વાતચિત કરનાર છે."

૧૯૦૭ના નવેંબરમાં શહેનશાહ ઇંગ્લંડ આવ્યા તેથી સંબંધ બહારથી કંઇક સુધર્યો, પણ તે ટક્યો નહીં. ૧૯૦૮ના માર્ચની છઠ્ઠી તારીખે "ટાઇમ્સ"માં એવી હકીકત બહાર આવી કે નૌકા ખાતાના લોર્ડ ટ્વીડમાઉથે એક નવો નૌકા સંબંધી પ્રોગ્રામ આમની સભામાં પણ મૂકયાં પહેલાં જર્મન શહેનશાહને જણાવી દીધો છે. છેવટે ૧૯૧૦ના ઓગસ્ટની ૨૫મી તારીખે તેણે કોનિગ્સબર્ગમાં એક વ્યાખ્યાન આપેલું, જેમાં તેણે પ્રશિયાના રાજાઓ કેવા દૈવી હકથી રાજ્ય કરે છે, એ વાત ઉપર ભાર મૂકીને ઉમેરેલું, કે "હું મારી જાતને પ્રભુનું હથિયાર સમજું છું, એટલે વર્તમાનના વિચારો અને ટીકાઓની કશી દરકાર કર્યા વગર હું મારે રસ્તે ચાલ્યો જાઉં છું." નવેમ્બરની ૨૬મી તારીખે આ શબ્દો ઉપર જર્મન પાર્લામેંટમાં વિવાદ પણ થયેલો.

જર્મન શહેનશાહના ચરિત્રની આ થોડી હકીકતોથી વિચક્ષણ વાંચનાર જોઇ શકશે કે એ કેવા પ્રકારના આદમી છે. એવા પ્રકારના આદમીની સેના કેવાં પરાક્રમ કરે છે તે આપણે જોઇએ.

## નવી શાસ્ત્રીય શોધોનો રાક્ષસી ઉપયોગ.



રાક્ષસી ઉપયોગના દાખલા આપ્યા પહેલાં અમે દેવી નહીં તો વાજબી ઉપયોગના દાખલા આપીએ. ગઇ તારીખ ૨૨ મી સપ્ટેમ્બરે કોલેટ કરીને એક હવાઇ સેનાનો લેફટેનન્ટ બીજા પાંચ હવાઇ સાથીઓમાંના અમુક સાથે ડસેલ્ડોર્ફ પહોંચ્યો, અને ત્યાં ઝેપ્પેલિનનું છાપરૂં છે, તેના પર બોંબ નાંખ્યા. છાપરૂં સળગી ઉઠ્યું. બીજાઓ કોલોન ઉડી ગયા. પણ ધૂમસ એટલી હતી કે તેઓ બોંબ નાંખી શક્યા નહીં, એટલા માટે—કે રખેને હવાઇ વહાણના છાપરા સિવાય બીજું કંઇક સળગી જાય.

આની સાથે જર્મનોએ આંટવર્પ અને પારિસ ઉપર બોંબ નાંખેલા તેને સરખાવો, કે જ્યાં લડાયક સાધન વગરનાં મકાનોને નુકસાન થયેલું. કોલોનમાં બ્રિટિશ હવાઇ સૈનિકોએ ધાર્યું હોત તો તેઓ તેટલુંજ બલકે વધારે નુકસાન કરી શકત. પણ તેમ ન કરતાં તેઓ શહેરની આસપાસ ધૂમસમાં બે કલાક સુધી ઉડયા કર્યા, કે જો કદાચ હવાઇ વહાણના છાપરાની ખાતરી કરી શકાય. એ ખાતરી ન થઇ શકી, એટલે તેઓ કશું કર્યા વગર પાછા ઉડી ગયા.

જર્મનોએ અરક્ષિત ફ્રેંચ શહેરો ઉપર બોંબ નાંખવામાં પોતાનાં હવાઇ વહાણોનો ઘણો ઉપયોગ કર્યો છે. પણ એ એક ક્રૂર અને નિરર્થક લડાઇની પદ્ધતિ છે. ગઇ તારીખ ૧લી સપ્ટેંબરે સાંજના છ વાગતે એક હવાઇ વહાણ પારિસ ઉપર ઉડયું હતું, અને તેણે બે રાક્ષસી બોંબ નાંખેલા. એક બોંબથી ઘણા જાનની ખ્વારી થયલી કહેવાય છે, બીજાએ થોડુંજ કરેલું.

તારીખ ૨૫ મી ઓગસ્ટને રોજ મળસકાના વખતમાં એક ઝેપ્પેલિન આંટવર્પ પર ઉડતું આવ્યું. કશા અવાજ વગર તે આવ્યું, અને આવીને રાજમહેલની ઉપર અદ્ધર ઉભું રહ્યું, કે જે રાજમહેલમાં તે વખતે બેલ્જિયમના રાજા અને બીજાં બેલ્જિયન રાજકુટુંબનાં માણસો રહેતાં હતાં. ત્યાં આગળ શહેરમાંના કોઇ જર્મન સોબતી તરફથી તેને "સિગ્નલ" મળી, એટલે તેણે કેટલાક અતિશય જોરાવર બોંબ નાંખ્યા, જેમાંના બેત્રણ રાજમહેલને અડકતા માંડમાંડ રહી ગયા. ભયંકર કડાકાથી તેઓ ફાટયા, અને બાર માણસ મરી ગયાં, તથા બીજાં ઘણાં જખમી થયાં. બીજા બોંબે એક ઘરનો વિનાશ કર્યો.

જોનારાઓએ કહેલું કે હવાઇ વહાણમાંથી એક લાંબા દોરડા વડે એક ન્હાની ગાડી નીચે

ઉતારી, અને એ ન્હાની ગાડીમાંથી બોંબ નાંખ્યા, કે જે ગુણપાટ જેવા લુગડામાં વીંટેલા હતા. એ સાફ દેખાતું હતું કે હેતુ બેલ્જિયન રાજકુટુંબને મારી નાંખવાનો હતો.

થોડાજ મહિના પહેલાં કૈસરે બેલ્જિયન રાજાને પોતાનું વચન આપ્યું હતું, કે હું બેલ્જિયન તટસ્થતાને માન આપીશ. એવા એક રાજાના જાન ઉપરના આ નીચ હુમલાને આપણે રાક્ષસી કહીએ, તો આપણે બહુ સખ્ત ભાષા વાપરીએ છીએ એમ કહી શકાય નહીં.

એ પાછા ફરતા ઝેપ્પેલિન ઉપર આંટવર્પના કિલ્લાઓમાંથી ગોળીબહાર થયેલા, પણ તેને નુકસાન પહોંચેલું નહીં. ઓગસ્ટની ૨૫મી અને સપ્ટેમ્બરની ૧લી તારીખે તેણે ફરી હુમલા કરેલા; પણ બંને પ્રસંગે આંટવર્પનાં લશ્કરોએ તેના પર એવો ગોળીનો પ્રવાહ ચલાવેલો, કે શહેરના સીમાડ ઉપર થોડા બોંબ ફેંકીને તે ન્હાસી ગયેલું. એ વખતથી આંટવર્પમાં સૂર્યાસ્ત પછી બધા દીવા બૂઝાવી નાંખવામાં આવતા, અને હુમલા બંધ પડેલા.

સપ્ટેંબરના પાછલા ભાગમાં એક ઝેપ્પેલિને ઓસ્ટેન્ડ ઉપર ચડી આવીને કેટલાક બોંબ નાંખેલા, પણ તેથી એક કૂતરો મરી જવા ઉપરાંત કશું નુકસાન થયેલું નહીં. એવો પુરાવો છે, કે ઉદ્દેશ દારૂગોળાની એક ટ્રેનને સળગાવી મૂકવાનો હતો. સારે નસીબે ટ્રેન ઝેપ્પેલિન આવ્યું તે પહેલાં થોડા કલાક પર ઉપડી ગઈ હતી. પણ જર્મન ગુપ્ત સેવા અને જર્મન જાસુસોનું કામ કેટલું પાકું છે તે એ પરથી જાણી શકાય છે. આવુંજ એક રાક્ષસી પરાક્રમ આ અંકના તારોમાં વાંચવામાં આવશે પણ જોવાની વાત એ છે કે જર્મનો એમાં કશી શરમ સમજતા નથી. લડાઇ એક વાત છે, અને બહારવટું જૂદી વાત છે, એટલી પણ એ ફિલસુફીને શિખરે ચડેલા અને આગલા વિજયથી ઉન્મત્ત થયેલા કમનસીબ દેશને ખબર નથી. થોડાજ વખત ઉપર જનરલ વોન ડિસ્ફર્થ નામના એક જર્મન સેનાપતિએ એક પેપરમાં લખ્યું છે કે આપણાં લશ્કર ઉપર જે આરોપો મૂકાયછે તેમાંથી તેમનો બચાવ કરવામાં વખત ગાળવાની જરૂર નથી. ફત્તેહ મળે, તો બીજા કશાની દરકાર નથી. "આપણાં લશ્કરો અને આપણે પોતે કોઇને પણ ખુલાસો કરવાને બંધાયેલ નથી; આપણે કશાનો બચાવ કરવાનો નથી, કશાનો ખુલાસો કરવાનો નથી. આપણા વવરને વિજય અપાવવાના હેતુથી પ્રેરાયલું, દુશ્મનનો નાશ કરવાનું દરેક કર્મ સુકર્મ છે, અને પહેલેથીજ વાજબી ઠરી ચૂકેલ છે. વધારે નહીં તો એટલું ખરૂં, કે આપણી ફરજ એમજ માનવાની છે."

માણસની અને પ્રજાની જ્યારે બુદ્ધિ બગડે છે, ત્યારે એ તેના પડવાની નિશાની સમજવી. લડાઇમાં પણ નીતિ અને અનીતિ છે, એ ભેદ ન જોઇ શકનાર જર્મનીની બુદ્ધિ અત્યારે બગડેલી છે. પરિણામ આપણા દેશના વિચક્ષણ લોકો જોઇ શકે તેવું છે. અસાધ્ય વ્યાધિનું એકજ પરિણામ આવે છે—મરણ. અહંકારનું એકજ પરિણામ આવે છે—મરણ. રાક્ષસ માત્રની એકજ

દયા નિર્માયેની છે—મન્ણ આપણા લોકો આવી બાબતોને "વિધાતાના લેખ" કહે છે, એ શબ્દમાં ઊંડું સત્ય રહેલુ છે, જોકે વિધાતાના લેખ ઉકેલવાનું કામ બિલકુલ સહેલું નથી

"संसारे चैव सग्रामे यतोधर्मस्ततोजयः"



## લડાઇના તાર.



સર્વિયન ફત્તેહ.

નિશ, ૧૫ મી ડીસેમ્બર.

એક સખત લડાઇ પછી સર્વિયનો બેલગ્રેડમાં પાછા દાખલ થયા છે

જર્મનો અને કેલે.

લંડન, ૧૨ મી ડીસેમ્બર.

"મોરનિંગ પોસ્ટ"માં પ્રગટ થયલા અને બ્યુડાપેસ્ટથી લખાયલા એક કાગળમાં નીચે પ્રમાણે લખ્યું છે —

"બર્લિનથી એક ખાનગી તારમાં ખબર આવી છે, કે કેલે ગઇ કાલે લેવાયું આ ખબર પદરમી વાર મળેલી હોવાથી લોકો હસે છે"

જર્મની અને બેલ્જિયમ.

પારિસ, ૧૫ મી ડીસેમ્બર.

બેલ્જિયન સરકારને ખબર મળી છે, કે જર્મનોએ બેલ્જિયમની "પ્રોવિન્શિયલ કાઉન્સિલો"ને ૧૭ મી તારીખે મળવાનો અને લડાઇનો નુકસાની બદલ ૨૧ કરોડ રૂપિયા ભરવાનો હુકમ કર્યો છે

નૌકાનો હુમલો.

લંડન, ૧૫ મી ડીસેમ્બર.

નૌકા ખાતા તરફથી જાહેર થાય છે કે આજ સ્હવારથી ઉત્તર સમુદ્રમાં જર્મન હીલચાલ થવા માડી છે

સ્કારબરો અને હાર્ટલપૂલ ઉપર ગોળીબાર થયા છે

સર્વિયનો બધા માટે તૈયાર.

નિશ, ૧૬ મી ડીસેમ્બર.

બેલગ્રેડ ફરી હાથ કરવા માટે સર્વિયાંના રાજા ઉપર મુબારકબાદીઓનો વરસાદ વરસ્યો છે. ડાન્યુબ સોંસરી દુશ્મનોની ન્હાસભાગ અવ્યવસ્થિત હતી. સર્વિયનોએ ૧૩૫,૦૦૦ માણસોને હરાવ્યા છે.

સર્વિયનોએ બેલગ્રેડમાં ફરી પ્રવેશ કર્યો તે વખતનો દેખાવ રોમાંચ કરે એવો હતો. લોકોનો આનંદ અતિશય હતો.

સર્વિયનો થાક્યા નથી એટલુંજ નહીં, પણ ઉલ્લાસમાં છે; અને બધી બાબત માટે તૈયાર છે.

**જર્મનો મુસલમાન થાય છે.**

લંડન, ૧૭ મી ડીસેમ્બર.

તુર્કો પર સારી અસર કરવાને જર્મનો એમ બોલવા લાગ્યા છે, કે અમે ઇસ્લામનો સ્વીકાર કર્યો છે. તેઓ મસ્જિદોમાં જાય છે, અને નિમાજ પઢવાનો ઢોંગ કરે છે મસ્જિદોની બહાર જર્મન પહેરેગીરો ચોકી કરે છે, અને જાફાના મુસાફરો જણાવે છે, કે જર્મન અમલદારો હાથ પર પટ્ટા પહેરે છે, જેમાં આરબીમાં એવું લખેલું હોય છે, કે અલ્લાહ સિવાય કોઇ અલ્લાહ નથી, અને મહુંમદ તેના પયગંબર છે.

**સાડીબાવીસ લાખ માણસની ખ્વારી.**

કોપનહેગન, ૬ ઠ્ઠી ડીસેમ્બર.

એક ઑફિશ્યલ જર્મન પત્રક જણાવે છે કે છેલ્લા ચાર મહિનામાં જર્મન અને ઑસ્ટ્રિયન માણસોની ખ્વારી સરાસરી રોજની ૨૦,૦૦૦ થાય છે.

નિવેદન.



બ્રિટિશ અને હિંદી વિક્રમની સાથે પ્રસંગોપાત્ત જોવા લાયક ચિત્રો આપવાની અને કોઇ વાર નકશા આપવાની જે ગૃહસ્થોએ સૂચના કરી છે, તેમને જાણીને સંતોષ થશે, કે એ સૂચના જલદી અમલમાં લાવવાનો બંદોબસ્ત થઇ ચૂક્યો છે.

જે સંસ્થાઓ તરફથી આ પેપરની નકલો રાખી લેવાયા છતાં પહોંચ સરખી પણ પ્રાપ્ત થઇ નથી, તેમને માલુમ થાય કે, યોગ્ય વખતમાં પહોંચ જો નહીં મળે, તો તેમને મોકલાતી નકલો તેમને નિરુપયોગી છે એમ સમજીને બંધ કરવામાં આવશે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૯મી ડીસેંબર, ૧૯૧૪. [ અંક ૫.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૯ મી ડીસેમ્બર ૧૯૧૪.

## બ્રસેલ્ઝ ઉપર જર્મન ધસારો.

જ્યારે બેલ્જિયમના રાજાએ પોતાના દેશમાં થઇને જર્મન લશ્કરને કુચ કરવા દેવાની ના પાડી, ત્યારે એ કાર્યને વખોડનારા પણ બેલ્જિયમમાં અને ખાસ કરીને બ્રસેલ્ઝમાં હતા. સૌ જાણતા હતા કે ના પાડવાથી લડાઇ કરવી પડશે. સામાન્યતઃ બેલ્જિયમને લડાઇ જોઇતી ન હતી; તેથી તેને કંઇ લાભનો સંભવ ન હતો, હાનિ થવાનો હતો. બ્રસેલ્ઝને ખબર હતી કે લડાઇથી અતિશય સંકટ આવી પડશે. કારણકે યૂરપની એ આનંદનગરી જર્મન સરહદથી માત્ર સુમારે એકસો વીસ માઇલ દૂર છે, અને તેના દરવાજા સુધીના માર્ગમાં દુશ્મનને ખાળી શકે એવો એકજ કિલ્લો છે—લિઆઝ. અને લિઆઝ એક બે દિવસથી વધારે દુશ્મનને રોકી શકશે કે કેમ, એ બાબતમાં ઘણાને શંકા હતી.

લોકોને બરાબર ખબર હતી, કે લિઆઝ અને બ્રસેલ્ઝ વચ્ચે જે ન્હાનું લશ્કર ઉતારી શકાય તેવું હતું, તેના કરતાં દશ ગણાં કે જરૂર પડે તો વીશ ગણાં માણસ જર્મની લાવી શકશે. એટલે કેટલાક બેલ્જિયનો અગ્નીને વખને શિથિલ થયલા એમાં નવાઇ નથી. નવાઇ તો એમાં છે કે એટલો બધો વધારે પક્ષ પોતાની સરકારના ઠરાવને માન આપીને તરત અને આગ્રહથી લડવાને તૈયાર થયો. છતાં, જ્યારે વિગ્રહ શરૂ થયો ત્યારે પણ બ્રસેલ્ઝને એવી આશા હતી કે પરદેશી સેનાને હાથ પડવાની વિપત્તિ તો તેને નહીં ખમવી પડે, કે મિત્ર રાજ્યો તેને મદદ કરવાને આવશે; અને ફ્રેંચ ઘોડેસ્વારો આર્ડેન સોંસરા ઉતરીને એવો ઘાટો પડદો બનાવી દેશે કે દુશ્મનો તે ભેદી શકે નહીં. કે બ્રિટિશો જેમ સો વરસ અગાઉ લાવ્યા હતા તેમ કુમકનું લશ્કર લાવશે; અને બ્રસેલ્ઝ બચી જશે

પછી થોડા દહાડા વાટ જોવામાં ગયા. બેલ્જિયન પલટનો મોખરે જવાને માટે શહેરમાં થઇને સિધાવી. લડાઇના ખબર આપનાર લેખકો ટોળેટોળામાં એકઠા થયા, અને ઉતાવળે મોટર ગાડીઓ ભાડે રાખવા લાગ્યા. મિત્ર રાજ્યોમાંથી નર્સો અને ડાકતરો પણ મદદ કરવાને આવ્યાં, અને લિઆઝ હજી પડ્યું નહોતું.

શેરીઓમાં ફ્રેંચ અમલદારો નજરે પડતા હતા—પ્રજા જેની આશા રાખતી હતી તે મોટી ફ્રેંચ સેનાના એ અગ્રેસર હતા. ત્યાં ફત્તેહની વાતો આવવા માંડી. કોઇક ઠેકાણે દુશ્મનને ખૂબ માર્યા, કોઇક ઠેકાણે ભયંકર સંહાર કીધો, અને કોઇક ઠેકાણે દુશ્મનોને ધાસ્તી પણ લગાડી.

પણ એક ચિંતા રહી. ફ્રેંચ ક્યાં છે? બ્રિટિશ ક્યાં છે? ન્યુસપેપરોએ ખબર આપી, કે એક બ્રિટિશ સેના ઉત્તર કિનારા પર આવી ચૂકી છે, કે આઠમી ઑગસ્ટથી માણસોનાં ધાડેધાડાં ઑસ્ટેન્ડ અને ઝીબ્રગ આગળ બ્રિટિશ વહાણોમાંથી ઉતરેલ છે, તો તેઓ ક્યાં છે?

## વારાફરતી આશા અને ધાસ્તી.



પહેલો સાચો આંચકો શનિવાર તા. ૧૫ મી ઑગસ્ટને દિવસે આવ્યો. તે દિવસે બ્રસ્સેલ્ઝના એક આગેવાન પત્ર "લે સોયર" માં એમ છપાયું, કે જર્મનો બ્રસ્સેલ્ઝની ઉત્તરે આંટવર્પની દિશામાં તથા રાજધાની તરફ પણ ચડી આવે એવો સંભવ છે, માટે તેમને ભેટવાને પૂરતી તૈયારી કરવી જોઇએ. બીજે દિવસે "સોયર" ને મોટા અક્ષરમાં માફી માગવી પડી, અમલદારો રજા આપે તે સિવાય બીજું કશું ન છાપવાનું કબૂલ કરવું પડ્યું. અને લખવું પડ્યું કે "આંટવર્પ અને બ્રસ્સેલ્ઝ તરફ જર્મનોની ચડાઇની ઑફિશ્યલી અને બિલકુલ ના પાડવામાં આવે છે."

પણ ત્યાં તો બહારનાં ગામોમાંથી માણસો આવવા માંડ્યાં, પ્રથમ દૂર દક્ષિણનાં ગામોમાંથી અને પછી નજદીકનાંમાંથી; ઘણાં જર્મન ક્રૂરતા અને જુલમની ત્રાસદાયક વાતો કહેવા લાગ્યાં. કેટલાંક માબાપ એવાં હતાં કે જેમને પોતાનાં સંતાનને બચાવી ન શકાતાં ન્હાસી આવવું પડ્યું હતું; અને કેટલાંક છોકરાં એવાં હતાં કે જે શેરીઓમાં રોતાં રોતાં પોતાનાં માબાપને ખોળતાં હતાં. અને કેટલાંક શોકથી જડ બની ગયાં હતાં, અને બોલતાં હતાં કે અમારૂં તો બધું ગયું છે. થોડા દિવસ અગાઉ જે આબરૂદાર ગૃહસ્થો હતા, તેઓ કુટુંબ અને ઘરબાર ફના થવાની વિગતો સંભળાવતા હતા.

સોમવાર, તા. ૧૭ મી ઑગસ્ટને રોજ એવું ઓફિશ્યલી જાહેર કરવામાં આવ્યું, કે રાજકુટુંબ, એક રાજા સિવાય, આંટવર્પમાં રહેવા જશે; અને સરકારનું હેડક્વૉર્ટર્સ પણ ત્યાંજ રહેશે. એવું ઉમેરવામાં આવેલું કે આ ઉપરથી જર્મનો કંઇ ધસી આવે છે એમ સમજવાનું નથી, વગેરે.

મંગળવાર, તા. ૧૮ મી ઑગસ્ટને રોજ શહેરને જરા ધાસ્તી લાગવા માંડી. એવી નોટિસ કેમ નિકળી, કે તમારી પાસે હથિયાર હોય તે પોલિસને સોંપી દેજો, કે જેથી ચડી આવતા દુશ્મનો તમને ગોળીએ ન મારે! આ ચોતરફ ખાઇઓ ખોદાવા માંડી તે શા માટે? અને પેલા સિવિલ ગાર્ડ કેમ પ્રેક્ટિસ કર્યાજ કરે છે? સિવિલ ગાર્ડો શું જર્મન સિપાઇઓની સામે થઇ શકવાના હતા?

બુધવારે બપોરે શહેરને સાચી વાતની ખબર પડી. જ્યાં ફત્તેહ થઈ કહેવાતી હતી ત્યાંનાજ વતનીઓનાં ટોળેટોળાં શહેરમાં આવ્યાં. તેઓનાં કલ્પાંત અને કરુણ કથનોથી ઓફિશ્યલ ખબરો જૂઠી પડી. એમણે પોતાની આંખે લશ્કરને પાછું હઠતું જોયું હતું, અને ઘરોને બળતાં તથા ઘણા સિવિલિયનોનાં ખૂન થતાં જોયાં હતાં. બધાનો સંદેશો એકજ હતો: "જર્મનો આપણે દરવાજે આવ્યા છે. અહીં પણ તે હમણાં આવશે."

એ વખતે પણ બ્રિટિશ મદદ આવી પહોંચશે, અને જર્મનોને પાછા હાંકી મૂકશે, એવી આશા રહેલી. સાંઝના સુમારમાં અફવા ચાલી કે બ્રિટિશ લશ્કર "ગેર દુ નોર્ડ" સુધી આવી ચૂક્યું છે; અને લોકોનાં ટોળેટોળાં તેમને સ્વાગત આપવાને ચાલ્યાં. ટ્રેનમાં તો બ્રસેલ્ઝની ઇસ્પિતાલમાં જગ્યા ન હોવાથી આંટવર્પ મોકલવાના જખમીઓ ભરેલા હતા.

## લોકોની ન્હાસભાગ.



હવે લોકો ગાડીઓ ઉપર દોડ્યા. હજારો સ્ટેશનોએ પહોંચ્યા, અને હોલંડ તથા ઉત્તર તરફ જતી ભરાઈ ગયેલી ગાડીઓમાં જગ્યા માટે લડવા માંડ્યા. બીજા કેટલાક પગરસ્તે ઉપડ્યા. કેટલાકે પોતાની માલમત્તા પોતે ઉંચકી લીધી હતી; કેટલાકને પોતાની ડોગ કાર્ટો હતી; અને કેટલાક એટલી ઉતાવળથી નાઠા હતા કે તેમને સાથે કશું ન હતું. ભાગો, ગમે ત્યાં પણ ભાગો!

દરમિયાન, ૧૮ મી ઓગસ્ટની સાંઝે પ્રશિયનો ટીર્લમોનમાં પેઠા હતા, અને એવી વાત ચાલતી હતી કે ઘણા શહેરીઓને તેમણે કાપી નાંખ્યા છે. ગાડીઓ લુવાંથી આગળ ચાલતી નહોતી. લુવાંથી આવતી ગાડીઓમાં ટોળેટોળાં ઉતરતાં હતાં.

એ રાત્રે બ્રસેલ્ઝમાં કોઇને ઊંઘ ન આવી. સવારના પહોરમાં શેરીએ શેરીએ અવાઝ પડ્યો કે: "જર્મનો આવે છે." સિટી ગાર્ડો કુચ કરીને રાતમાંજ આંટવર્પ ચાલ્યા ગયા. જર્મનોનો કશો અટકાવ કરવાનો નહોતો. બ્રસેલ્ઝ એક ખુલ્લું શહેર હતું; લડાઇના કાયદા પ્રમાણે તેના પર ગોળા ફોડવા ન જોઇએ. એ તો દુશ્મનની હાજરીને માત્ર તાબે થશે.

## બહાદુર બર્ગોમાસ્ટરનું જાહેરનામું.



ઓગસ્ટની ૧૯ મી તારીખે શહેર માજિસ્ટ્રેટનું નીચલું જાહેરનામું દિવાલો પર ચોડવામાં આવ્યું હતું:—

"શહેરી બંધુઓ, આપણા લશ્કરે, અને મદદગાર લશ્કરે બહાદુરીથી અટકાવ કરેલો હોવા છતાં, એવી ધાસ્તી રાખવાને કારણ છે, કે દુશ્મન કદાચ બ્રસેલ્ઝને કબજ કરે. જો એવો બનાવ બનવા પામે, તો હું પ્રજા શાંતિ જાળવશે એમ આશા રાખું છું. અક્કલ



લક્ષેંબર્ગની રાજ્યકર્ત્રી ડચેસ મેરી એડીલેડ.

ખોઇ બેસવાની કે ધાસ્તી લગાડી દેવાની નથી. મ્યુનિસિપલ અમલદારો પોતાના કામ ઉપર હાજર રહેશે. આવા ગંભીર મામલામાં તેઓ એવી દૃઢતાથી કામ કરશે કે જેવી માટે તેમના તરફથી આશા રાખવાનો તમને હક છે.

"તમારી તમારા દેશ તરફ શી ફરજ છે એ તમને યાદ આપવાની થોડીજ જરૂર છે. લડાઇના કાયદા એવા છે કે દેશની સેના સંબંધી વસ્તી પાસેથી ખબર કઢાવવામાં જોર વાપરવાની દુશ્મનને મના છે. બ્રસ્સેલ્ઝના રહેવાસીઓએ જાણવું જોઇએ કે ચડાઇ કરનારને કંઇ પણ ખબર આપવાની ના પાડવાનો તેમને હક છે. તમે કોઇ પણ દુશ્મનના ભોમિયા થવાનો વિચાર કરશો નહીં. આવી ના પાડવી દેશના કલ્યાણને આવશ્યક છે.

"દરેક માણસે જાસુસો અને એજંટોથી સાવચેત રહેવું, અને તેમને કશી માહિતી આપવી નહીં. કુટુંબોની આબરૂ ઉપર કે શહેરીઓના જાન ઉપર અથવા ખાનગી મિલકત પર કે ધર્મના વિચારો પર હુમલો કરવાનો દુશ્મનને હક નથી.

"થાડું કંઇ પણ તોફાન કરે તેની મને તરત ખબર આપવી. જ્યાં સુધી હું જીવતો અને છૂટો છું, ત્યાં સુધી હું મારા શહેરી બંધુઓના હક અને માનની રક્ષા કરીશ. હું વસ્તીને આ રીતે મારા કામમાં મદદ આપવા વિનવું છું, કે કોઇએ પણ હથિયાર વાપરીને ફિસાદ કરવો નહીં, અને ટંટામાં ભાગ પણ લેવો નહીં.

"શહેરી બંધુઓ, ગમે તે થાય, તોપણ તમારા "બર્ગોમાસ્ટર"નો અવાજ સાંભળજો, અને તેના પરનો વિશ્વાસ જારી રાખજો. તે તમને ફસાવશે નહીં.

"ઘણું જીવો, બેલ્જિયમ—છૂટું અને સ્વતંત્ર. ઘણું જીવો બ્રસ્સેલ્ઝ.

"૧૯ મી ઓગસ્ટ." એડોલ્ફ મેકસ.

પછી બર્ગોમાસ્ટર ચાર શેરિફને સાથે લઇને જર્મન કમાન્ડરને મળવા ગયા. એમના તરફ અવિવેક બતાવાયો. પ્રથમ તો તેને હુકમ થયો કે અધિકારનો પટ્ટો કાઢી નાંખો. પછી તેને પૂછવામાં આવ્યું, કે કશી સરત વગર શહેરને તાબે કરવાની તૈયારી છે કે કેમ? જો તેમ નહીં કરો, તો તેને તોપને ગોળે ઉડાડી દેવામાં આવશે. બર્ગોમાસ્ટર મિ. મેકસ પાછલા દિવસોમાં તેણે બતાવી આપ્યું તે પ્રમાણે એક બહાદુર, હિકમતબાજ અને મહાશય આદમી હતો. પોતાનું શહેર લડાઇના કિસ્મતને લીધે દુશ્મનના હાથમાં પડેલું છતાં નમી જવાનો તેનો બિલકુલ ઇરાદો ન હતો. પણ માથા ઉપર પિસ્તોલ તાકવામાં આવે, ત્યારે દલીલ કરવાનું કે આત્મનિષ્ઠા બતાવવાનું બહુ બની શકતું નથી. મી. મેકસની સ્થિતિ એવી હતી કે રક્ષણ કેમે ન હતું. જર્મનોએ તેને કહ્યું કે, "શહેરના શાસન અને બંદોબસ્ત માટે અમે તમને જવાબદાર ગણશું. અમારાં લશ્કરોને ઇજા થવી જોઇએ નહીં. બ્રસ્સેલ્ઝમાં થઇને ચાલવાનો અમને માર્ગ આપવો જોઇએ; અને જે સરસામાન જોઇએ તે પૂરો પાડવો જોઇએ."

## વિજયી સેનાનો શહેરમાં પ્રવેશ.



પૂરા ઠાઠથી અને ભભકાથી બ્રસેલ્સમાં પ્રવેશ કરવાની જર્મનોને ઇચ્છા થઇ, એ સ્વાભાવિક છે. એવું ઠરાવવામાં આવ્યું કે લડાઇમાં ઢીલુ થયેલી પલટનોથી શહેરમાં પ્રવેશ કરવો નહીં, તેમની ઓછી સંખ્યા અને થાકેલ ચાલથી બ્રસેલ્સને કંઇક ઉત્તેજન મળે. એક નવુંજ લશ્કર તેટલા માટે આણવામાં આવ્યું. અને ૨૦મી ઑગસ્ટે બપોરે બે વાગે તે બ્રસેલ્સના હૃદયરૂપ "પ્લેસ ડી લા ગેર" તરફ કુચ કરવા લાગ્યું.

પોતાના બળની બરાબર છાપ પાડવાનો જર્મનોનો ઇરાદો પાર પડ્યો. મોટી તોપો ફોડીને વિજયી સેનાના આવવાની ખબર આપવામાં આવી. પલટનોનાં બેંડ વાગતાં ગયાં, અને સિપાઇઓ ગાતા ગાતા શેરીઓમાં ચાલ્યા. ઘોડેસ્વાર અને પાયદળ, તોપખાનું અને તોપોવાળી એક સો મોટર ગાડીઓ, તમામ સરઘસ દબદબાથી નિકળ્યું. સરઘસમાં બે બેલ્જિયન અમલદારોને પણ નઠારી સ્થિતિમાં કડયા હતા. એ દેખાવ જોતાં જોનારાઓમાં થોડો બુમાટ થયેલો. તરત જર્મન અમલદારોએ પોતાના ઘોડા લોકોનાં ટોળામાં નાંખેલા; અને શબ્દોથી નહીં પણ તરવાર ઉગામીને તેમને ચુપ રહેવાની ફરજ પાડેલી

જર્મનોએ રેલવે સ્ટેશન, તાર તથા ટેલીફોનની ઓફિસો, અને શહેરની મુખ્ય જગ્યાઓનો કબજો લીધો. ટાઉનહૉલ ઉપર જર્મન વાવટો ફરકવા લાગ્યો. કાઉન્ટ વોન આર્નિમ એક્ટિંગ ગવર્નર નિમાયો. અને તેણે જાહેરનામું કાઢ્યું કે જે કોઇ તોફાન કરશે તેની સામે સખતમાં સખત પગલાં લેવામાં આવશે

તેઓ અતિશય ઉલ્લાસમાં હતા. બંધ થયેલી હોટેલો તેમણે પાછી ઉઘડાવી; અને તે રાત્રે ઘણી હોટેલોમાં અમલદારોએ દારૂ પીધો, ગાયનો ગાયાં, અને આનંદ કર્યો.

બ્રસેલ્સમાં જર્મનોએ ગામડાંમાં બનાવેલી દુષ્ટતા બનાવી નહીં જે કંઈ લેતા તેનાં તેઓ દામ દેતા. પાસે પુષ્કળ પૈસો હોય એમ દેખાયું. દરેક સિપાઇની પાસે તે ફૂંકી શકે એટલી મોટી સિગારો જણાતી હતી.

વિજયી પ્રવેશ પછી થોડાજ કલાકમાં એક હકીકત બહાર આવી. બર્ગોમાસ્ટર મિ. મેક્સને ખબર આપવામાં આવી, કે લડાઈની નુકશાની બદલ બ્રસેલ્સે ૮૦,૦૦,૦૦૦ પૌંડ આપવા પડશે આવીજ મોટી રકમની માગણી જર્મનોએ લિયાઝમાં કરી હતી. ફ્રાંકો-પ્રશિયન વિગ્રહમાં પણ તેમણે એજ પદ્ધતિ ચલાવેલી છતાં આખી દુનિયામાં તેથી આશ્ચર્ય અને તિરસ્કારની લાગણીઓ પ્રગટ થઇ. આ તો વેપારના સિદ્ધાંતો પ્રમાણે લડવાની રીત!

મિ. મેક્સે જવાબ આપ્યો કે બધું નાણું આંટવર્પ ગયું છે. તેને ભયંકર ધમકીઓ આપવામાં આવી તેણે શાંતિથી જવાબ આપ્યો કે જે થશે તે તે જોશે. થોડાજ વખતમાં

અમલદારો સોનારૂપામાં નહીં પણ ચલણી કાગળનાં નાણાંમાં ચૂકવવા લાગ્યા. થોડા દિવસમાં તેમણે બેલ્જિયમને જર્મન ગણવાનો ઇરાદો જાહેર કર્યો. ગ્રીનિચ ટાઇમ બદલીને જર્મન ટાઇમ કરવામાં આવ્યો, અને એક નવા જર્મન ગવરમેંટ માટે તૈયારીઓ થઇ.



## લડાઇના તાર.

**ફ્રિબર્ગ ઉપર હવામાંથી ગોળીબહાર.**

પારિસ, ૧૮ મી ડીસેંબર.

નીચેથી પુષ્કળ ગોળીબહાર થવા છતાં ફ્રેંચ હવાઇ સેનાના સિપાઇઓએ ફ્રિબગમાં રેલવે સ્ટેશન ઉપર અને હવાઈ વહાણોનાં છાપરાં ઉપર ૧૮ બોંબ નાંખ્યા છે. ૧૪ બોંબ ફાટ્યા, અને ઘણું નુકસાન કર્યું. હવાઇ વહાણો સહીસલામત બેલ્ફોર્ટ પાછાં પહોંચ્યાં છે

**જર્મન નૌકાએ કરેલું નુકસાન.**

લંડન, ૧૮ મી ડીસેંબર.

એવી ઓફિશયલ ખબર બહાર પડી છે કે હાર્ટલપૂલ ઉપર જર્મન નૌકાના ગોળીબહારથી ૮૨ માણસ મરણ પામ્યાં છે, અને ૨૫૦ જખમી થયાં છે.

લંડન, ૧૯ મી ડીસેંબર.

પાછળથી એમ જણાવવામાં આવે છે કે હાર્ટલપૂલમાં ૧૦૩ માણસ મરી ગયાં છે, અને ૪૪૪ જખમી થયાં છે; તથા સ્કારબરોમાં ૧૭ મરી ગયાં છે, તથા ૫૦ જખમી થયેલ છે.

**કૈસર અને વાર્સો.**

લંડન, ૧૮ મી ડીસેંબર.

જખમી જર્મનો કૈસરનો એવો હુકમ થયલો જણાવે છે, કે "આપણું હાલ કર્તવ્ય પોલાંડમાં છે: પશ્ચિમનું કામ આપણે પછી ચોકસ કરશું."

**જર્મન ક્રૂરતાની તપાસનું કમિશન.**

લંડન, ૧૭ મી ડીસેંબર.

જર્મનોની ક્રૂરતા અને પ્રજાઓ વચ્ચેના કાયદાના ભંગના દાખલા વિગતવાર તપાસવાને એક કમિટી નિમાઈ છે; જેમાં વાઇકાઉન્ટ બ્રાઇસ પ્રમુખ છે, અને સર ફ્રેડરિક પોલોક, સર એડવર્ડ કલાર્ક, સર આલ્ફ્રેડ હોપકિન્સન, પ્રોફેસર હર્બર્ટ ફિશર અને મિ. હેરોલ્ડ કોકસ મેંબરો છે.

**ઘાતકી ખૂન: લડાઇ નહીં.**

ન્યુયોર્ક, ૧૯ મી ડીસેંબર.

"ઇવનિંગ મેલ" કહે છે કે જર્મનીએ બુધવારે ઇંગ્લંડના પૂર્વ કિનારા પરનાં ગામો પર ગોળીબહાર કરવાથી પોતાની સ્થિતિને જબરો ફટકો લગાવ્યો છે. એ તો ખૂનની રીત છે: લડાઇની નહીં."

કેલે ઉપર બોંબ.

લંડન, ૨૨ મી ડીસેંબર.

એક જર્મન હવાઈ વહાણે રવિવારે કેલે ઉપર બે બોંબ નાંખ્યા હતા. કશું નુકશાન થયું નથી.

શાહઝાદી મેરીનું ફંડ.

લંડન, ૨૩ મી ડીસેંબર.

સિપાઇઓને નાતાલની ભેટો આપવા માટેનું શાહઝાદી મેરીનું ફંડ ગઇ રાત્રે ૧,૫૩,૨૦૦ પૌંડ સુધી પહોંચ્યું છે. દાનમાં મુંબઇના પારસીઓ તરફની એક ઉદાર બક્ષેશ છે. (શાહઝાદીએ પોતાની અપીલમાં ૧,૦૦,૦૦૦ પૌંડ માગ્યા હતા. ભેટો બ્રિટિશ અને હિંદી તમામ સિપાઇઓને આપવાની છે.)

પોલાંડમાં સખત ઝપાઝપી.

પીટ્રોગ્રેડ, ૨૨ મી ડીસેંબર.

તારીખ ૨૧મીએ નીચલી વિશ્ચુલા અને પિલિકા નદી વચ્ચે સખત ઝપાઝપી થઈ હતી. જર્મન હુમલાને પાછા હઠાવ્યા છે. પિલિકા અને ઉપલી વિશ્ચુલા વચ્ચે બે હજાર ઓસ્ટ્રિયનો પકડાયા છે.

જર્મનોની ખોરાક બદલવાની દરખાસ્ત.

આમ્સટર્ડામ, ૨૧ મી ડીસેંબર.

બર્લિન યુનિવર્સિટીના પ્રોફેસરોએ પોતાની પ્રજાને એવી અપીલ કરી છે કે મિત્ર રાજ્યો તેને ભૂખે મારવા ઇચ્છે છે તે નિષ્ફળ કરવાને ખોરાકનો ફેરફાર કરવો જોઇએ. તેઓ બટેટાં, ફ્રૂટ, વગેરેની ભલામણ કરે છે.

નવું ઇજિપ્ત.

ખારટુમ, ૨૩ મી ડીસેંબર.

નવા સુલતાન તખ્તનશીન થવાથી ખારટુમમાં અને સુદાનની અંદર બધે મુખ્ય સ્થાને ઉત્સવ પળાયો છે લશ્કરના અમલદારોએ અધીનતાના કસમ લીધા છે.

સમગ્ર હિંદને શોક.

આપણા માનવંતા અને દિલસોજ વ્હાઇસરોય લૉર્ડ હાર્ડિન્જના પુત્ર લેફ્ટેનંટ હાર્ડિન્જ, જેઓ બહાદુરી માટે ઈલકાબ મેળવીને જખમી હોવાથી ઇસ્પિતાલમાં હતા, તેઓ સ્વર્ગવાસી થવાથી સમગ્ર હિંદને અતિશય શોક થયો છે. પ્રભુ તેના આત્માને શાંતિ આપો.

નિવેદન.

☞ આજના અંકની સાથે જેના ઉપર જર્મનીએ પહેલો હુમલો કરેલો તે લક્ષેંબર્ગની રાજ્યકર્ત્રી ડચેસ મેરી એડીલેડનો ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ કરીએ છીએ.

બાપનમર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૫મી જાન્યુઆરી, ૧૯૧૫. [અંક ૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૫ મી જાન્યુઆરી ૧૯૧૫.

## બ્રિટિશ કેસરી સિંહ.

કેસરી સિંહ-એ શબ્દ આજકાલ ઘણાએ સાંભળ્યો છે, પણ જૂનાં ચારણોની વાતો લુપ્ત થતી જતી હોવાથી તેનો સ્પષ્ટ ખયાલ થોડાને હોવાનો સંભવ છે. એ ખયાલ સાચા વીર પુરુષોના સ્વભાવનું અવલોકન કરવાથી કેટલેક અંશે આવી શકે છે. ઊંચી દૃષ્ટિથી જોવામાં આવે, તો આખી બ્રિટિશ પ્રજા અત્યારે એક પુરુષસિંહ છે. "ગામ હોય ત્યાં ઢેઢવાડો પણ હોય," એ જૂની કહેવત પ્રમાણે એ પ્રજામાં પણ ઢેઢો છે. કારણકે જનમથી ઢેઢ લોકે હિંદુસ્તાનમાંજ હોઇ શકે છે, છતાં સ્વભાવથી ઢેઢ તો દુનિયામાં બધે ઠેકાણે બેઠા છે. તોપણ ગામની પરીક્ષા જેમ ગામના મહાજન ઉપરથી થાય છે, તેમ દેશની પરીક્ષા દેશના મહાજન ઉપરથી કરવી જોઇએ. એ રીતે જોતાં જણાશે કે બ્રિટિશ પ્રજા સાચી ક્ષત્રી પ્રજા છે: અને લોકે જેમ આપણા શીખ ભાઇઓ પોતાને સિંહ કહેવરાવે છે તેમ તેઓ કહેવરાવતા નથી, છતાં સ્વભાવમાં સિંહ છે. એ સિંહસેનાના વિક્રમને વિજયને માર્ગે દોરવાને જે મર્દની ગ્રેટ બ્રિટને નીમણુક કરાવી છે, તેને આપણે બ્રિટિશ કેસરી સિંહ કહીએ, તો આપણને લોર્ડ કિચનર અને કેસરી સિંહ બન્નેના સ્વભાવ કંઇક વધારે સ્પષ્ટ રૂપમાં સમજાશે.

### લોર્ડ કિચનર.

વ્હાઇકાઉન્ટ હોરેશિયો હર્બર્ટ કિચનર, બ્રિટિશ ફીલ્ડ માર્શલ, લેફ્ટેનંટ કર્નલ એચ. એચ. કિચનરના પુત્ર થાય, અને બાલી લોંગફોર્ડ, કેરી, માં ઇ. સ. ૧૮૫૦ના જૂનની ૨૪મી તારીખે જન્મ્યા હતા ૧૮૬૮માં તેઓ વુલિચની "રોયલ મિલિટરી એકેડેમી"માં દાખલ થયા; અને ૧૮૭૧માં "રૉયલ એંજિનિયરો"માં બીજા લેફ્ટેનંટ નિમાયા. કેટલોક વખત તેણે સાઇપ્રસ અને પેલેસ્ટાઇનમાં સરવેયર તરીકે કામ કર્યું; અને ૧૮૮૩ માં કપ્તાન થતાં ઇજિપ્તના લશ્કરમાં જોડાયા, કે જે લશ્કરને તે વખતે બ્રિટિશ અમલદારોએ સુધારવા માટે હાથમાં લીધું હતું. પછીના વરસમાં તેણે નાઇલ નદી ઉપરના બ્રિટિશ સેનાના એક અમલદાર તરીકે કામ કર્યું, અને સારી નોકરીથી ક્રમે ક્રમે મેજર અને લેફ્ટેનંટ કર્નલ નિમાયા. ૧૮૮૬ થી ૧૮૮૮ સુધી તે સ્વેકિનમાં કમાંડન્ટ હતા; અને ૧૮૮૮માં હાન્ડબની લડાઇની અંદર સખ્ત રીતે જખમી થયેલા. ૧૮૮૮માં ગેમેઇઝિએહ અને ટોસ્કીની લડાઇઓમાં તે એક બ્રિગેડના ઉપરી હતા. ૧૮૮૯થી ૧૮૯૨ સુધી તેણે લશ્કરમાં મદદનીશ જનરલ

તરીકે કામ કર્યું. ૧૮૮૮માં તે બ્રિટિશ સેનામાં ઓનરરી (બ્રિવેટ) કર્નલ થયા હતા, અને ૧૮૮૯માં ટોસ્કીની લડાઇ પછી સી. બી. નો ઇલ્કાબ મેળવવા ભાગ્યશાળી થયા. ૧૮૯૨માં કર્નલ કિચનર સર ફ્રાન્સિસ ગ્રેનફેલ પછી ઇજિપ્તના લશ્કરના સરદાર થયા; અને ત્રણ વરસ પછી, જ્યારે તે ખદીવનાં લશ્કરોને ફરી વ્યવસ્થિત કરવાનું કામ પૂરૂં કરી રહ્યા, ત્યારે વાદી હલફાની તકરારી સરહદ પર ચડાઇ લઇ જવાને એક લશ્કર તૈયાર કરવા લાગ્યા. સુદાનમાં આગળ વધવા સારૂ તેણે તૈયારી એવી પાકી કરેલી, કે તેની સર્વત્ર તારીફ થઇ. ૧૮૯૬માં જુનની ૭મી તારીખે કિચનર ફરકેતની લડાઇ જીત્યા, અને સરહદ તથા રેલવે ડોંગોલા સુધી લઇ ગયા. ૧૮૯૭માં ઓગસ્ટની ૭મી તારીખે સર આર્ચિબાલ્ડ હંટરની અબુ હમીદની ફત્તેહથી ઇજિપ્તનો વાવટો એક મુકામ આગળ વધ્યો; અને ૧૮૯૮માં મેહદીની સત્તાને નાબૂદ કરવાનો નિશ્ચય ઇજિપ્તવાસીઓની કુમકમાં એક બ્રિટિશ લશ્કર મોકલવાથી ખુલ્લી રીતે સૂચવાયેલો. સરદાર કિચનર સંયુક્ત લશ્કરના કમાંડન્ટ હતાં. ૧૮૯૬માં તે બ્રિટિશ મેજર- જનરલ થયા હતા, અને કે. સી. બી નો ઇલ્કાબ પામ્યા હતા. સંયુક્ત લશ્કરે એપ્રિલની ૮મી તારીખે અતબારા નદી ઉપર મેહદીના "ઝરીબા" ઉપર છાપો માર્યો; અને બ્રિટિશ લશ્કર વધારીને છેવટે ખાર્ટૂમ પર ચડાઈ કરવા જેટલી તૈયારી થઈ. સપ્ટેમ્બરની ૨ જી તારીખે ઓમડરમેનની ફત્તેહથી કિચનરના કામની પૂર્ણતા થઇ, અને મેહદીઓની સત્તા બિલકુલ નાબૂદ થઈ, જે માટે તેને ખાર્ટૂમના બેરન કિચનરનો અમીરી ઇલ્કાબ મળ્યો, જી. સી. બી. ની એનાયત થઇ, પાર્લમેંટે ઉપકાર માન્યો, અને ૩૦,૦૦૦ પૌંડની ગ્રાંટ આપવામાં આવી. એક વરસ પછી, હજી ઇજિપ્તની સેનામાં સરદાર હતા ત્યાંજ, તે લેફ્ટેનંટ—જનરલ થયા, અને દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં લોર્ડ રોબર્ટ્સની પાસે સ્ટાફના ઉપરી નિમાયા. અહીં તેણે પાર્ડીબર્ગના વ્યૂહમાં, બ્લોમફોન્ટીન ઉપર ચડાઇમાં, અને પાછળથી ઉત્તરે પ્રીટોરિયા પરના વિક્રમમાં સેવા કરી; અને ૧૯૦૦ના નવેંબરમાં લોર્ડ રોબર્ટ્સ ઇંગ્લંડ પાછા ફર્યા, ત્યારે કમાન્ડર ઇન ચીફ થયા, તથા સ્થાનિક જનરલની પદવી પામ્યા. ૧૯૦૨ના જૂનમાં એ લાંબો અને કષ્ટદાયક વિગ્રહ પૂરો થયો; અને કિચનરને વ્હાઇકાઉન્ટનો ઇલ્કાબ, વિશિષ્ટ સેવા માટે જનરલની પદવી, પાર્લમેંટના "થેંક્સ", તથા ૫૦,૦૦૦ પૌંડની ગ્રાન્ટ એનાયત થયાં.

. . .

સુલેહ પછી તરત તે હિંદુસ્તાનમાં ઇસ્ટ ઇંડીઝના કમાન્ડર ઇન ચીફ તરીકે સિધાવ્યા, અને એ પદવી પર સાત વરસ રહ્યા, તે મુદતમાં ઘણા મહત્ત્વના સુધારા કર્યા એટલુંજ નહીં, પણ બ્રિટિશ અને હિંદી લશ્કરની તમામ ગોઠવણ નવેસરથી કીધી. ૧૯૦૯માં હિંદુસ્તાન છોડતાં તે ફીલ્ડ માર્શલ થયા, અને ભૂમધ્ય સમુદ્રમાં કોનોટના ડ્યુકની જગ્યાએ કમાન્ડર ઇન ચીફ અને હાઇ કમિશનર નિમાયા. જાપાન જઇ આવીને તે શહેનશાહતનાં સંસ્થાનોનાં લશ્કરોની તપાસણી માટે પ્રવાસે નિકળ્યા, અને ઓસ્ટ્રેલિયા તથા ન્યુઝીલાંડની અંદર રક્ષણની સ્થાનિક યોજનાઓમાં મદદ કરી. આ મિશનમાં તે બહુ સફળ થયા, અને બહુ માન પામ્યા. પણ ૧૯૧૦ના એપ્રિલમાં ઇંગ્લંડ પાછા ફર્યા પછી તેણે એ જગ્યાની ના પાડી, અને જૂનમાં તે જગ્યાએ સર આઇસેન હેમિલ્ટનની—નીમણુક થઈ. . . . . . . .

૧૯૧૧ માં તે ઇજિપ્તમાં બ્રિટિશ એજન્ટ અને કોન્સલ-જનરલ નિમાયા, અને વર્તમાન મહાવિગ્રહ શરૂ થયો, ત્યારે એજ પદવીએ હતા.

રવિવાર, તારીખ ૨જી ઓગસ્ટ ૧૯૧૪ને રોજ "ટાઇમ્સ"માં જાહેર થયું, કે લોર્ડ કિચનર ઇંગ્લંડ છોડીને ઇજિપ્ત જાય છે. આગલે દિવસે જર્મનીએ રશિયા સાથે વિગ્રહ જાહેર કર્યો હતો, અને લક્ષેંબર્ગની તટસ્થતાનું ઉલ્લંઘન કર્યું હતું; અને તેજ દિવસે બેલ્જિયમને લડાઇનું કહેણ મોકલવામાં આવ્યું હતું, તથા તેનાં લશ્કરો ફ્રેંચ સરહદને ઓળંગતાં હતાં. એ વખતે એમ મનાતું હતું કે લોર્ડ હેલ્ડેન મિ. એસ્કિવથની પાછળ વિગ્રહખાતાના પ્રધાન નિમાશે. પણ ઘણા લોકોને એમ લાગતું હતું, કે આવા કટાકટીના મામલામાં એક ઓછા અનુભવના સિવિલિયનને વિગ્રહનો કારભાર સોંપવામાં સલામતી નથી.

૧૯૦૯માં મિ. બ્લેચફોર્ડ નામના સોશિયલિસ્ટે એવી સલાહ આપી હતી, કે લોર્ડ કિચનરે એંગ્લો-જર્મન વિગ્રહ માટે પ્રજાને તૈયાર કરવી જોઇએ. પણ લોર્ડ રોબર્ટ્સની ચેતવણી અને સલાહની માફક તેની ચેતવણી અને સલાહ ઉપર કશું ધ્યાન આપવામાં આવ્યું નહોતું. પણ જ્યારે જર્મનીએ પોતાનાં રાક્ષસી લશ્કરો ફ્રાન્સ અને બેલ્જિયમમાં ઉતારવા માંડ્યાં, ત્યારે જમાનાના સર્વોપરિ નહીં તો સર્વોપરિ જનરલોમાંના એકને મુખ્ય પ્રધાનની પાછળ વિગ્રહ-ખાતાના પ્રધાન નીમવાની પ્રજાની માગણી થતાં કારભારીઓથી સામે થવાય એવું રહ્યું નહીં.

૫મી ઑગસ્ટે ટાઇમ્સે લોકોના અવાજને જાહેર કર્યો, અને તેજ દિવસે પાછળથી મુખ્ય પ્રધાને ખબર આપી, કે વિગ્રહખાતાના પ્રધાનની જગ્યા લૉર્ડ કિચનરને સમર્પિત થતાં તેણે તે સ્વીકારી છે.

લૉર્ડ કિચનરે જે જે કામ હાથમાં લીધાં છે, તેની અંદર કોઇમાં પણ તે નિષ્ફળ થયેલ નથી. આગલા વખતમાં લોકો જે રીતે વેલિંગ્ટન અને નેલ્સન તરફ વળેલા, તે રીતે હાલના અણીના વખતમાં સ્વાભાવિક રીતે તેના તરફ વળ્યા છે. તેની લોહ જેવી આસમાની આંખો અને શાંત દૃઢ અવાજ તેના લક્ષણને પ્રગટ કરે છે. ડ્રેસ્ડનની શેરીઓમાં પોતાનાં થાકેલાં લશ્કરોને ચલાવતા નેપોલિયનને જોનાર એક જર્મને કહેલું કે, "તેની આંખો જુલમગારની અને તેનો અવાજ સિંહનો છે." લૉર્ડ કિચનરની આંખો એક એવા મર્દની આંખો છે, કે જેની ઇચ્છા ધર્મને અધીન છે, પોતાની મહત્વાકાંક્ષાને નહીં.

મિ. જ્યોર્જ સ્ટીવન્સ કરીને એક પ્રખ્યાત ઇંગ્લિશ જનલિસ્ટે ઓમડરમેનની લડાઇને વખતે લોર્ડ કિચનરનું વર્ણન આપ્યું છે, તે ખાસ વાંચવા લાયક છેઃ—

"મેજર-જનરલ સર હોરેશિયો હર્બર્ટ કિચનર ૪૮ વરસની ઉમરના છે; પણ એ અપ્રસ્તુત છે. તે ૬ ફુટ કરતાં થોડાક ઇંચ વધારે ઊંચા અને ભાલાની માફક સીધા છે, અને

ઘણુંખરાં માણસોનાં માથાં ઉપર થઇને જોઈ શકે છે; તેની હીલચાલો વિચારપૂર્વક અને સબલ છે; પાતળા પણ દૃઢ બાંધાના હોઇને તે શક્તિ અથવા ચપળતાના કરતાં અથાગ, લોઢાના વાળા જેવી સહનશક્તિ માટે ઘડાયેલ જણાય છેઃ એ પણ અપ્રસ્તુત છે. નિશ્ચયસૂચક ભમ્મરોથી આચ્છાદિત સ્થિર આવેશરહિત આંખો, ઈંટના જેવા લાલ જેરા ભરેલા ગાલ, અચલ વદનને ઢાંકતી લાંબી મૂછ; તેનો ચહેરો કટ્ટો છે, તેથી સ્નેહ કે તિરસ્કાર કશાને ઉત્તેજન મળતું નથી. આ બધું પણ અપ્રસ્તુત છેઃ ઉમર, કે આકૃતિ, કે ચહેરો કે કશી બહારની બાબતને સરદારના આંતર સ્વરૂપ સાથે સંબંધ નથી. બધી બહારની બાબતો જૂદી હોય, તોપણ તમે તેનાં લક્ષણને તેવુંજ કલ્પી શકો. ઝિંદગીની બહાર સિવાય તેને કશી ઉમર નથી, મનને વહન કરનાર સિવાય કશું શરીર નથી, અને મગજને પાછળ રાખનાર સિવાય કશો ચહેરો નથી. મગજ અને ઇચ્છાશક્તિ એ નરનાં તત્ત્વ અને તે પોતે છે—મગજ અને ઇચ્છાશક્તિ પોતાનું કામ કરવામાં એવાં સંપૂર્ણ છે, કે અતિશય સંકટનો વખત હોય ત્યારે પણ કશી ગડમથલનું ભાન તેમને થયું જણાતું નથી. તમે સરદારની એવીજ કલ્પના કરી શકો, કે તે કર્તવ્યમાં જે યોગ્ય હોય તે જોઈ શકે છે અને કરે છે. તેની ચોકસાઇ એવી અમાનુષ પ્રકારે સાચી છે, કે તે માણસના કરતાં સંચાને વધારે મળતા છે. તમને લાગે છે કે તેનો પેટંટ લેવો જોઇએ, અને પરિસના ઇન્ટરનેશનલ એક્ઝિબિશનમાં તેનું પ્રદર્શન કરવું જોઇએ. બ્રિટિશ શહેનશાહતઃ એક્ઝિબિટ નં. ૧. હરીફાઇથી બહાર. સુદાનનો સંચો."

હિંદુસ્તાનમાં કમાન્ડર ઇન ચીફ હતા, ત્યારે સેના ઉપરના અંકુશમાં તેની સાથે કાઉન્સિલના મિલિટરી મેંબરનો ભાગ હતો. લૉર્ડ કિચનરે એ દૂર કરવાને યત્ન કરેલો, અને તેમાં લૉર્ડ કર્ઝન સાથે તકરાર થયેલી. પરિણામે લૉર્ડ કર્ઝનને રાજીનામું આપવું પડેલું.

ઓમડરમેનની લડાઇ પછી, જે જર્મનો પોતેજ સાંગ્રામિક વિદ્યાના સર્વોપરિ જ્ઞાતા છે એમ માનતા થયેલા, તેઓ ખાર્ટૂમના આદમીની હીલચાલો કંઇક બેચેનીથી તપાસતા રહ્યા હતા. મહાવિગ્રહની પહેલાંનાં વરસોમાં જો તેની નીમણુક કેરોને બદલે વિગ્રહખાતાની ઑફિસમાં થઇ હોત, તો યુરૂપ પર કૂદી પડવાની જર્મન યોજનાઓ કદાચ બાજુએ મૂકાત, અથવા મુલતવી તો રખાતજ. કૈસરને પોતાને લૉર્ડ કિચનરને માટે ભયને મળતી માનની લાગણી છે

કાર્લાઇલે જર્મનોને કહેલું કે ગ્રેટ બ્રિટનમાં ઘણાખરા મૂર્ખોજ વસે છે. બર્લિનના દાંડો જોઈ શકેલા, કે આ એક બ્રિટન એવો છે, કે જે મૂર્ખ પણ નથી અને દાંડ પણ નથી.

લૉર્ડ કિચનર કારભારીઓના પક્ષોની નકલી લડાઇથી અલગ રહેલા છે. મહાવિગ્રહ શરૂ થયો, ત્યારે પોતાના રાજાની અને દેશની રણમાં અગર મંત્રીસભામાં સેવા કરતાં તેને ચાળીશ વરસ કરતાં વધારે વખત થયો હતો..

આ ટૂંકી હકીકત ધ્યાનથી વાંચનાર અને વિચારનાર જોઈ શકશે કે આ બ્રિટિશ કેસરી સિંહથી કૈસર ડરતા હોય, તો તેમાં નવાઇ નથી.

વળી, અમે ઉપર કહી ગયા તેમ સમગ્ર ગ્રેટબ્રિટનનું રૂપ હાલ પુરુષસિંહનું છે. ગિલ્ડહોલમાં આપેલા ભાષણમાં મુખ્ય પ્રધાનંના શબ્દો પણ સિંહનાદ જેવા છે:—

"જ્યાં સુધી બેલ્જિયમને તેણે બલિદાન આપેલું છે તે બધું અને તે બધા કરતાં વધારે મળશે, જ્યાં સુધી ફ્રાન્સ ચડાઇની ધમકીથી સંપૂર્ણ રીતે સુરક્ષિત થશે, જ્યાં સુધી યૂરપની ન્હાની પ્રજાઓના હકો અચલ પાયાઓ પર સ્થાપિત થશે, અને જ્યાં સુધી પ્રશિયાની લશ્કરી આપખુદી પૂરેપૂરી અને છેવટની નાબૂદ થશે, ત્યાં સુધી અમે તરવાર કદાપિ મિયાન કરવાના નથી".

આ વિચારો માત્ર મુખ્ય પ્રધાન મિ. એસ્કિવથના છે એમ સમજવાનું નથી. પાછળથી પ્રસિદ્ધ થયેલા એક પત્રમાં એજ વિચારો દર્શાવાયા છે, અને તેના પર મિ. બાલફોર, લૉર્ડ રોઝબરી, વગેરે બન્ને પક્ષના મુખ્ય કારભારીઓની સહીઓ છે.

## હિંદનો હિસ્સો.



હિંદના વીરપુત્રો આ મહાવિગ્રહમાં પોતાનું લોહી રેડી રહ્યા છે તે નિષ્ફળ જશે નહીં. ધર્મલાભ થાય છે તે તો સ્પષ્ટ છે પણ તે ઉપરાંત બ્રિટિશોની સાથે આપણી બંધુતાના પાયા સ્થપાતા જાય છે. લંડનની "કિંગ્ઝ કૉલેજ" માં મિ. ગ્રેહામ વૉલસ "બ્રિટન અને દેશી જાતિઓ" સંબંધી વ્યાખ્યાન આપતાં કહે છે:—

"જ્યારે એક જાતિ બીજીને બોલાવે અને કહે, કે 'હું સંકટમાં છું, તું આવ, અને હું જીવી શકું તેટલા માટે તારા જીવનનું બલિદાન આપ,' ત્યારે એવી સ્થિતિ ઉત્પન્ન થાય છે, કે તે સ્વીકારવાની સાધારણ નીતિવાળી કોઈ પણ પ્રજા ના પાડી શકે નહીં. ભવિષ્યમાં, જેમણે આપણી સાથે હથિયાર ઉપાડ્યાં છે, અને જેમની કબરો બ્રિટિશ સિપાઇઓની સાથેજ ફ્રાન્સ અને ફ્લાન્ડર્સમાં થયલી છે, તેઓ બ્રિટિશ લોકોની લાગણીને અપીલ કરવાને કહી શકશે, કે 'જો તમે એમ માનતા ન હતા કે અમે તમારા બંધુઓ અને સોબતીઓ છીએ, તથા શહેનશાહતના સંબંધમાં સમાન છીએ, તો શા માટે તમે અમને તમારી ખાતર મરવા સારૂ બોલાવ્યા?'"

ઉપલા શબ્દો સાંભળતાં એક સહૃદયનો એવો ઉદ્ગાર નિકળી ગયો હતો, કે "આવા ઉદાર પુરુષો જે દેશમાં વસતા હોય તેની હાર કેમ થાય?"

## હિંદની ફરજ.



પણ હિંદના હિસ્સા અને હિંદના હકની વાત થોડી વાર બાજુએ રાખીને આપણે હિંદની ફરજ શી છે તે વિચારીએ. हिंदनी फरज शी छे?

સંક્ષેપમાં કહીએ તો હિંદની ફરજ પોતાના પ્રભુને પોતાના બધા હૃદયથી ચાહવાની અને પોતાના પડોસીને પોતાની માફક ચાહવાની છે.

બ્રિટિશો આપણા પરોસી છેઃ આપણા રક્ષક છે: બ્રિટિશ સલતનતના સામ્રાજ્યોમાં સર્વોપરિ વાવટા નીચે આપણા ભાઇઓ છે. તેમની સાથે સત્યની ખાતર લડવું અને મરવું એ આપણી ફરજ છે. જર્મનો ઉપર દયા લાવવાની બેશક જરૂર છે, પણ સાચી દયાનું રૂપ અત્યારે પ્રચંડ મહિષાસુરી માતાનું છે. મહિષાસુરનું તો મર્દનજ ઘટે. બ્રિટેનિયા કલિયુગના આ મહાભારતમાં અત્યારે ભાગ લે છે. હિંદ પણ પોતાના હજારો પુત્રોને મોકલી આપીને ધર્મના પક્ષમાં લોહી રેડી રહેલ છે. જેમ જેમ બહારથી દેશનું લોહી નિકળતું જાય છે, તેમ તેમ પ્રાણમાં કંઇક નવીન લોહી ઉતરતું પણ પ્રતીત થાય છે. અને પરિણામ? શું પરિણામ સંબંધી કોઇને પણ શંકા હોવી જોઇએ? આપણા જેવા આસ્તિક દેશમાં હોવી જોઇએ? મહાભારતમાં વ્યાસજી શું કહે છે? ખરેખર, यतो धर्म स्ततो जयः! એટલે વિજય આપણા પક્ષનો અવશ્ય થવાનો છેઃ આપણો પક્ષ એટલે મિત્ર રાજ્યોનો પક્ષઃ આપણો પક્ષ એટલે ગ્રેટ બ્રિટનનો પક્ષ. કેસરી સિંહનું સ્વરૂપ જેઓ સમજે છે એમને એ વિષયમાં લેશ માત્ર શંકા નથી.



## લડાઈના તાર.



જર્મન ઉદારતા.

આમ્સટર્ડામ, ૨૩ મી ડીસેંબર.

જર્મનો દુઃખી બેલ્જિયનો પાસેથી નાણાં કઢાવ્યા કરે છે. જે છોકરાઓ સેનામાં સેવા કરે છે તેમનાં માબાપોને ભારે દંડ ભરવા પડે છે, અને છોકરાઓની ગેરહાજરીની સાથે એ દંડો પણ લંબાતા જાય છે. તરેહ તરેહના વેરા નંખાય છે; સુરઘાંવાળાઓને દર સુરઘાં દીઠ વેરો ભરવો પડે છે. દારૂ અને બીડીઓ જર્મન સિપાઇઓ માટે જ્યાં દેખાય ત્યાંથી લઇ લેવામાં આવે છે. જર્મનો હોટેલો અને બીજાં મકાનોનાં બારી બારણાં બળતણ તરીકે વાપરે છે, અને વસ્તી અતિશય હેરાન છે.

રશિયામાં કેદીઓ.

પીટ્રોગ્રેડ, ૨૬ મી ડીસેંબર.

રશિયામાં ૨૩મી ડીસેંબરે જર્મન કેદીઓમાં ૧,૧૪૦ અમલદારો અને ૧૩૧,૭૩૭ સિપાઇઓ હતા; અને ઓસ્ટ્રિયનોમાં ૩,૧૮૧ અમલદારો તથા ૨૨૧,૪૪૭ માણસો હતા. કુલ સંખ્યા ૩૬૦,૦૦૦.

નિરાશ્રિત બેલ્જિયમ.

ફિલાડેલ્ફિયા, ૨૯ મી ડીસેંબર.

એક બેંકર કહે છે કે લોકો મરવા માંડ્યાં છે. બરાબર ખોરાક ન મળવાથી ઘણાંને મરડો વગેરે દરદો થાય છે. વસ્તીના ત્રીશ ટકા બિલકુલ નિરાશ્રિત છે.

મદ્યનિષેધ.

પીટ્રોગ્રેડ, ૩૦ મી ડીસેંબર.

બધી હોટેલો અને કલબોમાં કોઈ પણ પ્રકારનો દારૂ વેચવો નહીં, એવો મનાઈ હુકમ બહાર પડયો છે.

ગેલીશિયામાં આગળ ધસારો.

પીટ્રોગ્રેડ, ૩૧ મી ડીસેંબર.

વિશ્ચુલાના ડાબા કિનારા ઉપર શાંતિ છે, માત્ર બોલીમો અને ઇનોવલોઝ પાસે સખત મારામારી ચાલ્યા કરે છે. જર્મનોની અતિશય ખુવારી થાય છે. રશિયનો ફત્તેહમંદીથી પશ્ચિમ ગેલીશિયામાં આગળ વધે છે, અને કાર્પેથિયન પહાડોના માર્ગો માટે લડે છે તથા સફળ થાય છે.

સિવિલિયનો ઉપર જર્મન અત્યાચાર.

લંડન, ૩૧ મી ડીસેંબર.

સાત જર્મન હવાઈ વહાણોએ અર્ધો કલાક સુધી ડન્કર્ક ઉપર બોંબ નાંખ્યા છે. બધી દિશામાં મકાનો તૂટી પડ્યાં છે. ૧૫ માણસો મરણ પામ્યાં છે, અને ૨૦ જખમી થયાં છે. લશ્કરે ગોળીબહાર કરેલો, પણ હવાઈ વહાણો ન્હાસી ગયાં.

## નિવેદન.

લડાઈ ક્યાં ચાલે છે તે સમજી શકાય તેવો નકશો તૈયાર થાય છે. પૂરો થયે અમારા વાંચનારાઓને ભેટ આપવામાં આવશે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૨મી જાન્યુઆરી, ૧૯૧૫. [અંક ૭.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૨ મી જાન્યુઆરી ૧૯૧૫.

## ગાયત્રીમંત્ર.

ગાયત્રીમંત્ર આપણા વેદમાં સર્વોપરિ મંત્ર ગણાય છે. આજ પણ આપણા દેશમાં ઘણા બ્રાહ્મણો એ મંત્રનો ત્રિકાલ જપ કરે છે. "માનવ ધર્મશાસ્ત્ર" નામે પુસ્તકમાં ભગવાન મનુએ લખ્યું છે, કે "न सावित्र्याः परो मंत्रः", એટલે સાવિત્રી અથવા સવિતા સંબંધી મંત્રથી ચઢિયાતો બીજો કોઇ પણ મંત્ર નથી. મંત્ર એટલે ગુપ્ત વાત. ત્યારે એ સાવિત્રી ગાયત્રીમંત્ર શો છે, એ આપણે વિચારીએ. મૂળ મંત્ર શબ્દમાં ઘણોજ ન્હાનો છે, જોકે અર્થમાં એટલો મોટો છે, કે તે પર ઘણાં પુસ્તકો લખી શકાય. તે નીચે પ્રમાણે છે:—

॥ "तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्" ॥

અર્થ:—"તે સવિતા દેવના શ્રેષ્ઠ તેજનું અમે ધ્યાન કરીએ છીએ, જે અમારી બુદ્ધિઓને ચલાવે." સવિતા એટલે પેદા કરનાર. પેદા કરનારનું તેજ દૂરથી સૂરજના જેવું દેખાય છે તેટલા માટે, અને સૂરજ સવિતાના પ્રતિબિંબ જેવો હોવાથી, સૂરજ પણ વ્યવહારમાં સવિતા કહેવાય છે. છતાં ગાયત્રીમંત્રમાં જે સવિતાના તેજની વાત છે તે તેજ બુદ્ધિઓને ચલાવનાર હોવાથી માનસિક છે, અને તેટલા માટે તે સવિતા પણ માનસિક અથવા આંતર છે. એ સવિતા સંબંધી ઘણા પ્રકાશક મંત્રો વેદમાં આપેલા છે, પણ આપણા દેશમાં આજકાલ થોડાજ માણસો એ પુરાતન લેખો—અથવા વધારે ચોકસ રૂપમાં બોલીએ તો શબ્દો—નો અભ્યાસ કરે છે.

પેદા કરનાર પરમેશ્વર પોતાની બુદ્ધિને ચલાવે એવી પ્રાર્થના જો સમજીને કરવામાં આવે, તો તેથી બુદ્ધિને ઘણો પ્રકાશ મળવો જોઇએ. પણ વર્તમાન કાલમાં થોડાજ બ્રાહ્મણો અને ક્ષત્રિયો અને વૈશ્યો વેદની પુરાતન ભાષા સમજવા જેટલું જ્ઞાન ધરાવે છે. જ્યાં જ્ઞાન છે ત્યાં શ્રદ્ધા નથી, અથવા કહેવાતું જ્ઞાન શ્રદ્ધા વગરનું હોવાથી માત્ર બ્રહ્મરાક્ષસનું જ્ઞાન છે.

હવે, પેદા કરનાર પરમેશ્વર આપણી બુદ્ધિઓને ચલાવે, એવી જો માણસની ખરેખરી ઇચ્છા હોય, તો તે દરેક કામમાં પ્રગટ થવી જોઇએ. માણસ ગમે તે ધંધો કરતો હોય તેમાં તેને બુદ્ધિ વાપરવાની હોય છે, અને "પરમેશ્વર અમને પ્રકાશ આપીને દોરે," એવી જેઓ ઇચ્છા રાખતા હોય, તેઓ પરમેશ્વરના નિયમને માન આપનાર હોવા જોઇએ. જર્મન કૈસર અને પ્રિન્સ બિસ્માર્ક જેવા

કેટલાક માણસો કોઈ પણ નિયમને પરમેશ્વરના નિયમ માનતા નથી; પણ બ્રિટનના અને હિંદના બધા આસ્તિક લોકો કબૂલ કરશે, કે ચોરી, ખૂન, વ્યભિચાર, એ ગુન્હાઓ પરમેશ્વરના નિયમથી વિરુદ્ધ છે. એ ગુન્હાઓ કરનાર દુનિયામાં ભલે બચી જતા હોય, અને આબરૂદારમાં ખપતા હોય, પણ પરમેશ્વરની પોલિસની તેઓ નજરમાં છે, અને મરણ પછી લોઢાની બેડી કરતાં વધારે દુઃખદાયક બેડીઓમાં કેદ થવાના છે.

---

## પ્રિન્સ બિસ્માર્ક અને કૈસરઃ દુઃશાસન અને દુર્યોધન.

જર્મનીને અમે ભૂલી શકતા નથી તે માટે નિરુપાય છીએ. અમારાં લખાણોમાં "મોનોટોની" લાગે, તે માટે અમે નિરુપાય છીએ. "મોનોટોની" તો લાગ્યા વગર કેમ રહે? જ્યારે ને ત્યારે જર્મનીની અને જર્મનોની વાત. અમારા વાંચનારમાંથી કદાચ કોઈ એમ પણ કહી શકે, કે—

"જર્મની જર્મની ભૂંડી, કાં હમેશાં કહ્યા કરો?
બધાએ બનતા ભૂંડા, ચાલે જ્યાં માનવીમરો!"

પણ અમારે કહેવાનું એજ છે કે લડનારમાં બધા સરખા નથી. કેટલાક દુર્યોધનના પક્ષના અને કેટલાક ધર્મના પક્ષના છે. કૈસર પોતે સાક્ષાત આ મહાભારતના દુર્યોધન છે. પ્રિન્સ બિસ્માર્ક નામના પ્રશિયાના પ્રખ્યાત કારભારી એક દુઃશાસન જેવા થઇ ગયા.

બિસ્માર્કે લશ્કરને આપેલો સંદેશો ઇતિહાસમાં નોંધાયો છે, અને નીચે પ્રમાણે હતોઃ—

"સૌથી પહેલી વાત એ, કે જે શહેરો ઉપર તમે ચડાઇ કરો, ત્યાંના રહેવાસીઓ ઉપર તમારે વધારેમાં વધારે નાંખી શકાય તેટલું દુઃખ નાંખવું. * * * જે લોકોમાં થઈને તમે કુચ કરો, તેમનામાં તમારે માત્ર રોવા માટે આંખો રહેવા દેવી."

"અરે તારી જાતનો કાફર મારૂં"! એવો ઉદ્‌ગાર ઉપલા શબ્દો સાંભળતાં એક મસ્ત કવિના વદનથી નિકળી ગયો હતો.

હવે દુર્યોધનના શબ્દો સાંભળવા છે? કૈસરે કહેલું છે, કે—

"જેઓ તમારા હાથમાં પડે તેના પર કશી દયા લાવશો નહીં—એટ્ટિલાની સરદારી નીચે જેવી હૂનોએ આબરૂ મેળવેલી તેવી આબરૂ મેળવજો."

ઉપલી આજ્ઞા એક જંગલીની આજ્ઞા છે. એવું એટ્ટિલાનો ઇતિહાસ જાણનાર હરકોઇ સમજી શકશે. પણ એટ્ટિલાનો ઇતિહાસ ગુજરાતી ભાષા માત્ર કે સંસ્કૃત ભાષા માત્ર સમજનાર જાણી શકે તેવાં સાધનો હજી પ્રાપ્ત થયાં નથી. અમે તે તેટલા માટે અહીં ઉતારીએ છીએ.

---

## હૂન લોકોનો રાજા એટ્ટિલા.

હૂન લોકોનો રાજા એટ્ટિલા ઇ. સ ૪૩૩માં તેનો કાકો રાઉઆ ગુજરી જતાં તેના ભાઈ બ્લેડાની સાથે રાજા થયો હતો. બ્લેડા સંબંધી આપણે થોડુંજ સાંભળીએ છીએ. તે ૪૪૫ના અરસામાં કદાચ તેના ભાઇના હુકમથી મરણ પામેલો. પોતાના અમલનાં પહેલાં આઠ વરસમાં એટ્ટિલા મુખ્યત્વે કરીને બીજી જંગલી જાતો સાથેના વિગ્રહોમાં રોકાયો હતો, અને છેવટે મધ્ય યૂરપમાં સર્વોપરિ થયેલો. તેના પોતાના ખાસ રાજ્યમાં જે દેશો હતા તે હાલ હંગરી અને ટ્રાનસિલવેનિયા કહેવાય છે, અને તેની રાજધાની ઘણું કરીને વર્તમાન બ્યુડા-પેસ્ટ શહેરથી બહુ દૂર નહોતી. પણ કેટલીક ટ્યૂટન જાતોને તાબેદાર દોસ્ત બનાવવાથી, અને મીડિયામાં પણ ચડાઇ કરવાથી તેણે લગભગ વીસ વરસ સુધી કાસ્પિયનથી હ્રાઇન સુધી હરીફ વગર અમલ કર્યો જણાય છે. તેના અમલની શરૂઆતમાં શહેનશાહ બીજા થીયોડોસિયસની પૌત્રી ઓનોરિયાએ તેને એક વીંટી મોકલી પોતાને પરણવાની માગણી કરી હતી કારણ એ હતું કે રાજમહેલના એક હજૂરી સાથે પ્યારનું કાવતરૂં કરવામાં તે પકડાઇ ગઇ હતી, અને તેથી તેના પર સખત જાપતો રાખવામાં આવતો હતો. આ માગણીનું કંઇ પરિણામ તો ન આવ્યું, પણ તેથી એટ્ટિલાને બહાનું મળ્યું. રોમની દશા તે વખતે દુર્દશા હતી. એટ્ટિલા કોન્સ્ટન્ટિનોપલ અને રેવેન્નાની દરબારોને દમ ભરાવવા અને સતવવા લાગ્યો. ઇ. સ, ૪૮૮માં કોન્સ્ટન્ટિનોપલથી તેના તરફ જે એલચીખાતું મોકલવામાં આવ્યું હતું, તેમાં પ્રિસ્કસ કરીને એક પંડિત હતો. એ પંડિતે જમણના દીવાનખાનાની અંદર એ મોટા હૂનનું સરસ વર્ણન આપ્યું છે, અને બધી હકીકત બિગતવાર લખી છે. વાતમાં વધારે રસ એથી આવે છે, કે એલચીના રસાલામાં વ્હિજિલસ કરીને એક દુભાષિયો હતો, તેણે સવા મણ સોના માટે એટ્ટિલાનું ખૂન કરવાનું માથે લીધું હતું. આ નીચ કાવતરાની હૂનના રાજાને ખબર પડી ગઇ હતી, પણ એલચીખાતાના વડાને કે તેના સેક્રેટરીને તેણે વાત કરી નહોતી. કારભાર અને હરામખોરીના આ વિચિત્ર સંયોગનું. પ્રિસ્કસ ખરી નાટકી છટાથી વર્ણન આપે છે

૪૫૦માં પૂર્વનો નિર્બળ શહેનશાહ બીજો થીઓડોસિયસ મરણ પામ્યો, અને તેની ગાદીએ માર્શિયલ કરીને એક અનુભવી લડવૈયો બેઠો. માર્શિયલે એટ્ટિલાના અપમાનભરેલા સંદેશાનો પોતાની પહેલાંના રાજા કરતાં વધારે મર્દાની અવાજમાં જવાબ મોકલ્યો. એટ્ટિલાનો સ્વભાવજ

દબાવવાનો હતો, એટલે હવે તે પશ્ચિમના ડગમગતા શહેનશાહ ત્રીજા વ્હેલેન્ટિનિયન તરફ વળ્યો, અને ઓનોરિયાને કરેલા નુકશાનના બદલામાં દાયજા તરીકે વ્હેલેન્ટિનિયનના અર્ધા મુલકની માગણી કરવા લાગ્યો. ફ્રેંકો અને વેન્ડલોની સાથે એકસંપી કરીને તે ૪૫૧ ના વસંતમાં પોતાના મોટા પચરંગી પ્રજાવાળા લશ્કરને ર્‌હાઇન નદી સુધી લઇ આવ્યો, નદી ઓળંગી, અને બેલ્જિક ગૉલનાં ઘણાં શહેરો લૂટ્યાં. યૂરપને સારે ભાગ્યે, ગૉલમાં વસેલી બધી ટ્યૂટન જાતિઓ શહેનશાહતના બચાવને માટે એકઠી થઇ. આ નવા લશ્કરનો નાયક થીઓડોરિક વિસિગૉથોનો રાજા હતો, અને તેની રાજધાની ટૂલૂઝમાં હતી. રોમન સેનાપતિ એશિયસ સાથે તેને આગળ ઘણા કજિયા થયેલા પણ પાછળથી સંપ થયો, એ વાત રોમન શહેનશાહતના ખંડેરમાંથી જે નવું યૂરપ નિકળવાનું હતું, તેના સારા શકુનરૂપ હતી. દરમિયાન એટિલા લ્વાર નદી સુધી પહોંચ્યો હતો, અને ઓરલેઆંઝના મજબૂત શહેરને ઘેરો ઘાલી પડ્યો હતો. શહેરીઓએ પોતાના બિશપ એનિએનસની સરદારી નીચે બહાદુરીથી બચાવ કરેલો, પણ જ્યારે તે પડવાની તૈયારી હતી, ત્યારેજ જૂનની ૨૪ મી તારીખે રોમનો-ગૉથિક લશ્કર દૃષ્ટિમર્યાદામાં દેખાયું. એટિલાને ખબર હતી કે કુચમાં જો વધારે વાર લાગશે, તો પોતાના મોટા લશ્કરને ખોરાક પૂરો પાડવામાં મુશ્કેલી પડશે, એટલે તે પૂર્વો-ત્તર તરફ પાછો વળ્યો, અને વૃદ્ધ બિશપ લુપસનું કહેવું માનીને જોકે તેણે ટ્રવા શહેરને બચાવ્યું, છતાં તેની નજદીક કેટેલોનિયાના મેદાનમાં પડાવ નાંખ્યો, અને પોતાની પાછળ પડેલા એશિયસ અને થીયોડોરિકને લડાઇ આપી. એ લડાઈ દુનિયાની મોટી લડાઇઓમાંની એક ગણાય છે. ગૉથનો ઇતિહાસક જોર્ડેનીસ એ લડાઈનું "નિર્દય, કેક જાતની, અતિશય મોટી, અને હઠીલી," કહીને વર્ણન કરે છે. આખો દિવસ લડાઇ ચાલ્યા કરી, અને કપાયેલાની સંખ્યા ૧૭૫,૦૦૦થી ૩૦૦,૦૦૦ સુધીની કહેવાય છે. આ બધી ગણતરીઓ પર બેશક વિશ્વાસ રખાય નહીં, પણ કાપાકાપી ભયંકર થયેલી એમાં કશો શક નથી. વિસિગૉથનો રાજા મરાયો, પણ ફત્તેહ ઘણું નુકશાન થયા છતાં તેના લોકોને અને તેમના મળતિયાઓને ગણી. બીજે દિવસે ફરી યુદ્ધ કર-વાની એટિલાએ હિંમત કરી નહીં, પણ તે ર્‌હાઇન ઉપર પાછો ફર્યો, નદી ઓળંગી, અને પોતાના મુલકમાં પહોંચ્યો. ત્યાંથી ૪૫૨ ના વસંતમાં તે ઇટલીને કાંતો ઉજડ કરવાના અથવા જીતી લેવાના હેતુથી ફરી નિકળ્યો. ઇટલીના મહાન વીર એશિયસે ગૉલના રક્ષણમાં જે ઉત્સાહ બતાવ્યો હતો, તેથી ઓછો બતાવ્યો. જબ્બર જંગ થયા પછી એટિલાએ વેનીશિયાનું મુખ્ય શહેર એક્વિલીઆ લીધું, અને તેનો છેક નાશ કર્યો. હવે તે નાશ કરવાના આવેશથી ભરાયો, અને એડ્રિએટિકને કિનારે આવેલાં કોંકોર્ડિયા, એલ્ટિનમ, અને પેટેવિયમનાં શહેરો તેણે જીતીને બાળી મૂક્યાં. આ શહેરોમાંથી ભાગી નિકળેલા માણસોએ એડ્રિએટિકની ખાડીઓમાં આશરો લીધો, અને આગળ જતાં જે વ્હેનિસ શહેર થયું તેનો પાયો નાંખ્યો. મિલાન અને પશ્ચિમ લૉંબર્ડીનાં શહેરો ઉપર એટિલાએ એટલો બધો જુલમ કર્યો નહીં, છેક નાશ કરવાને બદલે માત્ર લૂટ્યાં. આખરે રોમન સેનેટરોનું એક ડેપ્યુટેશન લઇને પોપ પહેલો લીઓ મિન્શિઓના તટ ઉપર તેની છાવણી હતી ત્યાં પહોંચ્યો. તેણે વિનંતી કરી, કે "તમારે મહેરબાની કરીને રોમના દરવાજા સુધી પધારવું નહીં." એટિલાએ વિનંતી સ્વીકારીને આલ્પ્સ ઓળંગવાનું કબૂલ કર્યું, પણ એવી

ધમકી આપી, કે જો ઓનોરિયાનાં નુકશાનોનો ફડચો નહીં કરો, તો હું પાછો આવીશ. પણ પાછળથી એટ્ટિલા ઇટલી ઉપર આવી શકેલો નહીં. જ્યારમાં તેણે ઇલ્ડિકો નામે એક સ્ત્રીની સાથે લગ્ન કર્યું, અને રાત્રે મોટી મેજબાની આપી. મેજબાનીની રાત પછીની રાતમાં તે અચાનક મરણ પામ્યો. ખુન થવાની કેટલીક અફવાઓ છતાં એ સંભવિત છે, કે તે કુદરતી રીતે અને પોતાના નિરંકુશ આહારવિહારથીજ મરણ પામ્યો હશે

એટ્ટિલા કદમાં ઠીંગણો અને વાને કાળો હતો. તેની છાતી વિશાળ, અને માથું મોટું હતું. જે વહેલું પલિત થયેલું. તેનું નાક ચીબું અને આંખો ઊંડી હતી. તે ચાલતો ત્યારે તેના પગલામાં અહંકાર પ્રગટ થતો, અને ચાલતાં ચાલતાં તે આમતેમ જોતો, જાણે કે પોતે સૌનો ધણી છે એવું ભાન કાયમ રહ્યા કરતું હોય, તેમ.



શયતાનના સાથીઓ.



એટ્ટિલાનો ઇતિહાસ ઉપર પ્રમાણે છે. ક્રૂર ઝુલમગાર તરીકે તે ઇતિહાસમાં જાણીતો છે. તેના હુનોની આબરૂ એ રાક્ષસી આબરૂ છે. જે માણસ એમ બોલે છે, કે "જેઓ તમારા હાથમાં પડે તેના પર કશી દયા લાવશો નહીં," એ જો માણસ કહેવાય તો આખી માણસ જાતનો દુશ્મન છે. જર્મનીના શહેનશાહ એ વર્ગમાં આવે છે. તેની આસપાસ એકઠા થયેલા અને અધિકારે ચડેલા માણસોમાંના લગભગ બધા શયતાનના સાથીઓ છે. એ બધાને દુષ્ટતાનુંજ શિક્ષણ મળ્યું છે. બર્નહાર્ડી નામે એક પ્રશિયન સેનાપતિ તેમાં આગેવાન છે. તેણે "જર્મની અને હવે પછીનો વિગ્રહ" એ નામે એક પુસ્તક લખ્યું છે એક વાક્યમાં કહી દઇએ, તો એ પુસ્તક શયતાનની પ્રેરણાથી લખાયલું છે; એ લખનારનું હૃદય રાક્ષસી છે; જોકે બુદ્ધિ તીક્ષ્ણ છે. તે લખે છે: "બળ એજ સર્વોપરિ હક અને ન્યાય છે, અને વાજબી શું છે તેની તકરારનો લડાઇથી ફડચો આવે છે."

આવાં રાક્ષસી શિક્ષણને પરિણામે ક્રૂરતા, અન્યાય, ધિક્કાર, વચનભંગ, સ્ત્રીહત્યા, બાલહત્યા, લૂંટ અને બીજા અનેક અવાચ્ય અપરાધોનાં બીજ જર્મન પ્રજાના અંતરમાં રોપાયાં છે, અને તેનાં ત્રાસદાયક ફળ આપણે અને આખી દુનિયાએ જોયાં છે. આપણને લાગે છે, કે—

"ઇશ્વરના અને માણસના નામમાં, સ્વતંત્રતાના અને ન્યાયના નામમાં, તથા શાંતિ અને વિશ્વાસના નામમાં, આ જર્મન "સુધારો," જે માત્ર નરકના અમલનું બીજું નામ છે, તેનો પૂરેપૂરો નાશ થવો જોઇએ, અને થશે."



## લડાઈના તાર.

**પોલાંડમાં જર્મનીને નુકશાન.**

લંડન, ૩ ૭ જાન્યુઆરી.

જર્મનોએ પોલાંડની અંદર ત્રણ અઠવાડિયામાં ૬૦,૦૦૦ માણસ ખોયાં ઝાહેર થાય છે.

પારિસમાં એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે, કે મિત્ર રાજ્યોના હાથમાં ૬૦૪,૨૦૦ કેદીઓ છે.

**જર્મન કબૂલત.**

આમ્સટર્ડામ, ૪ થી જાન્યુઆરી.

બર્લિનના એક સંદેશામાં કબૂલ થાય છે કે જર્મનો સખત રીતે સામે થયા છતાં ફ્રેંચોએ સ્ટાઇનબાખ લીધું છે.

**ઓસ્ટ્રો-જર્મન પરાજય.**

પીટ્રોગ્રેડ, ૪ થી જાન્યુઆરી.

ચાર નદીઓની લડાઇ પૂરી થઇ છે. જર્મનો અને ઓસ્ટ્રિયનો પોલાંડમાં આગળ વધી શક્યા નથી એટલુંજ નહીં, પણ બધી જગ્યાએ માર ખાઇને પાછા હઠ્યા છે.

**જર્મન-વિરુદ્ધ હીલચાલ.**

લંડન, ૪ થી જાન્યુઆરી.

કોન્સ્ટન્ટિનોપલથી પારિસમાં જણાવ્યા પ્રમાણે જર્મનીના પક્ષકારોની સંખ્યા ઓછી થતી જાય છે. જર્મન-વિરુદ્ધ હીલચાલ વધતી જાયછે. ઘણાં જર્મન કુટુંબોએ કોન્સ્ટન્ટિનોપલ છોડીને જવા માંડ્યું છે.

**જર્મની અને બેલ્જિયમ.**

ન્યુયોર્ક, ૫મી જાન્યુઆરી.

મિ. રૂઝવેલ્ટ (યુનાઇટેડ સ્ટેટ્સનો માજી પ્રેસિડંટ) બેલ્જિયમમાં જર્મનીએ વર્તાવેલો ત્રાસ જોયા છતાં હજી તટસ્થ બેસી રહેલી અમેરિકન સરકાર પર સખત ટીકા કરે છે. તે કહે છે, કે જર્મનોએ કોલકરારનો ભંગ કરીને પ્રજાઓના કાયદા વિરુદ્ધ અતિશય ગંભીર અનીતિ કીધી છે, પણ નિર્માલ્ય તટસ્થતાના કરતાં તે ઓછી તિરસ્કારપાત્ર છે.

લંડન, ૫ મી જાન્યુઆરી.

જર્મનોએ બેલ્જિયમના મુખ્ય ધર્માચાર્ય કાર્ડિનલ મર્સિયરને કેદ કરેલ છે. તેનો લખેલો એક પત્ર બેલ્જિયમનાં બધાં દેવળોમાં રવિવારે વંચાયો હતો, જેમાં એવું જણાવ્યું હતું, કે જર્મનોએ કબજે લીધો છે, તેથી કાયદેસર તેમનો કશો અધિકાર નથી. "તમે તેમના તરફ વફાદાર રહેવાને કે તેમના હુકમ પાળવાને બિલકુલ બંધાયલા નથી. કાયદેસર અધિકાર માત્ર આપણા રાજાનો છે." ઘણા ધર્મગુરુઓને એજ વખતે કેદ કરવામાં આવ્યા છે.

લૉર્ડ કિચનરનો રિવ્યૂ.

લંડન, ૬ ઠ્ઠી જાન્યુઆરી.

અમીરોની સભા આજ ફરીને ઉઘડી.

લૉર્ડ કિચનરે એક ભાષણ આપીને જનરલ બોથાની સારી તારીફ કરી. તેણે કહ્યું કે જનરલ બોથાએ અણીને વખતે આફ્રિકામાં સરસ કામ કર્યું છે, અને બળવાને બેસાડી દીધો છે.

છેલ્લાં છ અઠવાડિયાની લડાઇનો રીવ્યૂ લેતાં લૉર્ડ કિચનરે કહ્યું, કે મિત્ર સેનાઓ કોઇ કોઇ ઠેકાણે આગળ વધી છે. પણ લડાઇનાં મોજાંમાં ભરતીઓટ થયા કરેલ છે. ફ્રેંચ સેનાએ દક્ષિણ આલ્સેસમાં સારો પેસારો કર્યો છે જર્મનો કેટલાક પૂર્વ તરફ ગયા છે, તોપણ પશ્ચિમની તેમની ખાઇઓ ટકાવી રાખવાને પૂરતાં માણસો રાખ્યાં છે

પોલાંડમાં જર્મન ધારણાઓ પાર પડતી અટકી છે. શિયાળામાં લડવાની મુશ્કેલીઓનો તેમને અનુભવ થતો જણાય છે. બહાદુર સર્બિયન સેનાના અદ્ભુત પરાક્રમથી અને કોકેસસમાં રશિયાની ફત્તેહથી તુર્કોના વ્યૂહ શિથિલ થયા છે. ઇજિપ્ત પર ચડાઇ થઇ શકી નથી.

શરૂઆતમાં જર્મનોને વધારે મોટી સંખ્યાનો અને જબરી તૈયારીઓનો લાભ હતો તે નિસ્સંશય ઓછો થતો જાય છે, અને મિત્ર સેનાઓમાં સંખ્યા અને સાધનોનો એવો વધારો થતો જાય છે, કે પરિણામમાં તેથી ફત્તેહ થશે. (તાળીઓ)

---

અભિનંદન.

બારિયાના મહારાજા રણજિતસિંહજી, જેઓ અમારાં મહારાણીસાહેબના ભાઈ થાય છે, તેઓ લડાઇના મેદાન ઉપર જવાને ઉપડી ગયા છે. અમે મહારાજશ્રીને તેમના આ ક્ષાત્ર નિશ્ચય માટે અભિનંદન આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૯મી જાન્યુઆરી, ૧૯૧૫. [અંક ૮.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૯ મી જાન્યુઆરી ૧૯૧૫.

## ભયંકર કલિયુગ.

આપણાં પુરાણો શિખવે છે, કે હાલ જે ભયંકર યુગ ચાલે છે તે કલિયુગ છે. કલિયુગ એટલે કજિયાનો, તોફાનનો, ઝગડાનો યુગ. દુનિયાનો આ ચોથો અને લોઢાંનો યુગ ગણાય છે; અને તેની શરૂઆત ઈસવી સન પૂર્વે ૩,૧૦૨ ના વરસના ફેબ્રુઆરીની ૧૩ મી તારીખથી થઇ છે, એમ આપણા પુરાણ લેખોમાં જણાવ્યું છે. છતાં કલિયુગમાં પણ સર્વોપરિ સત્તાનો ફેરફાર થતો નથી. બધા યુગોની માફક આ કલિયુગમાં પણ સર્વોપરિ સત્તા પયદા કરનાર પરમેશ્વરનીજ છે; અને તેની રજા સિવાય એક પાંદડું પણ હલતું નથી.

આવું છતાં પ્રભુ લડાઇઓ વગેરે ત્રાસદાયક પાપો શા માટે અટકાવતો નથી, એ વાતમાં બહુ સમજવા જેવું છે, અને આગળ ઉપર કોઇક દિવસ અમે સમજાવશું. દરમિયાન, થોડા દાખલા પર વિચાર કરવાથી તે કંઇક અંશે સમજાશે. સૌ જાણે છે કે ન્હાનાં ઝાડ હોય તે પવનનો સપાટો આવતાં વળી જાય છે, અને બચી જાય છે; પણ એજ ઝાડો, મોટાં અને ડાળી પાંખડાંવાળાં થયા પછી જ્યારે પવનનો સપાટો આવે છે ત્યારે, જડમૂળથી ઉખડી જાય છે. એજ પ્રમાણે કેટલાક પ્રપંચી બુદ્ધિમાન માણસો અતિશય દુષ્ટ, પાપી અને નીમકહરામ હોવા છતાં મોટા હોદ્દેદાર બની જાય છે, અને આખી આલમને ઠગે છે. પણ છેવટે તેમના પાપનો ઘડો પૂરેપૂરો ભરાય છે; જે પરમેશ્વર જોતોજ નથી, એમ તેમના બેવકૂફ હૃદયે માની લીધું હોય છે, તે પરમેશ્વરનો કોપ તેમના ઉપર એકદમ અને ચોતરફથી ઉતરે છે; તેમના પગ ધ્રૂજવા માંડે છે; આંખો બેબાકળી બને છે; અને આખરે તેઓ જડમૂળથી ઉખડી જાય છે. મહાત્મા નઝીરે હિંદને શિખવ્યું છે, કે:—

"દુનિયા અજબ બાઝાર હય, કુછ જિન્સ ય્હાંકી સાથ લે;
"નેકીકા બદલા નેક હય, બદસે બદીકી બાત લે.
"મેવા ખિલા, મેવા મિલે; ફૂલ ફૂલ દે, ફલ પાત લે;
"આરામ દે, આરામ લે; દુઃખ દર્દ દે, આફાત લે!
"કલજુગ નહીં, કરજુગ હય યેહઃ ય્હાં દિનકો દે ઔર રાત લેઃ
"ક્યા ખૂબ સૌદા નક્દ હય, ઇસ હાથ દે, ઇસ હાથ લે!"

અર્થઃ—"દુનિયા એક આશ્ચર્યકારક બજાર છે; અહીંની કોઇક વસ્તુ સાથે લે. ભલાઇનો બદલો ભલાઇનો છે; અને ભૂંડાઇથી ભૂંડાઇની વાત મળે છે. મેવા ખવરાવ, તો મેવા મળે; ફૂલ ફૂલ આપ, તો ફૂલ ફૂલ પામ; આરામ દે, તો આરામ લે; પણ દુઃખ અને દર્દ આપ, તો તને આફતો મળશે. આ કલજુગ નથી પણ કરજુગ છેઃ અહીં દિવસે દીધેલું રાતે લેવાનું છે. સોદો શો સરસ રોકડો છે, કે આ હાથે દે, અને આ હાથે લે."

મહાત્મા નઝીરની ઉપલી વાણી જો કે શબ્દે શબ્દ સાચી છે, તોપણ એવું બને છે, કે પરમેશ્વર પાપની સઝાઓને એકઠી થવા દે છે, અને જ્યારે બરાબર વખત આવે છે, ત્યારેજ તે તૂટી પડે છે. જર્મનીનાં પાપો પણ એ રીતે એકઠાં થયેલાં છે. જેઓ પરમેશ્વરના કાયદા સમજે છે તેમને એ બાબતમાં કશો શક નથી, કે ચાલતા મહાવિગ્રહની આખરે જર્મની ઝમીનદોસ્ત થશે, અને તેનો અહંકાર પૂરેપૂરો કચરી નાંખવામાં આવશે. અમે અગાઉ દુર્યોધનનું ચરિત્ર આપી ગયા છીએ. હવે ધર્મરાજાના પક્ષના બે મહાન શહેનશાહોનું સંક્ષેપમાં ચરિત્ર આપશું; અને આજે પ્રથમ આપણા હિંદના શહેનશાહ રાજાજી પાંચમા જયોર્જથી શરૂ કરશું.

## શહેનશાહ રાજાજી પાંચમા જ્યોર્જ.

જ્યોર્જ ફ્રેડરિક અર્નેસ્ટ આલ્બર્ટ, ગ્રેટ બ્રિટન અને આયરલેંડ, તથા દરિયા પારના બ્રિટિશ મુલકના રાજા, અને હિંદના શહેનશાહ (૧૮૬૫— ), રાજા સાતમા એડવર્ડના બીજા પુત્ર થાય. તે ૧૮૬૫ના જૂનની ત્રીજી તારીખે લંડનમાં માર્લબરો હાઉસમાં જન્મ્યા હતા. ચાર વરસના થયા, ત્યારે તે અને તેના મોટા ભાઇ, કુમારશ્રી આલ્બર્ટ વિક્ટર, જે તેનાથી બે વરસે મોટા હતા, તેને જૉન નીલ ડૅલ્ટનના શિક્ષણ નીચે મૂકવામાં આવેલા. એ સદ્‌ગૃહસ્થ તે વખતે સેન્ડરિંઘામના ધર્મોપદેશક હતા. ૧૮૭૭માં બન્ને કુમારો સ્પિટહેડ આગળ "બ્રિટેનિયા" ઉપર નૌકાના "કેડેટ" થયા, અને ચાલતા ધોરણમાં "પાસ" થયા. ૧૮૭૯માં તેઓ સરકારી સ્ટીમર "બેકેન્ટી", કે જે કપ્તાન લૉર્ડ ચાર્લ્સ સ્કૉટના અધિકાર તળે હતી, તે સાથે જોડાયા; અને વેસ્ટ ઇંડીઝ સુધી સફર કરી, જે દરમિયાન તેઓ "કેડેટ"થી ઉપલા દરજ્જાના ગણાયા હતા. ૧૮૮૦માં એક માસ ઘર આગળ રહ્યા પછી તેઓ ફરી સ્ટીમર "બેકેન્ટી"માં લાંબી સફરે નિકળ્યા, જે દરમિયાન તેમણે દક્ષિણ અમેરિકા, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, ફીજી ટાપુઓ, જાપાન, સિંહલદ્વીપ, ઇજિપ્ત, પેલેસ્ટાઇન અને ગ્રીસની મુલાકાત લીધી. કુમારોના કાગળો, તેમની ડાયરીઓ અને નોટબુકો પરથી તૈયાર કરેલો એક હેવાલ "સરકારી સ્ટીમર 'બેકેન્ટી'ની સફર" એ નામથી ૧૮૮૬માં પ્રગટ થયો હતો. એ સફર ૧૮૮૨માં પૂરી થઇ, તે પછી ભાઇઓ છૂટા પડ્યા. કુમારશ્રી જ્યોર્જ નૌકા સેવામાં જારી રહ્યા, અને સરકારી સ્ટીમર "કૅનેડા", કે જે કપ્તાન ડર્ડેન્ટના અધિકાર તળે હતી, તેની સાથે ઉત્તર અમેરિકન અને વેસ્ટ ઇંડીયન સ્ટેશન પર નિમાયા, અને

સબ-લેફટેનન્ટની પદવી પામ્યા. ઘર આગળ પાછા ફર્યા પછી તેઓ ગ્રીનિચની "રૉયલ નેવલ કૉલેજ"માં અને તોપખાનાની તથા "ટોર્પીડો"ની નિશાળોમાં પસાર થયા, અને ૧૮૮૫માં લેફ્ટેનન્ટ નિમાયા. એક વરસ પછી તેઓ ભૂમધ્ય સમુદ્રના કાફલામાંની "થન્ડરર" એટલે "ગર્જન્તી" નામની સરકારી સ્ટીમર પર નિમાયા, અને પાછળથી "ડ્રેડનૉટ" અને "એલેક્ઝાન્ડ્રા" પર તેમની બદલી થયેલી. ૧૮૮૯માં તેઓ સામુદ્રધુનીના કાફલાના વાવટાઇ સરકારી વહાણ "નૉર્થમ્બરલેંડ" સાથે જોડાયા, અને તે વરસના નૌકાના પ્રયોગોમાં નં. ૭૯ની ટોર્પીડો બોટના અધિકારી હતા. ૧૮૯૦માં તેઓ ઉત્તર અમેરિકન અને વેસ્ટ ઈંડીયન સ્ટેશન પર સેવા માટે સરકારી તોપી વહાણ "થ્રશ"ના અધિકારી થયા. ૧૮૯૧માં "કમાન્ડર"ની પદવી લીધા પછી તેઓ સરકારી વહાણ "મેલેમ્પસ"ના ઉપરી થયા, જેનો અધિકાર તેમણે તેમના ભાઈ, ક્લેરેન્સના ડયૂક, આલ્બર્ટ વિક્ટર ૧૮૯૨ના જાન્યુઆરીમાં સ્વર્ગવાસી થતાં છોડ્યો, કારણકે ગાદીના વારસ તરીકેની તેમની ફરજોને લીધે તેઓ નૌકા માત્રની સેવા કરી શકે, એમ રહ્યું નહીં. તેઓ ક્રમે ક્રમે ૧૮૯૩માં કપ્તાન, ૧૯૦૧માં "રીઅર-એડમિરલ," અને ૧૯૦૩માં "વ્હાઇસ એડમિરલ" થયેલા. ૧૮૯૨માં તેઓ યૉર્કના ડયૂક, ઇન્વરનેસના અર્લ અને બેરન કિલાર્ની થયા હતા. ૧૮૯૩ના જૂલાઇની ૬ ઠ્ઠી તારીખે તેમનાં શાહઝાદી વિકટોરિયા મેરીની સાથે લગન થયાં. શાહઝાદી મેરી ૧૮૬૭ના મેની ૨૬ મી તારીખે જન્મ્યાં હતાં, અને ટેકના ડયૂક ફ્રાન્સિસ, તથા, કેમ્બ્રિજના ડયૂક ઍડૉલ્ફસ ફ્રેડરિકનાં પુત્રી, અને ટેકનાં ડચેસ, શાહઝાદી મેરી એડીલેડનાં પુત્રી થાય. તેમના સૌથી વડા પુત્ર શાહઝાદા ઍડવર્ડ આલ્બર્ટ વ્હાઇટ લૉજ (શ્વેત ભવન), રિચમંડ, માં ૧૮૯૪ના જૂનની ૨૩ મી તારીખે જન્મ્યા હતા; શાહઝાદા આલ્બર્ટ ફ્રેડરિક જ્યોર્જ ૧૮૯૫ના ડીસેંબરની ૧૪ મી તારીખે સેંડરિંગામમાં જન્મ્યા હતા; શાહઝાદી વિકટોરિયા એલેક્ઝાન્ડ્રા ૧૮૯૭ના એપ્રિલની ૨૫ મી તારીખે; શાહઝાદા હેન્રી વિલિયમ ફ્રેડરિક આલ્બર્ટ ૧૯૦૦ના માર્ચની ૩૧ મી તારીખે; શાહઝાદા જ્યોર્જ એડવર્ડ એલેક્ઝાંડર એડમંડ ૧૯૦૨ના ડીસેંબરની ૨૦ મી તારીખે; અને શાહઝાદા જૉન ચાર્લ્સ ફ્રાન્સિસ ૧૯૦૫ના જૂલાઇની ૧૨ મીએ. ૧૮૯૯માં યૉર્કનાં ડયૂક અને ડચેસે આયરલેંડને મુલાકાત આપી, અને રાણી વિકટોરિયા દેવ થયા પહેલાં એવી ગોઠવણ થઈ ચૂકી હતી, કે તેમણે સંસ્થાનોમાં મુસાફરી કરવી. રાજાજી સાતમા એડવર્ડ સિંહાસન પર બેઠા (૧૯૦૧), ત્યારે આ યોજના પાકી થયેલી. ૧૯૦૧ના માર્ચની ૧૬ મી તારીખે તેમણે "ઓફિર"માં બેસી સફર શરૂ કરી, અને સાધારણ માર્ગે ચાલતાં બે મહિનામાં મેલબોર્ન પહોંચી ઑસ્ટ્રેલિયાના પ્રજાસત્તાક રાજ્યની પહેલી પાર્લમેન્ટ ઉઘાડી. ત્યાંથી તેઓ ન્યુ ઝીલાંડ ગયાં, અને દક્ષિણ આફ્રિકા તથા કેનેડાને રસ્તે પાછાં ફર્યાં. આ મુસાફરીનો ઓફિશ્યલ અહેવાલ ૧૯૦૨માં સર ડૉનેલ્ડ મેકેન્ઝી વૉલેસે "શહેનશાહતનું થાન" એવા નામથી બહાર પાડ્યો હતો ૧૯૦૧ના નવેંબરમાં ડયૂક "પ્રિન્સ ઑફ વેલ્સ" બનાવાયા. રાજાજી સાતમા એડવર્ડ ૧૯૧૦ના મેની ૬ ઠ્ઠી તારીખે દેવ થયા, ત્યારે પોતે બ્રિટિશ રાજસિંહાસન ઉપર પાંચમા જ્યૉર્જ થઇને બેઠા, અને એમનાં ધર્મપત્ની રાણી મેરી કહેવાયાં.

## Benediction.

*"The Lord bless you and keep you: The Lord make His face shine upon you, and be gracious unto you: The Lord lift up His countenance upon you, and give you peace. Amen.'*

*Numbers, VI: 24-26.*




HIS MAJESTY THE KING-EMPEROR GEORGE V

## આશીર્વાદ.

"પ્રભુ આપને કૃતાર્થ કરો અને આપનું રક્ષણ કરો: પ્રભુ આપના પર પોતાનું વદન પ્રકાશો, અને આપ તરફ કૃપાળુ થાઓ: પ્રભુ આપના પર પોતાનું વદન ઊંચું કરો, અને આપને શાંતિ આપો. તથાસ્તુ."

ગણના. ૬ : ૨૪–૨૬.

સબ-લેફ્ટેનન્ટની પદવી પામ્યા. ઘર આગળ પાછા ફર્યા પછી તેઓ ગ્રીનિચની "રૉયલ નેવલ કૉલેજ"માં અને તોપખાનાની તથા "ટોર્પીડો"ની નિશાળોમાં પસાર થયા, અને ૧૮૮૫માં લેફ્ટેનન્ટ નિમાયા. એક વરસ પછી તેઓ ભૂમધ્ય સમુદ્રના કાફલામાંની "થન્ડરર" એટલે "ગર્જન્તી" નામની સરકારી સ્ટીમર પર નિમાયા, અને પાછળથી "ડ્રેડનૉટ" અને "એલેકઝાન્ડ્રા" પર તેમની બદલી થયેલી. ૧૮૮૯માં તેઓ સામુદ્રધુનીના કાફલાના વાવટાઇ સરકારી વહાણુ "નૉર્થમ્બરલેંડ" સાથે જોડાયા, અને તે વરસના નૌકાના પ્રયોગોમાં નં. ૭૯ની ટોર્પીડો બોટના અધિકારી હતા. ૧૮૯૦માં તેઓ ઉત્તર અમેરિકન અને વેસ્ટ ઈંડીયન સ્ટેશન પર સેવા માટે સરકારી તોપી વહાણુ "થ્રશ"ના અધિકારી થયા. ૧૮૯૧માં "કમાન્ડર"ની પદવી લીધા પછી તેઓ સરકારી વહાણુ "મેલેમ્પસ"ના ઉપરી થયા, જેનો અધિકાર તેમણે તેમના ભાઇ, ક્લેરન્સના ડ્યૂક, આલ્બર્ટ વિક્ટર ૧૮૯૨ના જાન્યુઆરીમાં સ્વર્ગવાસી થતાં છોડ્યો, કારણકે ગાદીના વારસ તરીકેની તેમની ફરજોને લીધે તેઓ નૌકા માત્રની સેવા કરી શકે, એમ રહ્યું નહીં. તેઓ ક્રમે ક્રમે ૧૮૯૩ માં કપ્તાન, ૧૯૦૧ માં "રીઅર-એડમિરલ," અને ૧૯૦૩ માં "વ્હાઇસ એડમિરલ" થયેલા. ૧૮૯૨ માં તેઓ યૉર્કના ડ્યૂક, ઇન્વરનેસના અર્લ અને ખેરન કિલાર્ની થયા હતા. ૧૮૯૩ ના જૂલાઇની ૬ ઠ્ઠી તારીખે તેમનાં શાહજાદી વિક્ટોરિયા મેરીની સાથે લગન થયાં. શાહજાદી મેરી ૧૮૬૭ના મેની ૨૬ મી તારીખે જન્મ્યાં હતાં, અને ટેકના ડ્યૂક ફ્રાન્સિસ, તથા, કેમ્બ્રિજના ડ્યૂક ઍડોલ્ફસ ફ્રેડરિકનાં પુત્રી, અને ટેકનાં ડચેસ, શાહજાદી મેરી એડીલેડનાં પુત્રી થાય. તેમના સૌથી વડા પુત્ર શાહજાદા ઍડવર્ડ આલ્બર્ટ વ્હાઇટ લૉજ (શ્વેત ભવન), રિચમંડ, માં ૧૮૯૪ ના જૂનની ૨૩ મી તારીખે જન્મ્યા હતા; શાહજાદા આલ્બર્ટ ફ્રેડરિક જ્યોર્જ ૧૮૯૫ ના ડીસેંબરની ૧૪ મી તારીખે સેંડરિંઘામમાં જન્મ્યા હતા; શાહજાદી વિક્ટોરિયા એલેકઝાન્ડ્રા ૧૮૯૭ ના એપ્રિલની ૨૫ મી તારીખે; શાહજાદા હેન્રી વિલિયમ ફ્રેડરિક આલ્બર્ટ ૧૯૦૦ ના માર્ચની ૩૧ મી તારીખે; શાહજાદા જ્યોર્જ એડવર્ડ એલેક્-ઝાંડર એડમંડ ૧૯૦૨ ના ડીસેંબરની ૨૦ મી તારીખે; અને શાહજાદા જૉન ચાર્લ્સ ફ્રાન્સિસ ૧૯૦૫ ના જૂલાઇની ૧૨ મીએ. ૧૮૯૯ માં યૉર્કનાં ડ્યૂક અને ડચેસે આયરલેંડને મુલાકાત આપી, અને રાણી વિક્ટોરિયા દેવ થયા પહેલાં એવી ગોઠવણુ થઈ ચૂકી હતી, કે તેમણે સંસ્થાનોમાં મુસાફરી કરવી. રાજાજી સાતમા એડવર્ડ સિંહાસન પર બેઠા (૧૯૦૧), ત્યારે આ યોજના પાકી થયેલી. ૧૯૦૧ ના માર્ચની ૧૬ મી તારીખે તેમણે "ઓફિર"માં બેસી સફર શરૂ કરી, અને સાધારણુ માર્ગે ચાલતાં બે મહિનામાં મેલબોર્ન પહોંચી ઑસ્ટ્રેલિયાના પ્રજાસત્તાક રાજ્યની પહેલી પાર્લમેન્ટ ઉઘાડી. ત્યાંથી તેઓ ન્યુ ઝીલાંડ ગયાં, અને દક્ષિણુ આફ્રિકા તથા કેનેડાને રસ્તે પાછાં ફર્યાં. આ મુસાફરીનો ઓફિશ્યલ એહવાલ ૧૯૦૨માં સર ડોનેલ્ડ મેકેન્ઝી વૉલેસે "શહેનશાહતનું થાન" એવા નામથી બહાર પાડ્યો હતો ૧૯૦૧ના નવેંબરમાં ડ્યૂક "પ્રિન્સ ઑફ વેલ્સ" બનાવાયા. રાજાજી સાતમા એડવર્ડ ૧૯૧૦ના મેની ૬ ઠ્ઠી તારીખે દેવ થયા, ત્યારે પોતે બ્રિટિશ રાજસિંહાસન ઉપર પાંચમા જ્યોર્જ થઇને બેઠા, અને એમનાં ધર્મપત્ની રાણી મેરી કહેવાયાં.

## Benediction.

*"The Lord bless you and keep you: The Lord make His face shine upon you. and be gracious unto you: The Lord lift up His countenance upon you, and give you peace. Amen.'*

*Numbers, VI: 24-26.*




HIS MAJESTY THE KING-EMPEROR GEORGE V

## આશીર્વાદ.

"પ્રભુ આપને કૃતાર્થ કરો અને આપનું રક્ષણ કરો: પ્રભુ આપના પર પોતાનું વદન પ્રકાશો, અને આપ તરફ કૃપાળુ થાઓ: પ્રભુ આપના પર પોતાનું વદન ઊંચું કરો, અને આપને શાંતિ આપો. તથાસ્તુ."

ગણના. ૬ : ૨૪–૨૬.

આ પ્રમાણે ગાદીએ બેઠા ત્યાં સુધીનો આપણા રાજા અને શહેનશાહનો ઇતિહાસ છે, તેમણે પોતાનું બધું જીવન અભ્યાસમાં અને સેવામાં ગાળ્યું છે. તેમની મૂર્તિ દૈવી અને સામ્ય છે; અને તે છતાં નહીં, પણ તેથીજ, તેઓ સાચા વીર અને અતુલ પરાક્રમી છે. વિગ્રહ શરૂ થયા પછી તેમણે પોતાના પૃથ્વી જેટલા વિશાળ મુલકોમાં જે જે સંદેશાઓ મોકલ્યા છે તે બધા ઇતિહાસમાં નોંધવા લાયક છે, અને નોંધાશે; પણ એક પરમ ધીર અને વીરત્વથી ભરેલો સંદેશો તો હિંદનાં તમામ સ્ત્રીઓ અને પુરુષોએ સાંભળવા લાયક છે. અમે તેનું અસાધારણ ગૌરવ બતાવવાને તે પ્રથમ શહેનશાહી ભાષા ઇંગ્લીશમા આપશું; અને પછી તેનો ગુજરાતીમાં તરજુમો કરશું :—

## Our King--Emperor's Message.

"I shall be strengthened in the discharge of the great responsibility which rests upon me by the confident belief that in this time of trial my Empire will stand united, calm, resolute, trusting in God."

GEORGE, R. I.

## શહેનશાહ રાજાજી જ્યોર્જનો સંદેશો.

"આ કસોટીના વખતમાં મારી શહેનશાહત સંયુક્ત, શાંત, દૃઢ અને ઇશ્વરમાં વિશ્વાસી રહેશે, એવું નિસ્સંદેહ માનતો હોવાથી, મારા ઉપર જે મોટી જવાબદારી રહેલી છે તે અદા કરવામાં મને બળ મળશે."

શહેનશાહ રાજા જ્યૉર્જ.

## હિંદને સંબોધન.

હિંદવાસી લોકો ! આપણા શહેનશાહ રાજાજીના આ શબ્દો ઉપર વિચાર કરો. તે પોતે ઇશ્વરમાં વિશ્વાસી છે, અને એવું ચાહે છે, કે તેની તમામ પ્રજા ઇશ્વરમાં વિશ્વાસી થાય. તે પોતે શાંત અને દૃઢ છે, અને ચાહે છે, કે પ્રજા પણ શાંત અને દૃઢ રહે. એમનું બળ વર્તમાન દુનિયામાં સર્વોપરિ છે એમનું બળ એટલે તમામ બ્રિટિશ શહેનશાહતની છાતીનું બળ.

પરમ કૃપાળુ પરમેશ્વર આપણા એ દૈવી શહેનશાહને મહાભારતમાં અસાધારણ બળ

આપી રહ્યા છે. જર્મનીની હાર થવાને હુવે થોડીજ વાર છે. સૂર્યની સંક્રાંતિ થઇ ચૂકી છે. છતાં ચાલો આપણે માલેક પાસે માગીએ, કે :—

બૈત.

"ઇસ દર્દે દિલસે મૌત હો, યા દિલકો તાબ હો :
"કિસ્મતમેં જો લિખા હય, इलाही शिताब हो!"

અથ :—ઓ અલ્લાહ-પ્રભુ-! આ દિલનું દર્દ છે તે કરતાં કાંતો મોત થાઓ, અથવા હ્રુદયને કરાર થાઓ. કિસ્મતમાં જે લખ્યું છે તે, ઓ પરમેશ્વર, જલદી બનો!"

બાગો બહાર.

---

હિંદના હૃદયની પ્રાર્થના.

એસતા વરસમાં સમગ્ર હિંદના હ્રુદયમાંથી જે પ્રાર્થનાઓનો વિપુલ ધ્વનિ સૌાભ્યતર પરમેશ્વરની હુઝુરમાં પહોંચ્યો છે, તેથી રણસંગ્રામની રંગભૂમિનો દેખાવ બદલવા માંડયો છે. જૂદા જૂદા ધર્મને પણ એક ઈશ્વરને માનનારા જૂદા જૂદા લોકોએ પોતપોતાનાં ધર્મમંદિરોમાંથી જે પ્રાર્થનાઓ કરી છે તેનું ઉપરથી સમગ્ર દર્શન કરનાર બંદાને બ્રિટિશ વિજય સંબંધી કશી પણ શંકા રહેતી નથી. અમારા ભાવનગરમાં પણ ભિન્ન ભિન્ન મંદિરોમાં ભિન્ન ભિન્ન પ્રાર્થનાઓ થઇ હતી. એક મંદિરમાં થયેલી પ્રાર્થના આ સ્થળે આપવાથી અમારા વાંચનારાઓને ઉપયોગી થશે :—

"સર્વશક્તિમાન પરમેશ્વર, તું માણસોનાં રાજ્યો ઉપર રાજ્ય કરે છે, એટલે અમે આ વેદનાના વખતમાં અમારી ચિંતા તારા ઉપર નાંખીએ છીએ. અમે યાચીએ છીએ કે હાલ જે મહા વિગ્રહ સળગી રહ્યો છે તે જલદી શાંત થાય, અને બધા વિગ્રહતા દેશો થોડા વખતમાં શાંતિનું સુખ પ્રાપ્ત કરે. અમારી સલામતીને માટે ઝમીન અને દરિયા ઉપર જે બ્રિટિશ અને હિંદી વિક્રમો લડી રહ્યા છે, તેમની સાથે રહે. તેમના આકરા કર્તવ્યમાં તેમને બળ અને હિંમત આપ, અને એમના પ્રયાસોને ફત્તેહ મળે એવી નવાજેશ કર. જેઓ જખમી છે તેમનાં દુઃખોને નરમ કર, અને જેઓ મરે છે તેમને કાળાં પાણીમાંથી પસાર થતાં આનંદ આપ. મરેલાઓનાં સગાંવહાલાં જેઓ વિલાપ કરે છે તેમની સાથે રહે; અને તેમને શાસ્ત્રનાં અને ધર્મનાં સત્યોનું સ્મરણ કરાવીને આશ્વાસન આપ. કૃપા કરીને એવું કર, કે અમારા ઉપર આ જે આફત ઉતરી છે, તેને પરિણામે અમે તારી નિકટ આવીએ, અને સનાતન શાંતિના વિષયોનો વધારે વિચાર કરવા લાગીએ. તથાસ્તુ"!

## લડાઈના તાર.



### બ્રિટિશ અને હિંદી વિક્રમ.

લંડન, ૯ મી જાન્યુઆરી.

રાજાજી અને રાણીજીને બ્રાઇટન પધારતાં મોટું માન મળ્યું છે. રસ્તાઓમાં તેમને તાળીઓથી વધાવવામાં આવ્યાં હતાં. બન્નેએ ઘણા જખમી હિંદીઓની સાથે વાતચિત કરી, જેમાં વિક્ટોરિયા ક્રોસવાળો હિંદી વિક્રમ જ્ઞાનસિંહ એક હતો. જ્ઞાનસિંહના જખમો ગંભીર છે.

લંડન, ૧૦ મી જાન્યુઆરી.

બ્રાઇટનમાં જખમી હિંદીઓને માટે જે ગોઠવણો થયેલીછે તે જોઇને રાજાજી અને રાણીજી બહુ પ્રસન્ન થયાં છે. ગોઠવણો બધી અને પૂરેપૂરી તપાસવામાં આવી હતી. એક દરદીની સાથે રાજાજીએ વાતચિત કરેલી, તેણે હિંદુસ્તાનમાં પોતાની જમીન માટે અરજ કરી હતી.

### કૈસરનો જન્મદિવસ.

લંડન, ૧૦ મી જાન્યુઆરી.

પ્રશિયન સરકારે ત્યાંના શહેનશાહના જન્મદિવસ ઉપર બધા નાચ અને તમાશા બંધ કરવાનો હુકમ કર્યો છે. (જર્મનીનું હૃદય મરવા માંડયાની આ નિશાની છે.)

### વિગ્રહનો ખરચ.

આમ્સટર્ડામ, ૧૧ મી જાન્યુઆરી.

એક જર્મન ન્યુસપેપર બધાં રાજ્યોને થતો લડાઇનો ખરચ ગણીને જણાવે છે, કે દર રોજ ૯૦ લાખ પૌંડ એટલે ૧૩॥ કરોડ રૂપિયાનો ખરચ થાય છે:

### હિંદી વિક્રમ.

લાહોર, ૧૧ મી જાન્યુઆરી.

વિક્ટોરિયા ક્રૉસનું પહેલું માન મેળવનાર હાવિલદાર જ્ઞાનસિંહ ગેલેરિયા રજપૂત છે. કાંગ્રા પરગણામાં એક ગામડાની અંદર રહેતા એક ખેડુત કુટુંબમાં તે જન્મ્યો છે. તેના બાપનું નામ ગોપાલસિંહ છે. તે વૃદ્ધ અને દુઃખી હાલતમાં છે.

### હંગરીમાં તોફાન.

રોમ, ૧૨ મી જાન્યુઆરી.

હંગરીનો સોશ્યલિસ્ટ આગેવાન રેડીએની જણાવે છે, કે જો રશિયાની જીતો જારી રહેશે, તો હંગરીમાં ઉત્પાત થયા વગર રહેશે નહીં. ખેડુતો હરામખોર અમલદારોની સામે થવા

માંડ્યા છે; અને બોલે છે કે એ નાપાક કાફરોએ અમને પાયમાલ કીધા છે. ઑસ્ટ્રિયન અમલદારોએ એટલાં બધાં જૂઠાણાં ચલાવ્યાં છે, કે કોઇને તેમની મારફત પ્રગટ થતી ખબરો ઉપર શ્રદ્ધા નથી.

રાજા આલ્બર્ટ.

પારિસ, ૧૨ મી જાન્યુઆરી.

રાજા આલ્બર્ટ (બેલ્જિયનોનો વીર વિક્રમ) આચાર્ય મર્સિયરની દુનિયાને સત્ય બેધડક જણાવવા માટે તારીફ કરે છે.

ફત્તેહની ખાતરી.

પારિસ, ૧૨ મી જાન્યુઆરી.

ફ્રાન્સના પ્રેસિડન્ટ પ્વાંકાર મોખરેથી પાછા આવ્યા પછી જોરથી બોલે છે, કે જર્મન જંગલીઓ ભૂંડી રીતે હારશે એમાં કશો શક નથી.

ઑસ્ટ્રિયાની પડતી.

લંડન, ૧૪ મી જાન્યુઆરી.

કાઉન્ટ બર્કટોલ્ડે રાજીનામું આપ્યું છે, અને તેની જગ્યાએ એક હુંગેરિયન નિમાયેલ છે (કાઉન્ટ બર્કટોલ્ડ ઑસ્ટ્રિયાનો પરદેશ ખાતાનો પ્રધાન હતો.) તોફાન જેમ બહારથી તેમજ અંદરથી સળગ્યું છે.

## નિવેદન.

અમારા વિવેકી વાંચનારા જોશે, કે બ્રિટિશ વીર વિક્રમની ફત્તેહ થતી જાય છે. અમારા આનંદની એક નિશાની તરીકે આજે અમે ગંગાસ્વરૂપ મહારાણીશ્રી વિકટોરિયાના પૌત્ર અને શાંતિપ્રિય પુણ્યશ્લોક રાજાજી સાતમા એડવર્ડના મહાભાગ પુત્ર શહેનશાહ રાજાજી પાંચમા જ્યોર્જનો પ્રિયદર્શન ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૬મી જાન્યુઆરી, ૧૯૧૫. [અંક ૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૬ મી જાન્યુઆરી ૧૯૧૫.

## મહાભારતમાં કૌરવ જર્મનો શું કરી રહ્યા છે?

**ત્રાંબા માટે દીવાના જર્મનો.**

લંડન, ૧૫ મી જાન્યુઆરી.

જર્મનો દીવાના બનીને ત્રાંબું ગોતવા માંડ્યા છે.

**રશિયાનું બળ.**

લંડન, ૧૫ મી જાન્યુઆરી.

રશિયન લશ્કરમાં ૮૦૦,૦૦૦ નવા અને મજબૂત માણસોની ભરતી કરવાની તૈયારીઓ ઝડપથી ચાલવા માંડી છે.

**જર્મન હવાઇ વહાણો ઝમીનદોસ્ત.**

પીટ્રોગ્રેડ, ૧૫ મી જાન્યુઆરી.

બે નદીઓના સંગમ પાસે દુશ્મનનાં બે હવાઇ વહાણોને ગોળીબહારથી ઝમીનદોસ્ત કરવામાં આવ્યાં છે.

**દુશ્મન જર્મનોને હઠાવ્યા.**

પીટ્રોગ્રેડ, ૧૬ મી જાન્યુઆરી.

નીચલી વિશ્ચુલાના જમણા તીર ઉપરથી રશિયનો જર્મન ઘોડેસ્વારોને હઠાવતા જાય છે.

જર્મન દુષ્ટતા અને ક્રૂરતાની ઝાહેરાત.

રશિયાના પરદેશ ખાતાના પ્રધાન તરફથી એક ત્રાસદાયક રિપોર્ટ બહાર પડયો છે, જેમાં, વિગ્રહ શરૂ થયો, ત્યારે જર્મનીમાં જે રશિયન પ્રજાજનો હતા, તેમના તરફ કેવી ધિક્કારવા લાયક અને દુષ્ટ રીતે વર્તવામાં આવ્યું છે, તેના વિગતવાર દાખલા આપ્યા છે. એક રશિયન સેનેટર (=પાર્લમેંટના મેંબર જેવી પદવીનો માણુસ) હતો, તેને નાગો કરીને ગુનેહગારોની સાથે તુરંગમાં પૂરવામાં આવ્યો હતો. રશિયન મુસાફરોને ઢોરોની સાથે ગંદી જગ્યાઓમાં પૂરી મૂકવામાં આવ્યા હતા. સ્ત્રીઓને અને છોકરાંને ત્રગડવામાં આવતાં હતાં, અને કેટલાંક બીમાર હોવાથી બરાબર ચાલી ન શકતાં અને પડી જતાં, તોપણુ એ રાક્ષસોને દયા આવતી નહોતી. *ઘણાને દહાડાઓ સુધી ખોરાક કે પાણી આપવામાં આવેલાં નહીં.* એક પ્રસંગે ૨૫ રશિયન સ્ત્રીઓ અને ૩૫ પુરુષોને રેલવેના ડબ્બાઓમાં પૂરેલાં, તેમને સિત્તેર કલાકમાં માત્ર એક વાર બહાર નિકળવાની રજા આપેલી. ઘણાં માણુસો મરી ગયાં છે, અને ઘણાં અસહ્ય દુઃખથી દીવાનાં બની ગયાં છે.

આર્મીનિયાની અવદશા.

લંડન, ૧૫ મી જાન્યુઆરી.

૮૦,૦૦૦ નિરાધાર અને અન્નવસ્ત્ર વગરના આર્મીનિયનોને તુર્કોએ ભગાડયા છે, અને તેઓ રશિયન સરહદમાં આવી ચૂકયા છે.



નૈર્ઋત્ય આફ્રિકા.

પ્રીટોરિયા, ૧૫ મી જાન્યુઆરી.

યૂનિયનનાં લશ્કરોએ નૈર્ઋત્ય આફ્રિકાનું મુખ્ય જર્મન બંદર જીતી લીધું છે.

ઇટલીમાં ઉત્પાત.

રોમ, ૧૫ મી જાન્યુઆરી.

રાજા વિક્ટર ઇમેન્યુઅલ, જેણે પોતાના વખતના બધા ધરતીકંપ જોયા છે, તે જણાવે છે કે, હમણાંનો ધરતીકંપ આગલા બધાના કરતાં ત્રાસદાયકતામાં ચઢી જાય છે. મેસ્સિનાના ધરતીકંપમાં વસ્તીનો ત્રીશ ટકા જેટલો ભાગ બચ્યો હતો, પણ અવેઝેનોમાં તો ફક્ત ત્રણ ટકા જેટલાં માણુસ જીવતાં રહ્યાં છે. (દુઃખીની "ધા" ન સાંભળવાના પાપ માટે આ ખુદાનો કોપ તો નહીં હોય?)

પોપ જખમીઓને જોવા જાય છે,

રોમ, ૧૫ મી જાન્યુઆરી.

પોપે શાન્તા મેરિયાની હસ્પિતાલમાં ધરતીકંપથી જખમી થયેલાઓની મુલાકાત લીધી છે. ૧૮૭૦ પછી વૅટિકન કોઇ પણ પોપે છોડયું હોય, તો આ દાખલો પહેલો છે.

ગ્રીસનો ઇંગ્લંડ તરફ ભક્તિભાવ.

લંડન, ૧૫ મી જાન્યુઆરી.

લંડન ખાતેનો ગ્રીસનો પ્રધાન જણાવે છે, કે ગ્રીસને ઇંગ્લંડ તરફ ભક્તિભાવ છે, કારણકે દુનિયાનું ભલું કરવાને અને ન્હાની પ્રજાઓના રક્ષણ માટે બ્રિટન મેદાનમાં ઉતર્યું છે.

ઘરમાં આગ સળગી!

આમ્સટર્ડામ, ૧૭ મી જાન્યુઆરી.

એક સોશ્યલિસ્ટ આગેવાને "ઇન્ટરનેશનલ સોશ્યલિસ્ટ યૂનિયન"ના આગેવાનોને ખબર આપી છે, કે વિગ્રહની વિરુદ્ધ હીલચાલ જર્મનીમાં જોરથી વધવા માંડી છે. "ઘરકો તો આગ લગ ગઇ ઘરકે ચેરાગસે!" તે ઉમેરે છે કે જર્મનીનાં "સોશ્યલિસ્ટ યૂનિયનો"ના લગભગ બધા મેંબરો વિગ્રહની વિરુદ્ધ બોલવા માંડયા છે.

મિત્ર રાજ્યો ધસારો કરે છે.

પારિસ, ૧૭ મી જાન્યુઆરી.

પશ્ચિમના કુરુક્ષેત્રમાં જૂદે જૂદે ઠેકાણે મિત્ર રાજ્યોનાં લશ્કરોએ દુશ્મનોને હઠાવવા માંડ્યા છે, અને ધસારો શરૂ થયો છે.

જર્મન કેદીઓની દુર્દશા.

બુલોન, ૧૭ મીં જાન્યુઆરી.

લા બાસ્સી આગળ બ્રિટિશોએ જીતમાં પકડેલા જર્મન કેદીઓની સ્થિતિ દયાજનક છે. તેઓ ફરિયાદ કરે છે, કે તેમના ઉપરી અમલદારો રાક્ષસી છે; અને લડવાની ફરજ પાડવા છતાં ખાવાનું આપતા નથી. તેઓ કંગાલ, કાદવથી ખરડાયેલા, અને ભૂખે સૂકાઇ ગયેલા દેખાય છે. એક માણસ, જે ઇંગ્લંડમાં ઘણા વરસ રહ્યો છે તેણે કહેલું, કે "હવે જો મારે ફરી લડવું પડે, તો હું બ્રિટિશોની પક્ષમાં લડીશ; સામે નહીં!"

ઑસ્ટ્રિઆમાં ભૂખમરો અને તોફાન.

રોમ, ૧૭ મી જાન્યુઆરી.

ઑસ્ટ્રિયાની દશા દિન પ્રતિ દિન ઝડપથી બગડતી જાય છે. દુકાળના જેટલા અનાજના ભાવ ચડી ગયા છે; અને બધા અસંતુષ્ઠ છે. મોટાં શહેરોમાં વિગ્રહની વિરુદ્ધ હીલચાલો અને તોફાનો થવા માંડ્યાં છે. પોલિસની સાથે પણ ઝપ્પાઝપ્પી થઇ છે.

જર્મન તિજોરીનો સેક્રેટરી રાજીનામું આપે છે.

લંડન, ૧૮ મી જાન્યુઆરી.

જર્મન તિજોરીનો શહેનશાહી સેક્રેટરી (હિસાબી ખાતાનો ઉપરી) તબિયતનું બહાનું બતાવીને રાજીનામું આપે છે. કોઇક પ્રોફેસર તેની જગ્યાએ નિમાય છે, જે એક બેંકની સાથે લાગવગ ધરાવે છે.

જર્મન હિસાબી ઉપરી રીટાયર થવાનું કારણ એમ બોલાય છે, કે નાણાંભીડને પહોંચી વળવાને તેની તાકત નથી. એ વાત ધ્યાનમાં લેવા જેવી છે, કે રીટાયર થતા અમલદારની તારીફ કરવાનો રિવાજ છતાં કૈસર (=દુર્યોધન મહારાજ) ચુપચાપ બેસી રહ્યા છે. વાત બહાર આવે છે, તે કરતાં અંદર ઘણું વધારે પોગળ છે, એમ અનુમાન કરવાને મજબૂત કારણો છે.

જર્મન માલનું સત્યાનાશ.

સ્ટૉકહોમ, ૧૮ મી જાન્યુઆરી.

છેલ્લા પખવાડિયામાં પાંચ મોટી જર્મન આગબોટો દરિયાઇ સુરંગોની સાથે અથડાવાથી માલમત્તા સાથે ડુબી ગઇ છે. (સત્યાનાશની આ શરૂઆત સમજવી!)

રાક્ષસી પાપની પરિસીમા.

લંડન, ૨૦ મી જાન્યુઆરી.

સેંડ્રિંગહામ મંદિરથી અર્ધો માઇલ દૂરની જગ્યા ઉપર થઇને એક ઝેપ્પેલિન આજ ઉડ્યું હતું. તેણે એક રાક્ષસી બોંબ નાંખ્યો, પણ તે નજદીકના એક ગામડાની શેરીમાં પડ્યો. કિંગ્સ-લિન આગળ પણ એક બોંબ નાંખેલો; જેથી ઘરો પડી ગયાં, અને તમામ ઘરનાં આગલાં બારણાં ભાંગી ગયાં. ફરનિચર વેરાઇ ગયો.

સારે નસીબે આપણા છત્રપતિ શહેનશાહ અને શહેનશાહબાનુ સાહેબ ગઈ કાલેજ લંડન પહોંચી ગયાં છે. (બેલ્જિયમનાં રાજકુટુંબનું ખૂન કરવાની કોશિશ વાંચનારે યાદ કરવી)

લંડન, ૨૦ મી જાન્યુઆરી (સ્હવારના ત્રણ ઉપર પાંચ મિનિટે).

કિંગ્સ લિનમાં બે ઘરનો નાશ થયો છે; અને એકને નુકસાન થયું છે. એક ન્હાનો છોકરો બિચારો મરી ગયો, અને બીજા ત્રણ માણસને ઇજા થઈ. સેંડ્રિંગહામમાં કેટલું નુકસાન થયું છે તે હજી જણાયું નથી. લંડનમાં એવો હવાઇ હૂમલો થાય, તે માટે સાવચેત રહેવા સારૂ ખાસ કોન્સ્ટેબલો બોલાવ્યા છે.

ફ્રેંચ વિક્રમની બ્રિટિશ તારીફ.

લંડન, ૧૮ મી જાન્યુઆરી.

ઘણી મુશ્કેલીઓ અને સંકટો છતાં જર્મનોને મારીને ભૂંડે હાલે હઠાવવામાં ફ્રેંચોએ જે વિરલ વિક્રમ બતાવ્યું છે, તેની બધાં પેપરો તારીફ કરે છે. ફ્રેંચોનું એવું વીરત્વ હજી સુધી કોઇ વાર ઝળક્યું નથી.

ધર્માચાર્યનું ધીર્ય.

આમ્સટર્ડામ, ૧૯મી જાન્યુઆરી.

કાર્ડિનલ મર્સિયરે પોતાના હાથ નીચેના આચાર્યો અને ઉપાધ્યાયોને જર્મનોની બહાદુરી વિરુદ્ધ પોકાર ઉઠાવવા પ્રેરિત કર્યા છે.

સંસ્થાનોનું સંમેલન.

લંડન, ૧૯મી જાન્યુઆરી.

આજના ટાઇમ્સમાં એક એવો આર્ટિકલ છે, કે ૧૯૧૫માં એક શહેનશાહી સંમેલન બોલાવવું જોઇએ. તે જણાવે છે. કે સંમેલનથી શહેનશાહી એકસંપી અતિશય દૃઢ થઇ જશે; અને જૂદાં જૂદાં સ્થાનોમાં જે વફાદારી અને વીરત્વ દાખવાઈ રહ્યાં છે, તે સહેલાઇથી ઝાહેરમાં આવશે.

સ્પૅનિશ રાજકુટુંબ

માદ્રિદ, ૧૯ મી જાન્યુઆરી.

સ્પેનની રાણી અને તેનાં બે બાલકો ભયંકર તાવમાં પટકાઇ પડ્યાં છે. (પરાશીની વેદના દૂર બેસીને જોયા કરવાના પાપની આ સજા તો નહીં હોય?)

"વિમાન" કે "ઝેપ્પેલિન"?

લંડન, ૨૦મી જાન્યુઆરી (મધ્યાહ્નોત્તર).

હવાઇ ચડાઇથી થયેલું નુકસાન થોડુંજ છે. માત્ર બે બાઇડીઓ, બે પુરુષો અને ૫૦ પાંડની યારમઠમાં હાનિ થઇ છે. એમ દેખાય છે કે છ હવાઇ વહાણો કિનારે પહોંચેલાં. પછી તે ત્યાંથી છૂટાં પડ્યાં, અને યારમઠની ઉત્તર તથા દક્ષિણ તરફ ઉપડ્યાં. અધિકારીઓ છાતી ઠોકીને કહે છે, કે એ મુલાકાત આપનાર વિમાનો હતાં. ક્રોમરમાં અધિકારીઓએ બધી બત્તીઓ બુઝાવી નાંખી, તેથી તે બચી ગયું. વિમાનોએ એ શહેરો દીઠેલાં નહીં, એટલે ત્યાં બોંબ નાંખેલા નહીં.

બાર માણસોને ઇજા.

લંડન, ૨૦ મી જાન્યુઆરી.

યારમઠ ઉપરના હુમલામાં જખમી થયેલો એક વીર દેવ થયો છે. રાત એટલી અંધારી હતી કે વિમાનની ચડાઇ ગુપ્ત રહી છે. ચડાઇ કરનાર વિમાન હતાં કે ઝેપ્પેલિન, એ બાબત મતભેદ છે. જોવાની વાત એ છે કે માત્ર સુમારે બાર માણસોને ઇજા થઇ છે.

નિરાશાનું ગાંડપણ ?

લંડન, ૨૦ મી જાન્યુઆરી (મધ્યાહ્નોત્તર).

"ન્યુયૉર્ક હેરલ્ડ" છેલ્લી જર્મન ચડાઇ ઉપર ટીકા કરતાં કહે છે, "આ તે નિરાશાનું દીવાનાપણું છે, કે સાદું રોજનું ગાંડાપણું છે? અરક્ષિત સ્થાનો ઉપર હુમલા કરવાથી અને નિર્દોષની કતલ ચલાવવાથી જર્મનીનો શો શુક્કરવાર વળવાનો હતો?"

હાથોહાથની લડાઇ.

પારિસ, ૨૧ મી જાન્યુઆરી.

સ્હવારે દુશ્મનો એક ખાઇમાં થોડાક ફાવ્યા હતા, પણ પછી સામો હુમલો કરવામાં આવ્યો, અને તેમણે ૧૦૦ કેદીઓ ખોયા.

એક ઠેકાણે હાથોહાથની લડાઇ પછી તેઓ પાછા હઠ્યા છે.

બુખોવિનામાં પ્રસારો.

પીટ્રોગ્રેડ, ૨૦ મી જાન્યુઆરી.

બુખોવિનામાં આપણાં લશ્કરો ફત્તેહથી ધસારો કરવા માંડ્યાં છે.

શાંતિને માટે "નોબલ પ્રાઇઝ".

લંડન, ૨૦ મી જાન્યુઆરી.

ફ્રેંચ ડેપ્યુટીઓ નૉર્વેની સરકારને એવી વિનંતી કરે છે, કે શાંતિને માટેનું "નોબલ પ્રાઇઝ" બેલ્જિયન પ્રજાને આપવું.

અમેરિકાનો જર્મની તરફ પ્રબળ તિરસ્કાર.

લંડન, ૨૧ મી જાન્યુઆરી.

બધાં અમેરિકન પેપરો છેલ્લા દુષ્ટ જર્મન હૂમલા તરફ સખ્તમાં સખ્ત શબ્દો વાપરીને તિરસ્કાર બતાવે છે.

"ટ્રિબ્યૂન" જણાવે છે કે, મનુષ્યત્વનાં મૂળતત્ત્વોની એ અક્કલ વગરની અવગણના છે. "જર્મન પ્રજાનો કોઇ પણ બહાનાથી બચાવ થઇ શકે તેમ નથી; અને હાથ સાફ થતાં બહુ વખત લાગશે."

"ન્યૂયૉર્ક વર્લ્ડ" ભાર મૂકીને કહે છે કે લડાયક દૃષ્ટિથી હૂમલો વ્યર્થ હતો; પણ એ ઘાતકી સ્ત્રીહત્યાથી આખી દુનિયાને જર્મની તરફ ધિક્કાર છૂટયો છે. જ્યારે સલાહ કરવા આવશે, ત્યારેજ તેને ખબર પડશે કે આ હૂમલાઓ માટે તેને શો ખર્ચ થયો છે.

"ટાઇમ્સ" અમેરિકન ઇતિહાસના શરૂઆતના દિવસોમાં રાતા ઇંડીયનોએ શુકલ સંસ્થાનો પર જે ચડાઇઓ કરેલી, તેની સાથે જર્મન હૂમલાને સરખાવે છે.

જર્મન વિગ્રહખાતાનો પ્રધાન રાજીનામું આપે છે!

આમ્સટર્ડામ, ૨૧ મી જાન્યુઆરી.

જર્મન વિગ્રહ ખાતાના પ્રધાને રાજીનામું આપ્યું છે. કૈસરે તે સ્વીકારીને તેની પાયદળના સેનાપતિ તરીકે નીમણુક કરી છે

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨ જી ફેબ્રુઆરી, ૧૯૧૫. [અંક ૧૦.


। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭ ફેબ્રુઆરી ૧૯૧૫.

## ચાલતા વિગ્રહના રાજા યુધિષ્ઠિર અથવા *ઝારચક્રવર્તી શહેનશાહ.

શહેનશાહ બીજા નિકોલસ, ત્રીજા સિકંદરના જ્યેષ્ઠ પુત્ર અને વારસ, ઇ. સ. ૧૮૬૮ના મે માસની ૧૮મી તારીખે સન્ત †પિતૃસ્વર્ગમાં જન્મ્યા હતા. તેમને ઝારિયન "ગ્રન્ત ડૂકો"ની સાધારણ કેળવણી સેનાપતિ દાનિલોવિચના હાથ નીચે મળી હતી, જેમાં પવિદાનોત્સવ અને બીજા પ્રખ્યાત પ્રોફેસરોએ ભાગ લીધો હતો. આ શિક્ષકોમાં મિ. ચાર્લ્સ હિત કરીને એક અંગ્રેજ પણ હતો, જેને માટે તેને મહા માન અને સ્નેહની લાગણી હતી. તેના દાદાજી, બીજા સિકંદર, ૧૮૮૧માં દેવ થયાથી તે ગાદીવારસ અથવા સેઝારેવિચ થયા. ઝારિયન તખ્તના બધા વારસોની માફક જોકે તેને અમુક અંશે લડાયક કેળવણી મળી હતી, તોપણ તેની પોતાની પ્રકૃત્તિ એ દિશામાં નહોતી; તેમ તેને પિતૃસ્વર્ગના જુવાન મંડળની તોફાની રમતો ગમતી નહોતી. તેના બાપની માફક તેને કુટુંબના મંડળમાંજ સુખ લાગતું;‡ અને ખાસ કરીને તેને પોતાની બહેન

---

* રશિયાના રાજાધિરાજ. † સેન્ટ પીટર્સબર્ગ.

‡ "To mak' a happy, fireside clime
To weans an' wife,
That 's the true pathos and sublime
Of human life."—*Robert Burns.*

અર્થ:—"બાળબચ્ચાં અને પત્નીને માટે સુખી તાપણીની હવા બનાવવી, એજ માનવ જીવનની સાચી અને ઉચ્ચી લાગણી છે."

રોબર્ટ બર્ન્સ.

"ગ્રન્ત ડચેસ" ઝેનિમા, જે તેનાથી સાત વરસે ન્હાની હતી, તેના પર પ્રેમ હતો. ૧૮૯૦-૧૮૯૧માં તેણે ગ્રીસ, ઇજિપ્ત, હિંદુસ્તાન, લંકા, અને જાપાનમાં પ્રવાસ કર્યો; જ્યાં એક જાપાની દીવાનાના હાથથી તેનું ખૂન થતાં માંડમાંડ રહી ગયેલું. સાઇબીરિયા થઇને પાછાં ફરતાં, વ્લાદિવોસ્તોક આગળ તેણે સાઇબીરિયન્ રેલવેની પૂર્વની શાખા સ્થાપવાની મંગળ ક્રિયા કરી, અને બે વરસ પછી ૧૮૯૩માં એ મોટા કામ માટેની શહેનશાહી સમિતિ (=કમિટી)માં તેઓ પ્રમુખ નિમાયા. ૧૮૯૪ના નવાંબરની ૧લી તારીખે તેના પિતાશ્રી દેવ થતાં તે રાજાધિરાજ અથવા ચક્રવર્તી શહેનશાહ થયા; અને એ મહિનાની ૨૬મી તારીખે તેણે મહારાણી વિકટોરિયાનાં એક પૌત્રી, હસ્સીનાં રાજપુત્રી અલક્ષ્યા દેવી સાથે લગ્ન કર્યું. એ કુમારિકાની સાથે તેનો તેના પિતાની છેલ્લી બીમારીમાં અને તેની સમક્ષ વિવાહ થયો હતો.

અઢાર મહિના પછી મોસ્કો (=મોસ્ગ્રો ?) માં તાજ પહેરવાની ક્રિયા ઘણી ધામધૂમથી કરવામાં આવી; પણ એક અચાનક આફતથી રંગમાં ભંગ પડ્યો. શહેરની પાસે એક ખુલ્લા મેદાનમાં કંઇક સાર્વજનિક રમતગમતની ગોઠવણ કરવામાં આવી હતી, પણ પોલિસનો બંદોબસ્ત બરાબર ન હોવાથી પુરુષો, સ્ત્રીઓ અને બાળકો મળીને લગભગ ૨,૦૦૦ માણસો કચરાઇને મરી ગયાં! બીજા નિકોલશ પોતાના બાપુને પગલે પગલે ચાલવા લાગ્યા; અને પારકા દેશો સાથેના સંબંધોમાં શાંતિ જાળવવાને તથા પોતાના દેશમાં અધિકારને એકત્ર કરવાને મથવા લાગ્યા. તમામ લડાયક આવેશની નિરંતર સામે થવામાં તેની શાંતિપ્રિયતા પ્રગટ થઈ. પરદેશ ખાતાના પ્રધાનની જગ્યાએ તેણે એક શાંતિપ્રિય અધિકારીને ટકાવી રાખ્યો; અને તે સ્વર્ગવાસી થતાં બીજા પણ એવાજ સ્વભાવના નરની એ જગ્યાએ નીમણુક કરી. ફ્રાન્સને તેણે ભયંકર સાહસોમાં ઝંપલાવતાં અટકાવ્યું; અને હેગમાં શાંતિસમિતિની સ્થાપના કરી. ફ્રાન્સ અને ગ્રુશિયા વચ્ચેની મિત્રાચારીનો સંબંધ તેણે દૃઢ કર્યો, તેમાં પણ એજ મહાન સદ્‌ગુણ પ્રગટ થાય છે.

પોતાના શાસનનાં પહેલાં વરસોમાં, કાયદાઓમાં કશો મોટો ફેરફાર કર્યા વગર, તેણે પોતાના રક્ષણ નીચે જે વિધર્મી પ્રજાઓ હતી, તેમના તરફના વર્તનમાં જાતની અસરથી દયાનું

તત્ત્વ દાખલ કર્યું. અને તે છતાં, ગાદીએ બેસ્યા પછી તરત, પોતાને "લિબરલ" કહેવરાવનાર *પંડિતંમન્યોને, પાર્લમેન્ટ જેવી સંસ્થાઓને નાપસંદ કરીને, તેણે પાછા પાડ્યા.



## લડાઈના તાર.



નૉર્ફોક પર હવાઇ ચડાઇ.

લંડન, ૨૨ મી જાન્યુઆરી.

ન્યૂયૉર્કનું "ઇવનિંગ પોસ્ટ" લખે છે, કે "ચડાઇ ચોકખું જંગલીપણું બતાવે છે. જર્મન રાજા (=દુષ્ટ દુર્યોધન) બહારની દુનિયાને બિલકુલ ઓળખતો નથી, એમ ફરી એક વાર સાબિત થાય છે."

---

*સરખાવો:—

"॥अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितंमन्यमानाः॥
॥जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः॥"

मुण्डकोपनिषत्, १:२:८.

અર્થ:—"અવિદ્યામાં અંતરે રહેલા, પોતાને ધીર અને પંડિત માનનારા બેવકૂફો, જેમ આંધળાઓ આંધળાથી દોરાય છે તેમ. હણાતા હણાતા ચોતરફ જાય છે."

મુંડકોપનિષત્, ૧: ૨: ૮.

## Benediction.

*"The Lord in his mercy bless you, preserve you, and keep you; the Lord look upon you, and guide you, and lead you; the Lord grant you a blessed life on earth, and eternal life together in heaven. Amen."*

ur Earthly Father *
King-Emperor * *
* * George * * *

પણા પૃથ્વીના પિતાજી *
રાજાજી શહેનશાહ * *
* * જ્યોર્જ * * *



* Our Earthly Mother *
* * Queen-Empress * *
* * * Mary * * *

* આપણાં પૃથ્વીનાં માતાજી *
* * રાણીજી શહેનશાહબાનુ * *
* * * મેરી * * *

### आशीर्वाद.

"પ્રભુ પોતાની દયામાં આપને કૃતકૃત્ય કરો, સંભાળો, અને સાચવો; પ્રભુ આપના પર નજર કરો, માર્ગ બતાવો, અને દોરો; પ્રભુ આપને પૃથ્વી પર ધન્ય જીવન, અને સ્વર્ગમાં સાથે શાશ્વત જીવન બક્ષો. તથાસ્તુ."

### माताजीनो उपदेश.

(રાગ બિભાસ.)

શાણી સખિઓ! પૂજન કરજો નાથનું! નિજ નાથનું: પ્રિય નાથનું:—શાણી०
યુવતી નમે, નરને ગમે, દિલ તો રમે, સુખમાં શમે!—શાણી०
લલના, સમજો વિરલજ એ અધિકાર જો, અધિકાર જો, અધિકાર જો, અધિકાર જો! —શાણી०
પતિને જે રીઝાવી બેશ જાણે, કૃતાર્થ થાય એજ નારી:
વશે વર્તી આદેશને પ્રમાણે, કૃતાર્થ થાય એજ નારી:
નહીં સ્વેચ્છા ભણી કદાપિ તાણે, કૃતાર્થ થાય એજ નારી:
ગુણો સ્વામીના સર્વદા વખાણે, કૃતાર્થ થાય એજ નારી!
આધા છોડી તર્કને પોતાના, દિલે બધા ભરો સ્વામીના:
તો પામશો સ્નેહી સ્વામી સાથે સ્વર્ગને!—શાણી०
સ્નેહ એવો જો થાય, સુખેથી તો રહેવાય, બધા સંતાપ જાય, અને શાંતિ પમાય:
પછી દીપે શી કાય, રસે આત્મા શા ન્હાય, એક બીજાં ચહાય, નહીં જોઈએ સહાય:
દિવ્ય સરણીમાં ધાય, પ્રાણ પ્રેમામૃત પાય, વાયુ નવલા કંઈ વાય, દંપતી સાથ ગાય!—શાણી०

નવા યુગનો સહદેવ; રાજા આલ્બર્ટ.

આમ્સ્ટર્ડામ, ૨૩ મી જાન્યુઆરી.

જર્મનોએ નિરાશાના ગાંડપણમાં બેલ્જિયમના વીર વિક્રમ મહાપ્રતાપી રાજા આલ્બર્ટના એક પૂતળાને અપમાન પહોંચાડ્યું છે. નાક કાપી નાંખ્યું છે, અને આંખમાં ખીલા ઠોક્યા છે. (એ પાપીઓને ખબર નથી, કે તેમના ઘોર અપરાધોની સઝા તેમના તરફ જલદીથી ઉતરશે, અને તેમને છેક દીવાના—પૂરેપૂરા ગાંડા, પશુ જેવા બનાવી દેશે!")

દુઃશાસન ઉપર સત્યાનાશી શીતળાનો હુમલો.

લંડન, ૨૧ મી જાન્યુઆરી.

છેલ્લા સપ્તાહમાં વ્હિયેનામાં કાળી શીળીના ૧૫૧ "કેસ" થયા છે! (સત્યાનાશની શરૂઆત! ઑસ્ટ્રિયાનાં—દુઃશાસનનાં—પાપ ઘણાં છે, અને હવે ઘડો છલકાવા માંડ્યો છે. જુઓ આગલા અંકોમાં તેના કાફર અંમલદારોની વિરુદ્ધ ખેડુતોનો પોકાર!)

જર્મનની સર્વોપરિ નૌકાનો વિનાશ.

લંડન, ૨૪મી જાન્યુઆરી.

"બ્લુકર" નામની જર્મનની સર્વોપરિ નૌકાને ડુબાવી દેવામાં આવી છે. એ નૌકા બાંધતાં ૧૪૦૦,૦૦૦ પૌંડ એટલે બે કરોડ દશ લાખ રુપિયાનો ખર્ચ થયો હતો. આ પરાક્રમમાં "સિંહ," "વાઘ," "અજિત" વગેરે બ્રિટિશ નૌકાઓએ ભાગ લીધો છે.

બ્રિટિશ તમામ નૌકા સલામત.

લંડન, ૨૬ મી જાન્યુઆરી.

"સિંહ," "અજિત," "વાઘ," "મુક્તિ," વગેરે બ્રિટિશ નૌકાઓ મહાન્ વિજય મેળવી સ્વસ્થાને પાછી ફરી છે.

હિંદી વિક્રમની કદર.

લંડન, ૨૬ મી જાન્યુઆરી.

રાજાજીએ પોતાના હાથથી ખાન હયદરખાનને વિકટોરિયા ક્રૉસની એનાયત કરી છે. (પોતાના પંજાથી પશુને ફાડી નાંખનાર સિંહને હયદર કહે છે)

"બ્લૂકર"ના વિનાશ માટે જર્મનીના કલ્પાંત.

લંડન, ૨૫ મી જાન્યુઆરી.

જર્મનો બિચારા "બ્લૂકર"ના વિનાશની વાત સાંભળીને રોવા માંડ્યા છે.

લોર્ડ ફિશરનો જન્મદિવસ.

લંડન, ૨૫ મી જાન્યુઆરી.

આજે લોર્ડ ફિશરનો જન્મદિવસ છે, અને આખી દુનિયામાંથી તેને મુબારકબાદીઓ મળતી જાય છે. કૃપાળુ રાજાજી અને સંસ્થાનોના પ્રમુખ માણસો તરફથી શુભ સંદેશાઓ આવ્યા છે.

ઝેપ્પેલિનનો સંહાર.

લંડન, ૨૬ મી જાન્યુઆરી.

ગઈ કાલે લિબૌ ઉપર એક ઝેપ્પેલિને ઉડીને શહેરના અરક્ષિત ભાગ ઉપર બૉંબ નાંખ્યા. તરતજ કિલ્લાઓએ મારો શરૂ કર્યો, અને ઝેપ્પેલિન દરિયામાં પડયું, અને તાબે થયું!

મદ્યનિષેધનો લાભ.

પિતૃગ્રેડ, ૨૬ મી જાન્યુઆરી.

નાણાંખાતાનો પ્રધાન જણાવે છે, કે મદ્યપાનનો નિષેધ થવાથી પ્રજાને અતિશય લાભ થતો જાય છે. ૧૯૧૩ માં પ્રજાની બચત માત્ર ૩,૪૦,૦૦,૦૦૦ ત્રણ કરોડ ચાળીશ લાખ રૂબલની હતી, તે ૧૯૧૪માં પાંચ કરોડ વધી જઇને ૮,૪૦,૦૦,૦૦૦ આઠ કરોડ ચાળીશ લાખની થઇ છે!

કૈસરનો જાની દોસ્ત હરામખોર નીવડે છે!

કૈસરનો એક જાની દોસ્ત લુબેકનો સેનેટર પોસ્સેલ દુશ્મની સાથે વેપાર કરવાના ગુનાહ માટે પકડાયો છે! (દુર્યોધનના દોસ્તો ખૂટવા માંડ્યા છે, એ તેની આવરદા ખૂટવાની નિશાની સમજવી?)

દુશ્મનની ખુવારી.

પારિસ, ૨૮ મી જાન્યુઆરી.

રવિ, સોમ અને મંગળવારે રસ્તામાં પડેલાં દુશ્મનોનાં મડદાં જોતાં ૨૦,૦૦૦ કરતાં વધારે જાનની ખુવારી થયેલી દેખાય છે.

**જર્મનીનો દરિયાઇ માર્ગ બંધ!**

કોપનહેગન, ૨૭ મી જાન્યુઆરી.

સ્વીડનથી એક આગબોટ જર્મની જતી હતી, તે માર્ગમાં એક અજર્મન સબમરીન જોઇને પાછી ફરી છે. સ્વીડન અને જર્મની વચ્ચેનો જલયાનનો મહામાર્ગ આ પ્રમાણે બંધ થયેલો દેખાય છે!

---

**નિવેદન.**

આજના અંકની સાથે, બ્રિટિશ વિજયની ખુશાલીમાં, અમે આપણા પિતાજી શહેનશાહ જ્યોજ અને માતાજી શહેનશાહબાનુ મેરીનું એક સુંદર સંયુક્ત ચિત્ર અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ. માતાજીનો ઉપદેશ જેમ પોતાના પતિઓના સંબંધમાં સ્ત્રીઓને, તેમ વિશ્વપતિના સંબંધમાં પુરુષોની બુદ્ધિઓને, લાગુ પડે છે.

ગીતાજીમાં ભગવાન્ વ્યાસમુનિએ હિંદને સાચુંજ શિખવ્યું છે, કે :—

"॥ यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ॥
॥ तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीति र्मति र्मम ॥"

શ્રીમદ્ ભગવદ્ગીતા, અધ્યાય ૧૮ઃ ૭૮.

અર્થ:—"જ્યાં યોગેશ્વર કૃષ્ણ છે, અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે, ત્યાંજ લક્ષ્મી, વિજય, વિભૂતિ અને અચલ નીતિ છે, એમ હું માનું છું."

---

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિજય.

પુ. ૧૦ ] મંગળવાર, ૯ મી ફેબ્રુઆરી, ૧૯૧૫. [ અંક ૧૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતુ

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૯ મી ફેબ્રુઆરી ૧૯૧૫.

## સત્યાનાશની શરૂઆત શી રીતે થઈ?

વર્તમાન કાલનું ઘોર મહાભારત એક નજીવા કારણથી સળગી ઉઠ્યું છે. "વાસણીયા*"ના એક નિશાળિયાએ એક અપરાધ કર્યો, અને જર્મનીને તે બહાનું મળ્યું. ઇ. સ. ૧૯૧૪ના જૂન મહિનાની ૨૮ મી તારીખે અને રવિવારે "પ્રિન્ઝેપ" નામના એક નિશાળિયાએ પિસ્તોલ મારીને અસ્ત્રિયા-હુંગિરિ†ના વારસ શાહજાદા ફ્રાન્સિસ ફર્દિનન્દનું તથા તેની વહુ—હોહનવર્ગની ડચેસ—નું "સારાજીવો‡"ની શેરીઓમાં ખૂન કર્યું.

અસ્ત્રિયા-હુંગિરિયન સરકારે તથા તેની મદદગાર અને સલાહકાર જર્મન સરકારે એ અપરાધનો લાભ લઇને યૂરપમાં એક મોટું વિક્રમ ભરવાનો નિશ્ચય કર્યો. અસ્ત્રિયાને ઘણાં વરસથી સર્બિયાની વધતી જતી સત્તા જોઇને બેચેની થતી હતી. તે મનમાં બડબડતું હતું, કે "જોને, આ ખેડુત સ્ટેટ! તુર્કી અને બલ્ગેરિયા ઉપર પણ સારું ફત્તેહ પામ્યું! તેનો મુલક વધતો જાય છે. હાય! હાય! તે મજબૂત બનતું જાય છે!" (અસ્ત્રિયાનું કે અસ્ત્રિયાના બાપનું કશું લીધા વગર મજબૂત થવું, એજ સર્બિયાનો અપરાધ! અરે શયતાન દ્વેષ! પણ અસ્ત્રિયા દુઃશાસનનું સ્વરૂપ છે, એ અમે અગાઉ જણાવેલું છે.)

યૂરપની સ્થિતિ જર્મન "સાયન્સ"ની સ્થૂલ દૃષ્ટિને જે દેખાઇ, તેથી તેને સાહસમાં ઉત્તેજન મળ્યું. બેવકૂફ જર્મનીના દુર્યોધન હૃદયે એવું સાંભળ્યું, "કે ઇંગ્લંડ તો કશું કરી શકશે નહીં, કારણકે આયર્લેંડમાં હોળી સળગી છે. રુશિયા પોતાની સેનાની પુનર્વ્યવસ્થામાં રોકાયું છે, એટલે તેની અવગણના કરવાને ઠીક લાગ છે. રહ્યું એક ફ્રાન્સ. છટ્! ફ્રાન્સને તો આપણે એક વાર ચગદી માર્યું છે; અને આ વખત તો તેના ભાર શા છે, ભાર?"

પેલા નરકમાં પડેલા દુઃશાસનસ્વરૂપ દુષ્ટ બિસ્માર્ક§ તરફથીજ આ શબ્દો દુર્યોધન કૈસરના અંતઃકરણમાં રેડાયા હોય, એમ માનવાને મજબૂત કારણો છે. ખરેખર રાક્ષસ બિસ્માર્ક પોતાને

* બૉસ્નિયા = Bosnia. † ઑસ્ટ્રિયા-હંગરી = Austria-Hungary. § બિસ્માર્ક = Bismarck.
‡ સારાયાવો = Serajevo.

થયેલા અપમાનનું ઠીક વેર લઈ રહ્યો છે! વાંચનારે સમજવું જોઇએ, કે બિસમાર્ક વગેરે જે રાક્ષસો દુનિયામાંથી મરાઇને પરલોકમાં પહોંચાડાયા છે, તે પ્રાણ પરત્વે મરેલા હોવા છતાં નરકમાં હજી જીવે છે, અને પોતાના જેવા દુનિયા ઉપરના કારભારીઓને કંઈ કંઇ હરામખોરીની પ્રેરણાઓ આપ્યા કરે છે.

## "સારા જીવો" નું શહેર.

"સારાજીવો" એક ન્હાનું અને સુંદર શહેર છે. ચાળીશેક વરસ અગાઉ ત્યાં એક તુર્કી કિલ્લો હતો; અને આસપાસ થોડાં ઝૂપડાં હતાં. હજી પણ ત્યાં ૨૦,૦૦૦ મુસલમાનોની વસ્તી છે. લોકો તેને ઉત્તરનું "દમાસ્કસ" કહે છે. મુસલમાની ભાગની સાથે સાથે વર્તમાન જર્મન ફેશનની શેરીઓ, અને દારૂનાં પીઠાંઓ, તથા ભભકાદાર સાર્વજનિક ઇમારતો, અને રળિયામણું રેલવે સ્ટેશન છે. રુષિયા અને તુર્કીનો વિગ્રહ પૂરો થયો, ત્યારે ૧૮૭૮માં "વાસણીયા" અને "હરજેગોવિન્હા*" અસ્ત્રિયાને ભાગે આવેલાં, અને રક્ષણ નીચે ગણાયેલાં. ૧૯૦૯ માં તે રાજ્યના મુલકની સાથે જોડી દેવામાં આવેલાં. અસ્ત્રિયાના સંબંધથી સારાજીવોમાં તેજી આવેલી, પણ સંતોષ નહીં. લોકો સ્લાવ હતા. તેમને અસ્ત્રિયન ઝૂસરી ગમેલી નહીં. તેઓ પોતાનીજ ઓલાદના એકુત રાજ્ય સર્બિયાની સાથે જોડાવા ચાહતા હતા; અને સર્બિયાને તેમની જરૂર હતી. એટલે અસ્ત્રિયાના બધા પ્રયત્નો છતાં તેમનો ગુસ્સો વરસે વરસે વધતો ગયો.

## અસ્ત્રિયાનો ગાદીવારસ.

ફ્રાન્સિસ ફર્દિનન્દને "વાસણીયા"ના અસંતોષની ખબર હતી. તે સખ્તાઈ અને માયાળુ-પણાનું મિશ્રણ કરીને તેમને જીતી લેવા ચાહતો હતો. સમકાલીન ગાદીવારસ રાજપુત્રોમાં તે એક અતિશય આકર્ષક અને સમર્થ આદમી હતો. તેના સિદ્ધાંતો દૃઢ અને ઇચ્છાશક્તિ જોરાવર હતી. વારસ થયા પછી એકજ વરસમાં તેણે પોતાની સ્વતંત્રતા સૌને બતાવી આપી.

કોઈ ઉંચા બોહીમિયન કુટુંબમાં કાઉન્ટેસ સુફી ચોટક નામે એક બાનુ હતી. તેની સાથે ફ્રાન્સિસે "મોર્ગેનેટિક" લગન કર્યું. તેને જાહેર રીતે કહેવું પડેલું, કે "મારી વહુ કે છોકરાં

* હર્ટ્સેગોવીના = Herzegovina.

કદાપિ અસ્ટ્રિયન તખ્તનાં હકદાર થશે નહીં." પણ પોતાની એ "મોર્ગેનેટિક" પત્નીને પડદા પાછળ રાખવાને બદલે તેણે પોતાના બધા કામકાજમાં તેને શામિલ કરવા માંડી. તેને "હોહનબર્ગ"ની ડચેસ"ના ઇલકાબથી એક શાહઝાદી બનાવવામાં આવી; અને તે હમેશાં તેનો સહચાર કરતી. એટલી બધી શક્તિમાન, કે કોઇ તેનું અપમાન કરી શકે નહીં; એટલી બધી હુશિયાર, કે તે દૃષ્ટિ બહાર કદાપિ રાખી શકાય નહીં: ચોતરફ તેની વાહવાહ બોલાવા માંડી, અને લોકો પૂજ્યભાવથી તેના તરફ જોવા લાગ્યા. એમાં કશો શક નથી, કે જો તેનો પતિ તખ્તનશીન થવા જેટલો ભાગ્યશાળી નીવડ્યો હોત, તો જુના કાયદામાં ફેરફાર કરાત, અને તે અસ્ટ્રિયાની શહેનશાહબાનુ અને હંગિરિની રાણી બનત ઇંગ્લંડના રાજા અને જર્મન શહેનશાહ તેને માન્ય કરવાને તૈયાર હતા. અને તેટલાજ માટે તેને તથા તેના પતિને થોડા સપ્તાહ અગાઉ ઇંગ્લંડ આવવાનું નિમંત્રણ થયું હતું. બન્ને સ્વદેશને માટે મોટી યોજનાઓ કરી રહ્યાં હતાં; એટલે રાજકુમાર જ્યારે સર્બિયા તરફ સિધાવ્યો, ત્યારે તેની પત્ની પણ સીતાજીની માફક સાથે ચાલી.

---

## છેલ્લી યાત્રા.

---

રવિવારે સ્હવારે દંપતી સારાજીવોમાં પહોંચ્યાં. લશ્કરને જોયા પછી અન્ને મોટરમાં બેસી "ટાઉન હૉલ" તરફ ઉપડ્યાં. ત્યાં સૌ મહાજનો તેમને સ્વાગત આપવાને એકઠા થયા હતા. રસ્તામાં વીશ વરસની ઉમરના કાબ્રિનોવિચ નામના છાપાવાળાએ મોટર ઉપર એક બૉંબ નાંખ્યો. કહે છે કે આર્ચડ્યુકે તેને પોતાના હાથથી અટકાવી બાજુએ ફેંકી દીધો. પાછળની મોટરમાં એક એ. ડી. કૉં. બેઠો હતો, તે બૉંબ ફાટતાં ઉડેલા કકડાઓ વાગવાથી ગળામાં જખમી થયો; અને કેટલાક રાહદારીઓને ઇજાઓ થઇ. પાદશાહી જોડાંને કંઇ હરકત થયેલી નહીં. જ્યારે તેમની મોટર "ટાઉન હૉલ" પહોંચી, અને "મેયર" બિચારો આવકારનું માનપત્ર વાંચવા માંડ્યો, કે તરત શાહઝાદાએ તેના તરફ વળીને જુસ્સાથી કહ્યું, કે "આ ભાષણો કરવાનો અર્થ શો? હું સારાજીવોની મુલાકાત લેવા આવું છું, અને મારા તરફ બૉંબ ફેંકાય છે. આ તો ત્રાસદાયક છે!"

થોડા વખત પછી બધું સરઘસ ટાઉન હૉલથી પાછું વળ્યું, અને ત્યાં એક બીજો પ્રયત્ન થયો. ગૅવરીલો પ્રિન્સેપ નામે એક "વાસલીયા" ની હાઇસ્કૂલનો વિદ્યાર્થી હતો, તેણે બીજો બૉંબ ફેંક્યો. આ બૉંબ ફાટ્યો નહીં, એટલે તેણે તરત એક બ્રાઉનિંગ પિસ્તોલમાંથી એક પછી એક મળીને ત્રણ અવાજ કર્યા. પહેલી ગોળી ફ્રાન્સિસ ફર્દિનંદને ગળામાં વાગી. તેની વહુ તેની આગળ પડીને પોતાના શરીરથી તેના શરીરને ઢાંકવા લાગી; અને સ્નેહથી તેને વળગી રહી.

બીજી ગોળી તેના શરીરમાં પેઠી. ત્રીજી ગોળી પણ આબાદ વાગી. ગાડી ત્વેસથી ગવર્નરના મહેલ તરફ દોડી જતી હતી, ત્યાં ફ્રાન્સિસ ફર્દિનન્દે પોતાની પત્નીને એક છેલ્લી વિનંતી કરવાને આંખ ઉઘાડી. "સુફી, આપણાં બાળકોને માટે જીવજે, હો!" પણ હોહનવર્ગની ડ્યેસ મરણતોલ જખમી થઇ હતી; અને બન્ને લગભગ તરત મૃત્યુવશ થયાં.

## અપરાધીઓની ધરપકડ.

કાબ્રિનોવિચ અને પ્રિન્ઝેપ બન્ને પકડાયા. બન્ને સ્લાવ જાતિના હતા. સાથીઓ હોવાનો તેમણે ઇનકાર કર્યો. પ્રથમ તો તેમણે એકબીજાને ઓળખતા હોવાની પણ ના પાડેલી. પણ તપાસથી દરરોજ વધારે પુરાવો મળતો ગયો, કે બનેલો બનાવ કંઇ આકસ્મિક નહોતો; પણ એક મોટા કાવતરાનો ભાગ હતો. જે દિવસે ખૂન થયાં તે દિવસ એક મોટી લડાઈની તિથિનો હતો. શેહેર કાવતરાંખોરોથી ભરપૂર માલુમ પડ્યું. પ્રિન્ઝેપ નિષ્ફળ થયો હોત, તો તેજ દિવસે ખૂન કરવાનો બીજો લાગ લેવામાં આવત. વિગત એક પછી એક બહાર આવતી ગઈ, તેમ સાર્બિયન અને સ્લાવ લોકો તરફ તિરસ્કારની હોળી આખા અસ્ટ્રિયામાં પ્રજ્વલિત થઈ રહી. અને એ આવેશમાં બર્લિન અને વ્હિયેનામાં રહેલા શાહીશતરંજના ઉસ્તાદ ખેલાડીઓએ પોતાનો લાગ દીઠો. વિગ્રહની હોળી સળગાવવાનું કામ કઠણ નહોતું. અસ્ટ્રિયાના લોકો તે માટે તૈયારજ હતા. પણ એટલું ચોકસ છે, કે વિગ્રહજ્વર કેટલે સુધી અને કેટલી ઝડપથી ફેલાશે, તેની અસ્ટ્રિયા અને જર્મનીના શહેનશાહોને કશી કલ્પના નહોતી.

## નિવેદન.

આ રસિક ઇતિહાસનો બાકી રહેલો ભાગ અમે હવે પછી આપશું.

## લડાઈના તાર.



**કાર્પેથિયન ફત્તેહ.**

પિતૃગ્રેડ, ૨૯ મી જાન્યુઆરી.

કાર્પેથિયન પહાડોમાં બે દિવસની સખ્ત લડાઇ પછી સારી ફત્તેહ મળી છે. દુશ્મનને દારૂગોળો તથા હથિયારો પડતાં મૂકીને ઉભી પૂછડીએ ભાગવું પડ્યું છે. ઘણા અમલદારો અને સિપાઇઓ પકડાએલ છે.

**હિંદીઓ માટે ભેટ.**

લંડન, ૨૯ મી જાન્યુઆરી.

હિંદી સિપાઇઓના ફંડની સમિતિએ જૂદી જૂદી ઇસ્પિતાલોમાં ૨૫૦૦૦ કપડાં અને એક હજાર શેર વજનની જૂદી જૂદી આરામની વસ્તુઓ મોકલી આપેલ છે. મોખરે જે લશ્કરો લડે છે તેમને એક લાખ કપડાં, અને તમાકુ, બીડી, મીઠાઇ, વગેરેના મોટા જથા મોકલાયા છે; તથા દર અઠવાડિયે ત્રણ લાખ સિગારેટ, ૧૫૦ શેર તમાકુ, અને બીજી ઉપયોગી વસ્તુઓ મોકલવાનો બંદોબસ્ત થયો છે.

**પ્રશિયાની મોટી ખુવારી.**

આમ્સ્ટર્ડામ, ૨૯ મી જાન્યુઆરી.

જાન્યુઆરીની ૨૧ મી તારીખ સુધીમાં જર્મનીને થયેલાં નુકશાનોની નં. ૧૪૧ ની યાદી બહાર પડી છે, તેમાં માત્ર પ્રશિયાને ખાતે ૯૮૮,૯૬૦ જાનની ખુવારીનો આંકડો આવ્યો છે.

**બધી બ્રિટિશ ખાઇઓ પાછી લીધી.**

પારિસ, ૩૧ મી જાન્યુઆરી.

ઘણે ઠેકાણે પુષ્કળ તોપના મારા ચાલુ કર્યા છે. બધેય આપણને લાભ થયો છે. જે ખાઇઓ દુશ્મનના હાથમાં ગઈ હતી, તે પાછી આપણા હાથમાં આવી છે.

**તુર્કીમાં અસંતોષ.**

લંડન, ૩૧ મી જાન્યુઆરી.

ફ્રેંચ પેપરો જણાવે છે કે કૉકેસસમાં ઘણી હારો થવાથી ઇસ્તંબૂલમાં શોક ફેલાયો છે, અને અન્વર પાશાની રાજનીતિ તરફ ઘણો અસંતોષ પ્રગટ કરવામાં આવે છે.

**જર્મનીની દુર્દશા.**

લંડન, ૧ લી ફેબ્રુઆરી.

ખોરાકના કાયદાનો જર્મનીમાં અમલ થવા માંડયો છે કોલોનની મ્યુનિસિપાલિટીએ ઠરાવ્યું છે, કે માંદાઓનેજ ઘઉંનો રોટલો મળશે; બીજાઓએ જવ, મક્કાઈ, વગેરેથી ચલાવી લેવું. વેચવાનો હક માત્ર રસાયનીઓની પાસે રહેશે, અને તેઓ ખરીદનાર પાસેથી ડાક્તરનું "પ્રિસ્ક્રિપ્શન" માગશે બર્લિનનાં છાપાંઓ જણાવે છે, કે લોકો જાણે છે તે કરતાં સ્થિતિ ઘણી વધારે ગંભીર છે.

**જર્મનીમાં ભિખારીઓ.**

લંડન, ૧ લી ફેબ્રુઆરી.

જર્મનીમાં ભિખારીઓની સંખ્યા ઝડપથી વધવા માંડી છે.

**રૂષિયનો તાબ્રિઝમાં પ્રવેશ કરે છે.**

પિતૃગ્રેડ, ૧ લી ફેબ્રુઆરી.

સોફિયાનની લડાઇમાં તુર્કોએ સજ્જડ હાર ખાધી, તે પછી તેઓ તાબ્રિઝ તરફ નાઠા હતા. તાબ્રિઝમાં રૂષિયનોએ શનિવારે બપોરે પ્રવેશ કર્યો છે.

**જર્મનીની ભયંકર ખ્વારી.**

આમ્સ્ટર્ડામ, ૧ લી ફેબ્રુઆરી.

ઉત્તર ફ્રાન્સમાં છેલ્લા એક બે દિવસમાં જર્મનોની જે ખ્વારી થઇ છે તે ભયંકર છે. શનિવારેજ સખ્ત જખમી થયેલાઓની એકવીશ ટ્રેનો એઇ-લા-શાપેલમાં થઇને પસાર થઇ હતી.

**જખમી હિંદીઓનો સત્કાર.**

લંડન, ૨ જી ફેબ્રુઆરી.

૫૦૦ જખમી હિંદીઓ ગઈ કાલે બ્રાઇટન આવી પહોંચ્યા છે. તેઓ શેરીઓમાં થઇને ગાડીઓમાં પસાર થતા હતા, ત્યારે તાળીઓના નાદથી તેમને વધાવવામાં આવતા હતા.

**જર્મન દુષ્ટતાનું તાજું દ્રષ્ટાંત.**

લંડન, ૩ જી ફેબ્રુઆરી.

આમની સભામાં જાહેર થયું છે, કે એક જર્મન સબમરીને "અસ્તૂરિયાસ" ની સામે ટોર્પીડો છોડેલ છે. "અસ્તૂરિયાસ" ધોળી રંગેલી હતી, અને પ્રકાશિત લાલ સાથિયાથી

દરદીઓની નૌકા તરીકે ઓળખાઇ આવતી હતી. ૧૯૦૭ ની "હેગ સમિતિ"ના કાનૂન પ્રમાણે તેના પર ગોળી છોડવી ન જોઇએ. એ સમિતિમાં પ્રથમ સહી કરનાર દુર્યોધન હતો. પણ તેનું હૃદય નિરાશાથી દીવાનું બન્યું છે!

અમેરિકામાં જર્મન ગુનેહુગાર.

ન્યૂયૉર્ક, ૩ જી ફેબ્રુઆરી.

એક મહત્વના પૂલને ડાઇનેમાઇટથી ઉડાડી મૂકવાની કોશિશ કરવા માટે વૉન હૉર્ન નામે જર્મન અમલદારને પકડવામાં આવ્યો છે.

જર્મનીમાં રોટલાના કાયદા.

લંડન, ૨ જી ફેબ્રુઆરી.

"ગ્રેટર બર્લિન"ની કાઉન્સિલે ભઠિયારાની દુકાનો પર તોફાન થાય તે અટકાવવાને ૧૨૦૦ ખાસ કૉન્સ્ટેબલો નીમ્યા છે. બર્લિનમાં ૧૦૦ કરતાં વધારે ભઠિયારખાનાં બંધ થયાં છે.

લૉર્ડ કિચનરનો નવો આવાસ.

લંડન, ૩ જી ફેબ્રુઆરી.

રાજાજીએ "યૉર્ક હાઉસ" નામે આવાસ લૉર્ડ કિચનરને રહેવા માટે આપેલ છે

તાબ્રિઝમાં તુર્કોની ક્રૂરતા.

પિટ્રોગ્રેડ, ૪થી ફેબ્રુઆરી.

તુર્કોએ તાબ્રિઝ લૂટયું છે, બજાર બાળી છે, અને ઘણા ઇરાનીઓને માલ ન આપવા માટે ફાંસીએ લટકાવ્યા છે.

સારાજીવોના ખુનની સઝાઓ.

આમ્સ્ટર્ડામ, ૪ થી ફેબ્રુઆરી.

આર્ચડ્યુક ફ્રાન્ઝ ફર્દિનન્દના ખૂનીના ત્રણ સોબતીઓને સારાજીવોમાં ફાંસીએ ચડાવ્યા છે મુખ્ય ખૂની પ્રિન્ઝેપને વીશ વરસ કેદની સઝા કરવામાં આવી છે. બાળક હોવાથી તેને ફાંસીની સઝા થઈ નથી.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૬ મી ફેબ્રુઆરી, ૧૯૧૫. [અંક ૧૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૬ મી ફેબ્રુઆરી ૧૯૧૫.

## સર્બ અને અસ્ત્રિયન જાતિઓ વચ્ચેના દ્વેષનો ઇતિહાસ.

અસ્ત્રિયન તખતના વારસનું ખૂન કરવાને સર્બ જાતિના માણસોએ શા માટે કાવતરૂં કર્યું? એ બે દેશો વચ્ચે દુશ્મનાઇ શાથી થયેલી?

અસ્ત્રિયા અને સર્બિયાનો વિરોધ એ તાત્ત્વિક દ્રષ્ટિએ જોતાં "ટયૂટન" અને "સ્લાવ" જાતિઓ વચ્ચેનો વિરોધ છે. રૂશિયાની આગેવાની નીચે છેલ્લી અરધી સદીમાં સ્લાવ લોકો પગભર થયા છે. તેઓ ધર્મ, સ્નેહ અને લોહીના સંબંધોથી પરસ્પર સંયુક્ત છે.

જર્મન સંપ અને જર્મન લોભ કેટલાંક વરસથી વધતા ગયેલ છે, પણ પુષ્કળ આત્મનિષ્ઠાની સાથે તેને તેના પૂર્વના પડોશી—અગણિત વસ્તીવાળા અને અથાગ સાધનસંપત્તિવાળા—રૂશિયાનો થોડોક ભય લાગ્યા કર્યો છે. એક તરફથી રૂશિયા અને બીજી તરફથી ફ્રાન્સ એ સૂડીની બે બાજુની વચ્ચે સોપારીની માફક પોતે કચરાઇ જવાના જોખમમાં છે, એ વાતથી જર્મની વાકેફ છે; અને એ માટે તૈયારી કરતું આવ્યું છે.

જર્મન પ્રજાઓ અને રૂશિયન વચ્ચે વલ્કન* દ્વીપકલ્પને માટે વારંવાર બખેડો થયા કર્યો છે. બધાને કબૂલ કરવું પડ્યું છે, કે સડેલ અને નિર્માલ્ય તુર્કોને ઇસ્તંબૂલના દરવાજા સુધી કોઇક દિવસ હઠાવ્યા વગર છૂટકો નથી. એ બને, ત્યારે ઝમીનની માલેકી કોની?

રૂશિયાની એવી ઇચ્છા ખરી, કે ત્યાં મજબૂત અને સ્વતંત્ર સ્લાવ રાજ્યો સ્થપાય. અસ્ત્રિયા અને જર્મનીની એવી ઇચ્છા, કે એમાંથી પડાવાય તેટલો હિસ્સો પડાવવો. એથી વિગ્રહ ચાલ્યાજ કર્યો છે. તેને લીધે કંઇ કંઇ ખૂનો, કાવતરાં, અને અસંખ્ય હરામખોરીઓ થવા પામી છે.

---

* બાલ્કન = Balkan.

## વર્તમાન મહાભારતના નકુલ: સર્બિયન સરકાર.

સર્બિયા અસ્ટ્રિયન સલતનતનું પડોસી હોવાથી, તેને માટે લોભ અને વિગ્રહ થયેલો છે. સર્બિયન ખેડુતો સુમારે બસેં વરસ અગાઉ શી રીતે લગભગ સર્વશક્તિમાન દેખાતા તુર્કીની સામે થયા, અને શી રીતે તેમણે થોડી સ્વતંત્રતા પ્રાપ્ત કરી, એ એક અદ્ભુત વૃત્તાંત છે. મજબૂત, સાદા, ઉદ્યોગી અને આશ્ચર્યકારક વિક્રમથી સંપન્ન હોઇને સર્બિયન લોકો પ્રથમથીજ ઘણા વખાણવા લાયક સદ્ગુણો દાખવતા આવ્યા છે. જેણે લડાઇ ઉપર લડાઇમાં ફત્તેહ મેળવી છે, તે સર્બિયન ખેડુત અને ગામડાનો રહેવાસી છે; પહાડોમાં પ્રમાણિકપણાથી અને સખત મજૂરી કરીને જીવે છે, અને એક મહાન પ્રજાને બાંધી શકેલ છે.

સર્બિયાને મહાકાંક્ષા હતી, અને છે. તુર્કીની નામની શહેનશાહી ઉડાવી દઇને મહાન સ્લાવ પ્રજાના મધ્યબિંદુ થવાની તેને અભિલાષા હતી. એમનો મુખ્ય ધંધો ભૂંડ પાળવાનો હોવા છતાં, અને આસપાસ પ્રબળ પડોસીઓ છતાં, સર્બિયાનું લક્ષ્ય ઊંચું હતું, અને મર્દ હોવાથી તેને ધાસ્તી કોઇની ન હતી.

અસ્ટ્રિયન પ્રજાને સર્બિયન મહાકાંક્ષાની ખબર હતી. તેટલા માટે, જ્યારે આળીશ વરસ ઉપર સર્બિયા શાહઝાદા મિલાનની આગેવાની નીચે તુર્કી સાથે લડવાને તૈયારી કરતું હતું, ત્યારે અસ્ટ્રિયા તેને પાછું પાડવાને મથતું હતું. છેવટે થોડી હાર થયા પછી, સર્બિયા સ્વતંત્ર રાજ્ય થયું; અને શાહઝાદો મિલાન રાજા થયો. પણ આનંદની ઘડીએજ કડવી દવા આવી. અસ્ટ્રિયાએ, ગુપ્ત રીતે રૂશિયા સાથે કરાર કર્યો હતો, કે અસ્ટ્રિયન તટસ્થતાના બદલા તરીકે એટલુંજ કરવું, કે વાસણીયા અને હરજેગોવિંદાનાં તુર્કી પરગણાં સર્બિયાને સુપ્રત કરવાં નહીં. જ્યારે યૂરપનાં મહારાજ્યો બર્લિનમાં એકઠાં થયાં, ત્યારે એ બે પરગણાં અસ્ટ્રિયન રક્ષણ નીચે મૂકવામાં આવ્યાં.

---

## રાજા મિલાન.

રાજા મિલાન ઉપર સેનાનો અને પ્રજાનો ભાવ હતો. કમનસીબે તેને એવું લાગેલું, કે ૧૮૭૮ના વિગ્રહ પછી રૂશિયાની સાથે સંબંધ વધારવાના કરતાં અસ્ટ્રિયા સાથે સલુકાઇ રાખવાથી સર્બિયાને લાભ થશે. તેની પ્રજા એવા ભ્રમમાં રહેલી નહીં. રાજા પોતાની પત્નીમાં સુખી નહોતો. છેવટે રાણી નાથલીથી તેણે છુટાછેડા કર્યા. નાથલીને રૂશિયા તરફ ભાવ હતો, એટલે

તેનાં દુઃખોની વાતો આખા યૂરપમાં ચાલવા લાગી. રાજ્યમાં ઉત્પાતો અને તોફાનો થવા માંડ્યાં. આખરે રાજા મિલાને ગાદી ઉપરથી પોતાનો હક ઉઠાવી લીધો; અને પોતાના પુત્ર સિકંદરને તખ્તનશીન કરવાનું ઠરાવીને પોતે પારિસ જઇને રહ્યો. ગાદી છોડતાં એક સરત તેણે એ કરેલી, કે બાળક રાજાના જે રક્ષકો નિમાય, તેમણે તેની મા સાથે તેની મુલાકાત કદાપિ થવા દેવી નહીં.

---

## રાજા સિકંદર.

રાજા સિકંદર તે વખતે માત્ર તેર વરસનો છોકરો હતો. મા અને બાપ બન્નેથી તજાએલો, અને અનેક રક્ષકોથી વિંટળાએલો હોવાથી, તેને જે કેળવણી મળી તે ખરાબમાં ખરાબ હતી. બાળક હતો ત્યારથી પોતે કાવતરાંઓની વચ્ચે છે એમ જાણતો હતો. તેના રક્ષકોએ તેના બાપને આપેલું વચન પાળીને તેને તેની મા સાથે મળવા દીધેલો નહીં. છતાં મા અને બાપ બંને માટે સિકંદરને કંઇક સ્નેહની લાગણી હશે એમ દેખાય છે. ધીમે ધીમે તે રક્ષકો અને શિક્ષકોથી કાયર થયો; અને માત્ર સોળ વરસની ઉમરનો હતો ત્યારેજ એક રાત્રે તેણે રક્ષકો અને તેમના પ્રધાનોને રાજમહેલમાં જમવા માટે બોલાવ્યા. જમણ ચાલતું હતું તે દરમિયાન તેણે ઉભા થઇને જાહેર કર્યું કે, "હવે થોડા કલાક સુધી આપ બધા મારા કેદી છો, એમ સમજજો. સેના અત્યારેજ મને ઉમ્મર લાયક અને રાજ્યકર્તા તરીકે જાહેર કરે છે; અને આ ક્ષણથી હું રાજાની તમામ સત્તા હાથમાં લઉં છું."

પ્રજાએ સિકંદરના આ કર્મમાં તેને ઉત્તેજન આપ્યું. પ્રજાઓ કદાપિ રક્ષક કહેવાતા કારભારીઓને ચાહતી નથી. આ રીતે એક સોળ વરસના જુવાન છોકરાના હાથમાં એક તોફાની રાજ્યની લગામ આવી. તેની મા પાછી આવી. તેનો બાપ પણ પાછો આવ્યો; અને સેનાધિપતિ નિમાયો. બધાની એવી ધારણા હતી કે કોઇ જર્મન શાહજાદી સાથે સિકંદરનું લગન કરી દેવું. પણ સિકંદરને પોતાની ખાસ યોજનાઓ હતી. બેલગ્રેડમાં એક દુર્ગા* માશીન નામે જુવાન અને ખૂબસૂરત વિધવા રહેતી હતી. તેના આશકો ઘણા હતા; અને તેનું નામ બત્રીશીએ ચડ્યું હતું. પણ સર્બિયાના કેટલાક સારામાં સારા માણસો પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કરે છે, કે લોકવાયકા જૂઠી હતી. તે રાજાને વશ થઇ ત્યાં સુધીની તેની જિંદગી આબરૂદાર ગણાઇ છે. દુર્ગા ઉપર જૂદે જૂદે સ્થાનેથી મહેરબાની ઉતરવા લાગી. રાણી નાથલીને તેના પર પ્રીતિ થઇ, અને તેણે તેને કેળવણી આપીને પોતાના દરબારની એક બાનુ બનાવી.

---

* દ્રગા = Draga.

સિકંદરને દુર્ગાની સાથે વારંવાર મેળાપ થતો; અને તે મોહિત થવા લાગ્યો. મોહમાંથી એકદમ અતિશય જુસ્સાદાર ઇશ્ક બની ગયો. રાણી નાથલીને પહેલાં તો પોતાના પુત્રને એ ખૂબસૂરત દરબારી બાનુ સાથે જોવાનું ગમેલું. પણ તેને બંનેના સાચા સંબંધની ખબર નહોતી. એક ખાનગી મુલાકાતની સંતલસ સંબંધી દુર્ગાની ચિઠ્ઠી હાથમાં પડતાં રાણીએ તેને રુખસદ આપેલી. વખત જતાં દુર્ગા સિકંદરની રખાત બની રહી.

---

## ઇશ્કની આફતો.

"આફતોંકો ઇશ્કકી આશકસે પૂછા ચાહિયે:
"ક્યા ખબર ફાસિકકો હય સાદિકસે પૂછા ચાહિયે"!

બાગોબહાર.

અર્થ:—સ્નેહની આપત્તિઓ સંબંધી સ્નેહીને પૂછવું જોઇએ:
અપરાધીને શી ખબર હોય? સત્યવાદીને પૂછવું જોઇએ".

વાતને લંબાવવાની જરૂર નથી. મિલાન એક જર્મન શાહઝાદી સાથે પોતાના દીકરાના લગનની તજવીજ કરતો હતો, અને કંઇ ગોઠવણો માંટે કાર્લ્સબાદ ગયો હતો; ત્યાં સિકંદરે એકદમ ઓંહેરનામું કાઢ્યું, કે પોતે દુર્ગાને પરણવાની તૈયારીમાં છે. નિંદા તો એટલી ચાલવા માંડી, કે વાત ન પૂછો! બધી જૂની વાતો તાજી કરવામાં આવી. લોકો બોલવા લાગ્યા, કે બીજા માણસોને આગલા વખતમાં તેણે પ્યારના કાગળો લખેલા, તે બેલગ્રેડની શેરીઓમાં ગુપ્ત રીતે વેચાય છે! દુર્ગા રાજાની રખાત હતી ત્યાં સુધી તો ઠીક; પણ એ તેની રાણી બને? આખા દેશમાં ખળભળાટ થઇ રહ્યો. રાજાના પ્રધાનો લગનની સામે થયા. તેણે એ પ્રધાનોને બરતર્ફ કર્યા. એક મંડળે રાજાને ગાદીએથી ઉઠાડી મૂકીને તેના બાપને બેસાડવાનું કાવતરું કર્યું. કાવતરાનું કંઇ પરિણામ ન આવ્યું.

રૂશિયાના શહેનશાહે આ વખતે મદદ કરી. તેણે લગનમાં મુખ્ય સાક્ષી તરીકે હાજર રહેવાનું સ્વીકાર્યું. પણ દુર્ગાને મળેલું તખ્ત બહુ કાંટાવાળું હતું. બધા તેની વિરુદ્ધ હતા. રાજા મિલાન થોડાજ વખતમાં વ્હિયેનામાં મરણ પામ્યો. કારભારીઓ સિકંદર ઉપર અતિશય ગુસ્સે થયા; કારણકે તેણે ચાલતા રાજ્યબંધારણને "સસ્પેન્ડ" કર્યું, અને પોતાની સામે અતારાઓ પર સખ્તાઇ ગુજારવા માંડી. દુર્ગા જે કંઇ કરે તે સારૂં હોયજ નહીં એમ બોલાવા માંડ્યું. રાજ્યને વારસ આપવા માટે તેણે પોતાની બહેનના એક દીકરાને પોતાના તરીકે ઘુસાડવાને યત્ન કરેલો, એવી વાત બહાર આવી; અને તે કારણ વગર નહીં. લશ્કરને પણ ખોટું

લાગેલું, અને તે માત્ર દુર્ગાના રાણી થવાથી નહીં; પણ તેના ભાઇઓને લશ્કરમાં મોટા હોદાઓ અપાયા તેથી. સિકંદર અને દુર્ગાની વિરુદ્ધ કંઇકંઇ કાવતરાં રચાવા માંડ્યાં.

આખરે અમલદારોનું એક મંડળ એકઠું થયું, અને તેમણે વાતનો અંત લાવવાનો ઠરાવ કર્યો. તેમને લાગ્યું કે પ્રજા મરી જાય તે કરતાં રાજારાણી મરી જાય તે વધારે સારૂં. ૮૬ લડવૈયા કાવતરાખોરોએ એકઠા થઇને સોગન લીધા, કે કોઇ પણ સાથી દ્રોહી નીવડે તો તેને કત્લ કરવો. કાવતરૂં બરાબર ચોકસાઇથી ગોઠવાયું. કંઇ પણ વાત અકસ્માતથી બગડવા ન પામે તે માટે પૂરતી સંભાળ લેવામાં આવી.

રાજા અને રાણી જૂના તુર્કી મહેલમાં રહેતાં હતાં. ઇ. સ. ૧૯૦૨ ના જૂનની એક સાંઝે તેમણે થોડા આદમીઓને જમણ માટે નોતર્યા હતા; અને પછી સૌ લશ્કરી બેન્ડનું ગાયન સાંભળતાં બેઠાં હતાં. પવન જરા બંધ હતો: અને જ્યારે તેઓ સૂવા ગયાં, ત્યારે રાણી પારિસથી નવી આવેલી એક કપડાંની પેટી જોવામાં થોડી વાર રોકાઇ હતી. પછી તેઓ સૂઇ ગયાં.

બે વાગ્યે એક મોટો ધડાકો થયો, અને તેઓ જાગી ઉઠ્યાં. વીજળીની બત્તી કરવાને ચાવી ફેરવે, પણ કંઇ વળે નહીં. આખો મહેલ અંધારાથી ઘેરાઇ રહ્યો. તેમણે પોતાની બારીમાંથી બહાર જોયું. કંઇક લશ્કર દેખાયું; અને બંદૂકોના અવાઝ સંભળાયા. થોડી વારમાં મહેલની અંદર તોફાન અને મારામારીના શબ્દ સંભળાવા લાગ્યા. પગલાં પાસે આવ્યાં. સિકંદર અને દુર્ગા એક ગુપ્ત દ્વારથી અદૃશ્ય થઇ ગુપ્ત ઠેકાણે ભરાઇને શું થાય છે તે જોવા લાગ્યાં.

---

### નિવેદન.

આ ઇતિહાસનો બાકી રહેલો ભાગ હવે પછી આપવામાં આવશે.

---

## લડાઇના તાર.

**પૂર્વ પ્રશિયામાં ધસારો.**

**પિતૃગ્રેડ, ૪ થી ફેબ્રુઆરી.**

વિગ્રહની પૂર્વની રંગભૂમિમાં મહત્ત્વની લડાઇઓ ચાલી રહી છે. રૂશિયનો પૂર્વ પ્રશિયામાં અંગિરા નદી ઓળંગી ગયા છે; અને મજબૂત મોરચા બાંધીને પડ્યા છે. દુશ્મનના મુલકમાં તેઓ ધીમે ધીમે, પણ પાછું પગલું ભરવું ન પડે એ રીતે, પેસતા જાય છે.

**સ્વેઝની સંયોગભૂમિમાં લડાઈ.**

**કેરો, ૫ મી ફેબ્રુઆરી.**

લડાઈની અંદર બ્રિટિશોએ ૬૦૦ તુર્કને પકડયા છે, અને ખોરાક તથા દારૂગોળાથી લાદેલા ૯૦ ઊંટ હાથ કર્યા છે. ૪૦૦ મરેલાં માણસો જૂદે જૂદે ઠેકાણે દેખાયાં હતાં. દુશ્મનનાં ૨,૪૦૦ માણસ કતલ થયાં ગણાય છે.

**જર્મનીના હૃદયમાં આગ સળગી છે!**

**આમ્સ્ટર્ડામ, ૮ થી ફેબ્રુઆરી.**

જર્મન પાર્લમેન્ટમાં સોશ્યલિસ્ટો કૈસરની દુષ્ટ રાજનીતિની ઝાહેર રીતે સામા ઉઠ્યા છે.

**તુર્કો ઊભી પૂછડીએ નાઠા!**

**લંડન, ૯ મી ફેબ્રુઆરી.**

તુર્ક લશ્કર ભૂંડે હાલે પૂર્વ તરફ ભાગતું જાય છે. સ્વેઝની આસપાસ વીસ વીસ માઇલ સુધી હવે કોઇ દુશ્મન રહેલ નથી.

**જનરલ બોથાની તારીફ.**

**લંડન, ૮ મી ફેબ્રુઆરી.**

પાર્લમેંટમાં જનરલ બોથાના કામની તારીફ થઇ છે. (આપણા રાજાઓ અને મહારાજાઓમાંથી કોઇકની તારીફ ક્યારે સાંભળશું?)

**પ્રશિયન પાર્લમેંટમાં ઉત્પાત અને તોફાન.**

**લંડન, ૯ મી ફેબ્રુઆરી.**

પ્રશિયન પાલમેંટ ઉઘડી, ત્યારે ઘણા મેંબરો મોટી સંખ્યામાં હાજર હતા. સોશ્યલિસ્ટ હર્ષે માગણી કરી, કે રાજનીતિ સુધારવી જોઇએ; અને જણાવ્યું કે બધા લોકો વિગ્રહ ખતમ થાય એમ ચાહે છે. દરબારપક્ષનો એક માણસ સંપની જરૂર વિષે કંઇક બોલવા માંડયો, ત્યાં બીજા સોશ્યલિસ્ટે સિંહનાદ કર્યો, કે "લોકોના નામથી કશું પણ બોલવાનો તમને હક નથી". છેવટે ખૂબ તોફાન થયેલું કહેવાય છે.

ઋષિયન વિજય અને હર્ષનાદના પોકાર.

પિતૃગ્રેડ, ૯ મી ફેબ્રુઆરી.

ઋષિયન પાર્લમેંટ આજ બપોર પછી ઉઘડી. દેખાવ જોવા લાયક હતો. વારંવાર આખો સમાજ ઉભો થઇને ત્સારના નામને હર્ષનાદથી ગજાવતો હતો; અને રાજ્યભક્તિનું ઋષિયન ગીત ગવાતું હતું. પ્રમુખનું ભાષણ દેશપ્રેમથી ઉભરાતું હતું. મિત્ર રાજ્યોના પ્રતિનિધિઓને મોટું માન આપવામાં આવ્યું છે.

રોટલો મોંઘા થવા માંડયો!

ન્યૂ યૉર્ક, ૧૦ મી ફેબ્રુઆરી.

રોટલો એક "સેન્ટ" મોંઘો થયો છે.

કૈસર વિરુદ્ધ ટીકા.

લંડન, ૧૦ મી ફેબ્રુઆરી.

જર્મન સોશ્યલિસ્ટોનું "ગાથા" નામનું એક ન્યુસપેપર કૈસરની વિરુદ્ધ એક લેખ છાપવા માટે બંધ કરવામાં આવ્યું છે.

જર્મનીમાં ભૂખમરો.

આમ્સ્ટર્ડામ, ૧૧ મી ફેબ્રુઆરી.

બર્લિન મ્યુનિસિપાલિટીએ એવો હુકમ કાઢયો છે, કે દરેક ઘરધણીએ પોતાના ઘરમાં કેટલાં માણસ છે તેનું લિસ્ટ આપવું. માણસ દીઠ રોટલાની ટિકેટ મળશે; અને ટિકેટ વગર કોઇને રોટલા વેચાતા નહીં મળે!

ઋષિયાને થતો લડાઇનો ખર્ચ.

લંડન, ૧૧ મી ફેબ્રુઆરી.

ઋષિયન પાર્લમેન્ટમાં જાહેર કરવામાં આવ્યું છે, કે ઋષિયાને લડાઇનો ખર્ચ રોજનો ૧૪,૦૦,૦૦૦ પૌંડનો એટલે ૨ કરોડ અને ૧૦ લાખ રુપિયાનો થાય છે.

કૈસર પ્રજા પાસે ભીખ માગે છે!

લંડન, ૧૧ મી ફેબ્રુઆરી

બર્નથી એક સંદેશામાં જણાવવામાં આવે છે, કે લડાઇના ખર્ચ માટે પ્રજા પોતાનાં સોનાનાં ઘરેણાનું દાન કરે, એવું એક નિમંત્રણ નિકળનાર છે. જર્મનીમાં જેમ રોટલાનો દુકાળ ચાલે છે, તેમ સોનારૂપાનો પણ દુકાળ પડશે એવી ધાસ્તી છે. કૈસર બિચારો રઘવાયો થઇને આમતેમ ભટકે છે! (નબૂકદનેઝરનો ઇતિહાસ વાંચનારે યાદ કરવો!)

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.



પુ. ૧.] મંગળવાર, ૨૩ મી ફેબ્રુઆરી, ૧૯૧૫. [અંક ૧૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૩ મી ફેબ્રુઆરી ૧૯૧૫.

## સર્બિયન રાજારાણી સિકંદર અને દ્રુર્ગાનો ઇતિહાસ.

(ગયા અંકથી ચાલુ.)

"ફલક દેતા હય જિનકો અયશ ઉનકો ગમ ભી હોતા હય:
"જહાં નક્કારે બજતે હુંય વહાં માતમ ભી હોતા હય."
અર્થ:—"સ્વર્ગ જેમને વૈભવ આપે છે, તેમને શોક પણ થાય છે:
"જ્યાં નોબતો ગડગડે છે, ત્યાં છાજિયાં પણ લેવાય છે."

કાવતરાખોરોએ પોતાની સંતલસ પ્રમાણે મધ્યરાત્રિ પછી લશ્કરોથી મહેલને ઘેરી લીધો હતો. સિપાઇઓને એમ કહેવામાં આવ્યું હતું કે, "તમારે એક શુભ કામમાં ભાગ લેવાનો છે; અને રાજાની વતી કર્નલ માશીનનો હુકમ માનવાનો છે. બીજા કશાની દરકાર કરવાની નથી." કર્નલ માશીન રાણીના પહેલા ધણીનો ભાઇ થતો હતો, અને તેને પ્રબળ દ્વેષથી ધિક્કારતો હતો. એક પોલિસ કમિશનરે, લશ્કરોને મહેલ તરફ જતાં જોઇને પોલિસનો ઉપરિ અધિકારી, જે પોતાને ઘેર હતો, તેને ટેલીફોન કર્યો. ઉપરિ અધિકારીને એવું લાગ્યું કે વાત મહત્ત્વની નથી, માટે તેણે કમિશનરને ફરમાવ્યું કે, "ખાલી મને તસ્દી ન આપો; પણ સેંટ્રલ પોલિસ સ્ટેશન"ને ખબર કરો. કમિશનરે એ પોલિસ સ્ટેશનની ઘંટડી વગાડી; પણ તે અમલદાર કેટલાક દોસ્તોને લઇને અમુક સહેલગાહ પર ઉપડી ગયો હતો. જે કારકુને સંદેશો લીધો, તેને શું કરવું તેની ખબર નહોતી; અને તેટલા માટે તેણે કશું કર્યું નહીં. નહીં તો બધી વાતનો અંત બીજી રીતે આવ્યો હોત.

કેટલાક અમલદારો મહેલના એક દરવાજા પાસે આવી પહોંચ્યા. એક જુવાન લેફ્ટેનંટે જે કપ્તાન પહેરા પર હતો તેને દારૂ પાઈ મસ્ત બનાવીને પાસેથી ચાવી લઇ લીધી હતી.

"એક પ્યાલા પીને હી ઉલ્લુકા પઠ્ઠા બન ગયા:
"દૂર હુઇ ઇન્સાનિયત કોલ્હુકા લઠ્ઠા બન ગયા!"

અર્થઃ—"એક જામ પીતાંજ ઘૂવડના બચ્ચા જેવો બની ગયો :
"માણસાઇ દૂર થઇ, અને ઘાણીની લાઠ જેવો જડ થઇ ગયો!"
દરવાજો ઉઘડયો, અને તેમાં થઇને અમલદારો પેઠા, કે કોઇક ચોકીદારોએ તેમને અટકાવવા યત્ન કર્યો. એક માણસ ગોળીથી મરી ગયો; અને પિતૃવિચ નામે રાજાનો એક એ-ડી-કોં. હતો તે ખાવડામાં જખમી થયો.

હવે તેઓ મહેલનાં અંદર જવાનાં બારણાં પાસે પહોચ્યા. તેમની ગોઠવણ પ્રમાણે એ બારણાની ચોકી કરનાર અમલદાર તેમના પક્ષનો હતો; અને અમુક ચોકસ કરેલી નિશાની આપતાં બારણું ઉઘાડનાર હતો. નિશાની વારંવાર આપવામાં આવી; પણ બારણું બંધ! ચોકીદારે એટલો દારૂ પીધો હતો, કે તેને કશું ભાન નહોતું. વખત જાય તે ખમાય તેવું નહોતું. રાજાના મિત્રો ગમે તે વખતે બહાર આવી પહોંચે એવી બીક હતી. એક "ડાઇનેમાઇટ કાર્ટ્રિજ" ઝડપથી બારણાને લગાડાઈ, અને અંદર ફોડાઇ. ધડાકો એટલો મોટો થયો, કે આખા શહેરમાં સંભળાયો; અને લોકોનાં ટોળેટોળાં શું થાય છે તે જોવાને મહેલ તરફ દોડી આવ્યાં. બારણું ઉઘડી ગયું, એટલુંજ નહીં, પણ વીજળીના સંબંધો તૂટી ગયા; અને આખા મહેલમાં અંધકાર છવાઈ રહ્યો. બારણાનો પીધેલો ચોકીદાર ધડાકાથી જાગીને ઉભો થવા જાય છે, તેટલામાં તેના એક રીસાયેલા દોસ્તે તેને માથામાં ગોળી મારી વીંધી નાંખ્યો!

કેટલાક પેહેરેગીરો વચ્ચે પડવા આવ્યા. લશ્કરે તેમને કબજે કર્યા. કાવતરાખોરો રાજાના સૂવાના ઓરડા તરફ દોડ્યા; પણ રાજા કે રાણી કોઇ મળે નહીં! તેઓ દિવાલો ઉપર ઘા કરવા લાગ્યા, કે કોઈ ગુપ્ત બારણું હોય તો ઉઘડી જાય. દરમિયાન રાજારાણી પડદાની બીજી બાજુએ છુપાઇ રહ્યાં હતાં. અમલદારોએ મીણબત્તીઓ મંગાવી; અને તેઓ અંધારા ઓરડાઓમાં ફરીને રાજારાણીને ખોળવા માંડ્યા. પિતૃવિચને બાંધેલો અને જખમી હોવા છતાં ઉપર લાવવામાં આવ્યો. તેમણે તેને સમશેરના ઝાટકા માર્યા, અને ધણી કયાં છુપાયેલ છે તે પૂછ્યું. નીમકહલાલ નોકરે થંડે પેટે તેમને ઉંધે માર્ગે ચડાવ્યા, અને નવા મહેલ તરફ મોકલવાની સૂચના કરી. માશીનને તેના પર વહેમ આવ્યો; અને છેવટે તે માટે તેને પોતાને જાન આપવો પડયો.

કાવતરાખોરો પાછા સૂવાના ઓરડામાં આવ્યા. એક અમલદારે દિવાલોમાંથી ગોળી ફેડવાની શરૂઆત કરી. એક ગોળી દુર્ગાને વાગી, અને તેનાથી ચીસ નિકળી ગઇ! હવે બંને પકડાયાં. જીવ બચાવવાનું વચન અપાતાં બારણું ઉઘડયું. રાજાને માત્ર સુરવાલ પહેરી લેવાનો અને એક રાતું ખમીસ નાંખી લેવાનો વખત મળ્યો; અને દુર્ગાના શરીર પર થોડાંજ કપડાં હતાં. તે બિચારી ધાસ્તીથી ગભરાયેલી એક ખૂણામાં સંતાતી હતી.

"કલ જો રખતે થે અપને ફર્ક પે તાજ,
"આજ વોહુ સબ તરહુસે હૂંય મોહતાજ!"

અર્થ:—"કાલ જે માથા ઉપર બાદશાહી તાજ રાખતા હતા,
"તે આજ બધી વાતે ઓશિયાળા થઇ ગયા છે!"

---

## રાજારાણીનું ખૂન.

"ખારે હુસરત કબ્ર તક દિલમેં ખટકતા જાયગા:
"મુર્ગે બિસમિલકી તરહ લાશા ફટકતા જાયગા!"

અર્થ:—"હોંસ નહીં નિકળવાથી દિલગીરી રૂપી કાંટો ઘોર સુધી હૃદયમાં ખટકયા કરશે:
"માથું કાપેલ જીવતા પક્ષીની માફક લાશ તડફડતી જશે."

પછી શું થયું તે ચોકસ કહી શકાતું નથી. એક એહવાલ એવો છે, કે કર્નલ માશીને રાજાની પાસે એક લેખ ધર્યો, અને કહ્યું કે, કાંતો દુર્ગાને દેશનિકાલ કરવાનું અથવા ગાદી છોડવાનું કબૂલ કરો, અને સહી આપો. રાજાએ જવાબમાં માશીન ઉપર ગોળી છોડી; અને પછી અમલદારોએ તેને વીંધી નાંખ્યો.

દુર્ગા બિચારી ચીસો પાડવા માંડી, અને તેને મરતાં જરા વાર લાગી. બીજો એહવાલ એવો છે કે, રાજાએ બહાર નિકળીને અમલદારોને પૂછયું, કે તમે શું માગો છો; તથા કહ્યું કે તમે મને તાબે રહેવાના સોગન લીધા છે, તે યાદ કરો. એક લેફટેનન્ટે તેના પર ગોળી છોડી, અને પછી બીજાઓએ છોડી, અને બંનેનાં ખુન થયાં.

પછી જે દેખાવ થયો, તે રાજઘાતકોના પોતાના કહેવા પ્રમાણે પણ ત્રાસદાયક હતો. પડેલાં શરીરો પર ગોળી ઉપર ગોળી છોડવામાં આવી. રાણીનું શરીર હજી ગરમ હતું, તેના પર કહી ન શકાય તેવા સંસ્કાર કરવામાં આવ્યા. પછી શરીરોને બારીમાંથી નીચેના ચોકમાં ફેંકી દીધાં. રાજા છત્રીશ જખમ છતાં હજી જીવતો હોવાથી ચાળિયારાને પકડી રહ્યો. એક અમલદારે તેનાં આંગળાં કાપી નાખ્યાં. રાણીના શરીરના તો કકડે કકડા કરવામાં આવ્યા. અને પછી કલાકોના કલાકો સુધી મુડદાં નીચે ચોકમાં પડ્યાં રહ્યાં. છેવટે રશિયન એલચીએ તે દીઠાં, અને ફત્તેહમંદ બળવાખોરોને માંડમાંડ સમજાવીને તે દૂર કરાવ્યાં.

એક ટોળી જ્યારે આ પ્રમાણે રાજારાણીના ખૂનમાં રોકાઇ હતી, ત્યારે બીજાઓ માશીનની યોજના પ્રમાણે રાજાના મુખ્ય હિમાયતીઓને તેમને ઘેર જઇને ઠાર કરતી હતી. મુખ્ય પ્રધાન, રાણીના બે ભાઇ, અને થોડા મોટા અમલદારોને આ પ્રમાણે ગએહ કરવામાં આવ્યા. દફનની ક્રિયા એવી રીતે થઇ કે તેમાં તિરસ્કાર દેખાઇ આવ્યો. માશીને બંનેને સાથે પણ દફનાવવાની રજા આપી નહીં.

આ અપરાધની વાત બહાર પડતાં આખા યૂરપમાં હાહાકાર થઇ રહ્યો. જૂદાં જૂદાં રાજ્યોએ પોતપોતાના એલચીઓને પાછા બોલાવી લીધા; અને થોડાં વરસ સુધી યૂરપનાં મોટાં રાજ્યોએ સર્બિયા સાથે કશો વ્યવહાર કર્યો નહીં.

---

## રાજા પીટર.

"દોરંગી ઝમાનેકી મશહૂર હય:
"કભી સાયા હય ઔર કભી નૂર હય!"

અર્થ:—"ઝમાનાનો રંગપાલટો પ્રખ્યાત છે:
"કદી છાંયો હોય છે, અને કદી અજવાળું!"

સર્બિયાને નામનો રાજ્યકર્તા તો જોઇએ, એટલે રાજઘાતકોએ બીજા એક રાજકુટુંબના કુમારને—કુમાર પીટરને—બોલાવ્યો; કે જે દેશનિકાલ થયેલો હોઇને પારિસમાં ઘણી ઉચ્છૃંખલ ઝિંદગી ગુઝારતો હતો.

પીટર ગાદીએ બેઠો, અને થોડા વખત સુધી તો યૂરપે તેની અવગણના કરી. પીટરમાં કેટલાક ગુણો હતા. એક તો એ કે તે હિંમતવાન હતો. જર્મનીની વિરુદ્ધ ફ્રાન્સની સાથે રહીને તે લડ્યો હતો; અને વાસણીયામાં થોડા બળવાખોરોનો આગેવાન થયો હતો. પણ આ ગુણોથી કંઇ રાજાનું કામ યોગ્ય રીતે કરવાને માણસ તૈયાર થતો નથી. લશ્કરે તેને સત્તા આપેલી, તેથી તેના રાજ્યમાં લશ્કરના હાથમાં સત્તા રહી. તેનો દીકરો, યુવરાજ જ્યોર્જ, અતિશય તોફાની અને માથાનો ફરેલ નિકળ્યો; અને કેટલાંક અતિશય જોખમી પરાક્રમો પછી તેણે પોતાનો ગાદી ઉપરનો હક ઉઠાવી લીધો. તેના ઘણા મિત્રો હાલ એવું માને છે, કે જ્યારે બરાબર વખત આવશે, ત્યારે એ મોખરે આવીને ઉભો રહેશે. કેટલે અંશે રાજા પીટર નામનો રાજા છે, અને કેટલે અંશે તેણે સર્બિયાના વિકાસમાં ભાગ લીધો છે, તે થોડાજ કહી શકે છે. વર્તમાન વિગ્રહ શરૂ થયા પહેલાં થોડીજ મુદત ઉપર તેણે નાદુરસ્ત તબિયતને

લીધે પોતાનું એકાંતસેવન જાહેર કરેલું; અને ગાદીવારસ શાહજાદા સિકંદરને પોતાની ગેર હાજરીમાં કામકાજ કરવાની સત્તા આપેલી. એકાંતસેવન કદાચ હમેશાંને માટેનું પણ નીવડે.

---

## સર્બિયાની મહાકાંક્ષા.

આ બધી આફતો છતાં સર્બિયાની મહાકાંક્ષા નરમ પડી નથી, અને તેનો વિકાસ અટકયો નથી. વાસણીયા અને હરજેગોવિંદા પોતાની સાથે જોડી દેવાની તેની ધારણા પહેલાં હતી તેવીજ પ્રબળ રહી છે. એ ધારણા એ બે અસ્ત્રિયન પરગણાના અસંતોષથી ઉત્તેજિત થઇ છે. અસ્ત્રિયાથી એ અસંતોષ દૂર થતો નથી.

અસંતોષનાં કારણો શાં છે? અસ્ત્રિયાએ એ ભાગોમાં ઘણો બહારનો સુધારો કર્યો છે, એટલું નિર્વિવાદ છે. જ્યારે એ પ્રાંતો પ્રથમ અસ્ત્રિયાના કબજામાં આવ્યા, ત્યારે તે અતિશય ખરાબ સ્થિતિમાં હતા. અસ્ત્રિયાને લીધે કાયદા અને ઉદ્યોગનો પ્રવેશ થયો શહેરો નવાં બંધાયેલાં; નવા ઉદ્યોગો નિકળેલા; કોલસાની ખાણો પર કામ ચાલવા માંડેલું; અને નિશાળો ખોલવામાં આવેલી.

પણ બહારની આબાદી ઉપરાંત દેશને સંતુષ્ટ થવાને બીજી વસ્તુઓની પણ જરૂર છે. અસ્ત્રિયા-હંગિરીના કબજામાં એ પ્રાંતો આવ્યા પછી ઘણે વરસે પ્રજાએ "હેગ સમિતિ"ને નિવેદન કરેલું. કે "અસ્ત્રિયન અમલ તુર્કના કરતાં હજાર ગણો ખરાબ છે." તેમની મુખ્ય ફરિયાદ ધર્મ સંબંધી હતી. તેમણે કહેલું, કે "અસ્ત્રિયન અમલદારો ગ્રીક ચર્ચ તરફ અને મુસલમાનો તરફ ઘણા અન્યાયથી વર્તે છે." ફરિયાદનું પરિણામ માત્ર એ આવ્યું, કે પ્રાંતો ફક્ત રક્ષણ નીચે હતા તે મટીને રાજ્યના મુલક સાથે જોડી દેવાયા!

સર્બિયાને આથી અતિશય રીસ ચડેલી. લડાઇ થવાની તૈયારી હતી; પણ માંડમાંડ અટકી ગઈ. રશિયા ખુલ્લી રીતે મદદ કરવાને તૈયાર ન હતું. પણ સર્બિયાએ પોતાના લશ્કરને મજબૂત કરવા માંડ્યું. તેને અતિશય આત્મનિષ્ઠા હતી. બે વરસ પહેલાં તુર્કીની સાથે વિગ્રહ થયેલો, ત્યારે તેણે પોતાનું જોર બરાબર બતાવી આપેલું. પછી તે પોતાના જૂના દોસ્ત બલ્ગેરિયાની સામે થયું; અને તેને એવી સજ્જડ હાર ખવરાવી, કે આખા યૂરપને આશ્ચર્ય થયું. આ બે વિગ્રહ પછી તે મુલકમાં અને આબરૂમાં ઘણું વધી ગયું.

અસ્ત્રિયાથી આ કેમ ખમાય? સર્બિયા જોરાવર અને તોફાની થાય, તથા તેના પક્ષના માણસો વાસણીયામાં ખટપટ કર્યાં કરે, એ અસ્ત્રિયાથી કેમ જોઇ રહેવાય? એટલે, જ્યારે

ફ્રાન્સિસ ફર્દિનન્દ અને તેની ઓરતનું પ્રિન્ઝેપે ખૂન કર્યું, ત્યારે વિહ્યેનાને જોઇતું હતું તે બહાનું મળી ગયું.

સર્બિયાએ અસ્ટ્રિયાની છાતી પાસે ખુલ્લી સમશેર ધરી હતી એ સમશેર તેના હાથમાંથી પડાવી લેવી જોઇએ. એટલે વિગ્રહ શરૂ થયો. પ્રથમ તો સૌને એવું લાગેલું, કે એક નવો વલ્કન વિગ્રહ થશે. પણ થોડી વારમાં દેખાઇ આવ્યું, કે અસ્ટ્રિયા અને સર્બિયા વચ્ચેની લડાઇમાં રૂશિયા અને જર્મની પડ્યા વગર રહેશે નહીં. ફ્રાન્સે પણ ઝંપલાવ્યું. અને બેલ્જિયમની તટસ્થતાની ખાતર ઇંગ્લંડે પણ ઝુકાવ્યું. આ પ્રમાણે કલિયુગના ઘોર મહાભારતની પ્રચંડ હોળી સળગી, કે જેમાં લાખો માણસો હોમાઇ ગયા છતાં હજી શાંતિનો વખત પાસે આવ્યો નથી!

## લડાઇના તાર.

બ્રિટિશ વિમાનોએ કરેલું પરાક્રમ.

લંડન, ૧૨ મી ફેબ્રુઆરી.

છેલ્લા ૨૪ કલાકમાં ૩૪ હવાઇ અને દરિયાઇ વિમાનોએ જૂદાં જૂદાં જર્મન મથકો ઉપર હૂમલો કર્યો છે. ઑસ્ટેન્ડમાં ઘણું નુકશાન થયું છે; અને રેલવે સ્ટેશન ઘણું કરીને આખું સળગી ગયું છે.

જર્મની ચુપ!

લંડન, ૧૨મી ફેબ્રુઆરી.

જર્મન ઑફિશ્યલ રિપોર્ટ માત્ર એટલુંજ જણાવે છે, કે બ્રિટિશ વિમાનોએ ઑસ્ટેન્ડ ઉપર બૉંબ નાંખ્યા છે. પણ કશી વિગતો આપેલી નથી.

જર્મનો ખૂટે છે!

આમ્સ્ટર્ડામ, ૧૨ મી ફેબ્રુઆરી.

૨૦૦ જર્મન સિપાઇઓ એકાએક ન્હાસી જવાથી આંટવર્પમાં ખળભળાટ થઇ રહ્યો છે. લશ્કરી માણસો મકાનોની ઝડતી લે છે; અને ન્હાસી જનારાઓને મદદ આપવાનો આરોપ મૂકી સિવિલિયનોને પકડે છે.

પોલાંડમાં જર્મનીની હાર.

પારિસ, ૧૨ મી ફેબ્રુઆરી.

પોલાંડમાં જર્મન હૂમલાઓ છેક વ્યર્થ નિવડ્યા છે. તેમના ૪૦,૦૦૦ કરતાં વધારે માણસો માર્યા ગયા કહેવાય છે.

**માદક પદાર્થની બંધી.**

**પારિસ, ૧૩ મી ફેબ્રુઆરી.**

ચેમ્બરે કાયદો કાઢીને ફ્રાન્સમાં અને ફ્રેંચ પરગણાંઓમાં "એબસિંથી" નામે માદક પદાર્થ બનાવવાની અને વેચવાની મના કરી છે.

**મહારાજાઓ પાછા ફરે છે.**

**પોર્ટ સઇદ, ૧૧ મી ફેબ્રુઆરી.**

બિકાનેર અને કિશનગઢના મહારાજાઓ મુંબઇ તરફ ઉપડી ગયા છે. બિકાનેરના મહારાજાએ ઇસ્માઇલિયા આગળની તમામ તાજી ઝપાઝપીઓમાં ભાગ લીધો છે.

**દુશ્મનો પર બીજો હવાઈ હૂમલો.**

**લંડન, ૧૭ મી ફેબ્રુઆરી.**

ચાળીશ હવાઇ અને દરિયાઇ વિમાનોએ ગઇ કાલે સાંજે ઑસ્ટેન્ડ વગેરે મથકો પર હૂમલો કર્યો છે. બોંબ નાંખવામાં આવ્યા છે; અને તેથી દુશ્મનને સારૂં નુકસાન થયું છે. વસ્તી ઉપર કે વસ્તીનાં મકાનો પર બોંબ ન પડે તે માટે સંભાળ લેવામાં આવી છે.

**ગ્રીસની નાખુશી.**

**ઍથન્સ, ૧૫ મી ફેબ્રુઆરી.**

એક તુર્ક પોલિસે ગ્રીક નૌકાસૈન્યના આદમીનું અપમાન કરેલું તે માટે સંતોષ ન મળવાથી ગ્રીક એલચી ઇસ્તંબુલને છોડી ગયો છે.

**હિંદી વિક્રમની કદર.**

**લંડન, ૧૬ મી ફેબ્રુઆરી.**

સર જૉન ફ્રેંચ લખે છેઃ—

"હિંદી લશ્કરો જ્યારે જ્યારે બોલાવવામાં આવ્યાં છે, ત્યારે ત્યારે અતિશય દૃઢતાથી અને બહાદુરીથી લડેલ છે."

**અમેરિકનો જર્મની છોડી જાય છે.**

**લંડન, ૧૬ મી ફેબ્રુઆરી.**

જર્મનીમાં અમેરિકા વિરુદ્ધ લાગણી વધતી જતી હોવાથી અને શેરીમાં તથા પીઠાંઓમાં અમેરિકનોનાં અપમાન થવાથી ઘણા અમેરિકનો જર્મની છોડીને જવા માંડ્યા છે.

**સારી સેવાનાં ઇનામ.**

**લંડન, ૧૮ મી ફેબ્રુઆરી.**

નામદાર રાજાજીએ સારી સેવાને માટે જે માણસોને ઇનામો આપ્યાં છે, તેની એક બાવીશ પાનાંની યાદી લંડન ગેઝીટમાં આજ પ્રસિદ્ધ થઇ છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૭ માર્ચ. ૧૯૧૫. [અંક ૧૪.

। यतो धर्म स्ततो जय: ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

મંગળવાર, ૨૭ માર્ચ ૧૯૧૫.

## હિંદની વફાદારી.

શહેનશાહી લશ્કરને સૌથી પહેલાં સંગ્રામમાં ઉતારવાનું માન લડવૈયાઓની પુરાણી પાઠ-શાળાને—હિંદને—ઘટે છે. બ્રિટિશ ટાપુઓમાં જે રાજકીય સંપ પ્રગટ થયેલો, તે તાબેના દેશમાં પણ ઝળકી નીકળ્યો.

ઇતિહાસમાં પહેલીજ વાર જૂદી જૂદી નાત, જાત અને ધર્મપદ્ધતિના લોકો એકમત થયા; અને ત્રીશ કરોડ માણસોનો અવાઝ એક બનીને સંભળાવા લાગ્યો. એવું લાગ્યું, કે દેશનો અસંતોષ માત્ર "ઓપોઝિશન પાર્ટી"ની આગંતુક ભાવના હતી. વફાદાર હિંદીઓએ પોતાની વફાદારી પ્રગટ કરી; માગણી થયા પહેલાંજ તેમણે પોતાના ભક્તિભાવને અને સેવા માટેની તત્પરતાને દેખાડી આપ્યાં.

થોડી વાર જરા સંદેહ રહેલો. હિંદી લશ્કરો પહેલાં કોઇ વાર યૂરપની ધરતી ઉપર અને ગોરા લોકો સામે લડેલાં નહીં; અને કેટલાકને એવી ધાસ્તી હતી, કે પહેલાંનો દાખલો લઇને હાલે પણ કદાચ તેનો ઉપયોગ નહીં થાય. એ ધાસ્તી ખોટી પડી. ફ્રાન્સમાં કાળાં લશ્કરોને ઉતારીને જર્મન "સુધારા"ની સામે તે પુરુષના વંશજોને લાવવામાં આવ્યા, કે જેની બહાદુરીની સિકંદરે તારીફ કરી છે; અને જેના જૂના સુધારાની લગભગ બે હજાર વરસ ઉપર મેગેસ્થીનીસે પ્રશંસા લખી છે. ઓરતો અને બાલકોનું ખૂન વહાવનાર જર્મન રાક્ષસોની સામે જેમલ અને પત્તાના વંશના—ઓરતો અને બાલકોના ખૂનને માન આપનાર—રાજપુતો થયા, એમાં ખાસ યોગ્યતા છે.

અગાઉ ઇજિપ્ત, ચીન, સોમાલી લેંડ અને સુદાનમાં હિંદે જે સેવા બજાવી છે, તે સંબંધી અહીં વિસ્તાર કરવાનું કારણ નથી. છેક ઇ. સ. ૧૮૦૧માં હાલના જેવા કટાકટીના મામલામાં

હિંદી લશ્કરને ઇજિપ્તમાં મોકલવામાં આવ્યું હતું, અને તેણે સારી સેવા બજાવી હતી. મ્યાણીલા, મકાઉ, જાવા અને બુર્મોનમાં હિંદી સિપાઈઓ યુરોપીઅન દુશ્મનોની સામે લડેલા છે.

ઇ. સ. ૧૮૮૫ માં હિંદુસ્તાનમાં મુશ્કેલીનો વખત હતો. હાલની માફક તે વખતે પણ રાજ્યકર્તા અને ખંડિયા રાજાઓ અને મહારાજાઓ મદદ આપવાને બહાર પડેલા. પ્રથમ નિઝામ સરકારેજ પોતાના મહેસુલમાંથી મોટો ભાગ આપવાની તત્પરતા બતાવેલી. દ્રવ્યની મદદથી માણસની મદદની સૂચના સ્વાભાવિક રીતે થયેલી; પણ એ વખતમાં ખંડિયા રાજ્યકર્તાઓનાં લશ્કરો યોગ્ય રીતે કેળવાતાં નહોતાં. રણમાં ઉપયોગી થાય તે પહેલાં તેમને કેળવણી મળવીજ જોઇએ, એટલે ધીમે ધીમે "ઇમ્પીરિયલ સર્વિસ" અથવા "શહેનશાહતની સેવા" નું એક દળ ઉભું કરવાનો વિચાર ઉદ્ભવેલો.

એ વિચાર સરકારને તેમજ રાજ્યકર્તાઓને પસંદ પડયો. એ નવાં દળથી સરહદની સલામતી વધી, એટલુંજ નહીં, પણ એથી કરીને જે વર્ગના લોકો લડવાના પ્રસંગ વગર નકામા બેસી રહીને કટાતા હતા, તેમને ઉત્તેજન અને તેમની શક્તિઓને વિકાસનો પ્રદેશ મળ્યો.

આ પ્રમાણે "ઇમ્પીરિયલ સર્વિસ"નાં લશ્કરોની સ્થાપના થઇ. ૨૭ મોટાં રાજ્યોમાં એ પ્રકારનાં લશ્કરો હાલ છે. હિંદી સેનાના બાહોશ બ્રિટિશ અમલદારો તેમને કેળવે છે અને પરીક્ષા કરે છે. વિગ્રહના વખતમાં તેમને નિયમિત લશ્કરોની સાથે ભાઇબંધ લશ્કરોના દરજ્જાથી મૂકવામાં આવે છે.

---

### સર પરતાપસિંહનું ભાષણ.

ચાલુ મહાભારતની શરૂઆતમાં જોધપુર રાજ્યના મહારાજા રક્ષક સર પરતાપસિંહે મોખરે ઉપડી જવા અગાઉ પોતાની પ્રજાની પાસે એક અસરકારક ભાષણ કર્યું હતું. તેણે કહેલું, કે "એક મહાન્ ઉદ્દેશને માટે ઇંગ્રેજો પોતાનું લોહી પાણીની માફક રેડવા માંડયા છે. ઇંગ્રેજો તો એ પ્રમાણે હમેશાં કરતા આવ્યા છે. ઘણાં વરસ પહેલાં રાજપુત રાજ્યોને માટે પણ તેમણે લોહી આપેલ છે; અને ફરી પ્રસંગ આવે ત્યારે આપવાને તૈયાર છે. એટલે હવે રાજપુતોને પોતાની આભારની લાગણી બતાવવાનો અને શહેનશાહની ખાતર લોહી અર્પણ કરવાનો વખત મળ્યો છે. રાજપુતો બ્રિટિશ સંબંધ તરફ આ દૃષ્ટિથી જુએ છે; અને એજ સંબંધથી તેઓ શીખ અને મુસલમાન રાજ્યકર્તાઓ સાથે જોડાયેલા છે. એક સદી પહેલાં આપણે નિઝામના મુલકને મરાઠાઓના અને બીજા જબરા પડોશીઓના હાથમાંથી બચાવ્યો હતો. બ્રિટિશ રાજ્યની મદદ ન હોત, તો પતિયાળા, નભા, ઝિંદ વગેરે સંસ્થાનો રણજિતસિંહ

પચાવી પડ્યો હોત. થોડાંજ વરસોમાં, એટલે કે ૧૮૫૭ના બળવામાં, આ રાજ્યોએ ઉત્તરથી દીલ્હીનો રસ્તો ખુલ્લો રાખીને સારી સેવા બજાવેલી. આ પ્રમાણે પરસ્પર સેવા, આપેલાં વચનો પાળવાનો આગ્રહ, અને પરાપૂર્વથી આવેલા ઉદાર સંપ્રદાયોને લીધે બ્રિટિશ સરકાર અને હિંદનાં દેશી રાજ્યો વચ્ચે એક એવા પ્રકારનો સંબંધ દૃઢ થયો છે, કે જે કદાપિ નિર્બળ થાય નહીં." જર્મન રાક્ષસો વચનને કેટલા હિસાબમાં ગણે છે તે દુનિયાએ જોયું છે. એથી ઉલટું, સંધિના કોલકરારોને ઇંગ્લંડ કેટલું માન આપે છે તે પણ માત્ર બેલ્જિયમની ખાતર તે લડાઇમાં ઉતર્યું તે પરથી સ્પષ્ટ છે. હિંદને તો હજારો મહાત્માઓએ અને છેવટે તુલસીદાસજીએ આપેલાં વચન પાળવાનો ધર્મ ફરી ફરીને સમજાવ્યો છેઃ—

"रघुकुल रीति सदा चलिआई।
माण जाहिं पर वचन न जाई"॥

---

## જૂદાં જૂદાં દેશી રાજ્યોની સેવા.

હાલનો વિગ્રહ શરૂ થયો, ત્યારે તમામ રાજ્યોએ પોતાનાં માણસો અને સર્વ સાધનો શહેનશાહની સેવા માટે તૈયાર છે એમ તરત જાહેર કર્યું. તેમણે પોતાની સમશેરો, પોતાનાં જવાહિરો, ઘોડાઓ, લશ્કરો અને ઝિંદગી અર્પણ કરવાની માગણી કરી. હૈદરાબાદના નિઝામ સાહેબે ઇ. સ. ૧૮૮૫ની માફક પોતાનાં બધાં ઘોડાં અને હૈદરાબાદ "ઇમ્પીરિયલ સર્વિસ" લાન્સરો વગેરેના ખરચ માટે ૬૦ લાખ રુપિયા આપ્યા. માઇસોરના મહારાજાએ પચાસ લાખ રુપિયા આપ્યા. સિંધિયા સરકારે એક "રેડ ક્રૉસ મોટર એમ્બ્યુલન્સ" નૌકા અર્પણ કરી; તથા ભોપાલનાં બેગમ સાહેબ અને બીજા રાજ્યકર્તાની સાથે મળીને એક "હૉસ્પિટલ વહાણ" બંધાવી આપ્યું. બીજાં જાહેર ફંડોમાં ઉપરના સૌએ રકમો આપી તે આની ઉપરાંત. સૌ રાજાઓએ પોતપોતાની શક્તિ પ્રમાણે અર્પણ કર્યાં. સામાન્ય પ્રજાવર્ગ તરફથી પણ એવોજ ભક્તિભાવ ઉછળી નિકળ્યો. જૂદી જૂદી ધાર્મિક, સામાજિક, અને રાજકીય સભાઓ તરફથી વાઇસરૉયને સેંકડો તાર કરવામાં આવ્યા; અને સૌએ પોતાનાં સાધનો હોમી દેવાની તત્પરતા બતાવી.

સરહદની બીજી બાજુથી પણ એવોજ પ્રતિધ્વનિ મળ્યો. ખેબરઘાટમાંથી, બલુચીસ્તાનની અંદર લાસ બેલા અને કેલાતમાંથી, અને ચિત્રાલના ડુંગરોમાંથી હિંદી સરકાર પાસે મદદ આપવાની માગણીઓ દાખલ થઇ. નેપાલના મુખ્ય દીવાને પોતાની સેના આપવાનું કહ્યું. ટિબેટના ડેલાઇ લામાએ પોતાના એક હજાર બહાદુર અને ભલા લડવૈયા મોકલવાની તત્પરતા બતાવી. અને હિમાલયનાં હજારો મંદિરોમાંથી બ્રિટિશ હથિયારની ફત્તેહને માટે પ્રાર્થનાઓનો એક એવો મહાન ધ્વનિ પાક પરવરદિગારના મહાન તખ્ત તરફ શરૂ થયો, કે જે હજી સુધી જોરમાં અને વિશ્વાસમાં ચાલ્યા કરે છે!



COL. H. H. MAHARAJA SIR GANGA SINGH BAHADUR, G. C. S. I., G. C. I. E., A-D-C.,
MAHARAJA OF BIKANER.

કર્નલ મહારાજા સર ગંગાસિંહ બહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એ-ડી-સી.,
બીકાનેરના મહારાજા સાહેબ.

આપણા શહેનશાહ સાહેબનો સંદેશો.

ઈ. સ. ૧૯૧૪ના સપ્ટેંબરની ૯મી તારીખનો નામદાર શહેનશાહનો સંદેશો એવા શબ્દોમાં ઘડાયેલો છે, અને એવા ભાવથી પ્રેરાયેલો છે, કે અમે તે અહીં મૂળ ભાષામાં ઉતારીએ છીએ:—

## Our King-Emperor's Message.

"During the past few weeks the people of my whole Empire at home and overseas have moved with one mind and purpose to confront and overthrow an unparalleled assault upon the continuity of civilization and the peace of mankind.

"The calamitous conflict is not of my seeking. My voice has been cast throughout on the side of peace. My ministers earnestly strove to allay the causes of strife and to appease the differences, with which my Empire was not concerned. Had I stood aside when in defiance of pledges to which my kingdom was a party the soil of Belgium was violated and her cities laid desolate, when the very life of the French nation was threatened with extinction, I should have sacrificed my honour, and given to destruction, the liberties of my Empire and of mankind. I rejoice that every part of the Empire is with me in this decision.

"Paramount regard for treaty faith and the pledged word of rulers and peoples is the common heritage of England and of India.

"*Among the many incidents that have marked the unanimous uprising* of the populations of my Empire in defence of its unity and integrity, nothing has moved me more than the passionate devotion to my throne, expressed both by my Indian subjects and by the Feudatory Princes and the Ruling Chiefs of India, and their prodigal offers of their lives and *their resources in the* cause of the Realm. Their one-voiced demand to be foremost in the conflict has touched my heart, and has inspired to

the highest issues the love and devotion which, as I well know, have ever linked my Indian subjects and myself. I recall to mind India's gracious message to the British nation of good-will and fellowship, which greeted my return in February, 1912, after the solemn ceremony of my Coronation Durbar at Dehli, and I find in this hour of trial a full harvest and a noble fulfilment of the assurance given by you that the destinies of Great Britain and India are indissolubly linked."

### ઇંગ્રેજી સંદેશાનો ગુજરાતીમાં અર્થ.

"માનવ જાતિના સંસ્કાર અને શાંતિની સંતતિ સામે જે અપૂર્વ હુમલો હાલ થયો છે, તેને સામે થઇને ઝમીનદોસ્ત કરવાને માટે અંદર અને બહાર મારી આખી શહેનશાહતના લોકો એક દિલથી બહાર પડ્યા છે.

"દુઃખદાયક વિગ્રહ કંઇ મેં માગી લીધો નથી. મારો અવાઝ તો હમેશાં શાંતિના પક્ષમાં અપાયલો છે. મારા પ્રધાનોએ વિરોધનાં કારણો શાંત કરવાને અને જેની સાથે મારી શહેનશાહતને કશી નિસબત નહીં એવી તકરારોનો નિવેડો લાવવાને આગ્રહથી યત્ન કર્યો છે. જે કરારો ઉપર મારી સરકારે સહી કરી છે તે કરારો તોડીને જ્યારે બેલ્જિયમની ઝમીનને અપમાન આપવામાં આવ્યું, અને તેનાં શહેરો વેરાન બનાવાયાં, તથા જ્યારે ફ્રેંચ પ્રજાની ઝિંદગીનાજ નાશની ધમકી અપાઇ, ત્યારે જો હું બાજુએ ઉભો રહ્યો હોત, તો મારી પ્રતિષ્ઠાનો ભોગ અપાત, અને મારી શહેનશાહત તથા માનવ જાતિની સ્વતંત્રતાનો વિનાશ થાત. હું જોઇને રાજી થાઉં છું, કે આ નિર્ણયમાં શહેનશાહતનો દરેક ભાગ મારી સાથે સંમત છે.

રાજ્યકર્તાઓ અને સાધારણ લોકો પોતે કરેલા કોલકરારને અને આપેલા વચનને માન આપે, એ પ્રમાણેનો વારસો ઇંગ્લંડ અને હિંદ બંનેને મળેલો છે.

મારી શહેનશાહતની એકતા અને અભેદ્યતાના બચાવ માટે મારી તમામ વસ્તીના સંયુક્ત ઉભા થવાની અંદર જે અનેક બનાવો બની રહ્યા છે, તેમાં મારી હિંદી પ્રજા તથા ખંડિયા રાજાઓના આવેશમય ભક્તિભાવથી અને તેમનાં ઝિંદગી તથા સાધનોના સમર્પણથી મને જે અસર થઇ છે, તેથી વધારે બીજા કશાથી થઇ નથી. વિગ્રહમાં મોખરે થવાની તેમની એક અવાઝની માગણીથી મારા હૃદયને બહુ લાગણી થઇ છે; અને મારી પ્રજાની તથા મારી

વચ્ચે જે સ્નેહ અને વફાદારીનો સંબંધ છે એમ હું સારી રીતે જાણું છું, તેનાં સર્વોપરિ પરિણામ પ્રગટ કર્યાં છે. ઇ. સ. ૧૯૧૨ માં દીલ્હીના દરબાર પછી જ્યારે ફેબ્રુઆરીમાં હું વિલાયત પાછો ફર્યો, ત્યારે બ્રિટિશ પ્રજાને હિંદ તરફથી જે શુભેચ્છા અને બંધુતાનો પ્રેમાળ સંદેશો મળ્યો હતો તે હું યાદ કરૂં છું; અને ગ્રેટબ્રિટન તથા હિંદનાં નસીબ અભેદ્ય રીતે સંયુક્ત છે એવી જે તમે ખાતરી આપેલી, તેનો પરિપાક અને ઉદાર લાભ આ કસોટીના વખતમાં પ્રાપ્ત થાય છે એમ અનુભવું છું."

(બાકીની હકીકત હવે પછી આપવામાં આવશે.)

---

## લડાઇના તાર.

**ઓસ્ટ્રિયા સામે ઇટલીમાં હીલચાલ.**

**રોમ, ૧૯મી ફેબ્રુઆરી.**

"ગ્રેમ્બર" ફરી ઉઘડેલ છે. હજારો માણસોનાં ટોળાંએ વિગ્રહના પક્ષમાં અભિપ્રાય જાહેર કરવાનો અને ઓસ્ટ્રિયન એલચી ખાતા પર હુમલો કરવાનો યત્ન કર્યો છે. લશ્કરોએ લોકોને વિખેરી નાંખ્યા છે.

**બર્લિનમાં રોટલાનાં તોફાન.**

**લંડન, ૧૯મી ફેબ્રુઆરી.**

બર્લિનના એક પરામાં રોટલા માટે તોફાન થતાં અમલદારોએ બટેટા વેચવાની રજા આપી છે. લોકોએ અમલદારો પર અને ટાઉનહૉલ પર હૂમલા કર્યા છે.

**વ્હિયેનામાં રોટલાની મુશ્કેલી.**

**વ્હેનિસ, ૨૨મી ફેબ્રુઆરી.**

વ્હિયેનામાં બાઇડીઓએ રોટલો સોંઘો મેળવવા માટે જોરથી હીલચાલ કરવા માંડી છે.

**ઇટલી અને વિગ્રહ.**

**રોમ, ૨૨મી ફેબ્રુઆરી.**

મિત્ર રાજ્યોનો પક્ષ કરીને ઇટલીએ વિગ્રહમાં ઉતરવું જોઇએ, એ પ્રકારની હીલચાલ વધતી જાય છે ગઇ કાલે તે માટે ઘણે સ્થળે મેળાવડા થયા હતા; અને આવેશ દેખાયો હતો. રોમમાં એક મોટી મીટિંગ ભરવામાં આવી હતી તોફાનો થયાં છે; પોલિસને વચ્ચે પડવું પડ્યું છે; અને ઘણા માણસોને ઇજા થઇ છે. ઓસ્ટ્રિયન વાવટો જાહેર રીતે બાળી મૂકવામાં આવ્યો છે.

એક મહિનામાં ૫૦૦૦૦ અસ્ત્રિયન કેદીઓ.

પિત્રગ્રાડ, ૨૪ મી ફેબ્રુઆરી.

૨૧ મી જાન્યુઆરી અને ૨૦ મી ફેબ્રુઆરી વચ્ચે કાર્પેથિયન પહાડોમાં રૂશિયનોએ ૪૮,૩૩૧ અસ્ત્રિયનોને અને ૧૭ તોપોને કબજે કરેલ છે.

બ્રિટિશ તોપખાનાની સરસાઇ.

લંડન, ૨૩ મી ફેબ્રુઆરી.

ફીલ્ડ માર્શલ ફ્રેંચ જણાવે છે કે ઇપ્રની નઝદીકમાં પરસ્પર હુમલા થયા કર્યા છે. બ્રિટિશ તોપખાનાની સરસાઇ સાબિત થઇ છે.

હવાઈ લડાઇ

આમ્સ્ટર્ડામ, ૨૪ મી ફેબ્રુઆરી.

એક બ્રિટિશ હવાઇ સિપાઇ જર્મન સંચાઓની ઉપર જઇને બે જર્મન હવાઈ વહાણોને જમીનદોસ્ત તથા એકને ઈજા કરવામાં ફત્તેહમંદ થયેલ છે. સાત જર્મન હવાઈ સિપાઈ માર્યા ગયા છે.

કેલે ઉપર બોંબ.

કેલે, ૨૪ મી ફેબ્રુઆરી.

સોમવારે સ્હવારે સવા ચાર વાગ્યે એક ઝેપ્પેલિને આ શહેર ઉપર બોંબ નાંખ્યા છે. પાંચ માણસ મરી ગયાં છે લોકોમાં ગભરાટ થયો નથી.

જર્મન બ્લૉકેડ.

લંડન, ૨૬ મી ફેબ્રુઆરી.

જર્મન સબમરીનોએ ૧૮ મી તારીખ પછી ૭ બ્રિટિશ વહાણોને ડુબાવેલ છે. ૩૦૦ ટનની ઉપરાંતની ૭૦૮ આગબોટો બ્રિટિશ બંદરોએ પહોંચેલ છે. ૨૪ મી તારીખે પૂરા થયેલા સપ્તાહમાં ૬૭૩ આગબોટો ઉપડી ગઈ છે. નુકસાન માત્ર એક ટકાનું થયું છે.

બે લાખ જર્મનો માર્યા ગયા!

લંડન, ૨૬ મી ફેબ્રુઆરી

કોપનહેગનમાં બર્લિનથી એવી ખબર આવી છે કે પૂર્વ પ્રશિયા અને પોલાંડમાં છેલ્લા ત્રણ સપ્તાહમાં બે લાખ જર્મનો માર્યા ગયા છે.

---

## નિવેદન.

અમારા વાંચનારાઓ જાણીને પ્રસન્ન થશે, કે આ પત્રની પ્રસિદ્ધિ માટે વિલાયતની "સોસાયટી ઑફ વીમેન જર્નલિસ્ટ્સ" તરફથી અમારાં નામદાર મહારાણી સાહેબ નંદકુંવરબા, સી. આઈ.,— એમને "વ્હાઇસ પ્રેસિડન્ટ" તરીકે ચૂંટી કાઢવામાં આવ્યાં છે; અને "ઇસ્ટ ઇંડિયા એસોસિએશને" ધન્યવાદ આપેલ છે. આ ખુશાલીમાં આજે અમે બીકાનેરના નામદાર મહારાજા સાહેબનો સુંદર ફોટોગ્રાફ ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૯ મી માર્ચ, ૧૯૧૫. [અંક ૧૫.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૯ મી માર્ચ ૧૯૧૫.

## ચાલુ મહાભારતનો દુઃશાસન: ઑસ્ટ્રિયન શહેનશાહ.

ફ્રાન્સિસ જોસફ ૧., ઑસ્ટ્રિયાનો શહેનશાહ, બોહીમિયાનો રાજા, અને હંગિરિનો પ્રેષિત* રાજા રાજ્યકર્તા શહેનશાહ પહેલા ફ્રાન્સિસના બીજા દીકરા આર્ચડ્યુક ફ્રાન્સિસ ચાર્લ્સનો વડો દીકરો થાય; અને ઇ. સ ૧૮૩૦ ના ઑગસ્ટની ૧૮ મી તારીખે જન્મ્યો હતો. તેની મા આર્ચડચેસ સોફાયા બાવારિયાના રાજા પહેલા મૅક્સિમિલિયનની દીકરી હતી. એ ઘણી બુદ્ધિમાન અને દૃઢ લક્ષણવાળી સ્ત્રી હતી; અને શહેનશાહ ફ્રાન્સિસ ગુજરી ગયો, તે પછીનાં વરસોમાં ઑસ્ટ્રિયન દરબારમાં સૌથી વધારે સત્તા તેના હાથમાં હતી; કારણકે શહેનશાહ ફર્દિનંદ, જે ૧૮૩૫ માં ગાદીએ બેઠેલો, તે તનથી અને મનથી પોતાના હોદ્દાની ફરજો અદા કરવાને અશક્ત હતો; અને તે વાંઝિયો હોવાથી ફ્રાન્સિસ જોસફ સીધી લીટીમાં હકદાર વારસ હતો. ૧૮૪૮નાં તોફાનોમાં ફ્રાન્સિસ જોસફે કેટલેક વખત ઇટલીમાં ગાળેલો, જ્યાં સન્ત લુશિયાની લડાઇમાં રાધેત્ઝકીના હાથ નીચે તેને પહેલો પ્રસંગ મળ્યો અનુભવ મળેલો. એ વરસની આખરે વ્હિયેનામાં તોફાન થયું અને શહેર પાછું કબજે કરવામાં આવ્યું. તે પછી શહેનશાહતના ઉપર કોઇ વધારે સમર્થ રાજ્યકર્તા હોવાની ઇચ્છા સ્પષ્ટ થઇ; અને આર્ચડ્યુક ઉમર લાયક હોવાથી ફર્દિનંદ અને તેની ઓરતને ગાદી છોડવાનો જે વિચાર લાંબા વખતથી હતો તે અમલમાં મૂકવાનો યોગ મળ્યો. બધી તૈયારીઓ અતિશય ગુપ્ત રીતે કરવામાં આવી; અને ૧૮૪૮ના ડીસેંબરની ૨ જી તારીખે ઓલમત્ઝના મહેલમાં, જ્યાં વ્હિયેનાથી ન્હાસી જઇને દરબાર ભરાતો હતો, ત્યાં શહેનશાહે

* "પ્રેષિત (apostolic) રાજા," એ ઇલકાબ પોપ તરફથી હંગિરિના રાજાઓને મળેલ છે, કારણ કે તેમના સ્થાપનાર સન્ત સ્ટીવને ક્રિશ્ચિયન ધર્મનો ખૂબ પ્રચાર કર્યો હતો. હાલ ઑસ્ટ્રિયન શહેનશાહ એ માન ધારણ કરે છે.

ગાદીનો ત્યાગ કર્યો. તેના ભાઇએ વારસાનો હક પોતાના દીકરાને સોંપી દીધો, અને ફ્રાન્સિસ જોસફ શહેનશાહ થવાનો ઢંઢેરો પીટાયો. ફર્દિનંદ પ્રાગ* જઇને રહ્યો, જ્યાં તે ૧૮૭૫માં મરણ પામ્યો.

જુવાન શહેનશાહ પોતાના અમલનાં શરૂઆતનાં વરસોમાં પૂરેપૂરો શાહજાદા ફેલિક્સ શ્વાર્ઝનબર્ગના હાથમાં હતો, જેને લીધે 'અસ્ત્રિયા વિપ્લવમાં બચ્યું' હતું, અને પહેલાંના કરતાં બળવત્તર દેખાતું હતું. પહેલું કામ હંગિરિને તાબે કરવાનું હતું, કારણકે આગલા શહેનશાહે ગાદીનો ત્યાગ કર્યો, તે હકીકત માગીયર લોકો સ્વીકારવાની ના પાડતા હતા; કારણકે હંગિરિની પાર્લમેન્ટ સંમતિ આપે ત્યારેજ એ કૃત્ય કાયદેસર થાય એમ તેઓનું માનવું હતું. તેમને બીજો વાંધો એ હતો, કે હંગિરિનું રાજ્યબંધારણ ટકાવી રાખવને ફ્રાન્સિસ જોસફે પોતાના પુરોગામીની માફક કસમ લીધેલા નહીં, કારણકે શ્વાર્ઝનબર્ગનો ઉદ્દેશ એ રાજ્યબંધારણને તોડી પાડવાનો હતો. પછી જે વિગ્રહ થયો, તેમાં શહેનશાહે પોતે ભાગ લીધેલો; જોકે રૂશિયનોની મદદ મેળવ્યા પહેલાં તે ફત્તેહમંદીથી પૂરો થયેલો નહીં. હંગિરિનું જૂનું રાજ્યબંધારણ ગયું, અને તે અસ્ત્રિયન શહેનશાહતના એક ભાગ જેવું બની રહ્યું. આ પ્રમાણે નવી કારકીર્દી નઠારાં શકુનોથી શરૂ થઇ; અર્થાત્ ઇટલી, હંગિરિ અને જર્મનીમાં સ્વતંત્રતાને દાબી દેવાની સાથે. ૧૮૫૩માં લેબેન્યી નામે એક હંગિરિયને શહેનશાહનું ખુન કરવાને યત્ન કરેલો, અને છરીથી એક ગંભીર જખમ કરવામાં તે ફાવી ગયેલો. ૧૮૫૨માં શ્વાર્ઝનબર્ગના મરણ પછી શહેનશાહનો પોતાનો અમલ શરૂ થયો, અને અસ્ત્રિયા જે સહન કરતું આવેલ છે તે પ્રયોગપરંપરા ચાલવા માંડી. સામાન્યતઃ એમ કહી શકાય, કે પોતાના લાંબા અમલ દરમિયાન ફ્રાન્સિસ જોસફ પોતાના મુલકોનો ખરો રાજ્યકર્તા રહેલ છે; તેણે પ્રધાનોની નીમણુક અને બરતરફી પોતાના હાથમાં રાખેલી છે એટલુંજ નહીં, પણ પોતાની ઇચ્છા પ્રમાણે તેમની રાજનીતિ ચલાવેલ છે, અને કામકાજની પુષ્કળ માહિતી, સંતત ઉદ્યોગ, અને બુદ્ધિની સ્વચ્છતાને લીધે, કે જેનું તેના સમાગમમાં આવેલા બધા સાક્ષ્ય પૂરે છે, તેથી કારભારની વિગતો ઉપર પણ તે બરાબર અંકુશ રાખી શકેલ છે.

---

## માગીયરોની માગણી.

ઇ. સ. ૧૮૬૬માં હંગિરિની સ્વતંત્ર સત્તાનો સ્વીકાર અને માગીયર રાજ્યબંધારણની પુનઃ સ્થાપનાને લીધે તેની સ્થિતિમાં ફેરફાર થાયજ અને થયેલો; અને હંગેરના સંબંધમાં તેણે એ સિદ્ધાંત પૂર્ણ અંશે કબૂલ કરેલો, કે પ્રધાનો પાર્લમેન્ટને જવાબદાર છે. રાજ્યના બાકીના અર્ધ ભાગમાં એમ બને એવું નહોતું; અને પાર્લમેન્ટની પદ્ધતિની નિર્બળતા અને

---

* પ્રાગ=Prague.

નિષ્ફળતાની સાથે સરખાવતાં રાજાનો અધિકાર અને પ્રભાવ વધેલા પણ ખરા. તેની કારકીર્દીનું સૌથી ઉપર તરી આવતું લક્ષણ એ છે, કે રાજનીતિના વારંવાર અને અચાનક ફેરફાર થયેલા, જે કંઇ અંશે શહેનશાહના પોતાના તરંગોને લીધે પણ થયેલા. પ્રથમ તો આખા રાજ્યનો અધિકાર એક હાથમાં આખના હાથમાં—મૂકવાનો પ્રયત્ન થયેલો. શહેનશાહની પોતાની સત્તા રોમની સાથેની સંધિમાં પ્રગટ થયેલી, જેને લીધે ૧૮૫૫ માં બીજા જોસેફનું કામ ઊંધું વળ્યું, અને પોપની સત્તા થોડા વખત માટે પાછી આવી. આ અરસાની પરદેશની રાજનીતિથી અસ્ટ્રિયા છેક એકલું પડી ગયું, અને ક્રિમીઅન વિગ્રહમાં રૂશિયા તરફ અપકાર પ્રદર્શિત થવાથી પૂર્વની એ બે મોટી શહેનશાહતો વચ્ચે કાયમનો વિરોધ સળગ્યો. નાણાં ખૂટ્યાં, અને પાયમાલીનો વખત પાસે દેખાયો; પણ ૧૮૫૯ ના વિગ્રહથી તેનો અંત આવ્યો, અને રાજ્ય બચ્યું. પહેલી હાર પછી ફ્રાન્સિસ જોસફ ઉતાવળે ઇટલીમાં ગયો; સાલ્ફરિનોની લડાઈમાં તે પોતે સેનાપતિ હતો, અને પછી નેપોલિયનને મળીને વિલા ફ્રાંકાની સંધિની સરતો તેણે નક્કી કરી. પછીનાં છ વરસમાં અંદરની અને બહારની બન્ને રાજનીતિમાં અતિશય શિથિલતા હતી. સાર્વત્રિક અસંતોષ અને નાણાં સંબંધી મુશ્કેલીઓને પહોંચી વળવા માટે રીતસર રાજ્યબંધારણ દાખલ કરવામાં આવ્યું; એક પાર્લમેન્ટ સ્થાપવામાં આવી, અને તેમાં શહેનશાહતની બધી કોમોના પ્રતિનિધિઓ બેસે એવું ઠર્યું; અને એક હાથની આપખુદ સત્તાને બદલે શ્મેરલિંગ અને જર્મન લિબરલોના હાથમાં અધિકાર આવ્યો. પણ માગીયરોએ તે પાર્લમેન્ટમાં પ્રતિનિધિઓ મોકલવા સામે વાંધો લીધો; સ્લાવ લોકો જર્મન આક્રમણથી નાખુશ થઇને અલગ થયા; અને હંગેરિનું સમાધાન કરવા માટે ૧૮૬૫ માં રાજ્યબંધારણ "સસ્પેન્ડ" કરવામાં આવ્યું, તે પહેલાં શહેનશાહનો વિશ્વાસ શ્મેરલિંગ ઉપરથી ઉતરી ગયો હતો. અસ્તવ્યસ્ત જર્મન કારભારમાં જેની સમજણ અને સલાહ ઉપર આધાર રાખી શકાય તેવા પ્રધાનની શહેનશાહે શોધ કરવા માંડી, પણ વ્યર્થ! શહેનશાહ વારાફરતી જૂદી જૂદી શીખવણીઓને અનુસરવા લાગ્યો: શ્મેરલિંગ, રેકબર્ગ, મેન્સડોર્ફ, અને બીજા ઘણા ઓછા જાણીતા સલાહકારો હતા. એટલે અસ્ટ્રિયાને વારંવાર પ્રશિયાને હાથે પાછા પડવું પડ્યું તેમાં નવાઇ નથી. ૧૮૬૩ માં ફ્રાંકફર્ટ આગળ મળેલા એક રાજસમાજમાં શહેનશાહે જર્મન સવાલનો ફડચો લાવવાને પોતાની જાતની સત્તાથી યત્ન કરેલો. તેણે બધા જર્મન રાજ્યકર્તાઓને "કોન્ફરન્સ" માં મળવા આમંત્રણ કરેલું, અને તેમની આગળ એકસંપીના નવા બંધારણની એક યોજના રજુ કરેલી. તરતની અસર બેહદ થયેલી; કારણકે પવિત્ર "શહેનશાહત" નો થોડો પ્રકાશ હજી હેપ્સબર્ગના કુટુંબના વડાના શિર આસપાસ વળગી રહ્યો છે; અને ફ્રાન્સિસ જોસફને પરમ ઉત્સાહથી એ જૂના છૂટા શહેરમાં આવકાર મળેલો. પણ એવું છતાં, અને પ્રમુખ તરીકે તેણે વિવાદોની અંદર સારી કુશળતા બતાવી તોપણ, પ્રશિયાના રાજાએ હાજર થવાની ના પાડી તેથી કોન્ફરન્સનું કશું પરિણામ આવ્યું નહીં.

---



MAJOR H. H. MAHARAJADHIRAJ SIR MADAN SINGH BAHADUR, K. C. S. I., K. C. I. E.,
MAHARAJA OF KISHENGADH.

મેજર મહારાજાધિરાજ સર મદનસિંહ બહાદુર, કે. સી. એસ. આઈ., કે. સી. આઈ. ઈ.,
કિશનગઢના મહારાજા સાહેબ.

## માગીયરોનું સમાધાન.

૧૮૬૬ માં કોનિગરાજની લડાઇથી જર્મન સવાલનો સ્પષ્ટ ફડચો થઇ ગયો; અને શહેનશાહ ફ્રાન્સિસ જોસફ, હેબ્સબર્ગના કુટુંબને વખતને અનુકૂળ થતાં આવડે છે તે રીતે નવી સંસ્થિતિને તરત અનુકૂળ થવા માંડયો. સૌથી પહેલાં માગીયરોનું સમાધાન કરવાની તેને આવશ્યકતા લાગી; કારણકે મુખ્યત્વે કરીને તેમના અસંતોષને લીધેજ અસ્ટ્રિયન સત્તા પડી ભાંગી હતી. ૧૮૫૯ માં માગીયર લોકોના સમાધાન માટે તેણે બાહ્ય પદ્ધતિમાં કેટલાક ફેરફાર બ્યુડાપેસ્ટને મુલાકાત આપ્યા પછી કર્યા હતા, અને ૧૮૬૧ માં તેણે ડીઆકને મુલાકાત આપેલી, કે જે દરમિયાન જોકે તે રાજપુરુષની દલીલો તેને સાચી લાગેલી નહીં, તોપણ તેની વફાદારીની ખાતરી થયેલી. હવે તેણે બિસમાર્કના સેકસન પ્રતિપક્ષી બ્યુસ્ટને પોતાનો મુખ્ય દીવાન બનાવ્યો, જેણે ડીઆક સાથે મસલત ચલાવી તેને પરિણામે ૧૮૬૭ માં અસ્ટ્રો-હુંગિરિયન સમાધાન થયું. હુંગિરિયન પાર્લમેન્ટે એક કાયદો પસાર કરીને ફર્દિનન્દે ગાદી છોડી તે મંજૂર રાખી. જૂનની શરૂઆતમાં ફ્રાન્સિસ જોસફે શરૂઆતના "ડીપ્લોમા" પર સહી કરી, અને રાજ્યબંધારણ પાળવા માટે માગીયર ભાષામાં સોગન લીધા; અને ૮ મી તારીખે તેને હુંગિરિના રાજા તરીકે વિધિ પ્રમાણે અભિષેક થયો. તાજ પહેરવાની ક્રિયા વખતે એક લાખ ફ્લોરિનની બક્ષિસ કરવાનો સંપ્રદાય હતો, તે રકમ તેણે ૧૮૪૯ ની લડાઇમાં માર્યા ગયેલાઓનાં બૈરાં અને બાળકો માટે આપવાનું ઠરાવ્યું.



## વિક્ષેપનો વધારો.

નક્કી થયેલા બંધારણ પ્રમાણે રાજ્ય ચલાવવાનો સિદ્ધાંત સ્વીકાર્યા પછી શહેનશાહ—રાજા તેને વફાદારીથી વળગી રહ્યો, જોકે કોમ કોમ વચ્ચેના દ્વેષ અને મારામારીથી તેને નિરુત્સાહ થયેલો તે છતાં. અને રાજ્યના બીજા અર્ધ ભાગમાં પાર્લમેન્ટનું શાસન તૂટી ગયું, છતાં એ પરિણામ શહેનશાહના દોષથી આવેલું નહીં. તે તો જૂદા જૂદા પક્ષની વચ્ચે કામ લેવાની કોઇક પદ્ધતિ શોધવાને મથીજ રહ્યો હતો, અને નિશ્ચલ પાર્લમેન્ટની પદ્ધતિ દાખલ કરવા માટે દરેક પુખ્ત પુરુષને મત આપવાનો અધિકાર બક્ષતાં પણ ખંચાયેલો નહીં. આ યુક્તિથી કદાચ માગીયર મિથ્યાભિમાનીઓને અમુક ચેતવણી પણ મળી હોય, કારણકે સમાધાનથી હુંગિરિની સ્વતંત્રતા ઉપર જે અંકુશો મૂકાયા હતા, તેથી તેઓ અસંતુષ્ટ હતા, અને અસ્ટ્રિયા તથા હુંગિરિના પૂર્ણ વિચ્છેદ માટે મથતા હતા. જો હુંગિરિમાં પણ મત આપવાનો હક બધાને મળે, તો માગીયર પ્રજા, જે સંખ્યામાં ન્હાની હતી, તેને

જે કોમો પોતાને અધીન હતી તેને તાબે થવું પડે. સમાધાનના સ્વીકાર પછી લગભગ ચાળીશ વરસ સુધી માગીયર રાજ્યબંધારણ તરફ શહેનશાહ-રાજાની વૃત્તિ યથાયોગ્ય હતી. પણ હંગેરિયન લશ્કરની તદન જૂની વ્યવસ્થા માટેની હીલચાલથી તથા હંગેરિયન પલટનોમાં આજ્ઞાર્થક શબ્દોમાં જર્મનને બદલે માગીયર ભાષા દાખલ કરવાથી શહેનશાહની સહનશીલતા ઉડી ગઇ, કારણકે સામાન્ય લશ્કરના સામાન્ય સ્વામી તરીકેના પોતાના હકને માટે તેને ઘણી લાગણી હતી. ૧૯૦૫ ના સપ્ટેંબરમાં એક હંગેરિયન ડેપ્યુટેશન માગીયરોના હકની તરફેણ કરવાને વ્હિયેના આવેલું, તેને શહેનશાહે બરાબર આવકાર આપ્યો નહીં; મેંબરોની સાથે હાથ મેળવ્યો નહીં, વાતચિત પણ જર્મનમાં કરી, અને છેવટે તોછડાઇથી કહ્યું, કે "જાઓ, ચાન્સેલર કાઉન્ટ ગોલુચોસ્કીને મળો." આ બનાવથી બહુ ચર્ચા થઇ, અને હંગેરિયન કારભારમાં લાંબો ગાળો પડયો, જે દરમિયાન જોકે શહેનશાહે પોતાની આકસ્મિક રીસની ખોટી અસર ભૂંસી નાંખવાને બનતું બધું ત્વરાથી કર્યું, પણ સાધારણ લશ્કરની બાબતમાં પોતાના આગ્રહને છોડયો નહીં.

---

### સ્લાવ લોકો સાથેનો સંબંધ.

---

સ્લાવ લોકો સાથેના સંબંધોમાં પણ શહેનશાહે માગીયર લોકોની સાથે જે સમાધાનનો સ્વભાવ બતાવ્યો હતો તેજ બતાવ્યો; પણ જોકે તેણે એક કરતાં વધારે વાર એવી આશા આપેલી, કે પોતે પ્રયાગ આવીને બોહીમિયાના રાજા તરીકે અભિષિકત થશે; છતાં એ વિચાર હમેશાં પડતો મૂકાયલો. બીજી બાબતોની મ ફક આ બાબતમાં પણ એમ કહી શકાય, કે શહેનશાહ કંઇ સામાન્ય સિદ્ધાંતોથી દોરાયેલો નહીં, પણ અમુક વખતની જરૂર અને શકયતા પ્રમાણે જે યોગ્ય લાગેતું તેને અનુસરેલો. તેના સ્વાભાવિક વહેમ અને રોષ ગમે તે હશે, પણ તેથી તેની રાજનીતિમાં ફેરફાર થયેલો નહીં. જર્મન શહેનશાહત અને ઇટાલિયન રાજ્ય બંને હાબ્સબર્ગ મહાકાંક્ષાના ખંડેરમાંથી બંધાયેલાં છતાં ૧૮૬૯ અને ૧૮૭૦ માં ફ્રાન્સની સાથે એકસંપી કરવાની તેણે ના પાડેલી; અને અસ્ત્રિયાન્હંગિરિ, જર્મની અને ઇટલીની એકસંપીમાં ભળેલો. સમગ્ર યૂરપની રાજ્યનીતિને સમતામાં રાખવાની તેની પ્રતિષ્ઠા અને યુરોપીઅન શાંતિના એક મુખ્ય રક્ષક તરીકેની તેની ખ્યાતિની ૧૯૦૮ ના ઑકટોબરમાં બેશક ક્ષતિ થયેલી, કે જે વરસમાં તેણે શહેનશાહ તરીકેની પોતાની કારકીર્દીની જુબીલી ઉજવેલી, અને વાસણીઆ તથા હરજેગોવિહાના પ્રાંતોને બર્લિનની સંધિની સરતોનું ઉલ્લંઘન કરીને હાબ્સબર્ગ મુલકોની સાથે જોડી દીધેલા. પણ વખત જોઇને કામ કરવાનું તેને ફળ મળ્યું. યૂરપે એક ભાવના ખોઇ; પણ અસ્ત્રિયાને બે પરગણાં મળ્યાં.

---

## શહેનશાહબાનુ એલીઝાબેથ.

ખાનગી જિંદગીમાં શહેનશાહને ભયંકર અનુભવો થયા છે તેની વહુ, તેનો ભાઈ, અને તેનો એકનો એક દીકરો—એ સહુ અચાનક અને બળાત્કારથી માર્યાં ગયેલ છે. ૧૮૫૪ માં તે બાવારિયાના ડ્યૂક મેક્ષિમિલિયન જોસફની દીકરી એલીઝાબેથને પરણ્યો હતો. શહેનશાહબાનુ અતિશય ખૂબસૂરત હતી, પણ ઓસ્ટ્રિયાના કારભારમાં ભાગ લેતી નહીં. પરણ્યાંને થોડાં વરસ થયાં તે પછી વિયેનામાં ભાગ્યેજ દેખાતી; અને પોતાનો ઘણો વખત મુસાફરીમાં ગાળતી. કોર્ફુના ટાપુમાં તેણે એક ઘણો સુંદર અને ભવ્ય કિલ્લો બાંધેલો છે, અને ત્યાં તે ઘણી વાર જઈને રહેતી. ૧૮૬૭માં તે શહેનશાહની સાથે બ્યુડાપેસ્ટ ગયેલી, અને માગીયરોના સમાધાનના સવાલમાં તેણે ઘણો રસ લીધેલો. તે હંગેરિયન ભાષામાં સારી વિદ્વાન થઈ, અને હંગિરિમાં ઘણો વખત ગાળવા લાગી. સવાર પણ તે અચ્છી હતી, અને પાછલાં વરસોમાં શિકારની મોસમમાં ઇંગ્લંડ અને આયર્લંડ વારંવાર આવતી. અગાઉ ટ્રિએસ્ટ મુલાકાતે ગયેલ ત્યારે તેના ધણી ઉપર અને તેના પોતાના પર ખૂની હુમલા થયા હતા. છેવટે ૧૮૯૭માં જિનીવામાં એક ઇટાલિયન "એનરકિસ્ટે" તેનું ખૂન કર્યું.

## શાહજાદો રૂદોલ્ફ.

તેમને એક પુત્ર થયેલો, ગાદી વારસ શાહજાદો રૂદોલ્ફ (૧૮૫૭—૧૮૮૯). તે ઘણી શક્તિ અને પાત્રતાનો આદમી હતો, ઘણી ભાષાઓ જાણતો, અને પ્રાણીશાસ્ત્રમાં ઘણો રસ બતાવતો. તેણે બે પુસ્તકો બહાર પાડેલાં: એકનું નામ "ડાન્યુબ ઉપર પંદર દિવસ;" અને બીજાનું નામ "પૂર્વમાં એક મુસાફરી" એ હતું. ઉપરાંત, સમગ્ર ઓસ્ટ્રો-હંગેરિયન રાજ્યનો સચિત્ર ઇતિહાસ તેણે બહાર પાડવા માંડેલો; અને પ્રકાશકનું કેટલુંક કામ જાતે કરેલું. ૧૮૮૧માં બેલ્જિયમનાના રાજાની પુત્રી સ્તેફનીને તે પરણેલો; અને ૧૮૮૯ના જૂનની ૩૦મી તારીખે તેણે વિયેના પાસેના એક કુંજગૃહમાં આપઘાત કર્યો.

## લડાઇના તાર.

**ઇટલીમાં તોફાન.**

લંડન, ૨૭ મી ફેબ્રુઆરી.

વિગ્રહના પક્ષમાં રેજિયો ગામે એક મીટિંગ થયેલી, જેમાં બહારનાં લોકોનાં ટોળાંએ લશ્કરને પત્થરો મારેલા. પોલિસને બંદોબસ્ત રાખતાં બળાત્કાર વાપરવાની જરૂર પડી છે; અને ૧૮ માણસો જખમી થયા છે. એ જખમીઓએ પિસ્તોલ છોડતાં બે પોલિસ માર્યા ગયા છે; અને ત્રણ જખમી થયા છે.

**ફ્રેંચોએ પકડેલા જર્મન કેદીઓ.**

પારિસ, ૨૮ મી ફેબ્રુઆરી.

છેલ્લા ત્રણ દિવસમાં એક હજાર કરતાં વધારે જર્મનો તાબે થયા છે.

**રશિયન ફતેહ.**

પિત્રોગ્રાડ, ૨ જી માર્ચ.

પ્રસ્નિશ આગળ હારી ગયેલા જર્મનોની રશિયનોએ પૂઠ પકડી છે. દશ હજાર કેદીઓ પકડાયા છે; અને માલનો તો શુમાર નથી.

**ડાર્ડેનલ્સ ઉપર હુમલો.**

એથન્સ, ૪ થી માર્ચ.

દશ મોટાં લડાઇનાં વહાણોએ આજ ડાર્ડેનલ્સના કિલ્લાઓ પર મારો શરૂ કર્યો છે.

## નિવેદન.

આજના અંકની સાથે નામદાર કિશનગઢના મહારાજાસાહેબ, જેઓ રણક્ષેત્ર ઉપરથી પાછા ફર્યા છે, અને અમારાં નામદાર મહારાણીસાહેબના બનેવી થાય છે, તેનો ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૬ મી માર્ચ, ૧૯૧૫. [અંક ૧૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૬ મી માર્ચ ૧૯૧૫.

## ફ્રાન્સમા હિંદી લશ્કર.

હિંદી લશ્કર માર્સેલ્સમાં ઉતર્યું, એ ઈતિહાસમાં એક અપૂર્વ બનાવ છે. આ વિલક્ષણ વિગ્રહમાં જે અનેક વિલક્ષણ વાતો બની છે, તેમાં યુરપ ખંડમાં હિંદી લશ્કરનું આગમન એ ઓછા મહત્ત્વની નથી. હિંદના પુત્રોને માટે શાસ્ત્રીય યુદ્ધની એ એક અસાધારણ દીક્ષા છે. હિંદના અધિકારમાં આડે આવતાં ભૂતપ્રેતો દૂર થયાં છે; અદૃશ્ય દિવાલો ઉઘડી પડી છે; અને નવી પ્રતિષ્ઠાના પ્રદેશો ખુલ્લા થયા છે.

સપ્ટેંબરની એ ગરમ સ્હવાર, કે જ્યારે પ્રભાતમાં દૂરબીનોમાંથી હિંદી સિપાઇઓની હારો ઉપર હારો દેખાયેલી, તે માર્સેલ્સમાં જલદી ભૂલાશે નહીં એ જૂના દરિયાઈ શહેરે પોતાના બધા ભૂતકાલના અનુભવમાં વધારે મોહક દેખાવ જોયેલો નથી. બે મહિનાથી શહેરની શેરીઓમાં જૂદી જૂદી જાતના માણસો દેખાયા કરતા હતા—આસ્ટ્રેલિયામાંથી ગોરા અને તુર્કો, મોરોક્કોમાંથી ધોળી પાઘડીવાળા કાળા મૂર લોકો, સેનેગાલમાંથી કોલસા જેવા કાળા શીદીઓ, વગેરે કંઇ કંઇ જાતના લડવૈયા આવી ગયેલા; પણ માર્સેલ્સ તરફથી હિંદીઓને જે આવકાર મળેલો તેવો આવકાર બીજા કોઇને મળેલો નહીં.

બપોર સુધી લશ્કર ઉતરવાનું કામ ચાલતું હતું, અને શહેરમાં આવેશ વધતો જતો હતો; એટલે જ્યારે સંધ્યાનેક્ર* વખતે હિંદી અને બ્રિટિશ સિપાઇઓ શેરીઓમાં થઇને પોતાની છાવણીઓ તરફ કુચ કરવા લાગ્યા, ત્યારે આખું માર્સેલ્સ તેમને જોવાને એકઠું થયું. કેનેબિઅેથી પ્રેડો સુધી આખું શહેર જોનારાઓની મેદિનીથી ભરાઇ ગયું.

* રોંઢો — બપોર અને સંધ્યાની વચ્ચેનો વખત આ જૂનો કાઠિયાવાડી શબ્દ ગુજરાતી સાહિત્યમાં બહુ જાણીતો ન હોવાથી તેનો અર્થ લખવો પડે છે.

## માર્સેલ્ઝમાં પ્રવેશ.

પહેલવહેલા શીખો નિકળ્યા. ઘણે ભાગે તે બધા જોનારાઓના કરતાં ખભા અને માથાંથી ઉંચા હતા. લોકો તેમને તાળીઓથી આવકાર આપતા હતા, તે શાંત હસતા વદનથી સ્વીકારીને તેઓ ચાલતા જતા હતા. રસ્તા પર ચોકી કરતા પોલિસને બાજુએ ખસેડીને પુરુષો અને સ્ત્રીઓ ધસ્યાં અને સિપાઇઓની સાથે હાથ મેળવવા લાગ્યાં; કુમારિકાઓ તેમના પર પુષ્પની વૃષ્ટિઓ કરવા, અને તેમની પાઘડીઓમાં ગુલાબ ખોસવા લાગી; અને ઘરડી ઓરતો પણ હિંદી વીર વિક્રમોના વાંસા થાબડવા અને આશીર્વાદ આપવા લાગી.

કલાકો સુધી એ પ્રમાણે ચાલ્યું. "ઘણું જીવો ઇંગ્લેંડ," "ઘણું જીવો હિંદીઓ," એવા ઉદ્‌ગારો ફ્રેંચ ભાષામાં બોલાતા ગયા; અને લશ્કરો ચાલતાં ગયાં. જ્યારે ફ્રેંચ રાજ્યગીતના તાલમાં ચાલતા ગુરખાઓ નિકળ્યા, ત્યારે લોકોએ ફરસબંધી તેમને માટે ખુલ્લી કરી, અને શેરીઓમાં રહીને ધન્યવાદ પોકારવા લાગ્યા. માણસો, તોપખાનાંનાં ખચ્ચરો, અને ઘોડે બેઠેલા અમલદારો નિકળતા ગયા; અને ખુરસી તથા ટેબલ પર ઉભા રહીને લોકો ટોપીઓ, રૂમાલો, અને લાકડીઓ હલાવીને તેમને વધાવતા ગયા.

જ્યારે સાંઝ પડી, અને છેલ્લાં લશ્કરો વિદાય થયાં, ત્યારે લોકો તેમની છાવણીએ જવા પાછળ ચાલ્યા. છાવણી સન્ત માર્સલ અને બોરડીની સુંદર વાડીમાં રાખેલી હતી; અને ત્યાં હિંદીઓ પોતપોતાને માટે સાંઝનો ખોરાક તૈયાર કરવા માંડ્યા હતા. દીવાઓ ચળકતા હતા, અને લાકડાંનો ધુમાડો આસ્માનમાં ચડતો હતો.

---

## નવા અનુભવો.

એક મહિના પછી હિંદી સવારો આવ્યા. પણ તે પછી ઘણા વખત સુધી હિંદીઓ સંબંધી કશું જણાયું નહીં. નવી હવાને અનુકૂળ થવાની જરૂર, પૂરતાં ગરમ કપડાં પૂરાં પાડવામાં થયેલો વિલંબ, દરિયાઇ મુસાફરી પછી ઘોડાઓની દુર્દશા, વગેરે અડચણોને લીધે તેમને લાંબા વખત સુધી "રીઝર્વ"માં રહેવું પડ્યું.

હિંદીઓની બહાદુરી માટે તો કોઇને કદાપિ શંકા થઇ નથી. તરવારથી અને ગોળીથી લડવામાં તેઓ સારી રીતે ટેવાયેલા છે. ઘોડા ઉપર બેસીને હુમલો કરવો હોય, કે સંગીન લઇને પગે ચાલીને ધસારો કરવો હોય, કે રાઇફલોની સામે કોઇ પણ જગ્યાનો કબજો ટકાવી રાખવો હોય, તેમાં તેમને શીખવવું પડે તેમ નથી. પણ જ્યાં નારકી સંચાઓ અને હથિયારોનો ઉપયોગ થાય, ત્યાં વાત જૂદી છે. એ શસ્ત્રોનો તેમને અનુભવ નથી.

એક સિપાઇએ પોતાના અમલદારને માનપૂર્વક કહેલું, કે "સાહેબ, આ બાબતો તમે અમને કાં શીખવી નથી?" તેને બિચારાને ખબર નહીં, કે દુશ્મનની સામે એવાંજ શસ્ત્રો સાહેબો પણ વાપરે છે.

ઑક્ટોબરની ૧૦મી તારીખે તેમના સેનાપતિએ તેમને સંબોધન લખેલું, તે ખાસ વાંચવા-લાયક છે. અમે તે આખું ગુજરાતી ભાષામાં ઉતારીએ છીએ.

## સેનાપતિનું સંબોધન.

"હિંદી લશ્કરના સિપાઇઓ,

"હિંદી લશ્કરને નામદાર શહેનશાહ સાહેબે જે માયાળુ સંદેશો મોકલ્યો છે, તે આપણ સૌએ પ્રસન્ન થઇને વાંચ્યો છે.

"આ મહાન વિગ્રહમાં આપણા જે બ્રિટિશ સોબતીઓએ કીર્તિ મેળવી છે તેમની સાથે જોડાવા આપણે જવાના છીએ, અને આપણો દૃઢ નિશ્ચય છે, કે હિંદના લશ્કરના પ્રતિનિધિ તરીકે જે માન આપણને મળેલું છે, તેને આપણે પાત્ર છીએ, એમ સાબિત કરી આપવું.

"થોડા દિવસમાં આપણે એવી લડાઇમાં શામિલ થશું, કે જેવી લડાઇમાં શામિલ થવાનો આપણને અગાઉ કદાપિ લાગ મળ્યો નથી, અને એવા દુશ્મનોની સામે, કે જેમનો ઇતિહાસ લાંબો છે.

"પણ શું તેમનો ઇતિહાસ તમારા જેટલો લાંબો છે? ઘણી સદીઓથી જેઓ મોટા રાજ્યકર્તાઓ અને સમર્થ લડવૈયા તરીકે મશહુર થયા છે, તેમના તમે વંશજ છો. આ તમે કદાપિ ભૂલશો નહીં. તમારી જાતની કીર્તિને યાદ કરજો. બ્રિટિશ સિપાઇઓની અને આપણા બહાદુર ફ્રેંચ સોબતીઓની સાથે રહીને તમે હિંદુ અને મુસલમાન સૌ લડવાના છો. તમે ઇતિહાસ બનાવવામાં મદદ કરો છો, એ ધ્યાનમાં રાખજો. શહેનશાહ સાહેબના પહેલા હિંદી સિપાઇઓ તરીકે તમારે યુરપને દેખાડી આપવાનું છે, કે હિંદના પુત્રોએ પોતાના જૂના લડાયક સદ્ગુણોને બિલકુલ ગુમાવેલ નથી, અને તેમના પર જે વિશ્વાસ મૂકાયેલ છે તેને પૂર્ણ અંશે પાત્ર છે.

"લડાઇમાં તમે યાદ રાખજો, કે ફરજ બજાવતાં પ્રાણ આપવો, એ તમારૂં મોટામાં મોટું ઇનામ છે, એમ તમારા ધર્મનું તમને ફરમાન છે.

"તમારા મઝહબના માણસોની અને તમારા દેશી ભાઇઓની નઝર તમારા ઉપર છે. હિમાલયના પહાડો પરથી અને ગંગા તથા સિંધુના કિનારાપરથી તથા હિંદુસ્તાનનાં મેદાનો પરથી પોતાના ભાઇઓ દુશ્મનને કેવી રીતે ભેટે છે તેના સમાચાર જાણવાને તેઓ ઇન્તેઝાર છે. મસ્જિદો અને મંદિરોમાંથી જે આખી આલમનો રબ છે તેની હઝૂરમાં તેમની બંદગીઓ ચડવા માંડી છે, અને તમારા પરાક્રમની સાબીતીઓથી તમારે તેમની આશાઓને પ્રતિધ્વનિ આપવાનો છે.

"તમારે તમારા શહેનશાહ સાહેબની ખાતર અને તમારા ધર્મની ખાતર લડવાનું છે, એટલે ઇતિહાસ હિંદના પુત્રોનાં પરાક્રમોની નોંધ કરશે, અને તમારાં સંતાનો પોતાના પિતાઓનાં શૌર્યની અભિમાનપૂર્વક તારીફ કરશે."

જેમ્સ વિલકૉક્સ,

લેફ્ટેનંટ-જનરલ, હિંદી લશ્કરનો સેનાપતિ.

---

## વિગ્રહ માટે ગયેલા મહારાજાઓ અને બીજા રાજવંશીઓ.

---

ફ્રાન્સની ઝમીન પર જે પહેલા હિંદી રાજવંશીઓએ પગ મૂકેલો, તે સૌ રજપૂત અને રાઠોડ વંશના હતાઃ અર્થાત્ જોધપુર, બીકાનેર અને કિશનગઢના મહારાજાઓ, તથા ઇડરવાળા સર પરતાપસિંહ તે પછી સર પરતાપસિંહના દત્તક પુત્ર ઇડરના મહારાજા આવેલા. સર પરતાપસિંહનું નામ હાલના તમામ હિંદી સિપાઇઓમાં સૌથી વધારે પ્રખ્યાત છે, અને તેમણે બ્રિટિશ રાજ્યની કીમતી સેવા બજાવી છે. ૧૮૯૭ ની મોહમંડની ચડાઇમાં તેમજ ૧૮૯૮ ના ટીરાના વ્યૂહમાં તેમણે સેનાપતિઓની સાથે રહીને પરાક્રમ કીધાં છે. ૧૯૦૦ માં તેઓ જોધપુર લાન્સરોના નાયક થઇને બ્રિટિશ લશ્કરની સાથે ચીન ગયેલા. એમની ઉમર સિત્તેર વરસ કરતાં વધારે થઇ છે; કદાચ એમના કરતાં વધારે ઉમરનો આદમી આવા રણક્ષેત્ર ઉપર નહીં હોય, અને તેઓ વીરને ઘટે તેવા મરણને માટેજ યુરપ સિધાવેલ છે. તેઓ બોલેલા કે, "લડાઇમાં મરવું, એ મરવું નથી, પણ અમર થવું છે." તેમના ભાઇના પૌત્ર જોધપુરના મહારાજા સુમેરસિંહ, તેમના દૌહિત્ર બેરાના કુંવર પૃથીસિંહ, તેમના ત્રણ ભત્રીજા, અને પોતાની પલટનના કેટલાક શૂરવીર અમીરો તેની સાથે છે. કિશનગઢના મહારાજા તેમની સાથેજ જોડાયેલા; અને ઘણા અમલદારોના હાથ નીચે સારા સારા કુળના હિંદીઓ બીજી રીતે ન બની શક્યું, ત્યારે "સાઇસ" અથવા ઘોડાવાળા કે નોકર બનીને પણ શામિલ થયેલા.

જોધપુરના મહારાજા માત્ર સત્તર વરસની ઉમરના છે, અને પોતાના પ્રખ્યાત સરદાર રસાલાના લાન્સરોને સાથે લેતા આવ્યા છે. એ બાંધે પાતળા અને ચપળ હોઇને મહાન્ સવારો છે, અને તલવાર તથા ભાલો બન્ને અચ્છી રીતે વાપરી શકે છે. યુરપની ભૂમિ ઉપર શહેનશાહી સેવાના પહેલા લાન્સરો ઉતરેલા તે આ.

## હિંદનો ધન્યવાદ.

હિંદમાતા એ બધા વીર વિક્રમોને ધન્યવાદ આપે છે. હિંદમાતા એ બહાદુર ક્ષત્રીબચ્ચાઓને લીધેજ અત્યારે વીરપ્રસવિની છે: એમને લીધે અને એમના જેવા સ્વભાવના બીજાઓ, કે જેઓ સ્વદેશમાં રહ્યા રહ્યા સ્વદેશી જર્મનીનો સામે લડી રહ્યા છે, તેમને લીધે. જર્મનોને અમે રાક્ષસી કહેતા આવ્યા છીએ, તે જર્મનીમાં વસતા જીવો પરત્વે નહીં. જર્મનીમાં પણ માત્ર રાક્ષસી તત્વ હોત, તો તે માનવ સૃષ્ટિમાં જીવી શકેલ હોત નહીં. પણ રાક્ષસી તત્વનું અત્યારે જર્મનીમાં પ્રાધાન્ય છે, અને આખી માનવ જાતિમાં એ તત્ત્વ ઘણે અંશે છે; નહીં તો આવી લડાઇની હોળી સળગત નહીં, અને લાખો માણસો હોમાત નહીં. ખરે, હિંદમાં પણ જર્મનો એટલે જર્મન હરામખોરી છે હિંદમાં અનેક હરામખોરો બેલ્જિયમનો જેવા ગરીબોને પીડનારા છે; સ્ત્રીઓને બગાડનારા છે; અને છતાં મોટા આબરૂદાર છે, અને આબરૂદાર ગણાય છે! હરામખોરી કંઇ જર્મનીનાજ બાપની નથી: આપણા દેશમાં પણ તે ઘણી છે, અને તેથીજ આપણી અવદશા છે. એવી હરામખોરીઓ જાહેર થાય, અને પોતાને લાયક સજા પામે, એ વર્તમાન મહાભારતનો એક દૈવી ઉદ્દેશ છે.



## લડાઇના તાર.

**જર્મન સબમરીનોની ખ્વારી.**

પારિસ, ૫ મી માર્ચ.

ડોવર આગળ રાખેલી વિનાશક નૌકાઓએ જર્મન સબમરીન યુ ૮ ને ડુબાવી દીધી છે, અને ખલાસીઓને કેદ કર્યા છે. અમલદારો અને ખલાસીઓ મળીને કુલ ૨૯ માણસોને ડોવર આગળ ઉતારવામાં આવેલ છે.

**બીજાં વેપારી વહાણની ફત્તેહ.**

લંડન, ૫ મી માર્ચ.

વેસ્ટ હાર્ટલપૂલની સ્ટીમર એલ્સટને સામુદ્રધુનીમાં એક જર્મન સબમરીનનો નાશ કર્યો છે.

**જર્મન સબમરીનોને લૂટવાનો અને ચાંચિયા થવાનો હુકમ.**

પારિસ, ૫ મી માર્ચ.

જર્મન સબમરીનોને એવી સૂચના મળી છે, કે તમે વેપારી વહાણોને ડુબાવશો તો ઇનામ મળશે; અને તેવાં વહાણો ઉપર જે માલ હોય તે તમારે ખુશીથી હાથ કરવો.

**તુર્કો નાઠા!**

એથન્સ, ૬ ઠ્ઠી માર્ચ.

. દિકેલી આગળના તુર્કી લશ્કરમાં "સેફ્રાયર" નામની ક્રુઝરે વીશ ગોળાઓ નાંખવાથી ભયભીત થઇને તુર્કો ભાગી ગયા છે.

**રાક્ષસી લડાઇ: પેટ્રોલને લીધે બળવાથી થયેલી ઇજાઓ.**

પારિસ, ૫ મી માર્ચ.

*એક લશ્કરી સરજ્યન જર્મન પેટ્રોલ છાંટનારાઓએ કરેલી ઇજાઓનું ભયંકર વર્ણન આપે* છે. તેણે જે જખમીઓને જોયા છે તેઓ ત્રાસદાયક રીતે વિરૂપ થઇ ગયા છે, અવયવો સૂજેલા છે, અને કપડાં બળી ગયાં છે. જેમના જખમો ઓછા છે તેઓ કહે છે, કે દિવસ શાંત હતો, ત્યાં અચાનક ફ્રેંચોને માલુમ પડ્યું, કે પેટ્રોલની ધારાઓ તેમની ખાઇઓમાં પડવા માંડી છે. એક અમલદારે હુકમ આપ્યો કે તમારી પાઇપોને કાપી નાંખો. પણ વ્યર્થ થોડી સેકંડમાં આગના દડાઓનો ખાઇમાં વરસાદ થવા માંડ્યો. ખાઇ સળગી, અને તેથી થયેલી અવ્યવસ્થાનો લાભ લઇને જર્મનો પાસે આવ્યા, તથા સળગતી મશાલો અંદર ફેંકીને ભડકા વધારવા માંડ્યા. આગના પ્રવાહમાં બચાય તેવું ન રહ્યું, એટલે ટપકતા પેટ્રોલવાળાં કપડાં સાથે ફ્રેંચોને ખાઇ છોડવી પડી. દશ મિનિટ પછી બીજી લાઇને જર્મન હૂમલાને અટકાવ્યો. અને પાછળથી એક જોશાવર હૂમલાથી જર્મનોને સખત સજા કરવામાં આવી. તેમને ન્હાસી જવું પડ્યું. ૩૦૦ માણસો મરી ગયા અને જખમી થયા, તથા ૬૦ કેદ પકડાયા.

જર્મન દારૂ બનાવનાર કારખાનાની ખ્વારી.

પારિસ, ૬ઠ્ઠી માર્ચ.

જર્મનીમાં રાટવિલનું લડાઇનો દારૂ બનાવવાનું કારખાનું ઘણું મોટું છે. એક ફ્રેંચ હવાઇ વહાણ બરાબર નિશાન લેવાને તેના ઉપર પાંચ હજાર ફુટની ઊંચાઇ સુધી ઉતર્યું, અને ચાર બોંબ ફેંકયા. પહેલો બોંબ આસિડની ટાંકીમાં પડ્યો, અને તેમાંથી તરત ધુમારો નિકળતો દેખાયો. એકદમ ધુમારો વધી ગયો; અને છેક જ્યાં હવાઇ વહાણ હતું ત્યાં સુધી ઊંચો પહોંચ્યો. બીજા ત્રણ બોંબે બીજા ભાગોમાં આગ લગાડી છે.

ફ્રેંચ પ્રજા તરફથી સર જોન ફ્રેંચને માન.

લંડન, ૫ મી માર્ચ.

ફ્રેંચ પ્રજા તરફથી જનરલ ડેલેકોઇએ ફીલ્ડ માર્શલ સર જોન ફ્રેંચને "શૌર્યનો ચાંદ" એનાયત કરેલ છે. કોઇ પણ ઇંગ્રેજને એ ચાંદ અત્યાર સુધી આપવામાં આવેલ નથી.

રશિયન ધસારો.

લંડન, ૮ મી માર્ચ.

પિતૃગ્રેડથી જણાવવામાં આવે છે, કે નીમેનના ડાબા કિનારા પર ધસારો જારી છે. વિશ્રુલાની ડાબી બાજુએ પિલિત્સા નદીના પ્રદેશમાં મોટી લડાઇના જેવી મારામારી ચાલી રહી છે.

ત્રીશ લાખ જર્મન મુઆ અથવા જીવતે મુઆ!

લંડન, ૭ મી માર્ચ

જર્મન હાનિનાં લિસ્ટો બહાર પડ્યાં છે, તે પરથી ગણતરી કરતાં જણાય છે, કે મરેલા અને મરવા જેવા બીમાર મળીને કુલ ત્રીશ લાખ માણસો જર્મનીએ ગુમાવેલ છે.

ઇસ્તંબુલનું ભવિષ્ય.

લંડન, ૯ મી માર્ચ.

મિ. ડબર્ટ મેગ્યુએલ જણાવે છે કે ઇસ્તંબૂલ લેવાને હવે બહુ વિલંબ નહીં થાય, એમ આશા રાખવાને કારણ છે.

ઑસ્ટ્રેલિયાથી આવેલું વધારે લશ્કર.

લંડન, ૧૧ મી માર્ચ.

ઑસ્ટ્રેલિયાથી વધારે લશ્કર ઈંગ્લંડમાં આવી ચૂક્યું છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૩ મો માર્ચ, ૧૯૧૫. [અંક ૧૦.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૩ મી માર્ચ ૧૯૧૫.

## કાળો કલિ કાલ અને કવિઓ.

હાલ જે ભયંકર કાલ ચાલે છે, તે સંબંધી અનેક કવિઓએ સમગ્ર દેશને ચેતાવેલ છે. ગુજરાતના વર્તમાન સર્વોપરિ કવિએ એ કલિ કાલના પાખંડોમાં પૈસા ખરચી કરીને બંધાવેલી હવેલીઓ માટે નીચે પ્રમાણે લખ્યું છે:—

### અંતરિક્ષ ધ્વનિ.

"મકાનો દેવનાં એ ના, બધાં છે ખાટકીઓનાં;  
"રંકોને રંસનારાનાં: સુહૃદ! ના ભિન્નતા જાનો!  
"પુનિત કંઇ પૃથ્વીના પાણા નથી એ મહેલ સંધામાં,  
"ચણેલા જીવતા બંધુ: સુહૃદ! જોવા ન તું જાતો!  
"ઝુલેરાં મારથણામાં પડેલાં હાડપિંજરની  
"કરામત કાટની કીધી: કિસ્મત જેવા ન એ જાતો!  
"નથી કંઇ સાફ ચૂનાથી: બધું એ રક્ત બંધુનું:  
"ચડાવી ભીંતને ગોંધી 'લગાવ્યું એ રખે જોતો!  
"અમરનાં ચિત્ર ઓપંતાં દિવાલે આ નથી દિલનાં:  
"મરાયેલા ગરીબોની એમાં છે છાંય, ના જોતો!  
"મનુષ્યો જીવતાઓની ખૂની ખોપરી ઉતારેલી,  
"ઉભા છે ચંદની છાપ: સુહૃદ, એને રખે જોતો  
"અને નીચે ગલીચાઓ બિછાવેલા ગુરાંઇના:  
"ગુલીન એ ખૂન ક્રૂરાંના: સુહૃદ, ના બેસવા જાતો

"અરે! આ શાલ દૂશાલા સુનેરી ભર્તનાં શેલાં—
"ધની મુડદાં કરી નાગાં કરેલી લૂટ ના જોતો!
"નથી દીપમાળ આ સાચી, બધી છે જ્વાળ બંધુની:
"જગાવી માનુષી રક્તે: સુહૃદ! જોવા નહીં જાતો!
"નથી એ ભોગ અમૃતના, બધાં પિશાચી પક્વાનો:
"આસુરી રાંધણે રાંધ્યાં: અરે! ખાવા નહીં જાતો."

કલાપીનો વિરહ, પૃષ્ઠ ૫૧.

---

રામાયણના ઉત્તરકાંડમાં કાકભુશંડજી ગરુડની સાથે વાતચિત કરે છે, એ પ્રસંગમાં મહાત્મા તુલસીદાસજીએ પણ કલિ ધર્મનું વિસ્તારથી વર્ણન કર્યું છે. હાલના વખતમાં એ શબ્દોમાં નવો પ્રકાશ દેખાશે:—

कलिमल ग्रसेउ धर्म सब, गुप्त भये सद ग्रन्थ ॥
दंभिन निज मत कल्पि कर, प्रगट कीन्ह बहु पथ ॥

અર્થ:—કલિયુગના મેલથી બધા ધર્મનો ગ્રાસ થયો છે, સારા ગ્રન્થો ગુપ્ત થયા છે, પાખંડીઓએ પોતાના મનથી કલ્પના કરીને ઘણા પંથો કાઢ્યા છે.

भयउ लोक सब मोहवश, लोभ ग्रसेउ शुभ कर्म ॥
सुनु हरियान ज्ञाननिधि, कहौं कछुक कलि धर्म ॥

અર્થ:—બધા લોકો મોહને વશ થયા છે, લોભથી બધાં સારાં કર્મનો ગ્રાસ થયો છે, હે જ્ઞાનસાગર ગરુડજી! સાંભળો, કલિયુગના થોડા ધર્મ કહું છું.

वर्ण धर्म नहिं आश्रम चारी, श्रुतिविरोधरत सब नरनारी ॥
द्विज श्रुतिवंचक भूप प्रजासन, कोउ नहिं मानु निगम अनुशासन ॥

અર્થ:—કલિયુગમાં ચાર વર્ણ અને ચાર આશ્રમ રહેતા નથી, સ્ત્રીઓ અને પુરુષો સૌ વેદનાં વિરોધી થાય છે; બ્રાહ્મણ શ્રુતિને ઠગનાર અને રાજા પ્રજાથી વંચિત થાય છે, વેદની આજ્ઞાને કોઇ માનતા નથી.

मारग सो जांकहँ जोइ भावा, पंडित सोइ जो गाल बजावा ॥
मिथ्यारंभ दंभरत जोई, ताकहँ संत कहैं सब कोई ॥

અર્થ:—જેમ જેને ઠીક લાગે તેમ માર્ગ ગ્રહણ કરી લે છે, જે બહુ ગાલ બજાવે છે તે પંડિત ગણાય છે; જે ખોટો આડંબર કરે અને પાખંડમાં નિમગ્ન હોય તેને બધા મહાત્મા અથવા સંત કહે છે.

सोइ सयान जो परधनहारी, जो करइ दंभ सो बड़ आचारी ॥
जो कह झूठ मसखरी जाना, कलियुग सोइ गुणवंत बखाना ॥

અર્થ:—જે પારકા પૈસા લૂટી જાણે છે તે શાણા ગણાય છે, જે પાખંડ કરે છે તે મોટા આચારવાળા કહેવાય છે: જે જૂઠ અને મશ્કરીનાં વચન બોલી જાણે છે, તે કલિયુગમાં ગુણવાન ગણાય છે.

निराचार जो श्रुतिपथत्यागी, कलियुग सोइ ज्ञानी वैरागी ॥
जाके नख अरु जटा विशाला, सोइ तापस प्रसिद्ध कलिकाला ॥

અર્થ:—જે આચારરહિત અને વેદ માર્ગનો ત્યાગ કરનાર છે; તેજ કલિયુગમાં જ્ઞાની અને વૈરાગી કહેવાય છે; જેનાં નખ અને જટા મોટાં હોય છે, તેવાજ તપસ્વીઓ કલિયુગમાં પ્રસિદ્ધ થાય છે.

अशुभ वेष भूषण धरें. भक्ष्याभक्ष्य जे खाहिं ॥
ते योगी ते सिद्ध जन, पूजित कलियुग मांहि ॥

અર્થ:—જે અશુભ કપડાં અને ઘરેણાં પહેરે છે, તથા ખાવાલાયક અને ન ખાવાલાયક બંને ચીજો ખાય છે, તે કલિયુગમાં યોગી અને સિદ્ધ ગણાઇને પૂજાય છે.

*          *          *          *

नारी विवश नर सकल गुसांइ, नाचहिं नट मर्कटकी नांई ॥
शूद्र द्विजहिं उपदेशहिं ज्ञाना, मेलि जनेऊ लेहिं कुदाना ॥

અર્થ:—હે ગરૂડજી, બધા પુરુષો સ્ત્રીને વશ છે, અને નટને અધીન જેમ વાંદરાં નાચે છે તેમ નાચે છે; શૂદ્ર બ્રાહ્મણોને જ્ઞાનનો ઉપદેશ કરે છે, અને જનોઇ પહેરીને કુદાન લે છે.

*          *          *          *

परत्रियलंपट कपटसयाने. मोहद्रोहममता लपटाने ॥
तेइ अभेदवादी ज्ञानीनर, देखा मैं चरित्र कलियुग कर ॥

અર્થ:—જેઓ પારકી સ્ત્રીઓને બગાડનારા, કપટમાં નિપુણ તથા મોહ. દ્રોહ અને મમતામાં લપટાયેલા છે, તેઓજ અદ્વૈતવાદી અને સારા જ્ઞાની કહેવાય છે, એવું મેં કલિયુગનું ચરિત્ર જોયું.



મેજર-જનરલ મહારાજાધિરાજ સર પરતાપસિંહ બહાદુર, જી. સી. એસ. આઇ.,
કે. સી. બી., એલ્ એલ્. ડી., ઇત્યાદિ
જોધપુરના રાજ્યરક્ષક.

जो वर्णाधम तेलि कुम्हारा, श्वपच किरात कोल कलवारा ॥
नारि मुई गृह संपति नासी, मूँड़ मूँड़ाय भये संन्यासी ॥

અર્થ:—જેઓ વર્ણમાં નીચ છે તેઓ—ઘાંચી, કુંભાર, ચાંડાલ, વાઘરી, કોળી, કલવાર વગેરે જ્યારે બાઇડી મરી જાય, અને ઘરમાં પૈસા ન હોય, ત્યારે મૂંડ મૂંડાવીને સંન્યાસી બની જાય છે!

તુલસીદાસજી આ વિષયમાં ઘણું વધારે લખે છે, પણ તે તમામ અહીં ઉતારવાની જરૂર નથી. ઝમાનો કેટલા બધા પાખંડનો છે, એ આટલા ઉપરથી પણ સારી રીતે સમજાઇ જશે.



માતાઓને ઉપદેશ.



દેશની માતાઓએ આ પરથી ઘણું શીખવાનું છે. ભોળપણ એ કંઇ ભાવિકતા નથી; અને હરામખોર બાવાઓને નાણાં આપવામાં કશું પુણ્ય નથી. આજકાલ કેટલીક વિધવાઓ ધર્મપ્રીતિનો દેખાવ કરે છે, અને કહેવાતા સાધુઓને ઘરમાં લાવી પૂજે છે. કેટલીક સધવા સ્ત્રીઓ પણ એ પ્રમાણે કરે છે. પણ અમે આપેલી છેલ્લી ચોપાઇમાં લખ્યા પ્રમાણે જેઓ સંન્યાસી થયા હોય છે, તેઓ સાચા સાધુઓ હોતા નથી. તેઓ ધર્મને નામે કંઇ કંઇ હરામખોરીઓ કરે છે; અને દેવ તથા બ્રાહ્મણને સર્વસ્વ અર્પણ કરવાના સૂત્રનો દુષ્ટ ઉપયોગ કરીને સારા સારા માણસોનાં ઘરને બગાડે છે. લાંબી જટા કે મોટી દાઢી એમાં કંઇ માન આપવા લાયક છેજ નહીં. એવી જટાઓ અને દાઢીઓના આચ્છાદન નીચે દુષ્ટમાં દુષ્ટ પાપ કરવામાં આવે છે, એ આ ઝમાનાની એક ખાસ નિશાની છે.

મસ્તકવિએ સાચુંજ કહ્યું છે, કે:—

"બદી સાધુ તણે સ્વાંગે ખડી શયતાનની માયા:
"(જગરથી સંત જોઇને રખે ચેલો થવા જાતો!"

*          *          *          *

"તપાસી જામ તું પીજે: ભરેલા ઝહરના ઝાલિમ:
"રખે એ ઇશ્કબાજીમાં જીવનનો ઘાત થઇ જાતો!"

કલાપીનો વિરહ, પૃષ્ઠ ૪૬.

અને ઓ માતાઓ! ઓ બ્હેનો! તમે "સ્વામી," "સ્વામી," કહીને કોને સંબોધન કરો છો? સ્વામી તો તમારો જે પતિ હોય તેનેજ તમારે સમજવો જોઇએ. સ્વામી એટલે ધણી. સ્વામી સાચો એક પાક પરવરદિગાર પરમેશ્વર, કે જે સ્વામીઓનો સ્વામી અને રાજાઓનો રાજા કહેવાય છે. અને બીજો સ્વામી તમને પ્રભુએ આપેલો પતિ. મૂંડ મૂંડાવેલ કોઇ પણ માણસને પોતાને "સ્વામી" કહેવરાવવાનો કયોજ હક નથી. સ્વામી નિત્યાનંદ, સ્વામી આત્માનંદ, સ્વામી ફલાણાનંદ અને સ્વામી ઢીંકણાનંદ એ બધાં કલિયુગના પાખંડનાં નામ છે. અને જે સ્ત્રીઓ ફકીરોને સ્વામી કહે છે તે પાપમાં પડે છે.



## સ્વદેશી જર્મની.



સ્વદેશી જર્મનીથી એટલે કરાળ કળિકાળની સ્વદેશી હરામખોરીથી થયેલી દાઝને—આ પ્રસંગે તો અમે આટલા જળસિંચનથી શમાવીએ છીએ. હરામખોરોને પોતાને કે તેમના આંધળા ચેલાઓને અમારૂં જળસિંચન આગ જેવું બાળનારૂં લાગે, તો એમાં અમે પાપ સમજતા નથી. અમારો ઉદ્દેશ માત્ર અમારી ગરરૂ, ભોળી, અને અજ્ઞાન બ્હેનો અને માતાઓને ચેતાવવાનો અને સમજાવવાનો છે, કે તેઓ પાખંડની જાળમાં ફસાઇને હમેશાંને વાસ્તે મરણ પામે નહીં.



# લડાઇના તાર.

---

બ્રિટિશ ફતેહ.

લંડન, ૧૨ મી માર્ચ

માર્ચની ૧૦ મી તારીખે સ્હવારના આઠ વાગ્યે નવ શાપેલની પડોશમાંની જર્મન ખાઇઓ બ્રિટિશોએ પકડી લીધી છે. તોપખાનાએ અને પાયદળે સાથે રહીને અચ્છું કામ કર્યું છે. આખું ગામડું બપોરે કબજે થયું છે; અને પાયદળે મેળેલા લાભને મજબૂત કર્યો છે. ૭૫૦ કેદીઓ છાવણી ઉપર અણાયા છે, અને બીજા પણ ઘણું કરીને અણાશે

દુશ્મનોએ ૧૧ મી તારીખે ઘણા હુમલા કર્યા, પણ તે બધા વ્યર્થ ગયા છે, અને તેમણે ઉલટો માર ખાધો છે. ગઇ રાતના હુમલામાં ફરી ૬૦ કેદીઓ પકડાયા છે.

લંડન, ૧૩ મી માર્ચ.

લડાઇ સખત ચાલે છે, કારણકે દુશ્મનોએ વધારે ફળ આણેલ છે. બ્રિટિશોએ ૬૧૨ કેદીઓ પકડ્યા છે. હવાઇ વહાણોએ સારી સેવા બજાવી છે; અને ડૅાન અને ડુઆઇ આગળનાં જંકશનોનો નાશ કર્યો છે.

ફ્રાન્સમાં ઉત્સાહ અને આનંદ.

પારિસ, ૧૩ મી માર્ચ.

નવ શાપેલની બ્રિટિશ ફત્તેહથી અહીં બહુ આનંદ થયો છે, અને ધસારો મહત્વનો ગણાય છે.

પોલાંડમાં સખત મારામારી.

પિત્રોગ્રેડ, ૧૨ મી માર્ચ.

માર્ચની ૧૦મી તારીખે નીમેન અને વિશ્ચુલા વચ્ચે ઘણીજ હઠીલી લડાઇઓ થઇ છે. કાર્પેથિયન પહાડોમાં દુશ્મનોના બધા હૂમલા નિષ્ફળ નીવડ્યા છે. ૪,૦૦૦ કેદીઓ પકડાયા છે.

પશ્ચિમ રણક્ષેત્રમાં જર્મન ખુવારી.

લંડન, ૧૪ મી માર્ચ.

ત્રણ દિવસોમાં દુશ્મનોએ લગભગ ૧૦,૦૦૦ માણસો ગુમાવ્યા છે. આપણાં વિમાનોએ આજ સહવારે ડૅાન સ્ટેશનમાં એક આખી ટ્રેનને સળગાવી મૂકી છે.

રૂશિયન ફત્તેહ.

પિત્રોગ્રેડ, ૧૫ મી માર્ચ.

નીમેન અને વિશ્ચુલા વચ્ચેની લડાઇ ત્રીશ માઇલની લંબાઇમાં ચાલે છે. શનિવારે રૂશિયનોએ હૂમલા કરીને કેટલાંક ગામડાં હાથ કર્યા છે.

જર્મની જતાં વહાણો બંધ.

લંડન, ૧૫મી માર્ચ.

જર્મનીમાંથી માલ જઇ ન શકે, અને અંદર પણ ન આવી શકે, તે માટે બંદોબસ્ત કરવામાં આવેલ છે. ૧ લી માર્ચ પછી જર્મની જનાર કોઇ પણ વહાણને ત્યાં પહોંચવા દેવામાં આવતું નથી.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૩૦ મી માર્ચ ૧૯૧૫.

## ઓરલેઓનમાં તમાશો: હિંદી લશ્કર.

જોધપુરના રસાલાને લ્વાર નદીના કિનારા ઉપર એક વાડીમાં ઉતારો આપવામાં આવ્યો હતો. શહેરમાંથી લોકોનાં ટોળેટોળાં તેમને જોવા આવતાં. ઓરલેઓનમાં એ દિવસોમાં પૂર્વ અને પશ્ચિમનું અજબ મિશ્રણ નજરે પડતું હતું. ગામના લોકો કાળાં કપડાં પહેરીને દેવાલયમાં જતા હોય, કે શેરીઓમાં ઉભા રહીને છેલ્લી ખબરોની વાત કરતા હોય, ત્યાં અચાનક પાસેની કોઇ ગલીમાંથી કોઇ ખચ્ચરગાડી નિકળતી, કે પંજાબી મુસલમાનો ઘેટાં અથવા બકરાંને લઇને દેખાતા. કોઇક સિપાઇ કોઇ બુઢ્ઢી ઓરત ગાડા નીચે આવી જશે એવી ધાસ્તીથી, તે પોતાની ભાષા સમજતી નથી એ વાત ભૂલી જઇને, પુકારી ઉઠતો, કે "બુઢ્ઢી, બુઢ્ઢી, નિકલ જાઓ!" કોઇ ઓરતો કોઇ શીખોને સિગારેટ આપતી, અને જાણતી નહીં કે એ લોકોને તંબાકુ પીવાની તેમના ગુરુઓએ મના કરી છે! એવી ઓરતોમાં કોઇને છોકરાં હોય, ત્યારે હિંદીઓ તેમને ગાડાંમાં બેસાડતા, અને શેરીના બીજા છેડા સુધી લઇ જતા.

## આફ્રિકા અને ઇજિપ્તમાં હિંદીઓ.

પણ કરાંચી અને મુંબઇથી નિકળેલાં બધાં હિંદી લશ્કરો કંઇ ફ્રાન્સમાં ઉતરેલાં નહીં. ઘણાંને પૂર્વ આફ્રિકા મોકલવામાં આવેલાં. પછી તુર્કી જર્મનીના પક્ષમાં ભળ્યું તે કારણથી કેટલાએકને સ્વેઝની નહેર, અને ઇરાની અખાત, અને રાતા સમુદ્ર ઉપર જવું પડેલું.

## જર્મની અને ઇસ્લામ.

"તુમ્હેં ચાહું, તુમ્હારે ચાહનેવાલેકો ભી ચાહું?
"મેરા દિલ ફેર દો, મુઝસે યે ઝગડા હો નહીં સકતા!"

અર્થ:—"તમને ચાહું, અને તમને ચાહનારને પણ ચાહું? મારૂં હૃદય પાછું આપી દો, મારાથી આવી તરખટ થઇ શકતી નથી!"

જ્યારે તુર્કી જર્મની સાથે જોડાયું, ત્યારે દુશ્મનોને એવી આશા હતી કે તમામ ઇસ્લામ તેની સાથે ભળશે, અને મોટી હોળી સળગશે. તેમણે માનેલું કે ઉત્તર હિંદુસ્તાનમાં કાનપુરથી પેશાવર સુધીની દરેક મસ્જિદમાં "જેહાદ"નો ઉપદેશ થશે; અને ઝનૂની મુસલમાનો ઇરાન અને અફઘાનિસ્તાનને પણ લડાઇમાં ઝંપલાવશે. ખોટી અફવાઓવાળાં પતાકડાં હિંદીઓની ખાઇઓ પાસે વિમાનોમાંથી વરસતાં. પણ ઇસ્લામની આંખ ઉઘડેલી હોવાથી જર્મનીને નિરાશા થઇ. અફઘાનિસ્તાનના અમીરે પોતાની તટસ્થતા ઝાહેર કરી. સરહદ પરની જાતો શાંત બેસી રહી. રાજકીય મંડળોએ તુર્કીની અપવિત્ર એકસંપીનો તિરસ્કાર કર્યો. ઇજિપ્તના શેખ-ઉલ-ઇસ્લામે અને બધા આગેવાન ઉલેમાએ ઇજિપ્તના મુસલમાનોને શાંત રહેવાની શીખામણ આપી. હૈદરાબાદના નિઝામ સાહેબે પોતાના રાજ્યની અંદરના અને બહારના મુસલમાનોને કરેલું સંબોધન આ સ્થળે અમે ઉતારીએ છીએ.

## નિઝામ સરકારનું સંબોધન.

"હું ફરી ફરીને કહું છું કે, આપણા પર જે આફત ઉતરી છે, તેમાં હિંદના મુસલમાન વતનીઓએ, અને ખાસ કરીને આ રાજ્યમાં વસતા મુસલમાનોએ, જો તેમને પોતાની આબાદી અને ઉન્નતિની ખેવના હોય, તો પોતાની વફાદારી અને અધીનતામાં દૃઢ અને એકદિલ રહેવું જોઇએ, અને બ્રિટિશ સરકાર તરફની ભક્તિમાંથી લેશ પણ ચલિત ન થવું જોઇએ, કારણકે મારી ખાતરી છે, કે તેમના પક્ષમાં ન્યાય અને નીતિ છે. રાજ્યકર્તાઓની સાથે વસ્તી જે સંબંધથી જોડાય છે, તે પવિત્ર ગણીને સૌએ પાળવો જોઇએ; અને કોઇની પણ ખોટી શીખવણીથી દોરાઇને સરકારની સામે ઝાહેર કે ગુપ્ત કશી હીલચાલ કરવી જોઇએ નહીં."

## નવ શાપેલની લડાઇમાં હિંદી વિક્રમ.

ઑકટોબરની ૨૫મીથી હિંદી લશ્કરે લડાઇમાં ભાગ લેવાની શરૂઆત કરી; અને ઑકટોબરની ૨૮મી તારીખ હિંદી સેનાના ઇતિહાસમાં યાદ રાખવા લાયક ગણાશે. યુરપની ઝમીન ઉપર હિંદી વિક્રમ ઝળકાવવાનો તે દિવસે પહેલોજ પ્રસંગ આવ્યો. યુરપની સૌથી પ્રબળ લડાયક સત્તાની સામે ધસારો કરીને તેના સ્થાનકને પડ.વવાનું હતું: નવ શાપેલનું ગામડું જીતી લેવાનું હતું. એ કામ ૪૭મી શીખ પલટન, ૯મી ભોપાલની પાયદલ પલટન, મુંબઇની બે ટુકડીઓ, વથા ૭મી બ્રિટિશ બ્રિગેડ—એમને સુપ્રત થયું આ લશ્કરોએ રાયફલોમાંથી અને સંચાની તોપોમાંથી વરસતી ગોળીઓની સામે ધસીને ગામડા ઉપર છાપો માર્યો; તેને સાફ કર્યું, અને કબજે લીધો. સર જૉન ફ્રેંચે પોતાના ૨૦મી નવેંબરના "ડીસ્પેચ"માં હિંદી લશ્કરના આ વખતના વિક્રમની ખાસ તારીફ લખી છે.

લડાઈ ખતમ થયા પછી હિંદી સેનાપતિ સર જેમ્સ વિલકૉક્સને સેનાધિપતિ તરફથી નીચે પ્રમાણે સંદેશો મળ્યો હતો:—

"કૃપા કરીને તમારાં હિંદી લશ્કરોને તેમના વીર વિક્રમ માટે સુખારકબાદી આપશો, અને હું તેમનો ઉપકાર માનું છું તે જાહેર કરજો."

## રાક્ષસી લડાઇના પહેલા અનુભવો.

ઑક્ટોબરના છેલ્લા અઠવાડિયામાં એક ગુરખાઓની પલટન ખાઇઓમાં આવી પહોંચી. તરત તેમના ઉપર ગોળીઓનો વરસાદ શરૂ થયો, અને ટકાય એવું લાગ્યું નહીં. તેમની મુશ્કેલીઓમાં વધારો એથી થયો હતો, કે ખાઇઓ વધારે ઊંચા માણસો માટે ખોદાયલી હતી. સંચાની તોપોની આગ અંદર વરસવા લાગી, અને લગભગ બધા બ્રિટિશ અમલદારો મરણ પામ્યા. એક ખાઇમાં હાવિલદારે પોતાના બધા માણસોને એકઠા કર્યા, અને અંધારામાં તે તેમને દોરીને પાછલી લાઇનમાં લઇ ગયો. સિપાઇઓને એ અનુભવ પછી કયાં જવાશે અને શું થશે તેની ફિકર રહી. સારા નસીબે તેઓ એક "હાઈલેંડ" પલટનની ખાઇમાં આવી ચડયા. એ તેમના ઓળખીતા નીકળ્યા; એટલે ગુરખાઓ શાંત થયા.

હિંદી સિપાઇઓ દૂર દેશાવરની આ વિચિત્ર લડાઇમાં પ્રથમ જરા વાર ગભરાય તેમાં આશ્ચર્ય નથી. તેમને જે લડાઇની કેળવણી મળી હતી તે આના કરતાં જુદી જાતની હતી. અંધારામાં જર્મન અને ફ્રેંચ સિપાઇઓ વચ્ચેનો ભેદ પારખવાનુંજ તેમને માટે સહેલું નહોતું. જ્યારે તેમના ઇંગ્લિશ અમલદારો મરાઇ ગયા, ત્યારે કઇ ભાષા વાપરીને પોતાની વાત સમજાવવી એ પણ તેમને મુશ્કેલ થઈ પડેલું. વિખુટા પડી ગયેલાઓને કંઇ કંઇ દુઃખદાયક અનુભવો થયેલા, અને જર્મનોએ તેનો લાભ લીધેલો.

## વિક્ટોરિયા ક્રૉસ મેળવનાર ખુદાદાદ.

ડ્યૂક ઑફ કૉનોટના પોતાના બલુચીઓની ૧૨૯ મી પલટનના સિપાઇ ખુદાદાદે વિક્ટોરિયા ક્રૉસ મેળવવા યોગ્ય વિક્રમ કરી બતાવ્યું, તે દિવસે ઑક્ટોબરની ૩૧ મી તારીખ હતી. હોલબીક આગળ જ્યારે ટુકડીનો બ્રિટિશ અમલદાર જખમી થયેલો, અને એક ગોળો પડવાથી બધી તોપો કામ આપતી બંધ પડેલી, ત્યારે ખુદાદાદ પોતે સખત રીતે જખમી થયેલો હોવા છતાં પોતાની તોપ વાપરતો રહ્યો, અને તે સંચાતોપના બીજા પાંચ ઘાયલ માણસો માર્યા ગયા ત્યાં સુધી.

આ વીર વિક્રમ ખુદાદાદે પહેલવહેલો વિક્ટોરિયા ક્રૉસ પ્રાપ્ત કર્યો, જોકે પહેલવહેલો તેને તે મળી શક્યો નહીં. એક મહિના પછી જ્યારે શહેનશાહ રાજાજીએ લડાઇના ક્ષેત્ર ઉપર અલંકારોની એનાયત કરી, ત્યારે એ બહાદુર સિપાઇ બિમારને ખાટલે ઇસ્પિતાલમાં સૂતો હતો.

મિયાં ખુદાદાદ બલૂચી પલટનનો સિપાઇ હોવા છતાં પોતે બલૂચી નથી. બલૂચીસ્તાનની કોમોમાંથી તો થોડાજ આદમી હિંદી સેનામાં જોડાય છે. જે પલટનો બલૂચી કહેવાય છે તે હિંદી સરહદની અંદરની જૂદી જૂદી જાતોમાંથી લીધેલા મુસલમાનોની બનેલી છે. શુદ્ધ બલુચીઓ પોતાની જાતના સરદારો સિવાય બીજાઓની નીચે રહીને લડવાનું પસંદ કરતા નથી.

---

## એક હિંદી સિપાઇની સમયસૂચકતા.

"મુદ્દઇ લાખ બુરા ચાહે તો કયા હોતા હય?
"બિગડી બન જાતી હય જબ ફઝલે ખુદા હોતા હય!"

અર્થ:—"દુશ્મન ગમે તેટલું બૂરૂં ઇચ્છે તેથી શું વળે?
"પ્રભુની દયા થાય છે, ત્યારે દુર્ભાગ્ય સુભાગ્ય બની જાય છે!"

"એક વાર બે સિપાઇઓ આપણી અને દુશ્મનની ખાઇઓ વચ્ચેની ઝમીનની તપાસણી માટે ફરતા હતા. એકદમ એકના ઉપર જર્મન "સર્ચલાઇટ" પડયું; અને તે એટલે પાસે દેખાયો, કે તેના પર બંદૂક છોડી શકાય. છુપાવાય તેવું ન હતું; અને સિપાઇ એટલો અક્કલવાળો હતો, કે કોઇ સાધારણ હિકમત ચાલશે નહીં, એમ તરત જોઇ શકયો. તે એકદમ ઉભો થયો, અને અમારી ખાઇમાંથી દેખાતું હતું તેમ જર્મન ખાઇ તરફ સલામ કરતો વળ્યો. જર્મનોએ એ નવી રીતભાત જોઇને ગોળીબહાર બંધ કયા. તે વધારે નજદીક આવ્યો, અને છેક ખાઈ પાસે પહોંચતાં અમુક ઇશારતો થયા પછી તેને અંદર દાખલ કરવામાં આવ્યો. પછી જે વાત ચિત થઇ તેની વર્ણન કરતાં કલ્પના વધારે સારી રીતે થઇ શકશે. જર્મનો તે કઇ જાતનો છે એ જાણવાને ઉત્સુક હોવાથી જૂદી જૂદી જાતોનાં નામ લેવા માંડયા. "મુસલમાન" એ શબ્દ આવ્યો, ત્યાં સુધી તે પોતાનું ડોકું ધુણાવતો ગયો. "મુસલમાન" એમ સાંભળ્યું, કે તેણે માથું ખૂબ ધુણાવીને હા પાડી. એક ક્ષણ પછી પ્રશ્ન પૂછનારાઓ "બ્રિટિશ" એમ બોલ્યા. સિપાઇએ જાણે બ્રિટિશને ધિક્કારતો હોય તેવો ચાળો કર્યો; અને ગળા ઉપર હાથ ફેરવ્યો. જર્મનો એથી રાજી થઇ ગયા; અને તેને કંઇ ખાવાનું તથા એક ધાબળી આપી.

"રાત આખી તે તેમની સાથે રહ્યો, અને સ્હવાર થતાં તેણે તેમના એક ચડિયાતા અમલદારને આંગળીના વેઢાથી ગણીને સમજાવ્યું, કે મારા જેવા મારી ખાઇમાં પચીસ બીજા મુસલમાન છે, માટે જો મને છૂટો કરો, તો જરૂર તેમને તેડીને પાછો આવું. જર્મનો પૂરેપૂરા ઠગાયા; અને તેને છેલ્લો કાફીનો પ્યાલો આપ્યો, અને છૂટો કરી જવા દીધો. તે પોતાના

દોસ્તદારોને આવી મળ્યો, કે જેમણે તેની બધી આશા મૂકી હતી. એ સિપાઇને "પ્રોમોશન" મળ્યું છે, અને તેની સમયસૂચકતાની ખ્યાતિ ચાલી છે," જોકે તેનું નામ બહાર આવ્યું નથી.

## હાવિલદાર જ્ઞાનસિંહ.

ખુદાદાદના પરાક્રમ પછી થોડા વખતમાં હાવિલદાર જ્ઞાનસિંહનું વિરલ વિક્રમ બહાર આવેલું. ઇસ્પિતાલમાં લઇ ગયા ત્યારે એ ઘા અને પાટાના બંડલ જેવો દેખાતો હતો, પણ તેની છાતી શેરની હતી. તેને પગમાં એક ગોળીનો જખમ હતો, બીજો એક છાતીમાં, અને બેય હાથમાં પિસ્તોલની ગોળીના બે જખમ હતા. વાત એમ બનેલી, કે તે અને તેની પલટનના પંદર માણસો ઉપર એક દિવસ પ્રભાત પહેલાં હુમલો થયો. દુશ્મનો થોડી વાર તો વાળાની ગૂંચવણીમાં ગૂંચવાયા, અને માણસો પડ્યા; પણ છેવટે હાથોહાથની લડાઇ ચાલી. હાવિલદાર જ્ઞાનસિંહે જર્મન અમલદારની ગોળી પોતાના માથા પર થઇને ચાલી ગઇ, કે તરત તેને ગોળીથી ઠાર કર્યો. અમલદારની પાસેથી તરવાર ખૂંચવી લઇને તેણે બીજા કેટલાકને કાપી નાંખ્યા; અને પછી તે પગની ગોળીને લીધે પડી ગયો. "નહીં તો મેં હજી વધારેને માર્યા હોત," એમ તેણે કહેલું. તેને મરી ગયો ધારી રહેવા દેવામાં આવેલ; અને તેની આખી ટુકડીમાં જીવતો રહેનાર તેજ એક હતો.

## એક જર્મન પત્રમાં છપાયેલ હિંદીઓ સંબંધી અભિપ્રાય.

"આજે પહેલીજ વાર અમારે હિંદીઓની સામે લડવું પડ્યું; અને એ કાબરા હરામખોરો અવગણના કરવા જેવા નથી, એમ સાબિત થયું. પહેલાં તો અમે હિંદીઓ સંબંધી તિરસ્કારથી બોલતા. આજ અમે તેમના તરફ જૂદી રીતે જોતાં શીખ્યા. ઇંગ્રેજોએ એ ભૂતોમાં શું ભરી દીધું છે, તેની કોઇને ખબર નહોતી. જેમણે અમારી લાઇનો ઉપર ધસારો કર્યો તે પીધેલા જેવા કે કોઇ ભૂતથી આવિષ્ટ હોય તેવા દેખાતા હતા. એવી કારમી ચીસો, કે જેની આગળ આપણા હુર્રા બાળકના અવાજ જેવા લાગે, તેવી ભયંકર ચીસો પાડતા એ હજારો કાબરાઓ ગયબમાંથી વછૂટે તેમ અમારા ઉપર અચાનક ધસી આવ્યા, એટલે તરત તો અમે આશ્ચર્યથી ચકિત થઇ ગયેલા.

એક સો મીટર દૂરથી અમે આગના ગોળા વરસાવતા હતા, અને સેંકડો તેમાં બળી જતા હતા, તોપણ બીજાઓ આગળ ધસ્યા, અને મીંદડાઓની માફક ચપળતાથી કૂદતા અને અડચણોને ઓળંગતા ચાલ્યા. થોડીજ વારમાં તેઓ અમારી ખાઇઓમાં આવ્યા, અને ખરેખર એ કાબરા દુશ્મનો તિરસ્કારવા યોગ્ય નથી. સંગીન, તરવાર, અને ખંજરોથી, અમે પરસ્પર લડ્યા; અને

અમારૂં કામ આકરૂં હતું, ત્યાં તો કુમક આવી પહોંચી, અને અમે એ બક્ષાઓને ખાઇઓમાંથી બહાર કાઢી શક્યા."



## લડાઇના તાર.

**ડાર્ડનલ્સની ચડાઇમાં થયેલી હાનિ.**

**લંડન, ૧૯ મી માર્ચ.**

કિલ્લાઓ ઉપર હુમલો કરવામાં એક ફ્રેંચ અને બે બ્રિટિશ લડાઇનાં વહાણો તરતી વિનાશક સુરંગોને અથડાવાથી નાશ પામેલ છે.

**ઇસ્તંબૂલમાં ધાસ્તી.**

**પિત્રગ્રેડ, ૨૦ મી માર્ચ.**

ઉત્તર બૉસ્ફરસની નઝદીક એક રૂશિયન કાફલો આવવાથી ઇસ્તંબૂલમાં અતિશય ધાસ્તી ફેલાયેલી ઝાહેર થાય છે.

**પારિસ ઉપર ઝેપ્પેલિન.**

**પારિસ, ૨૧ મી માર્ચ.**

બે ઝેપ્પેલિન પારિસ ઉપર થઇને ઉડ્યાં છે. પારિસ ઉપર અને પશ્ચિમનાં પરાં ઉપર તેમણે ૧૪ બૉંબ ફેંક્યા, જેથી ન્હાની આગો સળગી હતી. સાત માણસોને ઇજા થઇ છે, જેમાં એકને થયેલી ઇજા ગંભીર છે.

**જર્મન પાર્લમેંટમાં તોફાન.**

**આમ્સટર્ડામ, ૨૧ મી માર્ચ.**

શનિવારે જર્મન પાર્લમેંટમાં તોફાની "સીન" થયા છે. એક આગેવાન સોશિયલિસ્ટે મિલિટરી રાજનીતિ ઉપર સખ્ત ટીકા કરેલી, અને જણાવેલું કે રૂશિયનો એક જર્મન ગામડું બાળશે, તો જર્મનો ત્રણ રૂશિયન ગામડાં બાળશે, એવા વિચારો જંગલીપણાના છે. પાર્લમેંટમાં પુષ્કળ ખુમાટ થયેલો; અને સોશિયલિસ્ટ પક્ષનું ઉત્તેજન છતાં વધારે બોલી શકાયેલું નહીં.

**ઇટલીમાં જર્મન બાતમીદારો.**

**રોમ, ૨૨ મી માર્ચ.**

જર્મનો અને ઓસ્ટ્રિયનોને તેમના કૉન્સલોએ બનતી તાકીદે ઇટલી છોડી જવાની સલાહ આપી છે. દરમિયાન જર્મનો મોટી સંખ્યામાં ખોટા વેશમાં દાખલ થયેલા માલુમ પડયા છે, અને તેમના પર દેખરેખ રાખવા માટે ખાસ પોલિસ નિમાયેલ છે. તેઓ લશ્કરી બાતમીદારો છે, એવો પુરાવો પોલિસને મળ્યો કહેવાય છે.

લશ્કરી કપડાં પૂરાં પાડવામાં થયેલી હરામખોરી.

વ્હેનિસ, ૨૧ મી માર્ચ.

અસ્ટ્રિયામાં કંટ્રાકટરોએ લશ્કરને કપડાં પૂરાં પાડવામાં કરેલી મોટી હરામખોરી પકડાઇ છે. નમૂનો સારો બતાવેલો; પણ દરજીને ત્યાં જતાં કાપડ બદલાઇ ગયું, અને એવું નઠારૂં, કે બે કલાકમાં તેનાં ચીથરાં થઇ ગયાં. એક કંટ્રાકટરે "યુનીફોર્મ" અર્ધ ઇંચ ટૂંકા વેતરીને વિગ્રહખાતાની ઓફિસ પાસેથી દશ હજાર વાર કાપડની છેતરપિંડી કરી છે.

પ્રઝેમિસ્લનો કિલ્લો તાબે થાય છે.

પિતૃગ્રેડ, ૨૨ મી માર્ચ.

પ્રઝેમિસ્લનો કિલ્લો છેવટે તાબે થયો છે.

અસ્ટ્રિયા અને ઇટલી.

વ્હેનિસ, ૨૨ મી માર્ચ.

ટ્રિએસ્ટમાં લડાઇની તૈયારીઓ જોરથી થવા માંડી છે.

રૂશિયન ફત્તેહની વધારે વિગતો.

પિતૃગ્રેડ, ૨૩ મી માર્ચ.

કિલ્લાનો આગલો કમાંડર ખબર આપે છે, કે કુલ કેદીઓમાં નવ સેનાપતિઓ, ૯૩ સ્ટાફ અમલદારો, ૨,૫૦૦ સાધારણ અમલદારો, અને ૧,૧૭,૦૦૦ માણસો છે. રૂશિયનોએ ઘણી તોપો અને માલમત્તા હાથ કરેલ છે.

વિગ્રહ ટૂંકો થવાનો સંભવ.

પારિસ, ૨૩ મી માર્ચ.

ફીલ્ડ માર્શલ ફ્રેંચે એક પ્રતિનિધિની સાથે વાતચિત કરતાં જણાવ્યું છે, કે "વિગ્રહ બહુ લાંબો વખત ચાલવાનો સંભવ નથી. આ આકરા મહિનાઓની અંતે ફત્તેહ અવશ્ય મળનાર છે. જર્મનો થાકેલ દેખાય છે."

ઉત્તર પોલંડમાં ભયંકર લડાઇ.

પિતૃગ્રેડ, ૨૫ મી માર્ચ.

ઉત્તર પોલંડમાં ભયંકર લડાઇ ચાલી રહી છે. બે જર્મન પલટનોનો નાશ થયો છે, અને ત્રીજી હારી ગઇ છે.

ખાતમીદાર ઓરત ઠાર!

પારિસ, ૨૫ મી માર્ચ.

એક ખાતમીદાર ઓરતને દુશ્મનને ખબર પહોંચાડવા માટે લશ્કરના દેખતાં ગોળી મારી ઠાર કરવામાં આવેલ છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૬ ઠ્ઠી એપ્રિલ, ૧૯૧૫. [અંક ૧૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૬ ઠ્ઠી એપ્રિલ ૧૯૧૫.

## આંટવર્પનો અધઃપાત.

આંટવર્પનો અધઃપાત વર્તમાન વિગ્રહનો સૌથી કરુણ બનાવ છે. ન્હાની પણ વીરત્વથી ભરપૂર બેલ્જિયન સેનાએ દુનિયાની સર્વોપરિ લશ્કરી સત્તા સામે મહિનાઓ સુધી ટક્કર લીધી હતી; અને સપ્ટેંબરની આખરમાં એવી આશા રખાતી હતી, કે લીલની આસપાસ એકઠી થતી ફ્રાંકો-બ્રિટિશ સેનાઓ આંટવર્પની વ્હારે ચડી શકશે. પણ જર્મન સેનાપતિએ ફ્રેંચ લાઇનની સામે બની શકયાં તેટલાં માણસ રોકયાં; અને ૧૨૫,૦૦૦ જુવાન અને તાજા સિપાઇઓ તથા પારિસની ઉપર વાપરવા ધારેલ તોપોથી આંટવર્પ ઉપર હૂમલો શરૂ કર્યો.

રવિવાર, તારીખ ૨૭ મી સપ્ટેંબરને રોજ સ્હવારના સાડાનવ વાગતે મેશલિનના લોકો પોતાના સુંદર કેથીડ્રલમાં પ્રભુની ઉપાસના કરીને બહાર નિકળ્યા હતા, અને જૂદાં જૂદાં ટોળાં જૂની માર્કેટ પાસે ઉભાં રહીને વાતચિત કરતાં હતાં; ત્યાં દૂરથી ગર્જના જેવો અવાજ સંભળાયો, કાન ફાડી નાંખે તેવી સુસવાટી ચાલી, અને ઉપર ભયંકર ધડાકો થયો. પહેલો ગોળો કેથીડ્રલ ઉપર પડ્યો.

જે વસ્તી નિર્દોષ અને શાંતિપ્રિય હોઇને લડાઇમાં ભાગ લેતી ન હતી તેમના મન ઉપર ત્રાસ બેસાડવાને આ શરૂઆત કરવામાં આવી. એક કલાકના પચાસને હિસાબે ગોળાઓ આખો દિવસ શહેર ઉપર વરસતા રહ્યા. તેરમી સદીમાં બનાવેલું એ ભવ્ય કેથીડ્રલ અથવા મહામંદિર તેના પ્રખ્યાત મિનારા સહિત લગભગ પૂરેપૂરૂં નાશ પામ્યું. રેલવે સ્ટેશનમાં આગ લાગી; અને જ્યારે મેશલિન હૉલેંડ અને બેલ્જિયમ બંનેની રાજધાની હતી તે વખતમાં ચણાયેલાં બધાં ભભકાદાર મકાનો બળીને જમીનદોસ્ત થયાં. વસ્તીના દશ માણસો મરી ગયા, ઘણા વધારે જખમી થયા, અને બીજાઓ ઉત્તરે આંટવર્પ તરફ નાઠા. આંટવર્પના બે બહારના કિલ્લાઓ મેશલિનની ઉત્તરે માત્ર બે માઇલ દૂર હતા.

થાકેલી બેલ્જિયન સેના માટે ચોગ્ય માર્ગ એ હતો, કે રેલ રસ્તે ડન્કર્ક તરફ હઠી જવું. પણ જો તેમ કરે, તો ૧૨૫,૦૦૦ જુવાન અને મજબૂત જર્મન સિપાઇઓ લીલ અને કેલે વચ્ચેની ફ્રેંચ લાઇન ઉપર હૂમલો કરવાને છૂટા થાય. તેમ જો થાય, તો બ્રિટિશ સેના તેની વહારે આવી શકે, તેની એક સપ્તાહ પહેલાં ફ્રેંચ લાઇન તૂટી જાય. એ રીતે ફ્રેંચો ઉપર અતિશય મોટો હૂમલો એકદમ ન આવે, તેની ખાતર બેલ્જિયનોએ પોતાના જીવનો ભોગ આપીને દુશ્મનોને ખાળી રાખ્યા.

આંટવર્પના કિલ્લાઓ જર્મનીની રાક્ષસી તોપોની સામે ટકી શકશે એવી તો કોઇને આશા નહોતી. તેની તોપો ફક્ત છ ઇંચિયા હતી. છતાં આંટવર્પને જંગ મચાવ્યા વગર આપી દેવાની વીર બેલ્જિયનો કેમ ઇચ્છા કરે? જંગમાં આખી સેના કદાચ ખપી જાય તોપણ તેની કોઇને દરકાર ન હતી.

---

## બેલ્જિયમનું અદ્દભુત સ્વાર્પણ.

આખા વિગ્રહના ઇતિહાસમાં આ દેખાવ પરમ ઉદાત્ત હતો. સેનાને રણભૂમિ છોડ્યાને છ અઠવાડિયાં થઇ ગયાં હતાં. કિલ્લાના રક્ષણની ફરી વ્યવસ્થા કરવાનું તેમણે ધાર્યું હોત તો તે બની શક્યું હોત. છ ઇંચિયા તોપોને કિલ્લામાંથી કાઢીને ચાલતી બેટરીઓ તરીકે તેઓ વાપરી શક્યા હોત; અને બાર ઇંચિયા તોપો તેઓ ઇગ્લંડ પાસેથી મેળવી શક્યા હોત. આમ તેમણે કરેલું નહીં, કારણકે દક્ષિણનાં ફ્રેંચ અને બ્રિટિશ લશ્કરો પર વધારે દબાણ થતું અટકાવવાને તેઓ વારંવાર દુશ્મનનાં લશ્કરો પર છાપા મારતા હતા; અને તેના સંબંધોની લાઇનો તોડી નાંખવાની ધમકી આપતા હતા. બેલ્જિયનોએ દોસ્તોની ખાતર વારંવાર જે સ્વાર્પણ દાખવ્યું છે તેવું ઇતિહાસમાં અગાઉ કદાપિ દાખવાયું નથી. સ્પાર્ટનો અને એથીનિયનો કરતાં પણ તેમની હિંમત ચડી જાય છે. બેલ્જિયનોએ વર્તમાન દુનિયાને દેખાડી આપ્યું, ત્યાં સુધી પ્રજાકીય ભ્રાતૃભાવથી કેટલું થઇ શકે તેની કોઇને કલ્પના નહોતી. બેલ્જિયનોએ વર્તમાન દુનિયાનો, માનવતાના વર્તમાન પ્રાણનો, અને રાજ્યોનાં વચનોમાં વર્તમાન વિશ્વાસનો બચાવ કર્યો, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. એ પણ ઉમેરી શકાય, કે જ્યાં સુધી દેશો પ્રજાઓ વચ્ચેના કોલકરારો પર વિશ્વાસ રાખશે, ત્યાં સુધી બેલ્જિયમનો દાખલો માણસજાત ઉપર ક્રાઇસ્ટના જેવી અસર કર્યા વગર રહેશે નહીં.

બેલ્જિયનોના બચાવની છેલ્લી લાઇનો પર હુમલો સોમવાર તા. ૨૮ મી સપ્ટેંબરે શરૂ થયો. આંટવર્પના કિલ્લાઓમાંની કૃપની બનાવેલી છ ઇંચિયા તોપો પહોંચી શકે તેથી દૂર ગુપ્ત પ્રદેશોમાં અસ્ત્રિયન બાર ઇંચિયા તોપો ગોઠવવામાં આવેલી. જર્મનોને ખબર હતી કે આંટવર્પની તોપો માત્ર પાંચ માઇલ સુધીમાં કામ કરી શકે છે; પણ અસ્ત્રિયન તોપો પોતાના ભયંકર ગોળાઓ સાડા સાત માઇલ દૂર બરાબર મોકલી શકે છે, અને નિશાન બરાબર હોય ત્યારે નવ માઇલ સુધી. સોમવારની આખી રાત આગલા કિલ્લાનાં મકાનો પર ગોળાઓનો વરસાદ જારી રહ્યો.

એ કિલ્લાની પાછળ આંટવર્પનું મુખ્ય જલાશય હતું, જે પર બાર ઇંચિયા ગોળા વરસાવીને જર્મનોએ બુધવાર તા. ૩૦ મી સપ્ટેંબરે જલાશયના કાંઠા તોડી નાંખ્યા. પાણીના પૂરથી કેટલીક બેલ્જિયન ખાઇઓ ડુબી ગઇ. આંટવર્પમાં એથી આગનો ભય વધ્યો. કિલ્લાઓ એક પછી એક પડવા માંડયા; અને લિએરનું ગામડું જર્મનોએ બાળી મૂક્યું. ધુમાડો ઘણે દૂરથી દેખાતો હતો.

આંટવર્પમાં ઘણા વરસથી રહેતાં જર્મન સ્ત્રીઓ અને પુરુષોએ બેલ્જિયનો ક્યાં ક્યાં છે તે જાણી લઇને દુશ્મનોને ખબર આપેલી; અને એ ખબર જાણીને તોપના મારા શરૂ થયેલા.

બેલ્જિયન સરકારે શહેર છોડવાની તૈયારી કરેલી, ત્યાં શનિવારે બપોરના એક વાગ્યે એક મોટરકારમાં કેટલાક બ્રિટિશ અમલદારો આવી પહોંચ્યા. મિ. વિન્સ્ટન ચર્ચિલ એમાં એક હતો. આઠેક હજાર બ્રિટિશ સિપાઇઓ પણ આવ્યા; અને ખાઇઓમાં દાખલ થઇ ગયા. મિ. ચર્ચિલે પોતે એક રાઇફલ લીધેલી, અને ખાઇમાં પેસીને બીજાઓની સાથે કામ કરેલું. મિ. એસ્કિવથનો એક પુત્ર પણ બેલ્જિયમની વહારે આવેલાઓમાં એક હતો. છતાં એકંદર એ બ્રિટિશ સિપાઇઓ કાચા અને બિનઅનુભવી હોવાથી ઘણું કરી શકેલા નહીં

મંગળવાર, તા. ૬ ઠ્ઠી ઑક્ટોબરે સાંઝે બેલ્જિયન સેનાએ આંટવર્પ છોડી જવાનું શરૂ કર્યું. બુધવારે સ્હવારે બેલ્જિયન સરકાર પોતાનો પડાવ આંટવર્પથી ઑસ્ટેન્ડ લઇ ગયા.

આગલી સાંઝે જર્મન સેનાપતિએ નોટિસ આપી હતી કે તે શહેરને તોપના ગોળાથી ઉડાડી મૂકશે. સ્હવારે જાગ્યા ત્યારે લોકોએ જાહેરનામાં વાંચ્યાં, કે થોડા વખતમાં તોપોનો મારો શરૂ થશે. એ જાહેરનામામાં તેમના પોતાના સેનાપતિએ તેમને સલાહ આપી હતી, કે જેઓ શહેર છોડીને જઇ શકે તેઓએ જતા રહેવું; અને જેઓ રહે તેમણે ભોંયરામાં ભરાઇ બેસવું.

## લોકોની ન્હાસભાગ અને વિપત્તિઓ.

શહેરમાં પાંચ લાખ કરતાં વધારે વસ્તી હતી; કારણકે આસપાસનાં ગામડાંમાંથી ન્હાસી આવીને હજારો માણસોએ આંટવર્પમાં આશ્રય લીધો હતો. હવે આંટવર્પ છોડીને ન્હાસી જવાનું શરૂ થયું. માત્ર ત્રણ રસ્તા ખુલ્લા હતા: પશ્ચિમ તરફ પગ રસ્તે ઘેન્ટ, બ્રુજીસ, અને ઑસ્ટેન્ડ તરફ જવાનો; ઈશાન્ય તરફ પગ રસ્તે હૉલંડમાં અને શેલ્ટ નદીથી જળ માર્ગે ફ્લશિંગ જવાનો. લગભગ અઢી લાખ માણસો નદીને રસ્તે ગયાં હશે. વહાણો, મછવાઓ, હોડીઓ અને ખુલ્લા તરાપાઓ—જે કંઇ તરી શકે તે પર માણસોની ગિરદી થયેલી. ભયભીત માણસો એટલા બધા એકઠા થયેલા, કે તૂતક પર ઉભા રહેવાની પણ જગ્યા રહેલી નહીં. થોડાજ પોતાની સાથે ખોરાક કે ગરમ કપડાં લાવેલા; અને થોડાનેજ સૂવા જેટલી જગ્યા મળેલી. બે રાત અને બે દિવસ ભૂખ્યા અને ઠંડીથી હુબડતા તેઓ ખુલ્લા તૂતક પર રહેલા; જે દરમિયાન જર્મન તોપો તેમના સુંદર શહેરનો ગોળાઓથી નાશ કરતી હતી

ઘેન્ટ અને ડચ સરહદ તરફ જતા રસ્તાઓમાં દુઃખ અને વેદના, તથા ભૂખ અને થાકના એથી પણ વધારે ત્રાસદાયક દેખાવો થયેલા. બુધવાર, તા ૭ મી ઑકટોબરના બપોર પછી આંટવર્પથી ઘેન્ટ સુધીનો બધો રસ્તો ન્હાસેડુઓથી ભરાઇ ગયો હતો; અને તેઓ અથડાઅથડીને લીધે ચાલી પણ શકતા નહોતા. જુવાન છોકરાઓ પોતાની ઘરડી અશક્ત માતાઓને ઉંચકી લઇ જતા, અથવા અશક્ત પિતાઓને પીઠ પર ઉપાડી ચાલતા નજરે પડતા હતા. કોઇ વાર આવાં કામ માટે રેંકડીઓ વપરાતી, પણ વધારે વાર એવી રેંકડીઓમાં જેઓ ચાલી ન શકે તેવાં ન્હાનાં બાળકોને ખડકેલાં જણાતાં હતાં સાધુઓ લાંબા ઊનના ઝભ્ભા પહેરીને જખમીઓને ઝોળીમાં ઉપાડી જતા દેખાતા હતા; અને સાધ્વીઓ લડાઇમાં માબાપ વગરનાં થઇ પડેલાં નિરાધાર બાળકોને દોરી જતી હતી.

કેટલીક માતાઓ, સૂવાવડ તરતજ થયેલી હોવાથી અશક્ત સ્થિતિમાં, નવાં જન્મેલાં બાળકોને છાતીએ લગાડીને ચાલી જતી હતી; અને તેમનાં હ્રદયો બેલ્જિયન માતાઓ અને બેલ્જિયન બાળકોની જર્મન સિપાઇઓએ કરેલી દુર્દશાની વાતો સંભારતાં વિહ્વળ થતાં હતાં. કોઇ ઘરડાં સ્ત્રીપુરુષો લશ્કરી સવારોનાં પેગડાંનો આધાર લઇ ચાલતાં હતાં; અને એ સવારો ઘણા દિવસોની લડાઇથી એટલા થાકેલા હતા, કે જિન ઉપર બેઠા બેઠા ઊંઘતા હતા. ઘોંઘાટ અને અવ્યવસ્થા એટલાં હતાં કે તેની કલ્પના કરવી મુશ્કેલ છે આખી એક પ્રજા વેદનામાં ચીસો પાડતી અને આક્રંદ કરતી હતી તેનો એ ઘોંઘાટ હતો તેમને મરણની બીક એટલી બધી નહોતી: પણ ખોળિયામાં જીવ રહેશે ત્યાં સુધીમાં રાક્ષસી જર્મનો પોતાની ઓરતોને અને બાળબચ્ચાંને શું કરશે તેની બીક હતી.

આંટવર્પથી ન્હાસી જતાં ભૂખ, ઠંડી, અને થાકથી કેટલાં માણસ મરી ગયાં, તે કદાપિ જણાશે નહીં. પશ્ચિમ તરફના રસ્તામાં ખેતરો અને ખાઈઓ થાકેલી સ્ત્રીઓ, બાળકો અને

વૃદ્ધ પુરુષોનાં શરીરોથી છવરાઇ ગયાં હતાં. ગાઉના ગાઉ સુધી કોઇ ઠેકાણે ખોરાક મળતો નહોતો, જેમ રેતીના રણમાં ફુલ ન મળે તેમ ખોરાકની તંગી હતી એમ નહીં: કશુંજ ખાવાનું કોયે ન હતું. ન્હાસેડુઓ ખેતરાઉ ઘરો પાસે અટકતા, અને પોતાની પાસેનું સર્વસ્વ આપીને રોટલો માગતા; પણ ખેડુતોની ઓરતો પોતાના લોકોની દુર્દશા જોઇને રડતી રડતી ડોકાં ધુણાવતી. ગરીબ અને તવંગર સૌને કાચાં ટર્નિપ ઉપર નિર્વાહ કરવો પડેલો; અને જેમને એ પણ મળેલાં નહીં, તેમને બીજું કશું મળેલું નહીં. ડચ સરહદ ઉપરના એક ન્હાના શહેરની પાસે ખુલ્લાં ખેતરોમાં બુધવારની રાતે વીશ બાળકો જન્મ પામેલાં. માતાઓને પથારી નહોતી, છાપરું નહોતું, કે ડાક્તરની કશી મદદ નહોતી. આ પ્રસંગ એવે ઠેકાણે બનેલો કે જ્યાં એક અમેરિકન જોનાર હાજર હતો. બીજે સેંકડો ઠેકાણે એવાજ હૃદયભેદક બનાવો બનેલા, કે જેને નોંધી રાખનાર કોઇ મળેલ નથી.

---

## શહેરમાં આગનો વરસાદ. લશ્કરોનું હઠી જવું.

બુધવાર, તા. ૭ મી ઑક્ટોબરની રાતે, જ્યારે ન્હાસેડુઓ ખુલ્લા મેદાનમાં સૂતા હતા, ત્યારે તેમના શહેર ઉપર તોપનો મારો શરૂ થયો. પહેલો ગોળો દશ વાગ્યે પડ્યો, અને તે શહેરની દક્ષિણમાં એક ઘર પર ઉતર્યો, જેથી એક છોકરો મરી ગયો, અને તેનાં માબહેન જખમી થયાં. એક શેરીમાંથી ઝાડુ કાઢનાર રક્ષણ માટે દોડતાં દીવાનો બન્યો; ત્યાં બીજા ગોળાએ તેનો અંત આણ્યો. એક મિનિટમાં પાંચને હિસાબે આખી રાત ગોળાઓનો વરસાદ જારી રહ્યો. ઘણા ખરા ગોળાઓ એવા પ્રકારના હતા કે જે છાપરાં પર સુસવાટી કરતા, અને શેરીમાં પડીને ધડાકા સાથે ફાટતા. જર્મનોનો ઉદ્દેશ મકાનોનો નાશ કરવાના કરતાં લોકોને મારી નાંખવાનો અને બ્હીકરસવરાનો વધારે હતો. પણ જેઓ તોપના ગોળાઓ પડવાનું જાણવા છતાં ખુશીથી શહેરમાં રોકાયા હતા તેઓ કંઇ બાયલા નહોતા. ખોરાક અને મીણ-બત્તીઓ લઇને તેમણે પોતાનાં ભોંયરાઓમાં આશ્રય લીધેલો, બારણાં સાહડીઓ અને ઓશીકાં-ઓથી અટકાવેલાં, અને શાંત ધૈર્યથી આખી રાત ઉજાગરો કરેલો.

ગુરુવાર, તા. ૮ મી ઑક્ટોબરે સાંઝે બ્રિટિશ નૌકાવિભાગના ઉપરી સેનાપતિ પારિસને લાગ્યું, કે રાતના અંધકારમાં હઠી જવાની અંદરજ સલામતી છે. બેલ્જિયન કમાંડર સેનાપતિ ગાઇઝનો પણ એવોજ અભિપ્રાય થયો. એ આખી રાત બ્રિટિશ અને બેલ્જિયન લશ્કરો જ્યાં ગોળાઓનો વરસાદ વરસતો હતો તે ખાલી શેરીઓમાં થઇને નિકળી જવા માંડ્યાં; અને હોડીઓના પૂલથી શેલ્ટ નદી ઓળંગીને ઑસ્ટેન્ડને રસ્તે પડ્યાં.

(બાકીની હકીકત હવે પછી કોઇ પ્રસંગે આપવામાં આવશે.)

## લડાઈના તાર.

૧૨૫,૦૦૦નું લશ્કર તાબે થયું.

પિત્રગ્રેડ, ૨૮ મી માર્ચ.

પ્રઝેમિસ્લ આગળ તાબે થયેલા લશ્કરની સંખ્યા ૧૨૫,૦૦૦ની જણાવવામાં આવે છે.

ઇટલીમાં લાગણી.

રોમ, ૨૮ મી માર્ચ.

આજે લડાઇની અંદર ઝંપલાવવાના પક્ષમાં એક મોટી "નેશનલ કોંગ્રેસ" અહીં ભરવામાં આવી હતી. જૂદા જૂદા પ્રાંતોમાંથી ડેલીગેટો આવ્યા હતા; અને ગેરીબાલ્ડીની ટુકડીના કેટલાક માણસો દાખલ થતાં તેમને માટે તાળીઓ પડી હતી. કાયદા બાંધનાર મંડળના પણ કેટલાક સભ્યો હાજર હતા. કોંગ્રેસે એવો ઠરાવ મંજૂર કર્યો છે, કે સરકારે પ્રજાની આશા પૂર્ણ કરવી જોઈએ.

રશિયન કાફલાનો બૉસ્ફરસ પર હૂમલો.

પિત્રગ્રેડ, ૨૮ મી માર્ચ.

કાળા સમુદ્રના કાફલાએ ગઈ કાલે બૉસ્ફરસના બહારના કિલ્લાઓ અને બેટરીઓ ઉપર હૂમલો શરૂ કર્યો છે.

ઑસ્ટ્રિયામાં દુર્દશા.

લંડન, ૨૯ મી માર્ચ

બવેરિયનોથી ભરેલી ટ્રેનો કાર્પેથિયન પહાડો તરફ જાય છે; અને જખમીઓને ભરીને પાછી આવે છે. ઇસ્તંબુલથી ઘણા જર્મન અમલદારો પોતાની બાઇડીઓ સાથે આવ્યા છે, અને જર્મની જાય છે. તેઓ જણાવે છે કે તુર્કીમાં સ્થિતિ ઘણી ખરાબ છે. જર્મન બેંકોએ તુર્કીમાંથી નાણાં ખેંચી લીધાં છે. લશ્કરની પાસે દારૂગોળો થોડાજ દિવસનો છે, એમ જાહેર થાય છે. વિયેના અને બ્યુડાપેસ્થમાં નિરાશાની નિશાનીઓ દેખાય છે. ઑસ્ટ્રિયન નાણાંનું મૂલ્ય ઘટી ગયું છે; અને રોટલાની તંગી સારી પેઠે વર્તાય છે.

જર્મની અને રૂમેનિયા.

લંડન, ૩૦ મી માર્ચ.

જર્મનીએ રૂમેનિયામાં થઇને પોતાનું લશ્કર તુર્કી તરફ જવા દેવા માટે રૂમેનિયા પર ઘણું દબાણ કર્યું છે; પણ રૂમેનિયાએ ના પાડી છે.

જર્મન ચાંચિયાઓનું પરાક્રમ.

લંડન, ૨૯ મી માર્ચ.

વેસ્ટ આફ્રિકન મેલ લાઇનર ફલાબા, જેના ઉપર ૧૪૦ ઉતારૂઓ અને ૧૨૦ ખલાસીઓ હતા, તેને એક જર્મન સબમરીને ડુબાવી દીધી છે. ડુબતા રહેલાઓ જણાવે છે કે ડુબતી બોટનાં માણસો પાણીમાં તરફડિયાં મારતા હતા, ત્યારે જર્મન શખસો હસતા હતા!

અમેરિકાનો તિરસ્કાર.

ન્યુયોર્ક, ૩૦ મી માર્ચ.

"ન્યુ યોર્ક હેરલ્ડ" જણાવે છે, કે એક સો કરતાં વધારે નહીં લડનાર માણસોનું દરિયા ઉપર ખૂન કરવામાં આવ્યું છે; અને "ધિ વર્લ્ડ" લખે છે, કે આ કંઇ લડાઇ નથી, પણ ખૂન છે.

પારિસમાં એક જર્મન ગોળો

લંડન, ૧ લી એપ્રિલ.

એક જર્મન ગોળાનું થોડા વખતમાં પારિસમાં પ્રદર્શન કરવામાં આવશે. તે પાંચ ફૂટ ઊંચો અને વજનમાં એક ટન છે.

ઇંગ્લંડમાં મદ્યનિષેધ: રાજાજીનો દાખલો.

લંડન. ૧ લી એપ્રિલ.

શહેનશાહ રાજાજીએ એક પત્રમાં જણાવ્યું છે કે તે પોતે તમામ મદ્યનો ત્યાગ કરવાને અને પોતાના શહેનશાહી કુટુંબમાં તેની મના કરવાને તત્પર છે; કે જેથી કરીને ગરીબ અને તવંગર વચ્ચે ભેદ રહે નહીં.

વિહ્યેના અને બીજાં અસ્ટ્રિયન શહેરોમાં હુલ્લડો.

રોમ, ૨ જી એપ્રિલ.

અસ્ટ્રિયાનાં ઘણાં શહેરોમાં હુલ્લડો થયાં છે. વિહ્યેનામાં તો લોકોનાં ટોળાંએ વિગ્રહ ખાતાની ઓફિસની બારીઓ ભાંગવા યત્ન કરેલો; અને એવા પોકાર કરેલા કે, "લશ્કર જાઓ જહન્નમમાં!" "સેનાપતિઓ જાઓ જહન્નમમાં," "અમને રોટલા આપો," વગેરે.

નિવેદન.

આજના અંકની સાથે અમે આગલા યુરોપીયન વિગ્રહના પ્રશ્નનો નકશો અમારા વાંચનારાઓને ભેટ દાખલ દીધો.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૩ મી એપ્રિલ, ૧૯૧૫. [અંક ૨૦.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૩ મી એપ્રિલ ૧૯૧૫.

## જર્મનીએ દરિયામાં નાંખેલી વિનાશક સુરંગો.

વિગ્રહની શરૂઆતમાં જર્મનીએ બેલ્જિયમ ઉપર જે જબ્બર ધસારો કર્યો, અને રણક્ષેત્ર ઉપર નિર્દયતા પ્રગટ કરી, તેથી આખી સુધરેલી દુનિયાને તિરસ્કાર થયો. જે દેશની તટસ્થતાને માન આપવાના જર્મનીએ પોતે સોગનખાધા હતા, તેમાં થઇને તેઓએ એવી લૂટફાટ ચલાવી, અને જિંદગી તથા માલમત્તાનો એવો વ્યર્થ વિનાશ કર્યો, કે જે જ્યાં સુધી ઇતિહાસ રહેશે ત્યાં સુધી તેમની વિરુદ્ધ હમેશાંને માટે નોંધાઇ રહેશે.

પણ ઝમીન ઉપરની લડાઇમાં બતાવેલી દુષ્ટતાના કરતાં પણ દરિયા પરની લડાઇમાં દાખવેલી દુષ્ટતા ઘણી ચઢી જાય છે. ઉત્તર સમુદ્રનાં ખુલ્લાં પાણીઓમાં સેંકડો સળગાવી મૂકે તેવી સુરંગો છોડી દેવાની નીતિને તમે કેવી કહેશો? એ પણ વિગ્રહના વખતમાં નહીં, પણ સુલેહના વખતમાં! આ એકજ દુષ્કૃત્ય જર્મનીને સંસ્કૃત દુનિયામાંથી બહિષ્કૃત કરવાંને પુરતું છે.

દરિયાઇ સુરંગ એક કે બીજા રૂપમાં ઘણા વખતથી જણાયેલી છે. ઇ. સ. ૧૫૮૫માં જ્યારે સ્પેનિયાર્ડોએ આંટવર્પને ઘેરો ઘાલ્યો હતો, ત્યારે બચાવ કરનારાઓએ થોડાં એવાં વહાણ બનાવેલાં કે જેમાં દારૂ ભરેલો, અને જે ઘડિયાળના જેવા અમુક યંત્રકામથી અમુક વખત પછી પોતાની મેળે સળગી ઉઠે અને ફાટે. આ વહાણો તેમણે દુશ્મનનાં વહાણો તરફ તરતાં મૂકી દીધેલાં; અને સ્પેનિયાર્ડોને ઘણું નુકશાન થયેલું. અઢારમી સદીની આખરમાં સુરંગ તરફ સાયન્સે વિશેષ ધ્યાન આપવા માંડ્યું; અને અમેરિકન સ્વતંત્રતાના વિગ્રહમાં બુશનેલ નામે એક પ્રખ્યાત અમેરિકન શોધકે દરિયામાં વહી જતી સંહારક સુરંગોથી બ્રિટિશ વહાણોને અત્રે નુકશાન પણ કરેલું.

તે પાછીના વખતમાં સુરંગ કુદરતી રીતે વધારે ભયંકર હથિયાર થઇ પડેલ છે. ક્રિમિયન વિગ્રહમાં રુશિયનોએ તે પોતાનાં બંદરો બચાવવાને વાપરેલ પણ બહુ સફળ થયેલ નહીં: પણ

અમેરિકાના આંતર વિગ્રહમાં કેટલાંક વહાણો સુરંગોથી ડુબાયેલાં. ફ્રાંકો-પ્રશિયન વિગ્રહમાં જર્મનીએ પોતાનાં બંદરોના બચાવ માટે તેનો પુષ્કળ ઉપયોગ કરેલો, અને ત્યારે તે સફળ પણ થયેલો; કારણકે જોકે ફ્રેંચ નૌકા જર્મનથી અતિશય ચઢિયાતી હતી, તોપણ જર્મન કિનારા પર કશું કરવાની તેની હિંમત ચાલેલી નહીં.

ગ્રેટ બ્રિટનને સુરંગ કદાપિ પસંદ પડેલ નથી. એ પટ્ટાની નીચે ઝાટકો હોવાથી અને તેમાં જે વહાણ પર ચડાઇ થાય તેને પોતાના બચાવ માટે લડવાનો પ્રસંગ ન મળતો હોવાથી બ્રિટિશ લાગણીને રુચેલ નથી. છતાં બંદરના બચાવ માટે સંહારક સુરંગોનો ઉપયોગ હમેશાં વાજબી ગણાયેલ છે; અને ઇ. સ. ૧૯૦૪ સુધી બ્રિટિશ નૌકાસેનાનાં અને વેપારી ઉપયોગનાં બધાં મહત્વનાં બંદરોની "અવલોકન સુરંગો" થી રક્ષા થતી હતી. એ હથિયાર બે જાતનાં થાય છે, જેમાંની પહેલી જાત કિનારા ઉપર અવલોકન કરનાર હોય તેજ ફોડી શકે છે. બંદરમાં પેસવાના માર્ગમાં સુરંગો તળિયા સાથે લંગરીને પડી હોય છે, અને ચાલતાં વહાણોને લાગવાથી તે સળગી ઉઠતી નથી. અવલોકન કરનાર પાસે સુરંગો કયે કયે ઠેકાણે છે એ બતાવનારો નકશો હોય છે; અને બંદરમાં દાખલ થતા દરેક વહાણની હીલચાલનું તે બરાબર અવલોકન કરી શકે છે. જો દાખલ થનાર વહાણ નાશ કરવા જેવું હોય છે. તો તેને માત્ર એક બટન દાબવું પડે છે, કે જેથી અમુક સુરંગ ફાટે છે, અને તેના ઉપર થઇને જે વહાણ પસાર થતું હોય તેનો નાશ થાય છે. બીજી જાતની સુરંગો કાંઠે રહેલો અવલોકન કરનાર ફોડતો નથી; પણ કાંઠે રહેલી "બેટરી" સાથે તેમનો સંબંધ હોય છે; અને વીજળીનો પ્રવાહ ચાલતો હોય, ત્યારે કોઇ પણ વહાણની સાથે અથડાતાં તે ફાટે છે, અને વહાણને સળગાવી મૂકે છે. સાધારણ રીતે આ જાતની સુરંગોમાં સળગી ઉઠે તેવા પદાર્થોનું વજન માત્ર સુમારે ૮૦ શેર હોય છે; પણ પહેલી જાતની સુરંગોમાં તે ૫૦૦ થી ૧,૫૦૦ શેર સુધી હોઇ શકે છે. બન્ને જાતમાં લંગર તળિયે રહે છે; અને સુરંગ એક દોરડાને છેડે પાણીથી નવેક ફુટ નીચે તર્યા કરે છે.

---

## હકુમતનાં પાણીમાં સુરંગો.

પોતાની હકુમતનાં પાણીમાં અર્થાત્ બંદરોનાં બારાંમાં અને કિનારાથી ત્રણ માઇલ સુધી સુરંગો નાંખવાનો દરેક પ્રજાને હક છે, એમ હમેશાં મનાતું આવ્યું છે, કારણકે એવા દાખલા-ઓમાં ઉદ્દેશ માત્ર પોતાના બચાવનો હોય છે. પણ ઇ. સ. ૧૯૦૪-૫ માં સળગેલા રુશિયા અને જાપાન વચ્ચેના વિગ્રહમાં એક જૂદી જાતની સુરંગનો અને નવા પ્રકારની દરિયાઇ લડાઇનો ઉપયોગ થયેલો. રુશિયનો એવી સુરંગો વાપરતા, કે જે થોડા વખત પછી બિલકુલ અંકુશમાં

રહેતી નહોતી. પૉર્ટ આર્થર ઉપર જાપાની નૌકાનો હુમલો જે માર્ગે થશે એમ ધારવામાં આવતું હતું, તે માર્ગનાં ખુલ્લાં પાણીઓમાં રુશિયનોએ એવી સુરંગો પાથરી હતી. જાપાનીઓએ પણ એવી સુરંગો નાંખેલી, પણ તે ખુલ્લા સમુદ્રમાં નહીં.

ઇ. સ. ૧૯૦૪ના ફેબ્રુઆરીની ૭ મી તારીખે રાતે, જ્યારે જાપાનીઓએ પૉર્ટ આર્થરમાં રહેલાં વહાણો ઉપર "ટૉર્પીડો" થી હુમલો કરેલો, તે પછી ભવિષ્યમાં એવા હુમલા અટકાવવાને રુશિયનોએ બંદરમાં પેસવાનાં બારાંની આસપાસ એવી સુરંગો વેરવાને "યેનેસી" નામે એક ખાસ એ કામ માટે તૈયાર કરેલી આગબોટ વાપરી હતી. એક એક સળગી ઉઠે તેવા લગભગ પંદર મણ પદાર્થોથી ભરેલી ત્રણસો સુરંગો એ પ્રમાણે મૂકવામાં આવેલી. પણ જ્યારે ત્રણસો અને એકમી સુરંગ બાજુએથી નાંખવામાં આવી, ત્યારે આગળ નાંખેલી એક તેના લંગરથી છૂટી થઇને પાણીની સપાટી પર તરી આવી. "યેનેસી" તેનાથી દૂર રહેવાને આગળ ચાલી, ત્યાં એક બીજી સુરંગ સાથે અથડાઇ. તરત એક ભયંકર ધડાકો થયો; અને થોડા વખતમાં લગભગ બધા ખલાસીઓ સાથે "યેનેસી" નો નાશ થયો.

એક મહિના પછી જાપાને એક કાફલો પૉર્ટ આર્થરની પડોશમાં રુશિયન પાણીઓની અંદર સુરંગો નાંખવાને મોકલ્યો; અને જ્યારે કામ બરાબર થઇ રહ્યું ત્યારે એ કાફલો ચાલ્યો ગયો, અને બીજાં વહાણો રુશિયન કાફલાને બંદરની બહાર લલચાવવાને પાછળ રહ્યાં. લુચ્ચાઇ પૂરેપૂરી સફળ નિવડી. ત્રણ લડાયક વહાણો અને ચાર ક્રૂઝરો ઝડપથી બહાર આવ્યાં, અને જાપાની વહાણોની પાછળ પડ્યાં. રુશિયન કાફલાનો ઉપરી ઍડમિરલ મેકેરૉફ "પિટ્રૉપવલૉવ્સ્ક" નામની આગબોટ પર પોતાનો વાવટો ઉડાવતો હતો. તમામ રુશિયન નૌકાધિકારીઓમાં તે સર્વથી સમર્થ અમલદાર ગણાતો હતો; એટલે જ્યારે તેણે જોયું કે જાપાની વહાણો તેને વધારે દળની સામે દૂર લઇ જવા માગે છે, ત્યારે તે તેમને થોડે દૂર તગડયા પછી પોતાના બંદર તરફ પાછો ફર્યો.

રુશિયન કાફલો પૉર્ટ આર્થરની નજદીક આવી પહોંચ્યો, કે વાવટાવાળી આગબોટની જમણી બાજુએ પાણીનો એક રાક્ષસી થાંભલો હવામાં ઊંચો ચડ્યો; અને ભયંકર ધડાકો થયો. એ ધડાકો હજી તો કાનમાં કંપી રહ્યો છે, ત્યાં બીજી બાજુએ બીજો થાંભલો ઉછળ્યો. "પિટ્રૉપવલૉવ્સ્ક" એક વાળાથી જોડાયેલી બે સુરંગો વચ્ચે પકડાઈ; અને બે મિનિટમાં એક અગિયાર હજાર ટનની આગબોટ દરિયાને તળિયે બેઠી, અને તેની સાથે તમામ રુશિયન નૌકાસેનામાં જે અમલદાર સર્વોપરિ હતો તે, તથા અમલદારો અને ખલાસીઓ મળીને બીજા આઠસો માણસો નાશ પામ્યા. માત્ર ચાળીસેક બચેલા.

એ વિગ્રહમાં બીજાં પણ ઘણાં વહાણો જળબીનર (= સબમરીન) સુરંગોને લીધે નાશ પામેલાં.

FIELD MARSHAL EARL KITCHNER.

BRITAIN'S WAR MINISTER



ફીલ્ડ માર્શલ અર્લ કિચનર,
બ્રિટનના વિગ્રહ ખાતાના પ્રધાન

અનુભવ પરથી એટલું સ્પષ્ટ જણાયું, કે નૌકાની દૃષ્ટિએ જે સત્તા છેક ઓછા મહત્ત્વની હોય તે સુરંગના સાધનથી પોતાની એક પણ વસ્તુ ગુમાવ્યા વગર દુશ્મનના ચડિયાતા બળને હંફાવી શકે છે.

રૂશિયા અને જાપાન વચ્ચેના વિગ્રહમાં જાપાને ખુલ્લા દરિયામાં સુરંગો નાંખ્યાનો કશો પુરાવો નથી; પણ રૂશિયન નૌકાસેનાએ એ કામ કરેલું એમ ધારવામાં આવે છે. સુરંગોને લંગરની સાથે જોડનારાં દોરડાં પવન, અને તોફાન, અને પ્રવાહ, અને ભરતી ઓટ વગેરેનાં કારણથી ધીમેધીમે ઘસાઇ ગયેલાં; અને તે તરતા જ્વાલામુખીઓ ગમે ત્યાં જઇ ચડેલા. ઘણાં નિર્દોષ વ્યાપારી વહાણો એમને અથડાવાથી નાશ પામેલાં; અને સલાહ થયા પછી ઘણાં વરસો સુધી ચીનના કિનારા પર વેપાર કરનાર વહાણોની એ સુરંગોએ ખુવારી કરેલી.

આ અનુભવ પછી ઘણીખરી સુધરેલી પ્રજાઓને એ પ્રકારની જળભીતર સુરંગો કોઇ પણ રૂપમાં વાપરવા સામે તિરસ્કાર થયેલો. પોતાની હકુમતનાં પાણીમાં પોતાનાં બંદરોના બચાવ માટે સુરંગો નાંખવાનો હક તો સૌએ સ્વીકારેલો; અને એજ સાથે હકુમતના ત્રણ માઇલની હદમાં દુશ્મનનો પણ સુરંગ નાંખવાનો હક કબૂલ કરવામાં આવેલો.

વાતો એ પ્રમાણે છતાં બધાં રાજ્યોએ ૧૯૦૪-૫ પછી જળભીતર સુરંગની લડાઇના હથિયાર તરીકે વધારે ખીલવણી શરૂ કરેલી. ૧૯૦૫ માં જર્મનીએ ખાસ ખુલ્લા દરિયામાં સુરંગો નાંખવાના કામ માટે બે આગબોટો તૈયાર કરેલી. એ આગબોટોનાં નામ "આલ્બેટ્રૉસ" અને "નૉટિલસ" કરીને હતાં; અને બંનેમાં ચારસો સુરંગો રહી શકે એવી યોજના હતી, જર્મની પછી બધાં રાજ્યોએ, એ લડાઇની ખરાબ રીત છે એમ કબૂલ કરવા છતાં, તેનો ઉપયોગ કરવાની તૈયારી કરવા માંડી.

છતાં બ્રિટિશ સરકારે તેનો ઉપયોગ બિલકુલ બંધ કરાવવાને યત્ન કરેલો છે. ઇ. સ. ૧૯૦૭ માં હેગ ખાતે ભરાયેલી શાંતિસમિતિમાં બ્રિટનના પ્રતિનિધિ સર એડવર્ડ ફ્રાઇને આપેલી સૂચનાઓમાં નીચે પ્રમાણે લખેલું છેઃ—

"15. His Majesty's Government would view with satisfaction the abandonment of the *employment of automatic mines in naval warfare altogether*. Failing the acceptance of such total prohibition, they earnestly hope that the employment of these engines of war will only be sanctioned under the strictest limitations."

અર્થઃ—"૧૫. દરિયાઇ લડાઇમાં પોતાની મેળે ફુટતી સુરંગોનો ઉપયોગ જો બિલકુલ બંધ કરવામાં આવશે, તો નામદાર રાજાજીની સરકારને સંતોષ થશે. પણ એ પ્રમાણે બિલકુલ

બધીનો જો સ્વીકાર ન થાય, તો તેઓ આગ્રહથી આશા રાખે છે, કે સખતમાં સખત અંકુશોની સાથેજ એ હથિયારો વપરાય, એવો કંઇક પ્રબંધ કરવામાં આવશે.”

જર્મન પ્રતિનિધિને એથી જુદી જાતની સૂચના મળેલ હશે, એટલે તે સુરંગના ઉપયોગ પર અંકુશ મૂકવાની સામે થયેલો. જર્મનીને એ બાબતમાં છૂટ જોઇતી હતી, અને તે તેને મળેલી.

સુરંગોનો બહુ ઉપયોગ થયા પછી તેમને દૂર કરવાને પણ “સુરંગ-માર્જક” વહાણોની યોજના કરવામાં આવી છે.



## લડાઇના તાર.

### વર્તમાન સ્થિતિ.

ફ્રેંચ સરકારે પહેલીજ વાર મૌન છોડ્યું છે; અને વર્તમાન સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું છે. જર્મન સેનાને પશ્ચિમમાં પાછું ઘેલી જવું પડ્યું છે, એટલે થોડા વખતમાં તેને હઠવું પડશે એ નિસ્સંશય છે. રુશિયાનો વિજય ત્વરાથી ચાલશે, તો એ પરિણામ ત્વરાથી આવશે. જ્યારે બધાં સાધનો બરાબર તૈયાર થશે, અને પાકકાલ આવશે, ત્યારેજ ફ્રાન્સ ખરો ઘા કરશે. હાલ બ્રિટન પાસે લગભગ ૨૫ લાખનું લશ્કર તૈયાર છે. ફ્રાન્સનાં ૨૫ લાખ કરતાં વધારે માણસો મોખરે છે; અને ૧૨ લાખ કરતાં વધારે “રીઝર્વ” માં છે. સર્બિયન અને બેલ્જિયન લશ્કરો પણ તાજાં થયેલાં છે. રુશિયાએ પ્રચંડ બળ અને દળ બહાર લાવવાનું શરૂ કર્યું છે. વાપરી શકાય તેવા માણસોમાંથી રુશિયાએ હજી માત્ર પાંચ ટકા વાપરેલ છે. જર્મનોની ખુવારી એટલી બધી થઇ છે કે થોડા મહિના કરતાં વધારે મુદત તે લડાઇ લંબાવી શકનાર નથી. નવ ચાપેલની ફત્તેહથી બ્રિટિશોએ સિદ્ધ કર્યું છે કે જર્મન લાઇન ભેદી શકાય તેવી છે. પૂર્વ તરફ રુશિયનોએ જર્મનોને હઠાવવા માંડ્યા છે. શેમ્પેન ઉપરના ફ્રેંચ હુમલાની ફત્તેહથી સાબિત થયું છે કે દુશ્મનો પાસે “રીઝર્વ” કોઇ મધ્ય સ્થાનમાં નથી. હજી યુરપના એ ભાગોની હવા ઝડપથી લડી શકાય તેવી થઇ નથી. ઉત્તર ફ્રાન્સમાં થોડાજ વખત પર એક બરફનું તોફાન થયું હતું. ગેલીશિયામાં રુશિયનો પણ કમ્મરપૂર બરફમાં રહીને લડતા જણાવવામાં આવે છે. તોપોની બાબતમાં મિત્ર રાજ્યો હવે જર્મની કરતાં વધારે બળવાન છે. ઑસ્ટ્રિયાની પુષ્કળ ખુવારી થયેલી છે, અને હજી થતી જાય છે. ઑસ્ટ્રિયા થોડા વખતમાં લડવાને અશક્ત થઇ પડે એવાં ચિહ્નો દેખાય છે. તેમ થશે એટલે જર્મનીની હાર થવાને બહુ વાર લાગવાની નથી. એમ ધારવામાં આવે છે, કે જર્મની પાસે હાલ સુમારે ૩૨ લાખનું લશ્કર લડાઇમાં રોકાયેલું છે; અને ૨૦ લાખને સુમારે

"રીઝર્વ"માં છે, તે ઘણે ભાગે કેળવાયેલ નથી. આ બધી બાબતોનું સમગ્ર અવલોકન કરનાર સુજ્ઞ વાંચનાર જોઇ શકશે કે દુશ્મનની હાર અને આપણા પક્ષનો વિજય વિધાતાના લેખમાં લખાયેલ છે.

**ઉત્તર શેમ્પેનમાં ફ્રેંચ ધસારો.**

લંડન, ૨ ૭ એપ્રિલ.

ફ્રેંચ સેનાની સાથે રહેલો બ્રિટિશ અવલોકનકાર જણાવે છે કે જર્મનોની લાઇન તોડી શકાય તેવી છે. વીશ દિવસની લડાઇમાં ફ્રેંચોએ જે ખાઇઓ જીતી, તેમાંથી ૧૧,૦૦૦ જર્મનોનાં મુડદાં નિકળ્યાં છે.

**હૉલંડ સાથેનો જર્મન વ્યવહાર બંધ.**

લંડન, ૨ ૭ એપ્રિલ.

રૉટરડામથી "ડેલી ન્યુસ" ને ખબર મળી છે, કે હૉલંડ અને જર્મની વચ્ચે માલની આવજા લગભગ બંધ પડી છે. કોલસો જતો અટકવાથી જર્મન કારખાનાંઓમાં મુશ્કેલી વર્તાય છે.

**નીમેન ઉપર જર્મનોની હાર.**

પિટ્રોગ્રેડ, ૧ લી એપ્રિલ.

નીમેનની પશ્ચિમે કૃષ્ણુના પ્રદેશમાં રુશિયનોએ જર્મનોને હરાવ્યા છે, અને તેમની પૂઠ પકડી છે.

**બિસ્માર્કની શતસંવત્સરી.**

આમ્સ્ટર્ડામ, ૨ ૭ એપ્રિલ.

બર્લિનમાં બિસ્માર્કની શતસંવત્સરી ઘણી ધામધુમથી ઉજવવામાં આવેલ છે. ચોતરફ ધ્વજ-પતાકા ઉડતી હતી; અને બિસ્માર્કના પૂતળાની આસપાસ કેટલીક ક્રિયાઓ થઇ હતી. યુવ-રાજનો વડો દીકરો કેસરના પ્રતિનિધિ તરીકે હાજર હતો.

**મદ્યનિષેધ.**

લંડન, ૨ ૭ એપ્રિલ.

રાજાજીને પગલે ચાલીને લૉર્ડ બ્રાસી, લૉર્ડ કાઉડ્રે અને લૉર્ડ સિડનહામે મદ્ય ન પીવાનો નિશ્ચય કરેલો જાહેર થાય છે. (હિંદમાં પણ એવા દાખલા બેસાડવાની ઘણી જરૂર છે.)

અસ્ત્રિયન લશ્કરમાં અવ્યવસ્થા.

પિતૃગ્રેડ, ૪ થી એપ્રિલ.

કાર્પેથિયન પહાડોમાં રૂશિયનો આગળ ધસતા જાય છે. અસ્ત્રિયન લશ્કરમાં પુષ્કળ અવ્યવસ્થા હોવાનું જાહેર થાય છે.

રાજાજીનો મદ્યનિષેધ.

લંડન, ૫ મી એપ્રિલ.

રાજાજીએ ફરમાવ્યું છે, કે આવતી કાલથી તેમના કોઇ પણ મકાનમાં કોઇ પણ પ્રકારની મદિરાનો ઉપયોગ કરવો નહીં.

એક પખવાડિયામાં ૩૩,૫૦૦ કેદીઓ.

પિતૃગ્રેડ, ૭ મી એપ્રિલ.

૨૦ મી માર્ચ અને ૩ જી એપ્રિલ વચ્ચે કાર્પેથિયન પહાડોમાં રૂશિયનોએ ૩૮૯ અમલદારો, ૩૩,૧૫૫ સિપાઇઓ, ૧૭ તોપો અને ૧૦૧ યાંત્રિક બંદુકો પકડેલ છે.

રૂશિયન સંહારક સુરંગોની સફળતા.

પિતૃગ્રેડ, ૭ મી એપ્રિલ.

બૉસ્ફરસમાં રૂશિયનોએ નાંખેલી સુરંગો સફળ નીવડી છે. ઘણી તુર્કી બોટો ડુબી ગઇ છે; અને ઘણીને નુકસાન થયું છે.

પ્રઝેમિસલના કિલ્લામાંથી મળેલી માલમત્તા.

પિતૃગ્રેડ, ૭ મી એપ્રિલ.

કિલ્લામાંથી મળેલી માલમત્તાની યાદી હજી પૂરી થઇ નથી. ૯૦૦ ઉપરાંત બંદુકો અને પુષ્કળ દારૂગોળો હાથ આવેલ છે. અસ્ત્રિયનોએ ઘણી બંદુકો અને રાઇફલો સૅમ નદીમાં નાંખી દીધેલી, તે મળતી જાય છે.

ભાવનગર લાન્સરોની બહાદુરી.

ઇજિપ્તથી ખબર આવી છે, કે રામસિંહ અને મદારસિંહ નામના ભાવનગર લાન્સર્સના બે સવારોએ લડાઇમાં સારી બહાદુરી બતાવી છે; અને તેમને લાન્સ દફેદાર બનાવવામાં આવેલ છે.

## નિવેદન.

આજના અંકની સાથે અમે બ્રિટનના વિગ્રહ ખાતાના પ્રધાન અર્લ કિચનરનો ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૦ મી એપ્રિલ, ૧૯૧૫. [અંક ૨૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૦મી એપ્રિલ ૧૯૧૫.

## સજ્જ થતાં તટસ્થ રાજ્યોની વિગ્રહના સંબંધમાં સ્થિતિ.

સપ્ટેંબર અર્ધો વીત્યો, એટલામાં મિત્ર રાજ્યોએ વિગ્રહની બન્ને રંગભૂમિઓમાં જે વિજયો મેળવ્યા, તેથી દુનિયાનાં ઘણાં તટસ્થ રાજ્યોની સ્થિતિ ઉપર અસર થવી શરૂ થઇ. આમાંનાં કેટલાંક કાંતો તેવા વલણથી અથવા નિઃસ્વાર્થતાથી તટસ્થ હતાં. બીજાંઓ લડનાર પ્રજાઓમાંથી એક પણ પક્ષની સાથે જોડાવાથી જે પરિણામ આવે તેની ધાસ્તીથી તટસ્થ હતાં. કેટલાંક ઝંપલાવવાના નિશ્ચયવાળાં હતાં; પણ ક્યારે ઝંપલાવવું એ નક્કી કરી શક્યાં નહોતાં.

તુર્કીને ટયૂટનોએ પોતાના પક્ષમાં લઇ લીધું હતું; અને બધા મુસલમાનોની લાગણી પોતાના પક્ષ તરફ આકર્ષવાના પ્રપંચો ચાલતા હતા. તુર્કી શહેનશાહતમાં જે પક્ષે "સંપ અને પ્રગતિ"ના પક્ષનું નામ ધારણ કર્યું હતું, તે ધીમે ધીમે ઉતરી જઇને લશ્કરી પ્રપંચીઓની ટોળકી જેવો બની ગયો હતો; અને પેલો ખૂની બદમાશ અન્વર તેનો અગ્રણી હતો. તેની આસપાસ યાહૂદીઓ અને જર્મનો વીંટાઇ વળ્યા હતા; અને તેમણે ખુશામદ અને પૈસાના કુશળ ઉપયોગથી તેને કૈસર વિલ્હેલ્મના તાબેદાર જેવો બનાવી દીધો હતો.

અન્વરની એક મુખ્ય ધારણા લડાઇમાં બલ્ગેરિયનોની સાથે ભાઇબંધી મેળવવાની હતી, કે જેમને હાથે તેણે વલ્કન વિગ્રહમાં હાર ખાધી હતી, તથા એમના કરતાં પણ વધારે પ્રબળ રૂમેનિયનોને તટસ્થ રાખવાની, કે જેથી બલ્ગેરિયા સર્વિયા ઉપર બાજુએથી હુમલો કરી શકે, અને તુર્કી ગ્રીકોને હરાવીને નષ્ટ કરવા માટે પોતાનું યુરોપીય લશ્કર વાપરી શકે.

બીજા વલ્કન વિગ્રહમાં સર્વિયા, ગ્રીસ, અને રૂમેનિયાને હાથે બલ્ગેરિયાએ હાર ખાધી હતી, અને મુલક ખોયો હતો, તેથી તે ચીડાયેલ અને કંઇ અંશે વેરના ઝનૂનથી ભરેલું હતું. પણ તેના રાજ્યકર્તા ઝાર ફર્દિનંદનો નિશ્ચય હતો કે ફરી બીજી ગંભીર ભૂલ ન કરવી. તુર્કી સામેના ફત્તેહમંદ વિગ્રહ પછી લૂટના ભાગ પાડવામાં જો તેણે ન્યાયથી કામ કર્યું હોત, તો

૧૯૧૪માં કદાચ મોટો વિગ્રહ થાતજ નહીં. કારણકે તેના વફકન ભાંઇબંધોનો પ્રત્યક્ષ, અને રુશિયા, ફ્રાન્સ અને બ્રિટનનો પરોક્ષ આધાર હોત, તો સર્બિયા ઉપર ચડાઇ કરવાની ઓસ્ટ્રિયા અને હંગિરિ પ્રવૃત્તિ કરત નહીં.

વિગ્રહના પહેલા મહિનામાં બલ્ગેરિયાના ત્સાર અને તેના પ્રધાનોએ ટ્યૂટનો તરફ ઠીક લાગણી બતાવેલી. સપ્ટેંબરની મધ્યના અરસામાં તેમણે સંકડામણમાં આવેલા પણ ફત્તેહમંદ સર્બિયનોને રુશિયા તરફથી દારૂગોળો મળતો અટકાવેલો પણ સપ્ટેંબરની આખર સુધીમાં તેમની લાગણી બદલાઇ. કારણકે ઓસ્ટ્રિયા-હંગિરિનાં પહેલી લાઇનનાં લશ્કરો ઉપર રુશિયન સેનાપતિઓએ જે અસાધારણ અને પ્રચંડ વિજયો મેળવ્યા, તેથી રુશિયા પોતાને શું કરશે તેની બલ્ગેરિયન સરકારને ચિંતા થવા લાગી બલ્ગેરિયન ખેડુતો હજી પણ રુશિયન ત્સારને પોતાની જાતના રક્ષક તરીકે ગણતા હતા. તેમના જર્મન રાજ્યકર્તા ફર્દિનંદે ઓસ્ટ્રિયા અને જર્મનીની વાતો સાંભળીને તેમને વિમાર્ગે દોર્યા હતા. જો તેણે પોતાના સ્લાવ ભાઇઓના પક્ષમાંથી તેમને ટ્યૂટનની છાવણીમાં લઇ જવા યત્ન કર્યો હોત, તો કદાચ પ્રજામાં વિપ્લવ થાત. એટલે આ બધી સ્થિતિમાં બલ્ગેરિયન સરકારે તટસ્થ રહેવામાં ડહાપણ જોયું.

તેમના જૂના સામાવાળા રૂમેનિયનોએ તેમ કરેલું નહીં. રૂમેનિયાના ખુશમિજાજ અને જુસ્સાદાર લોકોએ મિત્ર રાજ્યો તરફ પોતાની લાગણી બતાવવાને ફ્રેંચ અને રુશિયન ફત્તેહોની રાહ જોયેલી નહીં. ટ્રાન્સિલવેનિયાના હંગેરિયન પ્રાંતમાં ૪૦ લાખ રૂમેનિયનો હંગેરિયન અમીરોના તાબામાં હતા. લગભગ પચાસ વરસથી એ રૂમેનિયનોને કચરી નાંખવાને હંગેરિયનો કાવાદાવા કરી રહ્યા હતા; પણ રૂમેનિયનોએ કોઇક દિવસ સ્વતંત્ર થવાની આશામાં પાંચ લાખ માણસોની એક પ્રબળ સેના તૈયાર કરી હતી.

હવે જ્યારે સ્વતંત્રતાના વિગ્રહનો દિવસ આવ્યો, ત્યારે દરેક રૂમેનિયન સિપાઇ જંગમાં જવાને ઉત્સુક થઇ રહ્યો. પણ કમનસીબે, રૂમેનિયાનો રાજ્યકર્તા હોહેનઝોલર્ન કુટુંબનો એક શાહજાદો હતો. રાજા કેરલે પોતે ડાહ્યો અને સમર્થ માણસ છે, એમ બતાવી આપ્યું હતું. રૂમેનિયન લોકો પર તેનો ઘણો ઉપકાર હતો, અને તેથી તેઓ વિષમ સ્થિતિમાં મૂકાયલા હતા. કારણકે પોતાના કુટુંબના શહેનશાહી વડા સામે લડવાની રાજાની ઇચ્છા નહોતી. એમ કહેવાતું હતું કે વિગ્રહમાં ભાગ ન લેવાનું તેણે જર્મન શહેનશાહને વચન આપ્યું હતું.

સપ્ટેંબરના પાછલા ભાગમાં એમ દેખાતું હતું, કે લોકોની ઇચ્છા અને કૌટુંબિક વફાદારી વચ્ચેના વિરોધથી કદાચ રાજ્યમાં વિપ્લવ થશે. ભવ્ય દૃઢતાથી રાજા કેરલ પોતાની રૈયતની ઇચ્છા સામે અડગ રહ્યો; પણ તેમ કરવામાં હૃદયને જે આઘાત ખમવો પડ્યો, તેથી તેની

તબિયત બગડી, અને સપ્ટેંબરની આખરમાં તે મરણ પામ્યો. મરણ પામીને તેણે રૂમેનિયન લોકોની છેલ્લી અને સૌથી મોટી સેવા બજાવી. કારણકે તેના શબને જોતાં લડાઇમાં જોડાવાનો લોકોનો જુસ્સો શાંત થઇ ગયો. રૂમેનિયાએ ઇટલી સાથે સમજુત કરી. ઇટલી અને રૂમેનિયા બન્નેમાં લોકોની ઇચ્છાઓ સમાન હતી. ઇટલીના મુલકના બે મહત્ત્વના પ્રદેશ ઓસ્ટ્રિયાએ પોતાને કબજે રાખ્યા હતા. જેવો રૂમેનિયનોને રશિયાનો અવિશ્વાસ હતો, તેવો ઇટાલિયનોને ફ્રેંચનો હતો. ફ્રેંચોએ જ્યારથી ટ્યૂનિસનો કબજો લીધેલો, ત્યારથી કેટલાક ઇટાલિયન રાજ્યપુરુષોને લાગ્યા કરતું હતું, કે ભૂમધ્ય સમુદ્રના ધણીપણા માટે બે આગેવાન લાટિન પ્રજાઓને કોઇક દિવસ લડાઇ કરવી પડશે. છેક ઇ. સ. ૧૯૧૨ સુધી ત્રિપોલીના ઇટાલિયન ધસારા દરમિયાન બનેલા કેટલાક ન્હાના બનાવોને લીધે ઇટાલિયનોને એવું લાગ્યું હતું, કે પ્રેસિડન્ટ પ્વાંકાર ઇટાલિયન બાનુને પરણેલો હોવા છતાં ઇટલીની સત્તાના વધારાની વિરુદ્ધ છે. જૂના વખતથી પેલા સર્પસ્વરૂપ બિસ્માર્કે ઇટલી અને ફ્રાન્સ વચ્ચે વિરોધ રહે તેવા પ્રપંચો કર્યા હતા, અને તે માત્ર ફ્રાન્સને એકલું પાડી દેવા માટે.

બ્રિટનના સંબંધમાં ઇટલીની સ્થિતિ વધારે સ્પષ્ટ પણ મુશ્કેલી ભરેલી હતી. ટયૂટનોની સામે મહા વિગ્રહમાં બ્રિટન જોડાયું, તેનેજ લીધે ઇટાલિયનોએ તટસ્થતા રાખવાનો ઠરાવ કર્યો.

વિગ્રહમાં ગ્રીસની સ્થિતિ કંઇક વધારે સ્પષ્ટતાથી સમજાવી શકાય તેવી રહી છે. ઘણાંખરાં બલ્કન રાજ્યોની માફક તે પણ તુર્કી સાથેના અને પાછળથી બલ્ગેરિયા સાથેના વિરોધથી ખજાનામાં અને લડાઇનાં સાહિત્યોમાં ઘસાઇ ગયું હતું. તેની પાસેથી ઇજીયન ટાપુઓ પાછા પડાવવાને માટે ઘણા તુર્કો તેની સાથે બીજી વાર લડાઇ કરવાને ઉત્સુક હતા. બન્ને રાજ્યો પોતપોતાનું નૌકાબળ વધારવાને મહેનત કરી રહ્યાં હતાં. તુર્કીએ ઇંગ્લંડમાં બે લડાયક વહાણો બનાવવા માટે તજવીજ કરી હતી; અને ગ્રીસે યુનાઇટેડ સ્ટેટ્સ પાસેથી બે ખરીદ કર્યાં હતાં. ઇંગ્લંડે વિગ્રહની શરૂઆતમાં તુર્કી માટે તૈયાર થતાં વહાણો જપ્ત કર્યાં, તેનું એક પરિણામ એ આવ્યું, કે તુર્કીને ગ્રીસ સાથે લડવા જતાં દરિયાઇ ફત્તેહની આશા રહી નહીં.

સ્વિટ્ઝર્લેંડમાં ટયૂટનો ફાવી ગયા હતા. સ્વિસ સેનામાં લગભગ બધા અમલદારો જર્મન અથવા જર્મનીના પક્ષના હતા. પ્રજાકીય સરકારનું કશું ચાલતું નહોતું; અને સેનાના નાયકોએ લોકોનાં તન અને મન બંને પર કાબુ મેળવ્યો હતો. પણ સપ્ટેંબરની આખર સુધીમાં સ્વિટ્ઝર્લેંડની ફ્રેંચ પાર્ટીનું મિત્ર રાજ્યોએ મેળવેલા વિજયોને લીધે જોર થયું; અને તે તટસ્થ બની રહ્યું.

સ્વિટ્ઝર્લેંડના કરતાં પણ હોલંડ જર્મનોને વધારે ઉપયોગી લાગેલું. રાટરડામમાં ઘણા જર્મનો અને જર્મન યાહૂદીઓ વસતા હતા, અને જર્મનીનો મુખ્ય વેપાર તેમના દ્વારા ચાલતો હતો. જર્મનોની એવી ઇચ્છા હતી, કે હોલંડ નામનું તટસ્થ રહે, અને અંદરથી જર્મનીને

મદદ આપે, તો સારૂં. હૉલંડને જર્મન વેપારથી ઘણો લાભ હતો; અને જો ડચ લોકો નિર્માલ્ય હોત, તો એ પક્ષમાં અવશ્ય રહેત. પણ ડચ લોકો નિર્માલ્ય નથી. દુઃખી બેલ્જિયનોનાં ટોળેટોળાં જ્યારે ડચ સરહદમાં આવવા લાગ્યાં, ત્યારે તેમને જોઇને ડચ લોકો દૃઢ થયા, અને જરૂર પડે તો જર્મનોની સામે થવાને પણ હિંમત હોય એવા દેખાયા.

સ્કૅન્ડિનેવિયન દેશોની સ્થિતિ હૉલંડને કંઇક મળતી હતી. પ્રખ્યાત નાટકકાર ઇબ્સનના મિત્ર બ્યૉર્નસર્નનો પુત્ર ખુલ્લી રીતે જર્મનીના પક્ષમાં ભળ્યો; અને ડેન્માર્ક તથા નોર્વેને પ્રશિયાના પક્ષમાં ભળવાનો ઉપદેશ કરવા લાગ્યો. બેલ્જિયમમાં અને ઉત્તર ફ્રાન્સમાં જર્મનોએ દાખવેલી રાક્ષસી ક્રૂરતાને જૂદી રીતે સમજાવવાનો તેણે યત્ન કર્યો; અને બ્રિટન, ફ્રાન્સ તથા બેલ્જિયમ સંબંધી જર્મન છાપાંએ ચલાવેલા જૂઠાણાંની પુનરુક્તિ કરવા લાગ્યો. જે માણસ નોર્વેમાં પ્રજા-શાસનનો મુખ્ય પયગંબર હતો, અને ઘણી સદીઓ સુધી ડેન્માર્ક અને સ્વીડનને તાબે રહ્યા પછી નોર્વેને સ્વતંત્ર બનાવવાને જેણે સૌથી વધારે સેવા બજાવી હતી, તેનોજ પુત્ર આ વખતે પ્રજાશાસનનો સંહાર કરનારાઓના પક્ષમાં જોડાયો !

સ્વીડનમાં મધ્ય એશિયામાં શોધખોળ કરીને પ્રખ્યાત થયેલો સ્વેન હેડિન જર્મન છાપાંના આમોફોન જેવો બની ગયો. જર્મનીએ ઘણાં વરસથી સ્વીડિશ છાપાંઓને કબજે લેવાની ગોઠવણ કરી રાખી હતી. છતાં સપ્ટેંબરની આખર સુધીમાં સ્વીડિશ લોકો મિત્ર રાજ્યો તરફ પહેલાંના કરતાં કંઇક સારી દૃષ્ટિથી જોતા થયેલા. હેડિનનું કરેલું બધું કામ પ્રખ્યાત જર્મન રસાયની ઓસવૉલ્ડે ટાળી નાંખેલું.

હાલના જર્મન પ્રોફેસરના બધા સાયન્સના સદ્ગુણો અને આચારના દુર્ગુણો એ માણસમાં ભરેલા છે. તેના પોતાના પ્રદેશમાં તેણે ઘણું સારૂં કામ કર્યું છે. પણ રસાયન તથા પદાર્થ-વિજ્ઞાનમાં કરેલા પ્રયાસથી તેને જે માન અને આબરૂ મળેલાં, તેથી તેનું મગજ ભમી ગયેલું. જેનાવાળા હેકલ અને બર્લિનવાળા લૅસનની માફક તેને નેપોલિયનના વખતના શૂરવીર જર્મન પ્રોફેસરોનું અનુકરણ કરવાની ઇચ્છા થઇ. એ કામ તો હાલના વખતમાં આવશ્યક નહોતું, એટલે તે સ્કૅન્ડિનેવિયન પ્રજાઓને જર્મનીના પક્ષમાં વાળવાની મહેનત કરવા લાગ્યો.

તેણે તેમની આગળ એવી દરખાસ્ત મૂકી, કે વિગ્રહ પૂરો થયા પછી જે મહત્તર જર્મનીની ઘટના કરવાની છે, તેમાં તમારે શામિલ થવું. આખી દુનિયામાં ટ્યૂટનના જેવી વ્યવસ્થાશક્તિ બીજા કોઇમાં નથી; એટલે દુનિયાની શહેનશાહત મેળવ્યા પછી જર્મની જે કરવા ચાહે છે તે માટે સ્વીડિશ, નોર્વીજિયન અને ડેન લોકોએ તેનો ઉપકાર માનવો જોઇએ. આ આશ્ચર્ય-કારક દરખાસ્તથી આકર્ષાવાને બદલે એ લોકો ઉલટા વિમુખ થયેલા.

સપ્ટેંબરની આખર સુધીમાં મિત્ર રાજ્યોને માત્ર અમેરિકાની ચિંતા રહી. યુનાઇટેડ

સ્ટેટ્સમાં લગભગ એક કરોડ જર્મનો છે; અને એ સર્વને સંયુક્ત રાખવાને જર્મનીએ ઘણાં વરસથી પ્રયાસ કરેલ છે. અમેરિકન મતને જર્મની તરફ વાળવાનું કામ પ્રથમ નવા જર્મન એલચી કાઉન્ટ બર્નસ્ટોર્ફને સોંપવામાં આવેલું; પણ તેનાથી તે બરાબર ન થઇ શકવાને લીધે તે મોટે ભાગે બર્નાર્ડ ડર્નબર્ગને સુપ્રત થયું.

ડર્નબર્ગ વર્તમાન જર્મનીએ પયદા કરેલા પરમ સમર્થ માણસોમાંનો એક છે, અને જાતે યાહૂદી છે. તેનો બાપ બર્લિનના એક આગેવાન પેપરનો એડિટર હતો; અને તે પોતે ન્યૂ યૉર્કમાં બેંકો સંબંધી કામકાજ શીખ્યા પછી બર્લિન આવેલો, અને શહેનશાહી સરકારનો "કોલોનિયલ સેક્રેટરી" થયેલો. તેના વખાણનારા તેને જર્મનીનો જોસફ ચેમ્બરલેન કહેતા. પણ જોકે કૈસરને તેને માટે મોહ હતો, છતાં પ્રશિયન અમીરોના યાહૂદીઓ તરફના તિરસ્કારને લીધે તેનો અધઃપાત થયેલો. એ તિરસ્કાર ન હોત, તો તે જર્મન શહેનશાહતનો ડિઝરાયલી બન્યો હોત.

અમેરિકન સરકારે તટસ્થતા જાહેર કરી હતી, છતાં ડર્નબર્ગ ગુપ્ત રીતે પ્રપંચો કરવા લાગ્યો. પોતાને અમેરિકા આવવાનો હેતુ એક "રેડ ક્રૉસ" ફંડ એકઠું કરવાનો છે, એમ તેણે જાહેર કરેલું. પણ તેનો હેતુ એ હતો કે જર્મન-યાહૂદી-અમેરિકન શરાફો મારફત જર્મનીને માટે એક લોન ઉભી કરવી. એ હેતુ પાર પડ્યો નહીં.

પછી ડર્નબર્ગ કાઉન્ટ બર્નસ્ટોર્ફને મદદમાં રાખીને બીજા પ્રકારનો યત્ન કરવા લાગ્યો. સપ્ટેંબર અર્ધો થયો ત્યાં સુધીમાં જર્મન સરકારની અને સેનાપતિઓની ખાતરી થઇ ચૂકી, કે પોતે જે વિગ્રહ શરૂ કરેલ છે તે ફત્તેહમંદ નીવડવાનો સંભવ થોડો છે. તેમણે જોયું કે ફ્રાન્સ અને રૂશિયાને હુમલા માટે પસંદ કરવામાં તેમણે ભૂલ કરી છે; અને સૌથી જોરાવર દુશ્મન તો બ્રિટન છે. તેમણે જોયું કે નૌકાબળની સરસાઇથી બ્રિટન તેમની શહેનશાહતને ભૂખે મારી શકે તેમ છે.

સંક્ષેપમાં, કૈસર તથા તેના પ્રધાનો અને સેનાપતિઓ સુલેહ કરવાને તૈયાર થયેલા. બેશક તેમને પોતાના કરાર પ્રમાણે સુલેહ જોઇતી હતી—કશો મુલક કે નુકશાનીનાં નાણાં આપવાનાં નહીં. મિ. ઓસ્કાર સ્ટ્રૉઅસ કરીને અગાઉ તુર્કીમાં અમેરિકાનો એલચી હતો, તેને અમેરિકન સરકાર દ્વારા રાજ્યો સાથે મસલત ચલાવવાનું કઠણ કામ સુપ્રત થયું. પણ પરિણામ કશું ન આવ્યું. જર્મનીના જોખમને મિત્ર રાજ્યોએ બરાબર જોઇ લીધું હતું, અને ગમે તે ભોગ આપવો પડે તોપણ તેને કચરી નાંખવાનો તેમનો ઠરાવ હતો. એ ઠરાવ પાર પડવાના દહાડા હવે પાસે આવતા જાય છે; અને વર્તમાન દુનિયાનું સૌથી દારૂણી પાપ દૂર થવાનું છે.



## લડાઇના તાર.

**રૂશિયનો જીતે છે.**

પિતૃગ્રેડ, ૧૧ મી એપ્રિલ.

અસ્ટ્રિયનોના હાથમાં એકજ શિખર હતું, ત્યાંથી તેમને હઠાવવામાં આવ્યા છે; અને કાર્પેથિયન પહાડોની મુખ્ય હારના રૂશિયનો ધણી થયા છે.

**જર્મની અને ઇટલી.**

પારિસ, ૧૦ મી એપ્રિલ.

ન્યુસપેપરો જણાવે છે કે જર્મનીએ ઇટલી માલ મોકલવાની મના કરી છે.

**જર્મનો કુવાઓમાં ઝેર નાંખે છે.**

કેપટાઉન, ૧૧ મી એપ્રિલ.

આઉસથી આગળ વધતાં બ્રિટિશ લશ્કરોને માલુમ પડ્યું છે, કે જર્મનોએ કુવાઓમાં ઝેર નાંખ્યું છે.

**નવ શાપેલના અનુભવો.**

લંડન, ૧૨ મી એપ્રિલ.

"નજરે જોનાર" જણાવે છે, કે જોકે નવ શાપેલ જીત્યાને એક મહિનો થઇ ગયો છે, છતાં દુશ્મને સામો ઘા કરવાની હિંમત કરી નથી. આથી એમ સાબિત થાય છે, કે તેમની પાસે જે લશ્કર છે તેટલાથી તે હારનો બદલો વાળવાને અશક્ત છે. જર્મનોને ચિંતા થતી હોય તેવા પુરાવા બહાર પડવા લાગ્યા છે. બ્રિટિશોની સામે તિરસ્કાર ઉત્પન્ન થાય તેવી ખોટી ખબરો જર્મન લશ્કરોમાં ફેલાવવામાં આવે છે.

**તુર્કીની દશા.**

લંડન, ૧૨ મી એપ્રિલ.

સોફિયાથી મળેલા એક તારમાં જણાવવામાં આવે છે કે તુર્કોએ જર્મની પાસેથી ત્રણ લાખ માણસોની માગણી કરી છે. જો તે મંજૂર નહીં થાય, તો તેઓ મિત્ર રાજ્યોની સાથે સલાહ કરવાની ધમકી આપે છે.

**લંડનના બિશપની બ્રિટિશ લશ્કરોને મુલાકાત.**

લંડન, ૧૨ મી એપ્રિલ.

લંડનના બિશપે મોખરે લડતી આખી લાઇનને મુલાકાત આપી છે. ઉપાસનાઓ અતિશય સફળ થઇ છે. બિશપ વારંવાર જર્મન તોપોના ગોળા પહોંચી શકે તેવા પ્રદેશમાં હતો; અને તેની સલામતી માટે જે અમલદારો જવાબદાર હતા તેમને ફિકર રહેતી હતી. આવી શકાય તેવી સ્થિતિના બધા સિપાઇઓ ઉપાસનામાં હાજરી આપતા હતા. કેટલીક વાર એક તરફથી તોપના ધડાકા થતા હતા; અને બીજી તરફથી સ્તોત્રો ગવાતાં હતાં.

કેસર સેનાપતિ થાય છે!

પિત્રુગ્રેડ, ૧૩ મી એપ્રિલ.

કાર્પેથિયન પહાડોમાં ચાલતી લડાઇનું ઉપરીપણું જર્મન સેનાપતિઓના મંડળે પોતાના હાથમાં લીધું છે. ઓસ્ટ્રો-જર્મન લાઇનની પાછળ રહીને કેસર પોતે હુકમો આપે છે એમ માનવામાં આવે છે.

રૂશિયાની સુધરતી સ્થિતિ.

લંડન, ૧૪ મી એપ્રિલ.

દારૂની મના થવાથી લોકોની આબાદી વધતી જાય છે. પહેલાં જે પૈસો દારૂમાં ખરચાતો હતો તે હવે આવશ્યક વસ્તુઓ પૂરી પાડવામાં વપરાય છે, અથવા બચાવવામાં આવે છે. "સેવિંગ્સ"ની "ડિપોઝિટો"માં ૧૦૦ ટકાનો વધારો થયો છે.

લોખંડની દિવાલ.

પારિસ, ૧૩ મી એપ્રિલ.

કાઉન્સિલ ઉઘડતાં મોશ્યોં વિવિયાનીએ એક છટાદાર ભાષણ કરીને જણાવ્યું, કે જર્મનીને ફ્રાન્સના આત્મા સંબંધી પૂર્ણ અજ્ઞાન હતું, અને પોતાની ભૂલ માટે હવે તે સહન કરે છે. તેણે એમ ધારેલું કે દેશમાં કુસંપ અને નિર્માલ્યતા છે; પણ તેને બદલે તેને લોખંડની દિવાલ અને શૂરવીર યોદ્ધાઓનો અનુભવ થયો છે, કે જેમાં તેની ઉત્તમ પલટનો તૂટી ગઇ છે. હવે એ દિવાલ હળવે હળવે ચાલવા માંડી છે, અને જેમ ખરલમાં છુંદે તેમ જર્મનોને છુંદતી જાય છે. ફ્રાન્સ પોતાનો હેતુ પાર પાડે ત્યાં સુધી બલિદાન પર બલિદાન આપવાને તૈયાર છે.

ઑસ્ટ્રેલિયા અને જાપાન.

મેલબોર્ન, ૧૪ મી એપ્રિલ.

ઑસ્ટ્રેલિયા અને જાપાન વચ્ચેનો વેપાર ઝડપથી વધતો જાય છે.

સંસ્થાનો અને સુલેહ.

લંડન, ૧૪ મી એપ્રિલ.

આમની સભા આજે ફરીને મળી. મિ. હારકોર્ટે જણાવ્યું કે આ વર્ષે શહેનશાહી કોન્ફરન્સ ભરાશે નહીં, પણ સુલેહની સરતો સંબંધી સંસ્થાનોના અભિપ્રાય માગવામાં આવશે.

સ્ત્રીઓ અને લડાઇ.

લંડન, ૧૪ મી એપ્રિલ.

ઓફિસમાંથી જણાવવામાં આવે છે કે ૩૧ મી માર્ચ સુધીમાં ૩૩,૦૦૦ સ્ત્રીઓએ લડાઇની નોકરી માટે નામ નોંધાવ્યાં છે.

બ્રિટિશ સિપાહીઓની હાનિ.

લંડન, ૧૫ મી એપ્રિલ.

આમની સભામાં મિ. ટેનન્ટે જાહેર કર્યું કે એપ્રિલની ૧૧ મી તારીખ સુધી બ્રિટિશોને થયેલી હાનિની સંખ્યા ૧૩૯,૩૪૭ છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૭ મી એપ્રિલ, ૧૯૧૫. [અંક ૨૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઈ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭મી એપ્રિલ ૧૯૧૫.

## વિગ્રહની શરૂઆતમાં પારિસની સ્થિતિ.

ઇ. સ. ૧૯૧૪ના જૂલાઇ માસમાં પારિસની સ્થિતિ સાધારણ વરસોના કરતાં જૂદા પ્રકારની હતી, કારણકે કેલોઝનો મુકદમો ચાલતો હતો. મહિનાની મધ્યના અરસામાં આખું પારિસ નોર્મંડીનાં જલાશયોએ કે બીજે હવા ખાવા જવાને બદલે એક મુકદમો સાંભળવાને ઉત્સુક થઇ રહ્યું હતું. મોશ્યોં જોસફ કેલોઝ, કે જે અગાઉ મુખ્ય પ્રધાન અને નાણાંખાતાનો પ્રધાન તથા રેડિકલ-સોશ્યલિસ્ટ પક્ષનો આગેવાન હતો, તેની ઓરતે પોતાના ધણીના કટ્ટા સામાવાળા "ફિગેરો" નામે પત્રના એડિટર ગૅસ્ટન કાલ્મેટનું ખૂન કરેલું, તેની તપાસ ચાલતી હતી. ખૂન માર્ચ માસની ૧૬મી તારીખે "ફિગેરો"ની ઓફિસમાં કરવામાં આવ્યું હતું. ૧૯૧૧માં અગાડિરની મુશ્કેલી વખતે મોશ્યોં કેલોઝે જર્મનીની સાથે જે વ્યવહાર ચલાવેલો, તેથી તેના પર રાજ્યદ્રોહના આરોપો મૂકાયા હતા; પણ તે એટલો બધો હુશિયાર હતો કે તેની જીત થયેલી, અને રેડિકલ પક્ષના ઝનૂની મેંબરો ઉપર તેનો કાબુ ટકી રહેલો. ૧૯૧૩માં વધારેના લશ્કરી ખરચને પહોંચી વળવાને એક આવકવેરો દાખલ કરવાને તેણે જબરી લડત ચલાવી હતી.

આવકવેરાની સામે થનારા માણસોમાં "ફિગેરો"નો એડિટર મુખ્ય હતો, અને તેણે કેલોઝ સંબંધી કેટલાક ખાનગી લેખો પ્રસિદ્ધ કરેલા. એ કરતાં પણ વધારે ખાનગી લેખો તે પ્રસિદ્ધ કરશે એવી ધાસ્તીથી મેડમ કેલોઝ "ફિગેરો"ની ઓફિસમાં ગઇ; અને કશા વિવાદ વગર પિસ્તોલ ફોડીને એડિટરનું ખૂન કીધું.

આખા જૂલાઇ માસમાં ઠેર ઠેર એજ વાત પારિસમાં ચાલી રહી હતી. કાલ્મેટના ભૂમિદાહને પ્રસંગે તોફાની દેખાવો થયેલા; અને તપાસ શરૂ થતાં લોકોનાં ટોળેટોળાંએ જોવા અને સાંભળવાનો ઉત્સાહ બતાવેલો.

આ બધા અંદરના તોફાનમાં યૂરપની પૂર્વ તરફની દૃષ્ટિમર્યાદામાં જે એક ન્હાનું સરખું વાદળું દેખાયું, તે તરફ પરદેશોથી માહિતગાર થોડા માણસો સિવાય કોઇએ ધ્યાન આપ્યું નહીં. અસ્ટ્રિયાએ સર્બિયાને લડાઇનું કહેણ મોકલ્યું, ત્યારે પણ કશી ધાસ્તી ફેલાઇ નહીં. સોશ્યલિસ્ટ ડેપ્યુટીઓ અફસોસ કરવા લાગેલા, કે જો અસ્ટ્રિયા અને સર્બિયા વચ્ચે લડાઇ જાગશે, તો "ઇન્ટરનેશનલ સોશ્યલિસ્ટ કોંગ્રેસ" વિહેયેનામાં ભરી શકાશે નહીં. જૂલાઇની ૨૯મી તારીખે જ્યારે અસ્ટ્રિયા અને સર્બિયા વચ્ચેનો સંબંધ તૂટેલો જાહેર થયો, ત્યારેજ પારિસને ભાન થયેલું, કે કદાચ ફ્રાન્સને પણ વિગ્રહમાં ઉતરવું પડશે. પછી થોડા જુવાનિયાઓ અસ્ટ્રિયન એલચી ખાતાના મકાન પાસે એકઠા થયેલા, અને ઘણો ઘુમાટ કર્યા પછી અને ગાયનો ગાયા પછી પોલીસે વિખેરી નાંખ્યા, તે પહેલાં અસ્ટ્રિયન વાવટાને બાળી શકેલા.

છતાં છેક ૨૮મી તારીખ સુધી લોકોને વધારે કુતૂહલ કેલોઝના મુકદ્દમા માટે રહેલું; અને જ્યારે કેદીને છુટકારો મળેલો, ત્યારે શહેરની મધ્યમાં તોફાની દેખાવો થયેલા. પ્રેસિડન્ટ મોશોં પ્વાંકાર અને મુખ્ય પ્રધાન મોશોં વિવિઆની રુશિયાના શહેનશાહ નિકલશને મુલાકાત આપીને પાછા આવ્યા, તે પછી સ્વદેશાભિમાનનો જુસ્સો જોરથી ઉછળી નિકળ્યો. પ્રેસિડન્ટ મોશોં વિવિઆની અને સેનાપતિ જાફ્રને લઇને પસાર થતા હતા, ત્યાં માર્ગમાં "ઘણું જીવો પ્વાંકાર!," અને "ઘણું જીવો સેના!" વગેરે સિંહનાદો થયેલા.

કેટલાંક વરસથી પ્રજાઓ વચ્ચેની મુશ્કેલીઓમાં ફ્રેંચો સોનું સંઘરવાનો સ્વભાવ દાખવતા આવ્યા છે. નાણાંબજારમાં તેથી કંઇકંઇ દેખાવો થયેલા; નાણાંનો દુકાળ હોય તેવી દશા થયેલી; અને "ફ્રાન્સની બેંક"ની નોટોનાં પણ નાણાં મળેલાં નહીં. ઇંગ્લિશ અને અમેરિકન લક્ષાધિપતિઓ બેંકનોટોથી ગજવાં ભરપૂર હોવા છતાં કોઇ પણ હોટેલમાં ખાણું મેળવી શકેલા નહીં. બેંકોની આગળ "ડિપોઝિટરો"ની હારની હારો એકઠી થયેલી; અને વિગ્રહ જાહેર થયો તે પહેલાંના દિવસોમાં હમેશાં ત્રણચાર હજાર માણસો ફ્રાન્સની બેંક ઉપર દરોડો પાડતાં, અને નોટને બદલે સોનું માગતાં.

જૂલાઇની ૩૧ મી તારીખે "ધી ટાઇમ્સ" પેપરનો એક લેખક પરદેશ ખાતાના અંડર-સેક્રેટરી મોશોં આબેલ ફેરી સાથે વાતચિત કરતો હતો, અને અંડર-સેક્રેટરી તેને પોતાનું કુટુંબ દુશ્મન ચડી આવે એવે સ્થાનેજ હોવાની ખબર આપતો હતો, ત્યાં ટેલીફોનની ઘંટડી વાગી,-અને વિગ્રહ ખાતાના પ્રધાને ખબર આપી કે જર્મનોએ સરહદ ઉપરની રેલવે લાઇન તોડી નાંખી છે; અને ડબ્બાઓ, એંજિનો, વગેરે માલ હાથ કર્યા છે.

ભિન્ન ભિન્ન પક્ષના પારિસવાસીઓએ જોયું, કે અંદર અંદર લડવાનો વખત વીતી ગયો છે. એજ રાત્રે ફ્રેંચ સોશ્યલિસ્ટ પક્ષના માનીતા અગ્રેસર જોરેનું ખાણા ઉપર ખૂન થયું; અને તેની

લાશને દફનાવવા લઇ જતા હતા, ત્યારે બધા પક્ષના લોકોએ તેને ટોપી ઉતારીને માન આપ્યું. શાંતિના વખતમાં એ અપરાધથી કંઇ કંઇ તોફાનો થયાં હોત; પણ તે વખતે તો એ આગેવાનના દુશ્મનોને પણ ખેદજ થયેલો.

એ અપરાધ પછી બધા પક્ષો ત્વરાથી વિગ્રહને માટે સંયુક્ત થઇ ગયા. એ દિવસે ફ્રાન્સનાં લશ્કરોને તૈયાર થવાનો હુકમ મળેલો; અને "રિઝર્વિસ્ટો"ને લશ્કરી લેબાસ લેવા આમંત્રણ થયેલું. ઑગસ્ટની ૧ લી તારીખે મુખ્ય પ્રધાન મોશોં વિવિઆનીએ પારિસવાસીઓને સંબોધીને નીચેનું જાહેરનામું કાઢેલું:—

"એક ધિક્કારવા લાયક અપરાધ હમણાંજ કરવામાં આવેલ છે. મહાન વક્તા મોશોં જોરે, કે જે ફ્રેંચ ટ્રિબ્યુનને શોભા આપતો હતો, તેને એક હિચકારાએ વીંધી નાંખેલ છે. જે સોશ્યલિસ્ટ-રિપબ્લિકને કંઇ કંઇ ઉમદા બાબતોને માટે લડત ચલાવેલ છે, અને જેણે હમણાંના મુશ્કેલ દિવસોમાં શાંતિની ખાતર પ્રયાસ કરીને સરકારની દેશાભિમાની પ્રવૃત્તિને પોતાના અધિકારથી ટેકો આપેલ છે, તેની કવખતની કબર આગળ હું મારા પોતાના તરફથી અને મારા સાથીઓ તરફથી માથું ખુલ્લું કરૂં છું. હાલ જે ગંભીર સંસ્થિતિમાંથી દેશ પસાર થાય છે, તેની અંદર સરકાર કામ કરનાર વર્ગના સ્વદેશાભિમાન ઉપર વિશ્વાસ રાખે છે; અને ખરેખર તમામ વસ્તી ઉપર, કે સો શાંત રહેશે, અને લોકના ક્ષોભમનઃ એવી કશી લાગણીનો ઉમેરો નહીં કરે, કે જેથી રાજધાની અવ્યવસ્થામાં આવી પડે. ખૂનીને કેદ કરવામાં આવેલ છે; તેને સજા કરવામાં આવશે. બધાએ કાયદાનો વિશ્વાસ રાખવો જોઇએ, અને આપણાં વર્તમાન ગંભીર સંકટોમાં શાંતિ અને સંપનો દાખલો બતાવવો જોઇએ."

તેજ સાંજે જર્મન એલચીએ ફ્રેંચ પરદેશ ખાતાની ઑફિસને મુલાકાત આપી, જ્યારે તેની વાણીથી ખાતરી થઇ, કે જર્મની બલાત્કારે આખા યુરપમાં હોળી સળગાવવા ચાહે છે. જ્યારે તે પાછો પોતાના મુકામ પર ગયો, ત્યારે આખા પારિસમાં લશ્કરને તૈયાર થવાનો હુકમ ચોડાઇ ચૂક્યો હતો; અને ઝડપથી ફ્રાન્સના દરેક શહેર અને ગામ તરફ જતો હતો. એક આંખના પલકારામાં પારિસનો ખરો દેખાવ બદલાઇ ગયો. પોસ્ટ ઑફિસ પાસેની ઉતાવળે લખેલી નોટિસ વાંચીને બધા માણસો પોતપોતાને ઘેર દોડ્યા; અને પોતપોતાની પલટન સાથે જોડાવા જવાની તૈયારી કરવા લાગ્યા. ગાડીવાળાઓ ભાડાંનો ના પાડવા લાગ્યા; અને સજ્જ થવાની પ્રવૃત્તિમાં પડ્યા. પતિઓ અને પત્નીઓ, માતાઓ અને પુત્રો, આશકો અને માશુકો, આંસુ પાડીને વિયુક્ત થવા લાગ્યાં. કોઇ કોઇ "રીપબ્લિક"ના પ્રેસિડન્ટે કાઢેલું જાહેરનામું વાંચવા લાગ્યા:—

"થોડા દિવસથી યુરપની સ્થિતિ અતિશય ગંભીર થઇ પડી છે. દૃષ્ટિમર્યાદા અંધારથી ઘેરાય છે.

THE YOUNG MAHARAJA OF JODHPUR



જોધપુરના નામદાર બાલમહારાજા સાહેબ.

"અત્યારે ઘણીખરી પ્રજાઓએ પોતાનાં લશ્કરોને સજ્જ કર્યાં છે.

"કેટલાક દેશોએ પોતે તટસ્થતાથી રક્ષિત હોવા છતાં સાવચેતી તરીકે આ પગલું લેવામાં ડહાપણ વિચાર્યું છે.

"કેટલાંક રાજ્યો, કે જેમના કાયદા અને બંધારણ આપણાથી જૂદી જાતનાં છે, તેમણે લશ્કરને તૈયાર થવાનો હુકમ કાઢ્યા વગર તૈયારીઓ કરી મૂકી છે.

"ફ્રાન્સે હમેશાં સુલેહનો પક્ષ લીધો છે, અને પરમ સંકટના સમયોમાં યૂરપને શાંતિની સલાહ અને ડહાપણનો દાખલો આપેલ છે. તે અત્યારે જે કંઇ બને તે માટે તૈયાર છે; અને મુલકની રક્ષાને માટે આવશ્યક પગલાં લેવાઈ ચૂક્યાં છે.

* * * *

"અત્યારે પ્રજામાં પક્ષ નથી; માત્ર સનાતન, શાંતિપ્રિય, દૃઢ ફ્રાન્સ રહેલ છે."

રવિવાર તા. ૨ જી ઑગસ્ટે આખા ફ્રાન્સમાં લશ્કરની તૈયારી ઝડપથી અને નિયમસર ચાલવા માંડી હતી. રેલવે સ્ટેશનો ઉપર પુત્રો, આશકો, અને પતિઓને વળાવવા માટે માતાઓ, માશુકો અને પત્નીઓનાં ટોળેટોળાં એકઠાં થયાં હતાં; અને "ઘણું જીવો ફ્રાન્સ"ની ગર્જના કરતા સિપાઇઓ વિદાયગિરી લઇ દરવાજેથી છૂટા પડતા હતા.

ખાનપાનની જગ્યાઓ લશ્કરી અધિકારીઓના હુકમથી રાતના આઠ વાગ્યે બંધ થતી હતી. નાટકશાળાઓ અને ગાયનના જલસાઓ તો ખોલવાનીજ મના થયેલી. દરેક મોટર ઓમ્નિબસને લશ્કરને માટે ખાનપાન લઇ જવા માટે મોખરે જવાનો હુકમ થયો હતો. જમીન નીચેની રેલવે કામ કરતી નહોતી; અને પારિસ તથા લંડન વચ્ચેની મુસાફરી ધીમી અને મુશ્કેલ થઇ પડી હતી.

ખોરાકની બધી વસ્તુઓના ભાવ તરત ચડી ગયેલા. ખોરાકની તંગી હતી એમ નહીં, પણ ૧૯ દિવસ સુધી અંદરની બધી રેલવે લાઇનો સિપાઈઓને મોખરે લઇ જવા માટે ચાલતી હતી, તે દરમિયાન પરગણામાંથી ખોરાક લાવવો શી રીતે, તેની મુશ્કેલી હતી. લશ્કરી અધિકારીઓ ઘંટીવાળાઓને ઘઉં પૂરો પાડતા; અને લોટ વેચવાની કીમત ઠરાવી આપતા.

ઑગસ્ટની ૪થી તારીખે ફ્રેંચ પાર્લમેન્ટનો દેખાવ જોવા લાયક હતો. એ પાર્લમેન્ટના મેમ્બરો ડેપ્યુટીઓ કહેવાય છે; અને બુર્બોન મહેલ નામના એક ભવ્ય અને વિશાળ મકાનમાં બેસે છે. તે દિવસે બધું કામ ગંભીરતાથી ચાલતું હતું. ડેપ્યુટીઓ આવતા હતા; અને હમેશાંની

મારફત પરસ્પર ખબરો પૂછવાને અને વાતો કરવાને બદલે પોતપોતાની જગ્યાએ બેસી જતા હતા. સ્વદેશાભિમાનનાં કેટલાંક ભાષણો થયા પછી મુખ્ય પ્રધાન મોશોં વિવિઆનીએ આવીને પ્રેસિડન્ટ તરફનો નીચેનો સંદેશો વાંચી બતાવેલો:—

"ફ્રાન્સ ઉપર ઘણા વખતથી ધારી રાખેલો અને પશુઓના જેવો જે હુમલો કરવામાં આવેલ છે, તેથી માણસજાતના હકોનું અપમાન થયું છે. આપણને વિગ્રહની જાહેરાત આપ્યા પહેલાં, અને જર્મન એલચીએ જવાના પરવાના માગ્યા તેની પણ અગાઉ, આપણા મુલક પર ચડાઇ થયેલી છે. જર્મન શહેનશાહતે પોતે ઉભી કરેલી સ્થિતિને ગઇ રાતેજ સાચું નામ આપ્યું છે. ચાળીશ કરતાં વધારે વરસથી શાંતિના સ્નેહને લીધે ફ્રેંચો વાજબી બદલો વાળવાની પોતાની સ્વાભાવિક ઇચ્છાને દબાવતા આવ્યા છે. તેમણે આખી દુનિયાને દેખાડી આપ્યું છે, કે કેવી રીતે એક મોટી પ્રજા હાર પછી કેવળ શુભેચ્છા, સહનશીલતા, અને ઉદ્યોગથી પોતાની શક્તિ પાછી મેળવી શકે છે; અને પોતાનું બળ માણસજાતના ભલાને માટેજ વાપરી શકે છે. જ્યારે ઓસ્ટ્રિયાએ લડાઇનું કહેણ મોકલવાથી આખા યૂરપની સ્થિતિ ધાસ્તી ભરેલી થઇ, ત્યારે ફ્રાન્સે ડહાપણ અને સબૂરી રાખવાનીજ સૌને ભલામણ કરી છે. કોઇ પણ માણસ તેમણે શાંતિ જાળવવાની વિરુદ્ધ એક પણ કર્મ કરેલ હોય, કે શબ્દ ઉચ્ચારેલ હોય, એવો આરોપ કરી શકશે નહીં. વિગ્રહમાં ઝંપલાવવાની ક્ષણે ફ્રાન્સને આટલો દાવો કરવાનો હક છે, કે છેલ્લી ઘડી સુધી તેણે વિગ્રહ અટકાવવાના યત્નો કર્યા છે; અને તેને માટેની જવાબદારી ઇતિહાસ રહેશે ત્યાં સુધી જર્મન શહેનશાહતને શિરેજ રહેશે.

"લંડનની કેબિનેટ મારફત સુલેહ જાળવવાને આપણાં ભાઇબંધ રાજ્યોએ અને આપણે મસલહત ચલાવી, તેને બીજે દિવસે જર્મનીએ એકદમ રશિયાની સાથે વિગ્રહ જાહેર કર્યો. તેણે લક્ષેમ્બર્ગના મુલક પર હુમલો કર્યો છે, અને આપણી પડોશી તથા દોસ્ત કુલીન બેલ્જિયન પ્રજાનું ત્રાસદાયક રીતે અપમાન કર્યું છે; તથા દગાથી આપણા ઉપર છાપો મારવાનો યત્ન કર્યો છે. પણ ફ્રાન્સ જેટલું શાંતિપ્રિય તેટલુંજ સાવધાન રહેલ છે. આપણી તૈયારી હતી; અને આપણાં લશ્કરો દુશ્મનોને આગળ વધતા અટકાવવાને પોતાને નિયત સ્થાને પહોંચી ચૂકેલ છે. આપણા વાવટાની અને ઝમીનની આબરૂની રક્ષા કરવાને આપણું બહાદુર લશ્કર તૈયાર અને ઉત્સુક છે.

"જે વિગ્રહમાં આપણે ઝંપલાવીએ છીએ, તેની અંદર સનાતન ધર્મ આપણા પક્ષમાં છે. ફ્રાન્સના પુત્રો વીરત્વથી સ્વદેશની રક્ષા કરશે; અને દુશ્મનોની સામેનો તેમનો પવિત્ર સંપ અને ભ્રાતૃભાવ કદાપી નષ્ટ થશે નહીં. આપણને આપણા ભાઇબંધ રશિયાની મદદ છે, ઇંગ્લંડની

મિત્રતા પણ કાયમ છે, અને આખી સુધરેલી દુનિયામાંથી આપણને શુભેચ્છા અને સહાનુભૂતિના સંદેશા મળતા જાય છે; કારણકે સ્વતંત્રતા, ન્યાય અને સારાસારવિવેકની ખાતર આપણે મેદાનમાં ઉતર્યા છીએ."

તેજ સાંઝે જર્મન એલચીને તેની પદવીને ઘટતા માનથી પારિસની બહાર પહોંચાડવામાં આવ્યો; અને સરહદ પર જવાને તેને એક સ્પેશ્યલ ટ્રેન આપવામાં આવી. પારિસના શહેરીઓએ તેના જવા તરફ કશું ધ્યાન આપેલું નહીં; અને ફ્રેંચ એલચી બર્લિનથી પાછો ફર્યો. તે વખતે જે શરમ ભરેલા દેખાવો થયેલા, તેવા કશા પારિસમાં થયેલા નહીં.



## લડાઇના તાર.

**બ્રિટિશ કિનારા ઉપર ઝેપ્પેલિનની ચડાઇ.**

લંડન, ૧૫ મી એપ્રિલ.

બ્લિથ અને વૉલસેન્ડ ઉપર બોંબ પડ્યા છે. ચડાઇની વકીને લીધે શીલ્ડસનું શહેર અંધારામાં છે. લોકોમાં કશી ધાસ્તી નથી. નુકસાન નજીવુંજ થયું છે.

**હવામાં દ્વંદ્વયુદ્ધ.**

લંડન, ૧૭ મી એપ્રિલ.

ગઇ કાલે સ્હવારે પ્રખ્યાત વિમાની ગેરોસે ડન્કર્ક આગળ પરાક્રમ કરી બતાવ્યું છે. એક જર્મન વિમાન દેખાવાની ખબર મળતાં ગેરોસ તેની પાછળ પડ્યો; અને ઉપરથી ઉતરીને ૨૦ વાર દૂરથી બે ગોળીઓ છોડી, જેથી વિમાની અને અવલોકનકાર મરણ પામ્યા. ગેરોસ એકલોજ હતો.

**ઇટલી અને ઑસ્ટ્રિયા.**

પારિસ, ૧૮ મી એપ્રિલ.

મિલાનથી એક તારમાં જણાવવામાં આવે છે, કે સરહદ ઉપર ઑસ્ટ્રિયનોએ એક ઇટાલિયન પલટન પર હૂમલો કરેલો, જે ઇટાલિયનોએ પાછો વાળેલો; અને ૨૦૦ વાર સુધી ઑસ્ટ્રિયનોને તેમની સરહદમાં તગડ્યા હતા. બન્ને બાજુએ નુકસાન થયું છે, અને સોએક માણસો મરી ગયા છે.

**ઓસ્ટ્રિયાની દુર્દશા.**

લંડન, ૧૮ મી એપ્રિલ.

વ્હિયેનામાં જાહેર થયું છે, કે વિગ્રહ લંબાવાને લીધે નવા સિપાઇઓની ભરતી કરવાની જરૂર છે; માટે અગાઉ ૧૯ થી ૪૨ વરસ સુધીના ઉમરના માણસોને ફરજ પડતી હતી, તેને બદલે હવેથી ૧૮ થી ૫૦ વરસ સુધીનાને લશ્કરી કેળવણી લેવાની ફરજ પાડવામાં આવશે.

**ઇટલીની તટસ્થતા.**

પારિસ, ૧૯ મી એપ્રિલ.

રોમથી જે તારો આવે છે તે પરથી જણાય છે, કે ઇટલીએ જર્મની અને ઓસ્ટ્રિયા સાથે વ્યવહાર બંધ કરેલ છે. ઓસ્ટ્રિયન એલચી ૪૦ દિવસથી બહાર નિકળેલ નથી, પણ કેવળ એકલો રોમમાં રહેલ છે. તેનું કુટુંબ અને સ્ટાફનાં માણસો વ્હિયેના ગયેલ છે.

**જર્મનીની ખુવારી.**

આમ્સ્ટર્ડામ, ૧૯ મી એપ્રિલ.

છેલ્લાં પ્રશિયન લિસ્ટો પ્રમાણે જર્મન લશ્કરમાં ૨૭,૫૦,૦૦૦ માણસોની ખુવારી થઇ છે.

**મોખરે લડતા ૭૦૦,૦૦૦ બ્રિટિશો.**

લંડન, ૨૨ મી એપ્રિલ.

આજે આમની સભામાં બોલતાં મિ. લૉઇડ જ્યોર્જે જણાવ્યું છે, કે બ્રિટિશોની સાત લાખ કરતાં વધારે સંખ્યા મોખરે લડે છે. તેમની પાસે પુષ્કળ દારૂગોળો છે; અને ભાઇબંધ રાજ્યોને પણ આપણે કંઇ અંશે પૂરો પાડીએ છીએ. આખા બોર વિગ્રહમાં જેટલો દારૂગોળો ખપેલો તેટલો એક નવ શાપેલની લડાઇમાં ખપી ગયો છે.

**ઓસ્ટ્રિયામાં તોફાનો.**

વ્હેનિસ, ૨૨ મી એપ્રિલ.

ટ્રિએસ્ટમાં ખોરાકની તંગીને લીધે વિગ્રહની વિરુદ્ધ તોફાનો થયાં છે. પોલિસો ઉપર પત્થર પડ્યા છે; અને બારીઓ ભાંગવામાં આવી છે.

## નિવેદન.

આજના અંકની સાથે અમે જોધપુરના નામદાર સગીર મહારાજા સાહેબનો સુંદર ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

જાણવા જેવું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૪ થી મે, ૧૯૧૫. [અંક ૨૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૪ થી મે ૧૯૧૫.

## પાણીની નીચે લડાઇ: જળભીતર નૌકા.

વર્તમાન મહા વિગ્રહનું એક લક્ષણ એ છે, કે તેની અંદર માણસે કદાપિ વાપરેલ નહીં તેવાં હથિયાર વપરાય છે. ઉપર આસમાનમાં જ્યારે વિમાનો ઉડે છે, ત્યારે ધાતુની રાક્ષસી માછલીઓ સરખી વિલક્ષણ શક્તિઓ દરિયાનાં ગર્ભમાં ફર્યા કરે છે; અને તેમણે નૌકાયુદ્ધના સ્વરૂપમાં ફેરફાર કરી નાંખ્યો છે.

વિગ્રહ સળગવાની તૈયારી હતી તે અરસામાં ઇંગ્લંડના એક નૌકાધિકારી સર પર્સી સ્કૉટે કહેલું, કે "જે વહાણો દરિયાની સપાટી નીચે તરી શકે છે, તે દાખલ થવાથી જે સપાટી ઉપર તરી શકે છે તેવાં વહાણોનો ઉપયોગ રહ્યો નથી."

પ્રખ્યાત જર્મન વાર્ષિક નૌકાપત્ર "નૉટિકસ" ૧૯૧૪ના અંકમાં વધારે સાવચેતીથી બોલે છે. "જળભીતરને લીધે નિર્ણાયક લડાઇઓ મોટા દરિયા ઉપર થશે, કે જ્યાં મોટા દરિયાને અને લડાઇને સહી શકે તેવાં વહાણોનીજ કીમત છે." ગમે તે દરિયામાં અને ગમે તેટલે દૂર જઇ શકે તેટલી જળભીતર નૌકા મોટી થઇ શકે કે કેમ, એ સવાલના જવાબ ઉપર ભવિષ્યના નૌકા-યુદ્ધનો આધાર છે.

હાલની મોટી જળભીતરોમાં કેટલીક ખામીઓ છે, કે જેથી નૌકાના અમલદારો અજાણ્યા નથી. કદ મોટું હોય તો છીછરા પાણીમાં તરી ન શકાય, અને લંગરેલા વહાણની નીચે જઇને પ્રહાર કરવો કઠણ થઇ પડે. વળી, વહાણ મોટું હોય, તો તેને અદૃશ્ય રાખવામાં વધારે મુશ્કેલી નડે.

જળભીતર થોડે અંતરેથીજ બરાબર પ્રહાર કરી શકે છે. તેની આંખની મર્યાદા નીચી છે—કેટલીક વાર બે માઇલ કરતાં વધારે હોતી નથી. એ મર્યાદા કદાચ બમણી થાય, એટલેકે તે ચાર માઇલ અથવા ૭,૦૦૦ વાર સુધી જોઇ શકે, તોપણ તેમાં ખામી રહે છે. એટલું અંતર કાપતાં ટોર્પીડોને સાડાચાર મિનિટ લાગે છે. નિશાન જો સ્થિર હોય, તો ટોર્પીડો બરાબર વાગી શકે, પણ જો નિશાન ચાલતું હોય તો ટોર્પીડો તાકવામાં ભૂલ થવાનો ઘણો સંભવ રહે છે

સર રેજિનૅલ્ડ કસ્ટેન્સે ગણના કરી છે, કે રુશિયા અને જાપાન વચ્ચેના વિગ્રહમાં ચાલતાં વહાણોને ટોર્પીડો વાગવાના દાખલા માત્ર ૨૫૦ માંથી ૫ બન્યા હતા.

એટલે જળભીતરનો ઉપયોગ હાલ સાંકડી સીમામાંજ થાય છે. એ સીમામાં બેશક એ ભયંકર હથિયાર છે, અને કોઇ કુશળ અમલદારના હાથમાં હોય ત્યારે તે અસાધારણ કરામતો બતાવી શકે. પણ એ દરિયાની માલેકી મેળવી અને રાખી શકે કે કેમ, એ અત્યારે શંકાસ્પદ છે.

વિગ્રહના પહેલા બે મહિનામાં જળભીતરના ત્રણ જૂદા જૂદા ઉપયોગો સાબિત થયેલા એક દુશ્મનનો કાફલો આવીને બંદરને ઘેરો ઘાલે, અથવા તેને તોપને ગોળે ઉડાવે, તે અટકાવવામાં; બીજો સ્થિર અથવા ઉત્તર સમુદ્રના જેવાં સાંકડાં પાણીઓમાં ચાલતાં વહાણો ઉપર હુમલો કરવામાં; અને ત્રીજો દુશ્મનને કિનારે ફરીને તૈયારીઓ જાણી લેવામાં.

હવા સાફ હોય, પાણી બહુ ઊંડાં ન હોય, અને દરિયાની સપાટી શાંત હોય, ત્યારે વિમાનો જળભીતરોને ઉપરથી જોઇ શકે છે. પણ પ્રયોગોથી સિદ્ધ થયું છે, કે વિમાનો હોય તેથી જળભીતરના આવી શકવાની સામે બચાવ થઇ શકતો નથી; જોકે ૧૯૧૩ ના નૌકાપ્રયોગોમાં પાણીની નીચે ચાલતી હોડીઓને વિમાનોએ કેટલીક વાર જોયેલી. તે નજદીક આવે છે કે કેમ એ શોધવાની એક બીજી હિકમત એ છે, કે સપાટી પરના વહાણ ઉપર સૂક્ષ્મશ્રાવક (microphone) યંત્ર જડવામાં આવે છે, કે જે વડે સબમરીન અથવા જળભીતરના સ્ક્રૂનું આંદોલન સાંભળી શકાય છે.

જળભીતરો બનાવવામાં ફ્રાન્સ અગ્રણી છે. બ્રિટને તો છેક ૧૯૦૦ માં બ્રિટિશ નૌકા માટે જળભીતરો મંગાવેલાં. ચૌદ વરસમાં થયેલો વિકાસ પ્રથમ બ્રિટિશ જળભીતર અને ૧૯૧૪ ની ઇ વર્ગની જળભીતરની સરખામણી કરવાથી ધ્યાનમાં આવશે.

નં. ૧ ની જળભીતર માત્ર ૬૩½ ફુટ લાંબી હતી; ઇ વર્ગની હોડીઓ ૧૭૬ ફુટ લાંબી થાય છે, એટલે લગભગ ત્રણ ગણી. પહેલી જળભીતર નૌકામાં માત્ર સાત ખલાસીઓ હતા, ત્યારે હાલ ૨૮ ખલાસીઓ રહે છે. ચાલવાની ત્વરા પણ બમણી વધેલી છે.

જળભીતરની સંહારક શક્તિ અતિશય વધેલી છે. એક ૧૮ ઇંચિયા ટોર્પીડોને ફોડી શકે એટલીજ આગલીમાં વ્યવસ્થા હતી. ઇ વર્ગમાં ચાર ટોર્પીડોની નળીઓ રહે છે, અને તેમાંથી ૨૧ ઇંચિયા અને ઘણી વધારે બળવાળી ટોર્પીડો છોડી શકાય છે.

બ્રિટનની પહેલી જળભીતરો સપાટી ઉપર ચાર નળીનાં પેટ્રોલ એંજિનોથી અને સપાટી નીચે ૭૦ "હોર્સ-પાવર" ની વીજળીક મોટરથી ચાલતી.

છેલ્લી જળભીતરોમાં હરવા ફરવાને પૂરતો અવકાશ રહે છે. કેદ જેવું અને પેટીમાં પૂરાયા જેવું, જે આગળની હોડીઓમાં લાગતું, તેવું લાગતું નથી. સપાટી ઉપર હોય ત્યારે ખલાસીઓ સાધારણ ટોર્પીડો-બોટ સંહારકની માફક ઉપર નીચે ફરી શકે છે. સપાટી ઉપર તેલનાં એંજિનો ઘણો ઘોંઘાટ કરે છે; પાણીની નીચે જ્યારે વીજળીની મોટરો ચાલે છે ત્યારે પ્રમાણમાં ચુપકી હોય છે.

પાણીની ભીતર ચાલતી હોય છે, ત્યારે પણ કશી ખાસ બેચેની લાગતી નથી. માત્ર તેલની ગંધ આવે છે, અને કાંઇક ભારે હવા જેવું લાગે છે. ઇ વર્ગની જળભીતર કોઇ પણ ઠેકાણે બંદર કર્યા વગર પાંચ દિવસ સુધી દરિયામાં રહી શકે છે. આગલા વખતની જળભીતરો પાંચ કલાક કરતાં પણ વધારે વખત જળની ભીતર રહી શકતી નહીં; છેલ્લી ઇ વર્ગની ૭૨ કલાક સુધી રહી શકે છે. આ પરથી ફલિત થાય છે કે ખોરાક સાથે રાખવો જોઇએ; અને હોડી ઉપર ખાણું તૈયાર કરવું જોઇએ. એક ન્હાની ગાલીમાં વીજળિક ચૂલાથી રસોઇ કરવામાં આવે છે. એથી એમ પણ ફલિત થાય છે કે માણસોને ખાવાને, ન્હાવાને અને સૂવાને પણ પૂરતી જગ્યા હોવી જોઇએ. અમલદારો અને તેમના મદદનીશોના ઓરડા હોય છે; અને કપ્તાનના ઓરડામાં એક ડેસ્ક પણ હોય છે કે જે પર તે લખી શકે.

હાલની જળભીતરો આગલીના કરતાં ૧૧૦ ફુટ વધારે લાંબી હોય છે, અને ૬૦૦ ટનની વધારે જગ્યા રોકે છે.

હવા પૂરી પાડવામાં પણ મોટા સુધારા થયા છે. સપાટી પર દોડતી હોય છે ત્યારે જળભીતર કુદરતી હવા લે છે. પણ પાણીની નીચે તો કૃત્રિમ રીતથી બનાવ્યા સિવાય હવા મળી શકે નહીં. બગાડેલી હવાને સુધારવાને માટે ઘણી હિકમતો સૂચવવામાં આવી છે, અને રસાયનની રીતે વિશોધન કરવાની પણ એક હિકમત છે. પણ ઓરડામાં એક ચોરસ ઇંચ ઉપર હજારો શેરના વજનના દબાણથી દાબેલી હવાનો ઉપયોગ સૌથી વધારે અનુકૂળ માલુમ પડ્યો છે; જોકે કોઇ પણ મોટી હોડીના વિસ્તારમાં ૨૪ કલાક ચાલે એટલી હવા તો ભરાયેલી હોય છે. એક જોવાની શક્તિની જળભીતરમાં ખામી રહે છે. જ્યારે તે બાર ફુટ કરતાં વધારે નીચે જાય છે, ત્યારે તે બિલકુલ અંધ બને છે. પાણીની સપાટીનું પ્રતિબિંબ અંદર લેવાને માટે બે કે ત્રણ દૃષ્ટિનળીઓની યોજના રાખેલી હોય છે; પણ તે નળીઓ ગમે તેટલી લાંબી રાખી શકાતી નથી, અને તેનો છેડો પાણીની નીચે રહે છે, ત્યારે કશુંજ જોઇ શકાતું નથી.

જળભીતરને કેટલાંક એવાં જોખમો નડે છે કે જેથી સપાટી પર ચાલતી હોડીઓ દૂર રહી શકે છે. અથડાઇ પડવાનું જોખમ એમાં સૌથી ખરાબમાંનું એક છે. અમલદાર ગમે તેટલો કુશળ હોય તોપણ એ જોખમ અટકાવી શકાતું નથી, એમ અનુભવથી સાબિત થયું છે.



પોતાના મહારાજાને દીર્ઘાયુ અને બ્રિટિશોને વિજય માટે પ્રાર્થના કરવાને ભાવનગરના જસોનાથ મંદિરમાં એકઠાં થયેલાં બાલકો.

બીજું જોખમ પેટ્રોલના ધડાકાનું છે. જેમાંથી સળગી ઉડે તેવી વરાળ ન નિકળે એવું ભારે તેલ એંજિનોમાં વાપરવાથી છેલ્લાં જળભીતરોમાં એ જોખમ દૂર કરવામાં આવેલ છે.

કોઇ વાર જળભીતર તળિયે બેસે છે, અને ફરી ઉચે આવી શકતી નથી. જાપાની જળભીતર નં. ૬ ના ઉપરી લેફ્ટેનન્ટ-કમાન્ડર સકુમાનો લખેલો એક વિલક્ષણ પત્ર એ સ્થિતિના અનુભવનો રહી ગયો છે. ઇ. સ. ૧૯૧૦ના એપ્રિલની ૧૦ મી તારીખે સ્હવારના છ વાગ્યાના સુમારમાં એ હોડી કવાયતમાં રોકાઇ હતી, ત્યારે ઉપરનો પડદો બંધ થયા પહેલાં તેણે ડુબકી મારેલી. પાણી અંદર ભરાયું, અને હોડી તળીયે બેઠી. વીજળીની બત્તીઓ બુઝાઇ ગઇ. પાણી ઉલેચી નાંખવાને પ્રયાસો કર્યા, પણ તે નિષ્ફળ થયા. પોણાબારને સુમારે ઉપરીએ લખ્યું: "પાણી અંદર ભરાયું છે, અને અમે ભીંજાઇ ગયા છીએ. અમારાં કપડાં તરબોળ થયાં છે, અને ઠંડી લાગે છે." બાર વાગ્યે "પંપ" વપરાય તેવું ન રહ્યું; પાણીની ઊંડાઇ માપનાર યંત્ર જોતાં ૬૦ ફુટ નીચે છે, એમ માલુમ પડયું. હજી કલોરિનની ઝેરી હવા જણાતી નહોતી; પણ પેટ્રોલનો ધુમાડો અસહ્ય લાગતો હતો.

આ કરુણ વૃત્તાંતમાં છેલ્લી નોંધો નીચે પ્રમાણે છ:—

"બધા ખલાસીઓએ પોતાની ફરજ સારી રીતે અદા કરેલ છે, અને મને સંતોષ છે. મરણની તો હું હમેશાં વકી રાખતો આવ્યો છું. નામદાર શહેનશાહને મારી નમ્ર વિનંતી એટલીજ છે, કે મારા હાથ નીચેના માણસોનાં જે કુટુંબો હોય તે દુઃખી ન થાય, એવી તજવીજ કરાવવી. હવાનું દબાણ વધતું જાય છે, અને મારા કાનનો પડદો જાણે ભાંગતો હોય એવું મને લાગે છે. સાડાબાર. શ્વાસ લેવાનું અતિશય મુશ્કેલ થઇ પડયું છે. હું પેટ્રોલ ગૅસનો શ્વાસ લઉં છું. પેટ્રોલથી મને નશો ચડી ગયો છે. કપ્તાન નાકાનો. બાર ઉપર ચાળીશ મિનિટ થઇ ગઇ છે."

એ કમનસીબ હોડી, મરેલા ખલાસીઓની સાથે થોડા દિવસ પછી હાથ લાગેલી, જ્યારે એક બહાદુર માણસની છેલ્લી ક્ષણોનો આ ઉમદા હેવાલ જાણવામાં આવેલો. ખલાસીઓને બહુ ખમવું પડયું નહીં હોય એમ દેખાય છે; કારણકે પેટ્રોલની ગૅસ પ્રમાણમાં દુઃખ કર્યા વગર જીવતરનો અંત લાવે છે.

આવા અકસ્માતોથી એમ સાબિત થાય છે કે જળની ભીતર હોડીઓ ચલાવવામાં ગંભીર જોખમો રહેલાં છે; અને દરિયાઇ પ્રવાસનાં સાધારણ જોખમો જળભીતરોના સંબંધમાં ઘણાં વધી જાય છે. સપાટી પરના વહાણને ઇજા થાય તો ખલાસીઓને બચવાના ઇલાજ રહે છે; પણ જળભીતરના ખલાસીઓને કશો માગ રહેતો નથી. બચવાનાં સાહિત્યો આધુનિક નવી જળભીતરો ઉપર રાખવામાં આવે છે, પણ અત્યાર સુધી કોઇ પ્રસંગે તે ઉપયોગી નીવડેલ નથી.

ટોર્પીડો એ કંઇ ગોળો નથી, પણ વસ્તુત: એ એક ન્હાનું વહાણ છે, અને પાણીમાં પોતાનાં એંજિનોથી ચાલે છે. સાધારણ રીતે તે એક નળીમાંથી છોડવામાં આવે છે; અને નળી પાણીની નીચે રહે છે. જળભીતરે નિશાન બરાબર લીધું હોય, તો ટોર્પીડો છોડવાને ઉપર આવવાની જરૂર પડતી નથી.

બ્રિટિશ નૌકામાં વપરાયેલી જૂનામાં જૂની ટોર્પીડો વ્યાસમાં ૧૪ ઇંચ છે, ૮૮૦ વાર સુધી જઇ શકે છે, અને લગભગ બે મણ પ્રજ્વલ્ય પદાર્થ સંઘરી શકે છે; નવીઓ વ્યાસમાં ૨૧ ઇંચ હોય છે, ૭,૦૦૦ વાર સુધી ચાલી શકે છે, અને લગભગ ૮ મણ પ્રજ્વલ્ય પદાર્થ સમાવી શકે છે. પ્રજ્વલ્ય એટલે સળગી ઉઠે તેવો.

ટોર્પીડોની પ્રથમ શોધ કપ્તાન લપ્પિસ નામે એક અસ્ટ્રિયન નૌકાધિકારીએ કરી હતી, અને તેની મદદમાં મિ. વ્હાઇટહેડ કરીને એક ઇંગ્રેજ હતો. તેને બ્રિટિશ સરકારે ઇ. સ. ૧૮૭૧માં ટોર્પીડો બનાવવાના રહસ્ય અને હક માટે ૧૫,૦૦૦ પૌંડ આપ્યા હતા.

પાણીમાં ચાલતાં ટોર્પીડો કોઇ વાર વિમાર્ગે પણ જાય છે. એ કંઇ હમેશાં વિશ્વાસ રાખવા લાયક હથિયાર નથી. પાણીની ઉષ્ણતામાં થોડી ડીગ્રીનો પણ ફેર પડતાં તેની ગતિ ઉપર ઘણી અસર થાય છે.

છેલ્લામાં છેલ્લી જળભીતરો ઉપર તોપો પણ હોય છે, પણ તે બહુ શક્તિવાળી હોતી નથી. વધારેમાં વધારે ચાર ઇંચિયા તોપો ભીતર ચાલતી નૌકાઓ ઉપર ગોઠવેલી જણાયેલી છે; અને સાધારણ રીતે તે એવે સ્થાને અને એવી યોજનાથી ગોઠવેલી હોય છે કે વિમાનો ઉપર તે છોડી શકાય.



## લડાઇના તાર.

નં. ૬૦ની ટેકરી પરના હુમલા.

લંડન, ૨૩ મી એપ્રિલ.

ફીલ્ડ માર્શલ ફ્રેંચ જણાવે છે કે સોમવારથી જર્મનોએ નં. ૬૦ની ટેકરી પર વારંવાર હુમલા કર્યા છે, પણ તે સૌ નિષ્ફળ ગયા છે.

જર્મનો મૂર્છા કરનારી ગૅસ વાપરે છે.

લંડન, ૨૪ મી એપ્રિલ.

ફીલ્ડ માર્શલ ફ્રેંચ ખબર આપે છે કે મંગળવારે રાત્રે દુશ્મને ઇપ્રની ઉત્તરે અમારી ડાબી બાજુના ફ્રેંચો પર હુમલો કર્યો હતો. હુમલા પહેલાં તોપો છોડવામાં આવી હતી, અને મૂર્છાકર

કરતી ગૅસ બનાવવાને ઘણાં સાધનો વાપર્યાં જણાતાં હતાં. જે જથામાં એ બનાવવામાં આવેલ છે તે બતાવે છે, કે હેગસમિતિના કાનૂન વિરુદ્ધ યુક્તિઓ વાપરવાને ઘણા વખતથી તૈયારીઓ થયેલ છે.

આપણી લાઇનો કેમ તૂટેલી ?

પારિસ, ૨૪ મી એપ્રિલ.

હવે ઇપ્રની ઉત્તરે આપણી લાઇનોને હઠાવવામાં જર્મનો કેમ ફાવ્યા તે ચોકસ થયેલ છે. જર્મન ખાઇઓ તરફથી ઉત્તર તરફ ચાલતા પવનને લીધે ફેલાયેલા ઘાટા પીળા ધુમાડાને લીધે આપણાં લશ્કરોને મૂર્છા થયેલી, અને બીજી લાઇનમાં પણ તેની અસર પહોંચેલી. ગઇ કાલના હુમલામાં ખોવાયેલી જગ્યાનો થોડો ભાગ ફરી હાથમાં આવેલ છે.

બેલ્જિયમમાં મોટી લડાઇ.

લંડન, ૨૪ મી એપ્રિલ.

ડચ પેપરો જણાવે છે કે સંખ્યાબંધ જર્મન લશ્કરો ઇસેર પર હુમલો કરવાને બ્રસેલ્સમાં થઇને પસાર થવા માંડ્યાં છે. ભાઇબંધો જ્યારે ઇપ્રની દક્ષિણે હુમલો કરવા લાગ્યા છે, ત્યારે જર્મનોએ શહેરની ઉત્તરે માણસો ફેંકવા માંડ્યાં છે, કે જેથી તે ભાઇબંધોની લાઇનને ભેદી શકે. પશ્ચિમ રંગભૂમિ ઉપર સખતમાં સખત લડાઇ અત્યારે ચાલી રહી છે.

પશ્ચિમ તરફ ઘમસાણ.

પારિસ, ૨૫ મી એપ્રિલ.

ઇપ્રની ઉત્તરે મૂર્છિત કરનારી ગૅસથી લાભ મેળવવાને જર્મનોએ ઘણો પ્રયાસ કર્યો, પણ તે વ્યર્થ ગયો છે. આજ પ્રભાતે ઇસેરને ડાબે કિનારે લિઝર્નનું ગામડું તેઓ લઇ શક્યા હતા; પણ ઝોવો અને બેલ્જિયનોએ જોરથી હુમલો કરીને તે પાછું પડાવ્યું છે. બેલ્જિયન લશ્કરની સાથે સંબંધ ટકાવીને આપણે પશ્ચિમ તરફ આગળ વધ્યા છીએ.

દુશ્મનની મોટી ખ્વારી.

પિત્રોગ્રેડ, ૨૬ મી એપ્રિલ.

દુશ્મનો વધારે મોટી તોપો કાર્પેથિયનોમાં લાવ્યા છે, અને આખા મોખરા ઉપર તોપોનો મારો વધ્યો છે. શનિવારે રાત્રે તેમણે વારંવાર હુમલા કરેલા, પણ તેમાં મોટી ખ્વારી સાથે તેમને પાછા હઠવું પડયું છે.

એક બહાદુર ધસારો.

લંડન, ૨૬ મી એપ્રિલ.

ઇપ્રની ઉત્તરની લડાઇ કાનડામા ઇતિહાસમાં નોંધાશે, કારણકે કાનડાએ તેમાં નામના મેળવી છે. ફ્રેંચ લશ્કરને મૂર્છિત કરતા વાયુને લીધે હઠી જવું પડયું, તે અરસામાં દુશ્મને પાછળના કાનડી લશ્કરના મોટા ભાગ પર હુમલો કર્યો. કાનડીઓ બેઉ બાજુ સામે થઇને સંગીનોથી સિંહની માફક લડ્યા; અને થોડી વારમાં બ્રિટિશ કુમક પણ આવી પહોંચી.

પછી બધાં દળો ભેગાં થઇને દુશ્મન ઉપર હુમલો કર્યો, અને ખોયેલી ભૂમિ પાછી મેળવી, એટલુંજ નહીં. પણ જર્મનોની લાઇનમાં પેસારો કર્યો. એ જબ્બર ધસારામાં જર્મનોનાં ટોળે ટોળાં કપાઇ ગયાં. ઘણી બંદુકો પકડાઇ, અને તોપોને હઠી જવું પડ્યું.

કાનડી ધસારાનો હેવાલ.

લંડન, ૨૬ મી એપ્રિલ.

જ્યારે ફ્રેંચ લશ્કર પાછું હઠ્યું, ત્યારે કાનડીઓને ઉત્તરે છેક તરફ મોકલવામાં આવેલા. કાનડીઓને ખાવાનું કે પીવાનું લગભગ બિલકુલ મળ્યું નહોતું; અને થાકીપેલા હતા. આખો દિવસ તેઓ રાહ જોઇ બેસી રહ્યા. પછી જ્યારે મધરાત થઇ ત્યારે હુકમ થયો કે ૫૦૦ વારને છેટે દુશ્મનો છે તેમના પર ધસારો કરો.

કંઇક ૨,૫૦૦ જેટલા કાનડી વીરોએ જેની અંદર ૭,૦૦૦ જર્મનો પોતાનાં સાધન સાથે હતા તે ઝાડી પર હલ્લો કર્યો. ઝાડીની આગળ ખાઇઓ હતી તેમાં થઇને અંદર પડ્યા, અને દુશ્મનોથી ઘેરાઇ જવા છતાં બીજો આખો દિવસ અંદર પડ્યા રહ્યા. ગોળીઓનો વરસાદ વરસતો હતો. છતાં તેમણે ચાર ફ્રેંચ મોટી તોપો પાછી મેળવી, અને તેનો નાશ કર્યો; તથા જર્મનોને સંગીનો વડે જોસથી ચીર્યા.

ડાર્ડનલ્સ ઉપર હુમલો

પિતૃગ્રેડ, ૨૭ મી એપ્રિલ.

રશિયન કાળા સમુદ્રના કાફલાએ બૉસ્ફરસના કિલ્લાઓ અને બંદરીઓ ઉપર તોપોનો મારો શરૂ કર્યો છે. કિલ્લાઓમાં મોટા ધડાકાઓ થયા હતા; અને તુર્કી લડાયક વહાણોને ખસી જવું પડ્યું હતું. દુશ્મનોની ટોર્પિડો-હોડીઓ આવેલી, પણ આપણાં લડાયક વહાણોએ તેમને ભગાડેલ છે.

ડાર્ડનલ્સનો હુમલો.

લંડન, ૨૮ મી એપ્રિલ.

તા. ૨૫ મીએ ડાર્ડનલ્સના બન્ને કિનારા ઉપર બાઇબંધ રાજ્યોનાં લશ્કરો ઉતર્યાં છે. ફ્રેંચોએ ૫૦૦ કેદી પકડ્યા છે. નૌકાની મદદ પુરતી છે.



## નિવેદન.



તા. ૪થી એપ્રિલને રોજ અમારા નામદાર મહારાજા સાહેબના જન્મદિવસે ભાવનગરના બધા નિશાળોમાં જતા બાળકોએ જશોનાથ મહાદેવના મંદિરમાં નામદાર મહારાજા સાહેબના દીર્ઘાયુ માટે તથા બ્રિટિશના વિજય માટે પ્રાર્થના કરી હતી, જેનો ફોટોગ્રાફ આજના અંકની સાથે અમારા વાંચનારાઓને અમે ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૧ મી મે, ૧૯૧૫. [અંક ૨૪.

। યતો ધર્મ સ્તતો જયઃ ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૧ મી મે ૧૯૧૫.

## વિગ્રહ શરૂ થવાને વખતે જર્મનીની સ્થિતિ.

વિગ્રહ શરૂ થયો તે પહેલાં ઘણા વખતથી પેપરોએ તેની તૈયારી કરી મૂકી હતી. એક પેપર લખ્યા કરતું હતું, કે રૂશિયા સાથેનો વિગ્રહ લગભગ પવિત્ર વિગ્રહ જેવો ગણાશે. એટલે જ્યારે અસ્ટ્રિયાએ સર્બિયાની સામે વિગ્રહ જાહેર કર્યો, ત્યારે જર્મનીની અંદર સર્વત્ર લડાયક જુસ્સો ઉછળી નિકળ્યો.

"દિલમેં ફફોલે પડ ગયે સીનેકે દાગસે:
ઇસ ઘરકો આગ લગ ગઇ ઘરકે ચિરાગસે!"

અર્થ:—છાતીમાં ડામ દીધા, તેથી હૃદયમાં ફરફોલા પડ્યા.
આ ઘરમાં તો ઘરનાજ દીવાથી આગ લાગી છે.

શનિવાર તા. ૨૫મી જુલાઇની આખી રાત મોટાં ટોળાંઓ બ્યૂગલો સાથે ફરતાં રહ્યાં; અને શહેનશાહી પાર્લમેન્ટના તથા અસ્ટ્રિયન એલચીખાતાનાં મકાનો પાસે મિજલસો ભરાઇ. સર્બિયન વાવટાઓને શેરીઓમાં બાળવામાં આવ્યા; સર્બિયન નિવાસીઓનાં અપમાન કરવામાં આવ્યાં; અને મુખ્યત્વે કરીને રૂશિયનો જેમાં જતા હતા તેવાં કેટલાંક કાફીખાનાંઓનો કંઇ અંશે નાશ કરવામાં આવ્યો. ચારલૉટનબર્ગમાં સર્બિયન એલચીખાતાનો નાશ કરવાની કોશિશોને ઘોડેસ્વાર પોલિસે નિષ્ફળ કરેલી; પણ તોફાન કરતારાઓ તરફ એટલી બધી નરમાશ બતાવેલી, કે કોઇને આશ્ચર્ય થાય.

શનિવારનો એ શંખધ્વનિ માત્ર અસ્ટ્રિયા તરફની દિલસોજીનો નહોતો, પણ ખાસ કરીને રૂશિયા તરફના ધિક્કારનો હતો. જે છાપાંઓએ તેને ઉત્તેજન આપેલું, તેમને બીજે દિવસે પોલિસ તરફની સાવચેતી છાપવી પડી, કે હવે પછી એવાં ટોળાંઓ એકઠાં થવા દેવામાં આવશે નહીં. એ ટોળાંઓ એકઠાં થાય અને તોફાન કરે તેમાં અમલદારોને વાંધો નહોતો; પણ વાંધો એ હતો, કે બર્લિન અને તેની પડોશમાં વિરૂદ્ધની મિજલસોમાં હાજરી આપવાને ૬૦,૦૦૦ સોશ્યલિસ્ટોને તેમના પક્ષના આગેવાનો તરફથી આવાહન થયું હતું.

મંગળવારે અને બુધવારે તોફાન કંઇ નરમ લાગેલું, કારણકે કેસર એ દિવસોમાં પોટસડામ મુકામે કાઉન્સિલમાં હતો. પણ તે રાત્રે ઘણા લુચ્ચાનિયા અને ઘરડાઓનાં ટોળેટોળાં ગાતાં ગાતાં અને શોરબકોર કરતાં શેરીઓમાં ફરવા લાગ્યાં. વિગ્રહના આવેશ કરતાં દારૂનો આવેશ વધારે હોય એમ જોનારને દેખાઇ આવતું હતું.

લડાઇ થવાની છે એ વાતની તો ઘણાને ખબર પડી ચૂકી હતી. છેક ૬ ઠ્ઠી અને ૭ મીને રોજે એટલેકે આર્ચડ્યૂક ફ્રાન્ઝ ફર્દિનંદનું દફન થયા પછી બેત્રણ દિવસમાંજ સંસ્થાનોની ટુકડીઓના અને રાજકીય કામકાજે આફ્રિકા વગેરે સ્થળે ગયેલા જર્મન અમલદારોને નોટિસ મળી ગઇ હતી, કે તેમણે રજા ઉપર યુરપ આવતાં રહેવું. આ અમલદારોએ પોતાનાં સગાંવહાલાંને પોતાના આવવાના તાર કરી દીધા હતા, એટલે એ લોકો સુલેહની ચાલતી વાતોને માને એમ રહ્યું નહોતું.

જર્મન યુવરાજે ઉત્તેજન આપીને તોફાન વધારી મૂકેલું, એ ચોકસ છે.

ફ્રેંચ, રશિયન અને ઇંગ્લિશ એલચીખાતાંઓ પર જે હુમલા થયેલા, તેમાં સ્ટેટની મદદ અને પોલિસનું ઉત્તેજન હતું. સ્વતંત્ર અને નિષ્પક્ષપાતી સાક્ષીઓ જણાવે છે કે, ઉદાહરણ તરીકે, જ્યારે રશિયન એલચીખાતાની બાનુઓ સરહદ પર પહોંચવા આગગાડીને સ્ટેશને જતી હતી, ત્યારે હલકા લોકો તેમની ગાડી પર પથ્થરોનો અને તેમના કાન પર ગલીચ વાણીનો વરસાદ વરસાવતા હતા, અને પોલિસે ઘણા વખત સુધી તે માત્ર જોયા કર્યું હતું. શરૂઆતના દિવસોમાં લોકોનો તિરસ્કાર રશિયા તરફ સર્વથી વધારે હતો. બ્રિટિશ એલચીખાતા ઉપર હુમલો થયેલો તે તો ઘણે અંશે જર્મન અમલદારોએ ફેલાવેલી જૂઠી અફવાઓને લીધેજ.

"નિકલના ખુદ્દસે આદમકા સુનતે આયે હૈં, લેકિન
બહુત બેઆબરૂ હોકર તેરે કૂચેસે હમ નિકલે!"

અર્થ:—પરમેશ્વરે આદમને સ્વર્ગમાંથી જાકારો દઇ બહાર કાઢ્યા તે તો અમે સાંભળતા આવ્યા છીએ; પણ તારી ગલીમાંથી તો અમે ઘણાંજ અપમાન સાથે બહાર નિકળ્યા છીએ.

નાણાં ખાતાના અમલદારોએ જાણ્યું હતું કે મોટો વિગ્રહ સળગતાં લોકો સોના માટે દરોડો પાડશે, અને તે માટે તેમણે તૈયારી કરી રાખી હતી. પણ તેમને એ કલ્પના પણ નહીં, કે લોકો બધું રૂપાનાણું અને નિકલના સિક્કા પણ સંઘરી દેશે.

જૂલાઇની ૨૫ મી તારીખ અને શનિવારે ગામડાના ડીપોઝિટરોએ ન્હાની સેવિંગ્સ બેંકો ઉપર દરોડો શરૂ કર્યો.

મંગળવાર તારીખ ૨૮ મી જૂલાઇએ જર્મન ડીપોઝિટરોએ બેંકોમાંથી ઘણું સોનું ઉડાવી લીધું. મોટી જર્મન બેંકોએ પોતાની શાખાઓના મેનેજરોને ફરમાવ્યું કે સોનું નાખુશીથી

આપવું. ચારલૉટનબર્ગમાં અને પશ્ચિમ બર્લિનના બીજા ઘણા ભાગોમાં બેંકોએ માગણીના દશ ટકા કરતાં વધારે સોનું આપવાની અને કોઇ પણ એક માણસને ૫૦ પૌંડ કરતાં વધારે આપવાની ના પાડી. શહેનશાહી બેંકને ૨૩ મી અને ૨૭ મી જૂલાઇ વચ્ચે વીશ લાખ કાઢી નાખવા પડ્યા; અને સોમ તથા મંગળવારે બધી મ્યુનિસિપલ સેવિંગ્સ બેંકો ઉપર ધસારો થયેલો.

ઔરાંઓની હારની હારો, મુખ્યત્વે કરીને ઘરની નોકરડીઓ તથા કારખાનાની મજૂરણો, મ્યુનિસિપલ સેવિંગ્સ બેંકની મુખ્ય ઓફિસો પાસે એકઠી થયેલી. મંગળવારે તો બેંકોએ બધી માગણીઓ પૂરેપૂરી ચૂકવી; પણ બુધવારે સવારે તેમણે જાહેર કર્યું કે એક મહિનાની નોટિસ વગર કશું ઉપાડી શકાશે નહીં. ગુરુવારે તો ઓફિસો આગળ પોલિસની તલવાર અને પિસ્તોલ સાથે ચોકી બેસી ગઇ.

ઘણા શેરોના ભાવો ઘટી જવાથી બે દિવસમાં દશ કરોડ જેટલી ખોટ આવી. થુરિંગિયાના એક પ્રખ્યાત શરાફ ઑગસ્ટ સાલને બુધવારની રાતે વીમારમાં પોતાની બેંકમાં પિસ્તોલ ખાઇને મરવું પડ્યું. પોટ્સડામમાં યુજેન બીબર નામે એક જાણીતા ખાનગી શરાફે ગુરુવારે સવારે પ્રથમ પોતાની ઓરતનું ખૂન કર્યું, અને પછી પોતે ઝેર પીધું. તે લેખ મૂકતો ગયો કે, "બે દિવસમાં મેં ૧૩,૦૦૦ પૌંડ ખોયા છે, અને મારી બધી મિલકત ધૂળ થઇ જવાની તૈયારી છે."

"નાદાન જાન દેતે હું'ય પૈસેકે વાસ્તે:
આફત ખરીદ લેતે હું'ય પૈસેકે વાસ્તે!"

હાનોવરની એક મોટી બેંક બુધવાર તા. ૨૯ મી જૂલાઇની રાતે ભાંગી; અને સેંકડો ડીપોઝિટરો પાયમાલ થયા.

પરગણામાં કાગળનાં નાણાંની હવે ના પડાવા લાગી, અને ગુરુવારની સવારની ગાડીઓમાં પરગણાંના લોકો બર્લિનમાં સોનું લેવાને આવ્યા. ગુરુવાર સાંજ સુધીમાં બર્લિનમાં કેટલીક ખાનગી બેંકોએ નાણાં ચૂકવવાનું બંધ કર્યું.

નાણાંબજારમાં આ પ્રકારની ભીડની સાથેજ ખોરાકનો જથ્થો ભરી લેવાને પણ લોકોએ હરેડો પાડ્યો; અને કીમતો ૨૫ થી ૫૦ ટકા જેટલી વધી ગઇ. કેટલાંક શહેરોમાં તોફાનો થયાં. ઘણા વેપારીઓએ માલ ખૂટી ગયો જાહેર કરીને પોતાની દુકાનો બંધ કરી; પણ પોલિસની મદદ આવી પહોંચે તે પહેલાં લોકોએ બારણાં ભાંગેલાં, અને સૌ પોતાને જોઇતી ચીજો ઉડાવી ગયેલા, અને કાગળનાં નાણાં નાંખતા ગયેલા.

દરમિયાન કૈસર ૧૮૭૦ ની પહેલાંની ફત્તેહોની નકલ ભજવી બતાવવાને રંગભૂમિ તૈયાર કરતો હતો. ઑસ્ટ્રિયાએ જર્મનીની સાથે થયેલી સમજણ પ્રમાણે સર્વિયાના સમાધાનનો તિરસ્કાર

કર્યા, ત્યારે કેસરે પોતાનો ગ્રીષ્મઋતુનો પ્રવાસ માંડી વાળ્યો. સોમવાર તારીખ ૨૭ મી જૂલાઇએ તે કિયલ આવી પહોંચ્યો; અને ત્યાં અમલદારોએ વિગ્રહના પક્ષમાં મેદિની મળવા દીધી.

ઘણા માણસોએ એવી આશા રાખેલી, કે તે બર્લિન જલદી પહોંચશે, અને લોકોનાં ટોળેટોળાં રાજમહેલની પાસે એકઠાં થયેલાં; પણ કેસર તો ૧૮૭૦ ના દાખલાને વળગી રહેલો. તેની સ્પેશ્યલ ટ્રેન હજારોનું સ્વાગત પામતી પામતી બર્લિનને આંટો દઇને પોટ્સડામની બહાર વાઇલ્ડપાર્કના રાજસ્ટેશન પર બપોર પછી તરત આવી પહોંચી. કૈસરિન તો કેસલ પાસેના પોતાના ગ્રીષ્મ ઋતુના મેહેલથી વહેલી પાછી ફરી હતી.

જર્મની લડાઇ માટે તૈયાર નથી એવો દેખાવ ટકાવી રાખવાને પોટ્સડામથી એવી યાદી બહાર પડેલી, કે નોકરો, રસોઇયાઓ, ખિજમતદારો, વગેરે ઉન્હાળામાં હવા ખાવા બહાર ગામ ગયેલા, તેમને રવિવારે રાત્રે તારથી બોલાવવામાં આવ્યા છે.

પ્રવાસથી કેસરનો રંગ જરા ભીનો થયો હતો. હવે ઊંડી આંખો અને રીસની કરચલી યુક્ત કપાળવાળો કેસર પોતાના સલૂનથી નીચે ઉતર્યો. કેસરિનને તેણે એક ફુલનો તોરો આપ્યો; અને તરત ચાન્સેલર અને પરદેશ ખાતાના સેક્રેટરી તરફ વળ્યો. લગભગ અર્ધો કલાક સુધી તેણે તે બે માણસોની સાથે વાતચિત કરી, કે જેમના ઉપર યૂરપની શાંતિનો આધાર હતો. વાત કરતાં કરતાં ધીમે ધીમે રીસની કરચલી નરમ પડી; એટલે તે નૈકાના અને ભૂમિસેનાના અમલદારો તરફ વળ્યો, કે જેઓ રાજકીય વાતચિત પૂરી થવાની રાહ જોતા ચક્રાકારમાં નિરીક્ષણ કરતા હતા.

મંગળવાર અને બુધવારે કેસર પોટ્સડામ મુકામે કાઉન્સિલમાં રહ્યો. બુધવારે તેણે એક કૉન્ફરન્સ ભર્યું, જે સાંજના સાડા પાંચે શરૂ થઇને ગુરૂવારના પ્રભાતના કલાકો સુધી જારી રહ્યું. શુક્રવારે બપોરે બે વાગ્યા પહેલાં તો ખાસ પેપરોનો શહેર ઉપર વરસાદ વરસ્યો; અને વિગ્રહ જાહેર થઇ ગયો.

વસ્તીએ બધું કામકાજ છોડી દઇને શહેરમાં એકઠાં થવા માંડ્યું; અને બ્રૅંડનબર્ગ દરવાજાથી રાજમહેલ સુધીના રસ્તામાં એક ઇંચ પણ જગ્યા ખાલી રહી નહીં.

રાજગાડી ઉપરના બ્યૂગલનો ઘોષ સંભળાતો ગયો, તેમ લોકો તાળીઓ પાડીને આવકાર આપવા લાગ્યા. વારંવાર આવકારને સત્કારવાને રાજગાડી થોભતી ગઇ. ત્રણ વાગ્યાના અરસામાં કેસર પોતાના મહેલમાં દાખલ થઇ ગયો; અને શહેનશાહી વાવટો મહેલ ઉપર ફરકવા માંડ્યો.

સાડા ચાર વાગ્યા ત્યાં જર્મનીનું "સિવિલ ગવરમેંટ" અદૃશ્ય થયું. સર્વ પબ્લિક હાઉસો, સ્ટેશનો, બેંકો, અને અમીરોના મહેલો પાસે સંગીનોવાળા સંત્રીઓની ચોકી બેસી ગઇ. ખોરાકના ચોકસ કરેલા ભાવથી વધારે લેનાર વેપારીઓની દુકાનો બહાર લટકની પિસ્તોલવાળા પોલિસ બંધ કરવા લાગ્યા.

બર્લિનનું સ્થાનિક સ્વરાજ્ય ઉડી ગયું. એ ક્ષણથી દરેક નિશાળે જઇ આવેલ જર્મને જાણ્યું કે હવે શું કરવાનું છે. નાટકના બધા પ્રવેશો પહેલેથી નોંધાઇ ચૂક્યા હતા; એટલે સુમારે ૬,૦૦૦ બર્લિનવાસીઓ શહેનશાહનું ભાષણ સાંભળવાને રાજમહેલ પાસે એકઠા થયા. સુમારે સવા ૭ વાગ્યા ત્યારે કૈસરે પોતાના મોટા ખન્ઝના ઝરૂખામાં સકુટુંબ દર્શન આપ્યું, કે જે ઝરૂખામાંથી તેના દાદાએ ૪૪ વર્ષ પહેલાં ફ્રાન્સની સાથે લડાઇ જગાવી ત્યારે ભાષણ આપ્યું હતું.

તાળીઓનો શોરબકોર એટલો થયો કે થોડી મિનિટ તો કૈસરથી બોલાયું નહીં. છેવટે તેના નાવિક પુત્ર આદલબર્ટે શળિયા પાસે આવીને બે હાથ ઊંચા કર્યા; એટલે શાંતિ પ્રસરી ગઇ. પછી દુર્યોધન મહારાજ બોલવા લાગ્યા:—

"આ એક અંધારો દિવસ અને કાળો કલાક છે. જે સંકટ બલાત્કારે આપણા ઉપર નાંખવામાં આવ્યું છે તે કોઇ કારભારીનું કામ નથી, પણ જર્મની તરફની ઘણાં વરસની અદેખાઇનું પરિણામ છે. તરવાર પરાણે મારા હાથમાં ખોસવામાં આવે છે. જો આ છેલ્લે કલાકે આપણા સામાવાળિયાઓને ઠેકાણે લાવવાને હું જે પ્રયાસ કરી રહ્યો છું તે નિષ્ફળ થશે, તો મને વિશ્વાસ છે કે, ઈશ્વરની મદદથી, આપણે તરવાર એવી રીતે ચલાવશું, કે જેથી બધું ખલાસ થાય ત્યારે આપણે તે આબરૂભેર મિયાન કરી શકીએ. આ વિગ્રહમાં આપણે જિંદગી અને નાણાંનો અતિશય ભોગ આપવો પડશે; પણ આપણે આપણા દુશ્મનોને દેખાડી શકશું કે જર્મનીને રીસ ચડાવવી એ શી વાત છે. અને હવે હું તમારી સૌની ઈશ્વરને સુપ્રત કરૂં છું. મંદિરે જાઓ, અને ત્યાં ઘૂંટણીએ પડીને પ્રભુની પ્રાર્થના કરો, કે આપણા બહાદુર લશ્કરને મદદ મળે"

ધીમે ધીમે મહેલની પાસેનાં ટોળાં વિખેરાવા લાગ્યાં, અને સુમારે એક કલાક પછી સ્પ્રી તરફના પાછલા દરવાજામાંથી એક બંધ પડદાવાળી મોટર નિકળી. ગલીઓમાંથી પસાર થઇને તે પાર્કમાં પહોંચી, અને ત્યાં કેસરિનનો બર્લિનમાં રહેવાનો માનીતો મહેલ છે ત્યાં ઉભી રહી. ગાડીમાં પ્રિન્સ ઓસ્કાર—કૈસરનો ચોથો સિપાહબચ્ચો અને તેની સાથે અદરાયેલી કાઉન્ટેસ આના બાસ્સેવિઝ હતાં. કોઇને ખબર પડ્યા વગર મહેલના એક ઓરડામાં રાજકુટુંબ એકઠું થયું; અને ત્યાં લગ્નવિધિ થઇ.

રવિવારે કોનિગ્સપ્લાઝ ઉપર ખુલ્લા મેદાનમાં ઉપાસના કરવામાં આવી. બિસ્માર્કના પુતળાની આસપાસ સુમારે ત્રીશ હજાર પુરૂષો અને સ્ત્રીઓ એકઠાં થયાં. સાડા અગિયાર

વાચ્યે ઉપદેશકે પોતાનું ઊંચું સ્થાન લીધું, અને ડા ડોહરિંગે "તું મૃત્યુ પર્યંત વિશ્વાસ રાખ, અને હું તને જીવનનો મુગટ આપીશ," એ શબ્દ ઉપર અસરકારક ઉપદેશ આપ્યો. પછી બિસ્માર્કના પૂતળાને પાયે "ડાઇસ" ઉપર ઉભો હતો ત્યાંથી પોતાનો હાથ ઊંચો કરીને ડા. ડોહરિંગ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો, અને એ મોટી સભા તેની પાછળ એક એક વાકય ઉચ્ચારવા લાગી. સ્ત્રીઓ રડી પડી; અને પ્રૌઢ માણસો પોતાનાં વદન છુપાવવા માંડ્યા. ઉપાસના પૂરી થઇ, એટલે ચૂપ રહીને બધાં માણસો પોતપોતાને ઠેકાણે ગયાં.



## લડાઇના તાર.

વર્તમાન સ્થિતિ.

તારો વાંચતાં જણાય છે કે જર્મનીનું જોર હજી નરમ પડ્યું નથી. ઝેરી હવાનો ઉપયોગ ભલે પ્રજાઓના કાયદાની વિરુદ્ધ હોય, પણ જર્મનીએ તે વાપરીને પોતાની અદ્ભુત સંહારક શક્તિ બતાવી આપી છે. ગેલીશિયામાં અસ્ટ્રિયા પર માર પડતો હતો, અને રૂશિયનો આગળ વધતા હતા, ત્યાં પણ પહોંચીને વીર જર્મનીએ પરાક્રમ બતાવ્યું છે. એકવીશ માઇલ દૂર ગોળા મોકલી નાશ કરવાની શક્તિ તેણે બતાવી આપી છે; અને હજી તે કંઇકંઇ ચમત્કારો બતાવશે. પણ તેની હાર ધર્મરાજાના ચોપડામાં લખાયેલી છે, અને મદોન્મત્ત કૈસર વિલિયમ હજારો પછાડા માર્યા પછી થાકીને હેઠો બેસવાનો છે. હજી મહિનાઓ વીતશે એમ લાગે છે. પણ થોડા કે ઘણા મહિના વીતે, છતાં પરિણામ સંબંધી લેશ માત્ર શંકા રાખવાનું કારણ નથી.

ડાર્ડનલ્સ.

લંડન, ૩૦ મી એપ્રિલ.

મજબૂત બ્રિટિશ અને ઑસ્ટ્રેલેશિયન લશ્કરો દ્વીપકલ્પ ઉપર ઉતરી ચૂક્યાં છે; અને એશિયાની બાજુએ ફ્રેંચ લશ્કરો છે.

૮,૦૦૦ તુર્કો કેદ.

લંડન, ૩૦ મી એપ્રિલ.

ઍથન્સથી જણાવવામાં આવે છે કે ઇનોસ આગળ ઉતરેલા લશ્કરે કેટલાંક ગામડાં કબજે કર્યાં છે, અને ૨૦ માઇલ આગળ ચાલેલ છે. ટ્રોયના મેદાન પર ૮,૦૦૦ તુર્કો કેદ થયા છે.

ડન્કર્ક ઉપર રાક્ષસી તોપ.

પારિસ, ૩૦ મી એપ્રિલ.

૧૯ મોટા ગોળા ડન્કર્ક ઉપર પડ્યા છે. ૨૦ માણસ મરી ગયાં છે, અને ૪૫ જખમી થયાં છે. કેટલાંક ઘરો પણ પડી ગયાં છે. (એકવીશ માઇલને છેટેથી એ રાક્ષસી જર્મન તોપના ગોળા આવે છે.)

ગેલીશિયામાં સખત લડાઇ.

પિતૃગ્રેડ, ૪થી મે.

શનિવાર સાંઝથી નીચલી નિદ્રા અને કાર્પેથિયન વચ્ચે સખત લડાઇ ચાલવા માંડી છે. રવિવારે સવારે વિશ્ચુલાના ડાબા કાંઠા ઉપર દુશ્મને હુમલા કર્યા હતા; પણ પાછા હઠવું પડ્યું હતું.

ઇપ્રની આસપાસ તોપોનો મારો.

આમ્સ્ટર્ડામ, ૪થી મે.

૨ જી તારીખે ઇપ્રની આસપાસ જેવો તોપોનો મારો થયો છે, તેવો અદ્યાપિ કોઇ વાર થયેલ નહીં હોય. આખા ફ્લાન્ડર્સમાં ધડાકા સંભળાયા હતા, અને આંચકા લાગ્યા હતા. બ્રુજીઝનાં ઘરો અને ડચ સરહદ પરનાં ગામડાં ધ્રૂજતાં હતાં. વસ્તીને ખાતરી છે કે મિત્ર રાજ્યોની ફત્તેહ અવશ્ય થશે.

હિંદી વિક્રમની તારીફ.

લંડન, ૪થી મે.

નવ શાપેલની લડાઇ પછી ફીલ્ડ માર્શલ ફ્રેંચે ગુરખાઓનું "ઇન્સ્પેકશન" કર્યું છે. પોતાના ભાષણમાં તેણે તેમના વીરત્વની સારી તારીફ કરીને ઉપકાર માન્યો છે.

ઝેરી વાયુનો ઉપયોગ.

લંડન, ૪ થી મે.

આમની સભામાં મિ. એસ્કિવથે જાહેર કર્યું, કે ઝેરી વાયુનો જર્મની જે ઉપયોગ કરે છે તે હેગ સમિતિના કાનૂનથી વિરુદ્ધ છે.

ગેલીશિયામાં જર્મન કુમક.

પિતૃગ્રેડ, ૬ ઠ્ઠી મે.

ગેલીશિયામાં વિશ્ચુલા અને કાર્પેથિયન વચ્ચે હઠીલી લડાઇ ચાલી રહી છે. મોટી જર્મન કુમક આવી પહોંચી છે, અને સાથે પુષ્કળ તોપો છે. જબ્બર ઘસારા થાય છે, અને હજારો માણસો ખપી જાય છે.

કેદીઓ તરફ ખરાબ વર્તણુક.

લંડન, ૬ ઠ્ઠી મે.

આમની સભામાં મિ. એસ્કિવથે કહ્યું કે કેદીઓ તરફ ખરાબ વર્તણુક એ એવા પ્રકારની દુષ્ટતા છે, કે જે અંધારા જમાનામાં પણ જણાયેલી નહોતી. એવા અપરાધોની સંભાળથી નોંધ કરવામાં આવે છે, કે જેથી જ્યારે વખત આવે ત્યારે ગુન્હેગારોને તે માટે શાસન કરી શકાય.
* * * બ્રિટિશ સરકાર કેદીઓ તરફ દયાળુ વર્તન જારી રાખશે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૮ મી મે, ૧૯૧૫. [અંક ૨૫.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરના મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૮ મી મે ૧૯૧૫.

## વિગ્રહમાં તુર્કીએ લીધેલો ભાગ.

ઇ. સ. ૧૯૧૪ના નવેંબરની ૫ મી તારીખે ગ્રેટ બ્રિટને તુર્કી સાથે વિગ્રહ જાહેર કર્યો; અને એથી કરીને જે મહા વિગ્રહ અત્યાર સુધી યૂરપમાંજ સળગતો હતો તે એશિયા માઇનર અને આફ્રિકામાં પણ ફેલાય એવી સ્થિતિ થઇ. વિગ્રહની જાહેરાતથી કોઇને અચંબો લાગેલો નહીં; અચંબો તો એથી લાગેલો કે એટલા બધા વખત સુધી તુર્કી તટસ્થતાના નિયમોનો ભંગ કેમ કરી શકેલું. રૂશિયા, ઇંગ્લંડ અને ફ્રાન્સે ઘણા વખત સુધી સહન કર્યું; પણ તુર્કીને એ સહનશીલતા નિર્બલતા લાગી હોવી જોઇએ.

જર્મની સાથે જ્યારે વિગ્રહ જાહેર થયો, ત્યારે ગેબેન અને બ્રેસ્લો નામે બે લડાયક જર્મન વહાણો ભૂમધ્ય સમુદ્રમાં હતાં. ગેબેન એક છેલ્લી નવી ઢબનું ૨૩,૦૦૦ ટનના પરિમાણનું વહાણ હોઇને તેના પર દશ અગિયાર ઇંચિયા તોપો હતી. તેની ગતિ સાધારણ રીતે કલાકે ૨૭ દરિયાઇ માઇલની હતી; પણ કેટલીક વાર ૨૮.૪ સુધીની ઝડપથી ચાલવાની શક્તિ તેણે બતાવી હતી. બ્રેસ્લો એથી ન્હાનું અને હળવું વહાણ હતું.

આ બે સત્વર નૌકાઓને હિંદી મહાસાગરમાં ફરીને બ્રિટિશ માર્ગોની ખબર રાખવાનું* કામ સુપ્રત થયું હતું. હજી એ વહાણો સ્વેઝ સુધી પણ પહોંચ્યાં નહોતાં, ત્યાં તો બ્રિટને જર્મની સામે વિગ્રહ જાહેર કર્યો.

મેસિનાની સામુદ્રધુનીમાં એક બ્રિટિશ કાફલાએ તેને ઘમક્યાં હતાં; પણ વધારે ઝડપથી ચાલનારાં હોવાથી તે ન્હાસી જઇ શકેલાં. ત્વરાથી ડાર્ડનલ્સમાં પેસીને તેમણે તુર્કી કિલ્લાઓનો આશ્રય લીધો.

તુર્કી લશ્કરી અમલદારોએ એ બે ન્હાસેડુ નૌકાઓને મોટો આવકાર આપ્યો. ગેબેનના કપ્તાનને સુલતાને ખાસ બોલાવીને માન આપ્યું; અને રાજધાનીની વસ્તીએ હુકમ થવાથી તમામ ખલાસીઓને જ્યાફત આપી ત્રણ દિવસ સુધી જર્મનો મેજબાનીનો ગંમ્મત ઉડાવતા રહ્યા; અને એલચીઓ વિવાદ કરતા રહ્યા. સુલતાનની સરકારે બહાનાં કાઢવા માંડ્યાં.

---

* હરામખોરીના પરિભાષામાં ખબર રાખવામાં સંહાર કરવાનો પણ સમાવેશ થાય છે.

છેવટે તુર્કીએ એમ જાહેર કર્યું, કે એ બે વહાણો ખરીદી લેવાની અને ખલાસીઓને અમુક સ્થળે રોકી રાખવાની ગોઠવણ કરવામાં આવી છે. તરત જણાઇ આવ્યું કે એ જાહેરાત માત્ર નામની હતી, કારણકે તુર્કી પોશાકમાં અને તુર્કી વાવટા નીચે જર્મન અમલદારો અને ખલાસીઓ જારી રહેલા. છેવટે ઑક્ટોબરની ૨૯ મી તારીખે ગેબેન, બ્રેસ્લો અને હમીદિયાએ થીઓડોસિયા અને ઓડિસ્સા પાસેના રૂષિયન કિનારા પર તોપો ચલાવી; અને જોકે નુકસાન થોડું થયું, તોપણ એલચીઓથી સમાધાન થાય એવી સ્થિતિ ન રહી. નવેંબરની ૨૭ તારીખે બ્રિટન, રૂષિયા અને ફ્રાન્સના એલચીઓએ ઇસ્તંબુલ છોડ્યું; અને તુર્કી સામે વિગ્રહ જાહેર થયો.

તરુણ તુર્ક પક્ષે જર્મન શહેનશાહતની સાથે એવા પ્રપંચો કર્યા હતા, કે હવે તેનાથી છૂટા થવાય એમ નહોતું. ભૂમિસેનામાં અને નૌકાસેનામાં હજારો જર્મન અમલદારો, સિપાઇઓ, અને ખલાસીઓ કામ કરી રહ્યા હતા; અને જર્મની પાસેથી પુષ્કળ દારૂગોળો ખરીદ કરીને તુર્કી એવી આશા રાખતું હતું, કે ગ્રીસને ઇજીયન ટાપુઓ છોડી દેવાનું અથવા લડાઇ માટે તૈયાર થવાનું કહી શકાશે, અને જર્મની પાસેથી નાણાં લઇને બ્રિટન, રૂષિયા, તથા ફ્રાન્સને બ્હાનાંઓથી સમજાવી શકાશે.

જર્મન અમલદારોએ જ્યારે એમ જોયું કે તુર્કો તેમની સાથે ભળવામાં વાર લગાડે છે, ત્યારે તુર્કી વાવટા નીચે પણ પોતાના હુકમ નીચે ચાલતાં વહાણોથી તેમણે ક્રિમિયન કિનારા પર તોપો ચલાવી. મિત્ર રાજ્યોએ કહેણ મોકલ્યું કે ગેબેન અને બ્રેસ્લોને મૂકી છાંડો, અને તુર્કી નૌકામાંથી બધા જર્મન અમલદારોને બરતર્ફ કરો.

તુર્કી મંત્રીસભામાં આથી બે ભિન્નભિન્ન વિચાર થયેલા; પણ ગેબેનના કમાંડરે સૂચવ્યું કે મિત્ર રાજ્યોની માગણીનો અનાદર કરો, નહીં તો હું કોન્સ્ટન્ટિનોપલ ઉપર અને પ્રથમ સુલતાનના મહેલ ઉપર તોપના ગોળા શરૂ કરીશ. મંત્રીસભાની સ્થિતિ કફોડી થઇ પડી.

જે લોકોએ સુલતાન અબ્દુલ હમીદને ગાદી પરથી ઉઠાડી મૂકયો હતો, અને કાયદેસર બંધારણ દાખલ કરવાના બહાનાથી સત્તા હાથમાં લીધી હતી, તેઓ અત્યારે એવી દશામાં આવી ગયા, કે તેમને એક જર્મન અમલદારના હુકમ પ્રમાણે વર્તવું પડ્યું.

પેલા બદમાશ અન્વેર પાશાએ આ પરિણામ લાવવાનેજ કારસ્તાન કીધાં હતાં. જ્યારથી તરુણ તુર્ક પક્ષનું જોર થયું હતું, ત્યારથી તુર્કીની શહેનશાહત ઝડપથી બગડવા માંડી હતી. અબ્દુલ હમીદે જોકે આર્મીનિયનોનાં ખૂન કરેલાં, અને માસીડોનિયનો પર જુલમ ગુજારેલો, અને પ્રામાણિકતામાં શૂન્યતા બતાવેલી, તોપણ તે એવો રાજ્યકર્તા હતો, કે મુખ્ય રાજ્યોમાં પરસ્પર અદેખાઇ કરાવીને પોતાનો મુલક સાચવી શકેલો. તેને પૈસાની જરૂર પડતી, તો

મહેસુલ માંડી આપીને અથવા ઇજારાની એનાયત કરીને તે પારિસ અથવા લંડનમાંથી પૈસા મેળવી શકતો. મોટાં રાજ્યોના કોઇક પક્ષ સાથે તેને તકરાર થતી, તો તે એવી કુનેહ વાપરતો કે બીજા પક્ષની તેને મદદ મળતી. એટલે ખાનગી પૈસો પુષ્કળ એકઠો કરવા છતાં તુર્કીની આબરૂ તેણે ટકાવી રાખેલી.

તરુણ તુર્ક પક્ષે હાથમાં સત્તા લીધી, ત્યારે તો ઘણા સુધારાનાં વચન આપ્યાં હતાં; પણ તે કશા અમલમાં આવેલાં નહીં. પરદેશ સાથેનો વ્યવહાર એક કુશળ માણસના હાથમાં રહેવાને બદલે ઝાઝા ઓછા કુશળ માણસોના હાથમાં આવ્યો, કે જેઓમાં પરસ્પર અદેખાઇ હતી. આથી કરીને પ્રથમ ઇટલી સાથે વિગ્રહ સળગ્યો, કે જ્યારે તુર્કીએ એક વરસ લડ્યા પછી ત્રિપોલી અને સાઇરેનેકા ખોયાં. હજી ઇટલી સાથે સલાહ થઇ નહોતી, ત્યાં બાલ્કન પક્ષે એટલે બલ્ગેરિયા, સર્બિયા, ગ્રીસ અને મોંટીનીગ્રોએ ૧૯૧૨ ના ઑકટોબરની ૧૩ મી તારીખે તુર્કી સામે વિગ્રહ શરૂ કર્યો. એ વિગ્રહમાં તુર્કીએ યૂરપનો પોતાનો લગભગ બધો મુલક ખોયો.

૧૯૧૩ ના જૂલાઇની ૨ જી તારીખે, જ્યારે બાલ્કન ભાઇબંધો વચ્ચે લડાઇ જાગી, અને બલ્ગેરિયાએ દગાથી પોતાના આગલા ભાઇબંધો ઉપર હુમલો કર્યો, ત્યારે તરુણ તુર્કને પોતાની નાશ પામતી સત્તા ફરી જમાવવાનો પ્રસંગ મળ્યો. એમ કહેવું જોઇએ કે એ પ્રસંગનો ઠીક લાભ લેવાયો. ૧૫૦,૦૦૦ ચૂંટેલા લશ્કરને ઝડપથી એકઠું કરીને અન્વર પાશાએ આડ્રિયાનોપલ પર ચડાઇ કરી, અને લગભગ એક પણ ગોળી છોડ્યા વગર એ મહત્ત્વના શહેર અને કિલ્લાનો કબજો લીધો. પછી બુખારેસ્ટના કોલકરાર થયા, તેમાં પૂર્વનું થ્રેસ તુર્કીને પાછું મળ્યું.

હવે જ્યારે જર્મનીએ યૂરપમાં હોળી સળગાવી, ત્યારે અન્વરે સુલતાનને બ્રિટિશ શહેનશાહત સામે એક "જહાદ" અથવા ધર્મવિગ્રહ જાહેર કરવાને સમજાવ્યો. પણ "જહાદ" માં હિંદ અને ઇજિપ્તના મુસલમાનો ભળ્યા નહીં. તેમણે અંદરનો પ્રપંચ જોઇ લીધો; બ્રિટિશ રાજ્ય તરફ વફાદારી પ્રગટ કરી; અને સુલતાને માત્ર આબરૂ ખોઇ.

સ્વેઝની નહેરના બચાવ માટે એ વખતે ૫૦,૦૦૦ નું એક બ્રિટિશ લશ્કર ડાબા કિનારા પર ખાઇઓ બનાવીને પડ્યું હતું. એ લશ્કર ઉપર તુર્કી કમાંડર જેમલ પાશાએ ત્રીજી ફેબ્રુઆરી ૧૯૧૫ ને દિવસે એક રેતીના વંટોળિયાનો લાભ લઇને હુમલો કર્યો. તુર્કી અમલદારે કાંતો પ્રતિપક્ષીની અવગણના હોવાથી અથવા તો તુર્કી અને જર્મન અમલદારો વચ્ચે મતભેદ થવાથી બે આવશ્યક બાબતો તરફ બેદરકારી રાખી. ફેબ્રુઆરીની ૧ લી તારીખે, કે જ્યારે તે સ્વેઝની નહેરની નજીક આવી પહોંચ્યો, ત્યારે તેણે તપાસ કરવી જોઇતી હતી, કે ગ્રામીનું લશ્કર કેટલું અને કેવું છે. બ્રિટિશ વિમાનો રણમાં થઇને તેનો માર્ગ જોતાં આવ્યાં હતાં,

THE TSAR OF RUSSIA.



ઋશિયાના ઝાર સાહેબ.

એટલે ઓચિંતો છાપો મારવાની તો તેને આશાજ હોઇ શકે નહીં. અને જો હુમલોજ કરવાનો તેનો ઇરાદો હતો, તો તે તેણે પોતાના પૂરેપૂરા જોરથી કરવો ઘટતો હતો. બેમાંથી એક પણ વાત તેણે ન કરી. એક વિભાગથી તેણે હુમલો કર્યો, ત્યાં બીજો વિભાગ ત્રણ માઇલ દૂર રહ્યો, અને બાકીના લશ્કરે લડાઇમાં કશોજ ભાગ લીધો નહીં.

બ્રિટિશ લશ્કરે દુશ્મનને સારી પેઠે પાસે આવવા દીધા, અને નઝદીક આવ્યા કે બરાબર ગોળાનો વરસાદ ચલાવ્યો. તુર્કો મરણિયા થઇને લડ્યા, પણ જીતવાનો સંભવ જરા પણ હતોજ નહીં. બચ્યા તે ન્હાસી ગયા. આ પ્રમાણે તુર્કોએ કરવા ધારેલી ઇજિપ્ત પરની ચડાઇનો અંત આવ્યો.

તુર્કોએ રૂશિયા પર ચડાઇ કરી એ પણ એવીજ સાહસિક હતી. અર્ઝરૂમ અને વાનની વચ્ચે એકાદ લાખનું લશ્કર એકઠું કરીને ભર શિયાળામાં કોકેસસ પહાડમાં થઇને રૂશિયન સરહદ પર હુમલો કરવાનો હતો. લશ્કરનો એક ભાગ બીજા ભાગથી છૂટો પડી ગયો. રૂશિયનોએ જરા હઠી જઇને દુશ્મનને આગળ આવવા ઉશ્કેર્યા. તુર્કો એ જાળમાં ફસાયા. લગભગ વીશ હજાર માણસો કપાઇ ગયા અથવા ન્હાસભાગમાં મુઆ; અને બાકીના અવ્યવસ્થામાં ભાગી ગયા. લશ્કરના બીજા ભાગની પણ એવીજ દશા થઇ. જીતેલા રૂશિયનો તેમની પાછળ પડ્યા; અને જે તુર્કો બચ્યા હતા તે અર્ઝરૂમ તરફ નાઠા.

દરમિયાન એક વધારાના તુર્કી લશ્કરે ઇરાનમાં દાખલ થઇને તાબ્રિઝમાં પ્રવેશ કર્યો. જ્યારે બધા તુર્કોએ ન્હાસવા માંડ્યું ત્યારે એક રૂશિયન સવારોના દળે તાબ્રિઝ ઉપર કુચ કરી, અને ચડી આવેલાઓને હાંકી કાઢ્યા. આ કાર્યમાં તેમને પહાડી ઇરાની લુટારાઓએ સારી મદદ કરી; કારણકે તુર્કોને જે અસબાબ મૂકીને જવું પડ્યું તેમાંથી તેમને લૂટવાનો હક અપાયો હતો. ફેબ્રુઆરીની આખરે તો મિત્ર રાજ્યોના કાફલાઓએ જઇને ડાર્ડનલ્સનાં બારણાં ઠોકયાં.



## લડાઇના તાર.

**પઠાણોની બહાદુરી.**

લંડન, ૬ ઠ્ઠી મે.

એક હેવાલ પ્રગટ થયો છે, જેમાં હિંદીઓની દૃઢતાની સારી તારીફ થઇ છે. એક પઠાણ પલટને ગોળીઓના વરસાદની સામે ટક્કર લીધેલી, તેનાં ખાસ વખાણ થયાં છે.

આગબોટ લુસીટેનિયાનો વિનાશ.

લંડન, ૭મી મે.

કનર્ડ કંપની જણાવે છે કે લુસિટેનિયાને ટોર્પીડો વાગી છે, અને તે ડુબી ગઇ છે. બોટ ઉપર કુલ ૨,૧૬૦ માણસ હતાં. બચેલાની સંખ્યા ૬૫૮ છે.

બ્રિટન આભાર માને છે.

લંડન, ૭મી મે.

આવતી તા. ૧૯મીએ ગિલ્ડ હૉલમાં એક સભા ભરાશે, જેમાં મિ. એસ્કિવથ એક ઠરાવની દરખાસ્ત લાવશે, અને મિ. બોનર લૉ તેને ટેકો આપશે, કે સ્વતંત્રતા અને ન્યાયની ખાતર ચાલતા મામલામાં સંસ્થાનોએ અને હિંદે જે અસાધારણ સેવા બજાવી છે, તે માટે બ્રિટિશ પ્રજા હમેશાં આભારી રહેશે.

ગેલીશિયામાં સખત લડાઇ.

પિતૃગ્રેડ, ૮મી મે.

ગેલીશિયામાં વિશ્ચુલા અને કાર્પેથિયન વચ્ચે મોટી લડાઇ ચાલી રહી છે. કેટલાંક જર્મન લશ્કરો આવી પહોંચ્યાં છે.

મિ. લૉઇડ જ્યોર્જનું ભાષણ.

લંડન, ૮મી મે.

ન્યુસપેપર ફંડના એક ખાણામાં મિ. લૉઇડ જ્યોર્જે જણાવ્યું, કે મુખ્ય પ્રધાન મિ. એસ્કિવથનો પુત્ર ડાર્ડનલ્સમાં જખમી થયેલ છે. તેણે ઉમેર્યું કે, "વિગ્રહ ક્યાં સુધી ચાલશે એમ મને ઘણી વાર પૂછવામાં આવે છે. હું માત્ર અગ્રહમ લિંકને આપેલો જવાબ આપી શકું, કે 'જ્યાં સુધી વિગ્રહનો ઉદ્દેશ પાર પડશે ત્યાં સુધી તે ચાલશે' વિગ્રહનો સર્વોપરિ ઉદ્દેશ યુરપને સ્વતંત્રતા અપાવવાનો અને દુનિયાનું સામ્રાજ્ય ભોગવવાના પ્રશિયન લડાયક લોભને ચગદી નાંખવાનો છે. યુરપને તે માટે ભયંકર ભોગ આપવો પડશે; અને આપણે પણ આપણો હિસ્સો આપવાને તત્પર રહેવું જોઇએ. આપણા લાખો સિપાઇઓ અત્યારે ફરજ બજાવે છે, અને એવાજ બહાદુર વીશ લાખ હજી બાકી છે."

શરમી લડાઇ.

લંડન, ૯મી મે.

પશ્ચિમમાં બ્રિટિશ છાવણીની સાથે રહેલો "નજરે જોનાર" જર્મનોના ન મનાય તેવા જંગલીપણાનો ખ્યાલ કરવા બ્રિટનોને આગ્રહ કરે છે. તે જણાવે છે, કે પરાજયના ઝનૂનમાં પણ બ્રિટિશોએ એક જર્મન અમલદારનો જાન બચાવ્યો હતો. તેને પાછલા બાગમાં લઇ જતા હતા, ત્યાં તેણે બે સિપાઇઓને ઝેરી હવાની અસરથી મોતની તૈયારીમાં જોયા. તે ઉભો રહ્યો અને હસ્યો, અને તે તરફ આંગળી ચીંધીને બોલ્યો કે, "એ બાંધનમાં તમે શું પસ્તાઓ છો?" ફરી

થયેલા પ્રશિયન ચોકીદારો પણ પશુઓની ક્રૂરતાથી વર્ત્યા છે; અને ઉદ્ધત તથા અપકારી છે. જર્મનીએ રાક્ષસી લડાઇ શરૂ કરી છે. તેની રાક્ષસતાને કચરી નાંખવી જોઇએ.

હમેશાંની કાળી ટીલી.

લંડન, ૯ મી મે.

આખી દુનિયામાંથી એવી મતલબના તારો મળ્યા છે, કે લુસિટેનિયાને ડુબાવવાથી જર્મનીને હમેશાંની કાળી ટીલી ચોટી છે.

અમેરિકન પેપરો સખત ટીકા કરે છે, અને કહે છે કે સુધરેલી દુનિયા એ સમુદાયના ખૂન તરફ શી દૃષ્ટિથી જુએ છે, તે બાબતમાં જર્મનાને ક્ષણ પણ શંકામાં રાખવી ઉચિત નથી.

ઇટાલિયન પેપરો તેને વિગ્રહનો સર્વથી ક્રૂર બનાવ ગણે છે.

લુસિટેનિયા.

લંડન, ૧૦ મી મે.

કનર્ડ કંપની જણાવે છે કે લુસિટેનિયામાંથી ૭૬૪ માણસો બચ્યાં છે. બચેલા માણસો કહે છે કે લુસિટેનિયાના વિનાશ માટે કેટલીક સબમરીનો સાથે કામ કરતી હતી એમ માનવાને કારણ છે. થોડા કલાક પહેલાં એક અમેરિકન ડાક્તરે એક જળભીતર દીઠી હતી ઉતારૂઓએ અસાધારણ ધૈર્ય અને શાંતિ દાખવેલ છે. મિ. વેન્ડરબિલ્ટ પોતાનો બચાવનો પટ્ટો કોઇ બુઢ્ઢી ઓરતને આપી દેતો છેલ્લો દેખાયો હતો.

ઇંગ્લંડમાં લાગણી.

લંડન, ૧૦ મી મે.

ધર્મોપદેશકોએ લુસિટેનિયાના વિનાશ માટે પ્રબળ લાગણી બતાવી છે, અને સખત ભાષા વાપરી છે. સિટી ટેમ્પલવાળા રેવરંડ કેમ્પબેલે કહેલું, કે "ક્યાં સુધી, ઓ પ્રભુ! ક્યાં સુધી એ પ્રશિયન ક્રાઇસ્ટરિપુની નારકી શહેનશાહત અને શયતાનનો કિલ્લો પૂરેપૂરો અને છેવટનો નષ્ટ નહીં થાય?" "ટાઇમ્સ" લખે છે, કે જર્મની જીતાય, અને બર્લિનમાં પેસાય, ત્યાં સુધી બદલાનો વિચાર અશક્ય છે. આપણો એ દૃઢ નિશ્ચય હોવો જોઇએ.

"બ્રિટન એક દીવાની પ્રજા છે!"

લંડન, ૧૦ મી મે.

લંડનના બિશપે સેન્ટ પૉલ કેથીડ્રલમાં ઉપદેશ આપતાં એમ કહેલું જાહેર થાય છે કે, "દુનિયાનો સર્વોપરિ ઝુકાવનાર આખી દુનિયાને ઝુકાવવા ચાહે છે. એ એટલો મજબૂત છે, તેમાં આપણો પણ કંઇક વાંક છે. લૉર્ડ રૉબર્ટ્સે ઘણાં વરસ અગાઉ આપણને કહેલું કે આપણે એક દીવાની પ્રજા છીએ. લગભગ તેના મરણદિવસ સુધી આપણે તેને હસી કાઢતા હતા. એ ડાહ્યા માણસના અવાજને ન સાંભળવાની આપણને એ સજા થઇ છે, કે જ્યાં સેંકડો માણસોજ કપાત ત્યાં અત્યારે હજારો અને લાખો કપાય છે.

આગબોટ લુસિટેનિયાનો વિનાશ.

લંડન, ૭ મી મે.

કનર્ડ કંપની જણાવે છે કે લુસિટેનિયાને ટોર્પીડો વાગી છે, અને તે ડુબી ગઇ છે. બોટ ઉપર કુલ ૨,૧૬૦ માણસ હતાં. બચેલાની સંખ્યા ૬૫૮ છે.

બ્રિટન આભાર માને છે.

લંડન, ૭ મી મે.

આવતી તા. ૧૯ મીએ ગિલ્ડ હૉલમાં એક સભા ભરાશે, જેમાં મિ. એસ્કિવથ એક ઠરાવની દરખાસ્ત લાવશે, અને મિ. બોનર લૉ તેને ટેકો આપશે, કે સ્વતંત્રતા અને ન્યાયની ખાતર ચાલતા મામલામાં સંસ્થાનોએ અને હિંદે જે અસાધારણ સેવા બજાવી છે, તે માટે બ્રિટિશ પ્રજા હમેશાં આભારી રહેશે.

ગેલીશિયામાં સખત લડાઇ.

પિત્રોગ્રેડ, ૮ મી મે.

ગેલીશિયામાં વિસ્ચુલા અને કાર્પેથિયન વચ્ચે મોટી લડાઇ ચાલી રહી છે. કેટલાંક જર્મન લશ્કરો આવી પહોંચ્યાં છે.

મિ. લૉઇડ જ્યોર્જનું ભાષણ.

લંડન, ૮ મી મે.

ન્યુસપેપર ફંડના એક ખાણામાં મિ. લૉઇડ જ્યોર્જે જણાવ્યું, કે મુખ્ય પ્રધાન મિ. એસ્કિવથનો પુત્ર ડાર્ડનલ્સમાં જખમી થયેલ છે. તેણે ઉમેર્યું કે, "વિગ્રહ કયાં સુધી ચાલશે એમ મને ઘણી વાર પૂછવામાં આવે છે. હું માત્ર અબ્રાહમ લિંકને આપેલો જવાબ આપી શકું, કે 'જ્યાં સુધી વિગ્રહનો ઉદ્દેશ પાર પડશે ત્યાં સુધી તે ચાલશે' વિગ્રહનો સર્વોપરિ ઉદ્દેશ યૂરપને સ્વતંત્રતા અપાવવાનો અને દુનિયાનું સામ્રાજ્ય ભોગવવાના પ્રશિયન લડાયક લોભને ચગદી નાંખવાનો છે. યૂરપને તે માટે ભયંકર ભોગ આપવો પડશે; અને આપણે પણ આપણો હિસ્સો આપવાને તત્પર રહેવું જોઇએ. આપણા લાખો સિપાઇઓ અત્યારે ફરજ બજાવે છે, અને એવાજ બહાદુર વીશ લાખ હજી બાકી છે."

રાક્ષસી લડાઇ.

લંડન, ૯ મી મે.

પશ્ચિમમાં બ્રિટિશ છાવણીની સાથે રહેલો "નજરે જોનાર" જર્મનોના ન મનાય તેવા જંગલીપણાનો ખયાલ કરવા બ્રિટનોને આગ્રહ કરે છે. તે જણાવે છે, કે ધસારાના ઝનૂનમાં પણ બ્રિટિશોએ એક જર્મન અમલદારનો જાન બચાવ્યો હતો. તેને પાછલા ભાગમાં લઇ જતા હતા, ત્યાં તેણે બે સિપાઇઓને ઝેરી હવાની અસરથી મોતની તૈયારીમાં જોયા. તે ઉભો રહ્યો અને હસ્યો, અને તે તરફ આંગળી ચીંધીને બોલ્યો કે, "એ બાબતમાં તમે શું ધારો છો?" કેટ

થયેલા પ્રૂશિયન ચોકીદારો પણ પશુઓની ક્રૂરતાથી વર્ત્યા છે; અને ઉદ્ધત તથા અપકારી છે. જર્મનીએ રાક્ષસી લડાઇ શરૂ કરી છે. તેની રાક્ષસતાને કચરી નાંખવી જોઇએ.

**હમેશાંની કાળી ટીલી.**

લંડન, ૯ મી મે.

આખી દુનિયામાંથી એવી મતલબના તારો મળ્યા છે, કે લુસિટેનિયાને ડુબાવવાથી જર્મનીને હમેશાંની કાળી ટીલી ચોટી છે.

અમેરિકન પેપરો સખત ટીકા કરે છે, અને કહે છે કે સુધરેલી દુનિયા એ સમુદાયના ખૂન તરફ શી દૃષ્ટિથી જુએ છે, તે બાબતમાં જર્મનોને ક્ષણ પણ શંકામાં રાખવી ઉચિત નથી.

ઇટાલિયન પેપરો તેને વિગ્રહનો સર્વથી ક્રૂર બનાવ ગણે છે.

**લુસિટેનિયા.**

લંડન, ૧૦ મી મે.

કનર્ડ કંપની જણાવે છે કે લુસિટેનિયામાંથી ૭૬૪ માણસો બચ્યાં છે. બચેલા માણસો કહે છે કે લુસિટેનિયાના વિનાશ માટે કેટલીક સબમરીનો સાથે કામ કરતી હતી એમ માનવાને કારણ છે. થોડા કલાક પહેલાં એક અમેરિકન ડાક્તરે એક જળભીતર દીઠી હતી ઉતારૂઓએ અસાધારણ ધૈર્ય અને શાંતિ દાખવેલ છે. મિ. વેન્ડરબિલ્ટ પોતાનો બચાવનો પટ્ટો કોઇ બુઢ્ઢી ઓરતને આપી દેતો છેલ્લો દેખાયો હતો.

**ઇંગ્લંડમાં લાગણી.**

લંડન, ૧૦ મી મે.

ધર્મોપદેશકોએ લુસિટેનિયાના વિનાશ માટે પ્રબળ લાગણી બતાવી છે, અને સખત ભાષા વાપરી છે. સિટી ટેમ્પલવાળા રેવરંડ કેમ્પબેલે કહેલું, કે "કયાં સુધી, ઓ પ્રભુ! કયાં સુધી એ પ્રશિયન ક્રાઇસ્ટરિપુની નારકી શહેનશાહત અને શયતાનનો કિલ્લો પૂરેપૂરો અને છેવટનો નષ્ટ નહીં થાય?" "ટાઇમ્સ" લખે છે, કે જર્મની જીતાય, અને બર્લિનમાં પેસાય, ત્યાં સુધી બદલાનો વિચાર અશકય છે. આપણો એ દૃઢ નિશ્ચય હોવો જોઇએ.

**"બ્રિટન એક દીવાની પ્રજા છે!"**

લંડન, ૧૦ મી મે.

લંડનના બિશપે સેન્ટ પૉલ કેથીડ્રલમાં ઉપદેશ આપતાં એમ કહેલું જાહેર થાય છે કે, "દુનિયાનો સર્વોપરિ ઝુકાવનાર આખી દુનિયાને ઝુકાવવા ચાહે છે. એ એટલો મજબૂત છે, તેમાં આપણો પણ કંઇક વાંક છે. લૉર્ડ રૉબર્ટ્સે ઘણાં વરસ અગાઉ આપણને કહેલું કે આપણે એક દીવાની પ્રજા છીએ. લગભગ તેના મરણદિવસ સુધી આપણે તેને હસી કાઢતા હતા. એ ડાહ્યા માણસના અવાજને ન સાંભળવાની આપણને એ સજા થઇ છે, કે જયાં સેંકડો માણસોજ કપાત ત્યાં અત્યારે હજારો અને લાખો કપાય છે.

**કૅલે માટે છેલ્લો પ્રયાસ.**

લંડન, ૧૧ મી મે.

ઉત્તર ફ્રાન્સથી ખબર આવે છે કે આરસથી સમુદ્ર સુધી ૭૦ માઇલના મોખરા ઉપર કૅલે માટે એક છેલ્લો ભયંકર મારો ચાલી રહ્યો છે. બન્ને બાજુમાં હજારો માણસો માર્યા ગયાં છે. શનિવારે ઇપ્ર ઉપર જે ગોળા દુશ્મનોએ ચલાવેલા તેથી તો તોબાહ! બ્રિટિશોને ખાઇઓ છોડવી પડી. પછી જ્યારે જર્મનો ભેળા થઇને ધસ્યા, ત્યારે તેમને ઘાસની પેઠે વાઢી નાંખ્યા, અને છેવટે પાછા હઠાવ્યા.

**પ્રેસિડન્ટ વિલ્સનની શાંતિ.**

ફિલાડેલ્ફિયા, ૧૧ મી મે.

પ્રેસિડન્ટ વિલ્સનના એવા શબ્દો બહાર આવે છે, કે "લુસિટેનિયાના સંબંધમાં યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર ઘણું કરીને શાંતિ રાખશે; અને એ દુ:ખદાયક બનાવથી માણસજાત તરફ જે અન્યાય થયો છે તેની જર્મનીને ખાતરી કરી આપવા યત્ન કરશે." તેણે ઉમેર્યું કે, "અમેરિકાનો દાખલો એક ખાસ દાખલો થવો જોઇએ. દુનિયામાં શાંતિ જખમ રૂઝવનાર અને ઉન્નત કરનાર બળ છે, વિરોધ નથી. માણસને એટલું સ્વમાન હોય કે તે લડવાની ના પાડી શકે; તે એટલો બધો સત્યમાં હોય કે બલાત્કારે બીજાને મનાવવાની જરૂર જ ન પડે."

"ન્યૂ યૉર્ક ટાઇમ્સ" લખે છે, કે પ્રેસિડન્ટ વિલ્સનના શબ્દોથી લોકોની લાગણીને બરાબર પ્રતિધ્વનિ મળ્યો નથી; પણ એ શબ્દો તેના છેલ્લા નથી.

**૧૩૯ અમેરિકનો ડુબી ગયા.**

લંડન, ૧૨ મી મે.

યુનાઇટેડ સ્ટેટ્સના એલચીખાતા તરફથી ખબર મળે છે કે લુસિટેનિયા ઉપર ૧૩૯ અમેરિકનો ડુબી ગયા છે.

**બ્રિટનમાં જર્મન વિરુદ્ધ તોફાનો.**

ગઇ રાત્રે લંડનમાં જર્મન વિરુદ્ધ પુષ્કળ તોફાન થયું. જર્મન દુકાનો લૂટાઇ અને બંગાઇ; અને અંદરનાં માણસો તરફ ખરાબ રીતે વર્તવામાં આવ્યું. પોલિસનું કશું ચાલેલું નહીં. અને કેટલાક પોલિસો તોફાનીઓના પ્રહારથી જખમી પણ થયેલા.

## નિવેદન.

આજના અંકની સાથે અમે ઝુબિયાના નામદાર આર સાહેબનો એક સુંદર ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૫ મી મે, ૧૯૧૫. [અંક ૨૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઈ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૫ મી મે ૧૯૧૫.

## વિગ્રહ જાહેર કર્યા પછી જર્મનીની સ્થિતિ.

લશ્કરને તૈયાર થવાનો હુકમ નીકળ્યો, કે થોડા કલાકની અંદર આખી જર્મન શહેનશાહુતમાં વિલક્ષણ ફેરફાર થઇ ગયો. દરેક રેલ્વે સ્ટેશન પાસે તંબુઓની છાવણી નહીં પણ ઝુંપડાંઓની હારો તૈયાર થઇ. દરેક સારજંટના હાથમાંના ટાઇમટેબલ પ્રમાણે જ્યારે સિપાઇઓની પહેલી ટુકડીઓ આવી પહોંચી, ત્યારે તાપ અને વરસાદમાંથી બચવાને તેમને માટે આશ્રય તૈયાર હતો; અને "રેડ ક્રૉસ" ખાતાના પ્રયાસથી પાણી, લેમનેડ, વગેરે પણ હાજર હતાં.

બીજે નહીં તો આખા પ્રશિયામાં બંદોબસ્ત એવો બરાબર હતો, કે લશ્કરને તૈયાર થવાનો હુકમ મળતાં પીવાનું પાણી થંડું કરવાને બરફ પણ હાજર હતો. આખી શહેનશાહુતના દરેક ગામડામાંથી ન્હાની ન્હાની ટોળીઓ સ્ટેશનો તરફ જવા લાગી; અને ત્યાંથી તેમને પલટનોની છાવણી તરફ મોકલી આપવાની હતી.

શનિવાર તા. ૮ મી ઑગસ્ટે માણસોની અછતને લીધે કેટલાંક કારખાનાં બંધ કરવાં પડ્યાં. બ્યૂગલ વાગ્યું કે સાધારણ ઉદ્યોગો બંધ પડ્યા.

થોડા દિવસ સુધી માત્ર બર્લિનનાંજ નહીં પણ લગભગ બધાં મોટાં શહેરોનાં પોલિસ સ્ટેશનો જાસુસ તરીકે પકડેલા અને નીચમાં નીચ લોકોની સાથે ગોંધેલા ગૃહસ્થોથી ભરાયેલાં રહ્યાં. ઘણા ઇંગ્રેજો વિગ્રહ જાહેર થયો ત્યારે જર્મનીમાં હોવાથી કેદ થયેલા, જેમાંના કેટલાકની ઓરતો પણ સાથે હતી. એ લોકો જ્યારે માંડમાંડ ઇંગ્લંડ પહોંચ્યા, ત્યારે અપમાન અને હેરાનગતીની એવી વાતો લાવ્યા, કે જેવી ઘણા વખતથી સંભળાયેલી નથી. એક બ્રિટિશ કૉન્સલ પોતાની પત્ની અને પુત્ર સાથે ડેનિશ સરહદ પર મુસાફરી કરતાં પકડાયેલો. તેની ઓરતને એક કેદખાનામાં પૂરેલી; અને તેને તથા તેના પુત્રને બીજા તુરંગમાં રાખેલા, કે જ્યાં પડવાને માટે થોડા ઘાસ સિવાય બીજું કશું ન હતું, અને લગભગ અંધકાર હતો. અહીં થોડા દિવસ ગાળ્યા પછીજ તેને છૂટકારો મળેલો.

જર્મન હવા ખાવાની જગ્યાઓએ ગયેલા મુસાફરો વારંવાર કેદ થયેલા; અને કેટલાકને

લડાયક ઉમરના હોવાથી છૂટકારો મળેલોજ નહીં. ઘણી ઓરતોને ખુલ્લા રસ્તા ઉપર તેમની પાસે કંઇ બોંબ કે ખાનગી કાગળો છે કે નહીં તેની તપાસ માટે કપડાં કાઢવાં પડેલાં; અને ક્રૂરતાની તાલીમમાં રીઢા થયેલા જર્મન અમલદારોને એવી ક્રિયાઓમાં કશું અનુચિત લાગેલું નહીં. નિર્દોષ મુસાફરોના કેવા હાલ થયેલા તે નીચે આપેલા અનુભવો પરથી સ્પષ્ટ થશે.

મિ. જ્યોર્જ બોનર જણાવે છે:—"જૂલાઇની ૧ લી તારીખે મારી પત્ની, નવ તથા સાત વરસની ઉમરના બે ન્હાના દીકરા, તથા એક દાઇને એમ્સમાં મૂકીને એક પખવાડિયાની સહેલગાહ માટે હુ નોર્વે ગયો હતો. વિગ્રહ શરૂ થયો ત્યારે હું તરત તેમની સાથે થઇ શકેલો નહીં. હોટેલના લોકોએ મારી પત્નીને એવી સલાહ આપી, કે ન્હાસી જવું નહીં; પણ લશ્કરના ઉપયોગમાંથી આગગાડીઓ છૂટી થાય ત્યાં સુધી થોભવું. ઑગસ્ટની ત્રીજી તારીખે સ્થિતિ એટલી ખરાબ થઇ, કે તેણે ઉપડવાનો ઠરાવ કર્યો. ગાડી તેને બ્રસ્સેલ્ઝ પહોંચાડશે એવી ખાતરી મળવાથી બાલકો અને દાઇની સાથે તેણે સાંઝના ચાર વાગ્યાની ગાડીમાં બેઠક લીધી, અને એમ્સ છોડ્યું.

"જર્મનીના છેલ્લા શહેર હર્બેસ્થાલ આગળ તેમને અચાનક હુકમ મળ્યો કે ઉતરી જાઓ, કારણકે આગળ બેલ્જિયમ સાથે સંબંધ નથી. તેમને એજ કરવાનું રહ્યું, કે પગે ચાલીને સરહદ ઓળંગી પેલી તરફ વિલ્કેનરાદ નામે બેલ્જિયન શહેર હતું ત્યાં પહોંચવું. રાત અંધારી હતી, અને વરસાદ જોરથી પડતો હતો. વિલ્કેનરાદમાં જૂદા જૂદા દેશના સેંકડો લોકો સમાસ ન મળવાથી શેરીઓમાં ભટકતા હતા. કોઇક બાઇને મારાં બાલકોની દયા આવી, અને તેમને રાત માટે ઉતારો આપ્યો. મારી પત્ની પાસે નાણાં નહોતાં, તેથી તેને કંઇક દાગીનો આપ્યો.

"એમ ધારવામાં આવ્યું કે જો તેઓ વર્વિયર્સ પર્યંત પહોંચે, તો ત્યાંથી ઓસ્ટેન્ડ જઇ શકાશે. એક ગાડું મેળવાયું, અને તેના પર વરસાદથી બચવાને માફો નંખાયો. ઉતારૂઓમાં મારી પત્ની અને બે બાલકો, દાઇ, ત્રણ અમેરિકન બાનુઓ, તથા મેકેન્ઝી નામે ૭૮ વરસની ઉમરનો એક સ્કૉટિશ ગૃહસ્થ હતો. જર્મન શહેર યૂપેનથી ચાલતાં માર્ગમાં તેમને બેલ્જિયમ પર કુચ કરનાર લશ્કર મળ્યું. લશ્કરે ગાડું ઉભું રાખ્યું, અને ઉતારૂઓને ઉતારી દઇ તેનો કબજો લીધો. બાલેન-દુલ્હાએન કરીને એક બેલ્જિયન ગામડું પાસે હતું ત્યાં સુધી સૌ ચાલતાં ગયાં. ત્યાં જગાતખાતાના એક અમલદાર મિકેલ બ્લેઇએ તેમને આશ્રય આપ્યો.

"ઑગસ્ટની ચોથી તારીખે ત્રણ અમેરિકન બાનુઓ અને ચીલીના એલચી ખાતાના બે તરુણ ગૃહસ્થોને લાગ્યું કે બેલ્જિયમમાં થઇને માર્ગ મળવો અશક્ય છે, એટલે તેમણે જર્મની પાછાં ફરવાનો ઠરાવ કર્યો. મારી પત્નીથી ઉપડાય તેમ નહોતું, કારણકે શરદી લાગવાથી મોટા દીકરાને સખત ખાંસી થઇ આવી હતી; અને મિ. મેકેન્ઝી એટલો વૃદ્ધ અને લંગડો હતો કે લાંબી મજલ કાપી શકે નહીં. ૯ મી તારીખે ગામડામાં બંદુકના અવાઝ સંભળાયા. મારી પત્નીને ધાસ્તી લાગી; એટલે તે બે બાળકો તથા દાસીને લઇને ભોંયરામાં ઊતરી.

"મિ. મેકેન્ઝી અને મોશોં બ્લેઇ તેમની સાથે ઊતર્યા. તેઓ ઊતરતાં હતાં ત્યાં મારી પત્નીએ જોયું કે તેમની બાજુનું તેમના જેવું એક ઘર સળગતું હતું. તેઓ ભોંયરામાં પેઠાં, કે તરત ઉપલી બધી બારીઓ પર ગોળીઓ પડતી તેમણે સાંભળી. બારી બારણાં ભંગાયાં; અને તેમને જોઇને ત્રાસ થયો કે દુશ્મન સિપાઇઓ ઘરને આગ લગાડે છે. એક છોકરાને તેડી લઇને તથા બીજાને પાછળ રાખીને મારી પત્ની શેરીમાં ધસી ગઇ, અને સામે લશ્કરીઓ હતા તેમને પૂછવા લાગી.

"જર્મન ભાષા વાપરીને તેણે પૂછ્યું કે 'અમને ગોળીએ મારવાં છે કે શું'? જવાબમાં તેને કહેવામાં આવ્યું કે બાજુએ થઇ જાઓ. તેની પાછળ મોશોં બ્લેઇ અને તેની વહુ નીકળ્યાં. મોશોં બ્લેઇ દેખાયો કે તરત તેના પર પિસ્તોલ છોડાઇ, અને તે મરણ પામ્યો. ત્રણ ગોળીઓ તેના શરીરમાં પેઠી. પછી મિ. મેકેન્ઝી આવતો દેખાયો. મારી પત્ની ટુકડીના ઉપરી પાસે દોડી, અને તે ઘોડેસ્વાર હોવાથી તેનો પગ ખેંચીને પોકારવા લાગી, કે 'ઇશ્વરની ખાતર એ માણસને ગોળીએ મારશો નહીં. એ તો ફક્ત અહીં થોડી વાર આશાએશ લે છે, અને *બ્રિટિશ* છે.' અમલદારે જવાબ આપ્યો કે, 'તેની કંઇ હરકત નહીં.' પછી તેણે ફોડવાનો હુકમ આપ્યો; મિ. મેકેન્ઝીને છાતીમાં ગોળી વાગી, અને એકજ ગોળીથી તે મરણ પામ્યો. મારી પત્નીની ખાતરી છે કે તે જે શબ્દો બોલેલી તે તે અમલદારે સાંભળ્યા હતા.

"આટલા વખતમાં મકાનનો પહેલો માળ જોસબંધ બળવા માંડ્યો હતો. મારાં બાળકો શેરીમાં પાયજામા પહેરીને ઉઘાડે પગે ઉભાં હતાં; અને મારી પત્નીએ મકાનમાં જઇને તેમને માટે કંઇ કપડાં લાવવાની રજા માગી. પહેલાં તો અમલદારે ના પાડી; પણ આખરે તેણે રજા આપી, અને બે સિપાઇ તેની સાથે મોકલ્યા. ત્રણ વાર મારી પત્ની બળતા ઘરમાં પેઠી, પહેલે માળે પહોંચી, અને સિપાઇઓ તરફ કપડાં નાખ્યાં. તેમા વાળ, પાંપણો તથા ભમ્મરો દાઝી ગયાં; અને મારાં બાળકો હાલ દાઝેલાં કપડાં પહેરે છે. મારી પત્નીએ પછી મિ. મેકેન્ઝીના શરીર પર શું છે તેની તપાસ કરી, અને તેમાંથી સુમારે પાંચ પૌંડ તથા એક ઘડિયાળ લઇને એક ગરીબ બેલ્જિયન ઓરતને આપ્યાં, કે જેના ઘરનો તથા ધણીનો નાશ થયો હતો. તેની વીંટીઓ સાચવીને તે તેનાં સગાંઓને આપવાને સાથે લેતી આવી. આખરે, કંઇકંઇ અનુભવો થયા પછી તે કોલોન પહોંચી, અને એક ડચ ગૃહસ્થની મદદથી ઇંગ્લંડ પહોંચી."

નીચેનો હેવાલ ડાન્ટઝિકના બ્રિટિશ કોન્સલ મિ. ફ્રાન્સિસ. ઇ. ડ્રમંડ-હેએ તેની પત્ની અને બાળકો અને સહચરો સાથે જે અપમાનો સહન કરેલાં તેનો છે.

એમના પર જે સિતમ ગુજારવામાં આવેલો તેની કેટલીક વિગતો એવી છે, કે જે જાહેર છાપામાં લખી પણ શકાય નહીં.

ઇંગ્લંડ અને જર્મની વચ્ચે વિગ્રહ શરૂ થયો તે પહેલાં કેટલાક વખતથી ડાન્ટઝિકમાં ઘણો

આવેશ ફેલાયો હતો. છેક ૩૦ મી જુલાઇએ કોન્સલના તારો અટકાવાયેલા અને ફુટેલા; તથા તેના ટેલીફોનના સંબંધો તુટેલા.

મિ. ડ્રમંડ-હે વિક્ટોરિયન ઓર્ડરનો મેંબર છે, તેની સેવા લાંબી અને પ્રસિદ્ધ છે, અને કેટલાક વખતથી તે પશ્ચિમ અને પૂર્વ પ્રશિયામાં કોન્સલ તરીકે કામ કરે છે.

વિગ્રહ સળગી ઉઠ્યાની પહેલી ખબર તેને ૫ મી ઑગસ્ટે પડી, કે જ્યારે એક પોલિસ અમલદારે તેને ઓફિસમાં મુલાકાત આપી.

તેને કહેવામાં આવ્યું કે "તમે કેદમાં છો એમ સમજવું; અને તમારે બનતી તાકીદે જવું જોઇએ. તમારો જીવ પણ જોખમમાં છે."

પછી ડાન્ટઝિકથી બહાર છ માઇલ દૂર તેનું ખાનગી મકાન હતું, ત્યાં તેને લઇ જવામાં આવ્યો, અને કહેવામાં આવ્યું કે "એક કલાકમાં તમારે સામાન સમેટી લઇને રસ્તે પડવાનું છે."

મિસિઝ ડ્રમંડ-હે, તેનો એક સોળ વરસનો દીકરો, બીજો એક આઠ વરસનો દીકરો, અને ગવ્હર્નેસ મિસ સ્ટેગ, એટલાં મકાનમાં હતાં. તેમને પણ અમલદારોએ મુલાકાત આપી હતી; અને કોન્સલને ઓફિસે ટેલીફોન કરી ન શકવાથી મૂંઝવણ અને ચિંતામાં હતાં.

કલાકમાં તૈયારીઓ થઇ, અને પોલિસની દેખરેખ નીચે સો એક મોટરમાં બેસી સ્ટેશન તરફ ચાલ્યાં. શેરીને દરેક ખૂણે તેમની સામે રાઇફલો તાકવામાં આવેલી; અને ફિટકાર દઇને તેમનું અપમાન કરવામાં આવેલું.

સ્ટેશને આવતાં ફ્રેંચ વાઇસ-કોન્સલ અને કેટલાક બ્રિટિશ વતનીઓ તેમની સાથે થયા. અહીં સિપાઇઓએ તેમને હેરાન કરવા માંડ્યાં; પાસ માગ્યા; અને એક વેટિંગ રૂમમાં લઇ જઇને પછી પોલિસે તેમને એક રાહ જોતી ગાડીમાં બેસાડ્યાં. તેમને કહેવામાં આવ્યું કે ટ્રેન તેમને સ્ટેટ્ટિન લઇ જશે, પણ જો તેઓ બારી બહાર ડોકું કાઢશે અગર ટ્રેન છોડશે, તો તેમને ગોળીથી વીંધી નાંખવામાં આવશે. સ્ટેટ્ટિન સુધીની મુસાફરીમાં છ ને બદલે બાવીશ કલાક થયા. પ્લેટફાર્મ ઉપરનાં ટોળાંઓ ગુસ્સે થઇને ધમકી આપતાં હતાં; અપમાનસૂચક વાક્યો ગાડીઓ પર લખેલાં હતાં; અને ખોરાકની તેમને ના પાડવામાં આવેલી.

સ્ટેટ્ટિન પહોંચતાં તેમને ફરી કહેવામાં આવ્યું કે, "તમે કેદ છો, અને તમને ગામમાં પૂરી મૂકવામાં આવશે." એક સેન્ડવિચ મેળવીને કોન્સલ તથા તેના મંડળને ફરી બીજી ટ્રેનમાં બેસવું પડ્યું; અને હામ્બર્ગ પહોંચવાને ૧૯ કલાકની મુસાફરી કરવી પડી. એ ટ્રેન ઉપર ફરી તેમને અપમાન આપવામાં આવ્યાં. તેમને તપાસવામાં આવ્યાં, રાતને વખતે તેઓ અવમાનિત

થયાં, અને ઊંઘી શકયાં નહીં. એક પીધેલો સારજંટ ઉગામેલી રીવોલ્વરથી તેમની ગાડીમાં દાખલ થયેલો; અને ટ્રેન ઉપર તમામ સિપાઇઓ અને અધિકારીઓના વર્તનથી તેમને અને ખાસ કરીને બાઇઓને અતિશય દુઃખ થયેલું.

હામ્બર્ગમાં એક જર્મન અમલદારે પહેલવહેલું તેમના તરફ સભ્ય વર્તન બતાવ્યું. ઝડપથી ન્હાઇ લીધા પછી તેમને ડચ સરહદ પર પહોંચાડવાને બીજી ટ્રેનમાં બેસાડવામાં આવ્યાં. ત્યાં તેમની ખરાબમાં ખરાબ અવદશા શરૂ થઇ. સામાન તપાસ્યા પછી પોલિસે તેમના પાસ સ્વીકારવાની ના પાડી; અને તેમને જણાવવામાં આવ્યું કે રોકાવું પડશે. બાનુઓને જવું હોય તો છૂટ અપાઇ; પણ પુરુષોને રોકાવાનું કહેવામાં આવ્યું. સાત કલાક સુધી કોન્સલ અને તેના સહચરોને સ્ટેશન પર બેસી રહેવું પડ્યું; અને એક માણસ ભરેલી રાઇફલ હાથમાં રાખીને તેમના ઉપર ઉભો રહ્યો.

થોડા વખત પછી બાનુઓની અતિશય અસભ્ય પ્રકારે તપાસ કરવામાં આવી, અને તેમને તેમના સંબંધીઓથી છૂટી પાડીને એક હોટેલમાં મોકલવામાં આવી; તથા પુરુષોને તુરંગ તરફ લઇ જવામાં આવ્યા, અને ત્યાં તેમને કોટડીઓમાં પૂર્યા.

ત્યાં તેમને તપાસવામાં આવ્યા, અને કોન્સલ તથા બીજા ત્રણ એક કોટડીમાં પૂરાયા. કોટડી ૧૨ ફુટ લાંબી અને ૫ ફુટ પહોળી હતી; અને તેમાં પરાળ, એક ધાબળી અને એક પાણીના કૂજા સિવાય બીજું કશું નહોતું.

પછી તેમના ઉપર તાળું વસાયું, અને એક રાત અને એક દિવસ ત્યાં તેમને પડ્યા રહેવું પડ્યું. આરોગ્ય જાળવવાની અંદર કશી સગવડ નહોતી.

બીજે દિવસે સાડા નવ વાગ્યે તેમને અર્ધા કલાક માટે બહાર કાઢેલા; અને કોટડીએ પાછા લઇ જવા પહેલાં ગુનેહગારોની સાથે ફેરવેલા.

ખોરાક લાવનાર ચોકીદાર પાસે એક રીવોલ્વર હતી, અને સાથે એક પોલિસ કૂતરો હતો; અને તેની પાછળ એક રાઇફલવાળો માણસ હતો.

બીજી સ્હવારે બાનુઓને પોતાના સંબંધીઓને મળવાની રજા અપાઇ. મિ. ડ્રમંડહેએ દલીલ કરી કે તેના ન્હાના પુત્રને કેદમાં રાખવો ન જોઇએ; અને તેને જઇને પોતાની મા સાથે એકઠો થવા દેવામાં આવ્યો.

રાત્રે દશ વાગ્યે કોન્સલને કહેવામાં આવ્યું, કે તે અને તેનાં કુટુંબ અને માણસોને જવાની રજા છે. ડાન્ટઝિક છોડ્યા પછી દશ દિવસે, જ્યારે તેમણે બીજી લાંબી અને કંટાળા-ભરેલી મુસાફરી કરી, ત્યારે તેઓ ફ્લશિંગ પહોંચ્યાં.



# લડાઇના તાર.

ઇટાલિયન પ્રધાનમંડળનું રાજીનામું.

રોમ, ૧૪ મી મે.

પ્રધાનમંડળે રાજીનામું આપ્યું છે. કારણ એવું કહેવાય છે કે હાલની વિષમ સ્થિતિમાં જૂદા જૂદા પક્ષોનો જે ટેકો જોઇએ તે હાલના મંડળને નથી.

અસ્ટ્રિયનો હઠે છે.

પિત્રોગ્રેડ, ૧૪ મી મે.

શાવલીમાં આપણા પક્ષમાં લડાઇ ચાલે છે. ૧,૦૦૦ કરતાં વધારે જર્મનો અને નવ સંચાથી ફુટતી બંદુકો પકડાયેલ છે. રશિયન સવારો ન્હાસતા અસ્ટ્રિયનોની પાછળ પડ્યા છે. કેદીઓની સંખ્યા વધતી જાય છે.

પોર્ટુગલમાં બળવો.

માડ્રિડ, ૧૫ મી મે.

કોઇમ્બ્રા, ઓપોર્ટો, સાન્તારેલ અને લિસ્બનમાં બળવો જાગ્યો છે, અને હુલ્લડો થાય છે. માજી દીવાન સેનોર આફોન્સો કોસ્ટાનું ખૂન થયું કહેવાય છે. લિસ્બન ઉપર તોપના ગોળા છુટ્યા છે.

ડર્નબર્ગ યુનાઇટેડ સ્ટેટ્સ છોડીને જાય છે.

વૉશિંગ્ટન, ૧૬ મી મે.

ડર્નબર્ગ સૂચના મળ્યા ઉપરથી યુનાઇટેડ સ્ટેટ્સ છોડવાની તૈયારી કરે છે. (એ ખટપટી બદમાશ સંબંધી અમે અગાઉ લખી ગયા છીએ.)

ઑસ્ટ્રેલિયન વિક્રમ.

લંડન, ૧૬ મી મે.

એથન્સથી ખબર મળે છે કે ગાલીપોલીમાં ઑસ્ટ્રેલિયન લશ્કરે વિરલ વિક્રમ બતાવ્યું છે.

ઇટાલિયન પ્રધાનમંડળ.

રોમ, ૧૬ મી મે.

રાજાએ સિનોર સાલાન્ડ્રાનું રાજીનામું સ્વીકાર્યું નથી. આખું પ્રધાનમંડળ કારભારમાં કાયમ રહેનાર છે.

બ્રિટિશ ધસારો.

લંડન, ૧૭ મી મે.

ફીલ્ડ માર્શલ ફ્રેંચ જણાવે છે કે લગભગ બે માઇલના મોખરાની લાઇન આપણા લશ્કરે ઘણે ઠેકાણે લેદી છે; અને જર્મન લાઇનમાં એક માઇલ સુધી પેઠેલ છે.

બાળકોનો નાશ.

કેલે, ૧૭ મી મે.

એક ઝેપેલિને અહીં બોંબ નાંખ્યાથી કેટલાંક બાળકો મરી ગયાં છે.

જર્મન જંગલીપણું.

પિતૃગ્રેડ, ૧૭ મી મે.

પ્રિન્સ કુરાકાઇન તારથી જણાવે છે કે જર્મન સવારોએ રશિયન જખમીઓને મારી નાંખ્યા છે અને બાળી મૂકયા છે.

બ્રિટિશ ધસારો.

લંડન, ૧૭ મી મે.

બે માઇલના મોઅરા પરની બધી ખાઇઓ આપણે હસ્તગત કરી છે. કેટલીક જર્મન ટોળીઓ આપણા લશ્કરને ખુશીથી શરણ થઇ છે.

રશિયન ફત્તેહ.

પિતૃગ્રેડ, ૧૮ મી મે.

બુકોવિનામાં અસ્ત્રિયનોએ એવી સખ્તજડ હાર ખાધી છે, કે પશ્ચિમ ગેલીશિયામાં તેમનો થોડા વખતનો વિજય ઢંકાઇ ગયો છે. અસ્ત્રિયનો અવ્યવસ્થામાં ન્હાસતા જાય છે. રશિયન સવારો તેમની પાછળ પડ્યા છે.

ઇપ્રે આગળ જર્મન ખ્વારી.

લંડન, ૧૮ મી મે.

ઇપ્રની છેલ્લી લડાઇમાંજ જર્મન ખ્વારી ૧૫૦,૦૦૦ માણસોની અટકળવામાં આવે છે.

હિંદી વિક્રમની તારીફ.

લંડન, ૧૮ મી મે.

ઉમરાવોની સભામાં અર્લ કિચનરે મેસોપોટેમિયામાં તુર્કોને હરાવવાની અંદર બતાવેલી બહાદુરીની તારીફ કરી છે.

ઇંગ્લંડના પ્રધાનમંડળમાં ફેરફાર.

લંડન, ૧૯ મી મે.

આજ સાંઝે આમની સભામાં મિ. એસ્કિવથે જાહેર કર્યું છે કે પ્રધાનમંડળની વ્યવસ્થા વધારે વિશાળ પાયા ઉપર ફરીથી બાંધવાના વિચારો ચાલે છે.

પ્રધાનમંડળમાં મજૂર વર્ગનો પ્રતિનિધિ.

લંડન, ૧૯ મી મે.

રૂટર જણાવે છે કે આમની સભાના મજૂર વર્ગના મેંબરોની સભામાં મિ. એસ્કિવથનું આમંત્રણ સ્વીકારવામાં આવ્યું છે; અને મજૂર વર્ગ તરફથી મિ. હેન્ડરસન પ્રધાનમંડળમાં દાખલ થશે એમ મનાય છે.

રાજા જ્યોર્જ.

લંડન, ૧૯ મી મે.

સોમવારે અને મંગળવારે આઠ આઠ કલાક રાજાજીએ કલાઇડ ઉપરનાં કારખાનાંની તપાસણી કરી છે. તેમણે ગ્લાસગો આગળના લશ્કરનો રીવ્યુ કર્યો છે; તથા ઇસ્પિતાલમાં જખમીઓને મુલાકાત આપી છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧ લી જૂન, ૧૯૧૫. [અંક ૨૭.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧ લી જૂન ૧૯૧૫.

## ગ્રેટબ્રિટનના લશ્કરમાં ભરતી.

સપ્ટેંબરના શરૂઆતના દિવસોમાં ફ્રાન્સ અને બેલ્જિયમની કુમક માટે બ્રિટનના લશ્કરમાં ભરતી કરવાનું કામ ઉત્સાહથી શરૂ થયું. સ્વદેશાભિમાન અને સ્વાર્પણના આવેશો ઉછળવા લાગ્યા. માત્ર લંડનમાંજ કોઇ કોઈ દિવસ ૫,૦૦૦ જેટલા જુવાનો દાખલ થયા. કેટલીક પેઢીઓએ પોતાના જુવાન કુંવારા નોકરો જો લશ્કરમાં જોડાય તો તેમને ૨ પૌંડ બક્ષિશ આપવાનું જાહેર કર્યું. બીજી કેટલીકે એમ ઠરાવ્યું કે જો તેઓ લશ્કરમાં દાખલ થાય, તો તેમને અઠવાડિયાના પાંચ શિલિંગથી માંડીને અર્ધો પગાર સુધી એનાયત કરવી. અને કેટલીક રેલવે કંપનીઓએ લશ્કરમાં જનારાઓને પૂરે પગારે રજા પર ગણવાની ઇચ્છા પ્રગટ કરી.

## ઇંગ્લંડમાં બેલ્જિયન મિશન.

દરમિયાન બેલ્જિયનોના રાજા આલ્બર્ટે એક મિશન યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટ તરફ મોકલવાનો બંદોબસ્ત કર્યો હતો; અને તેના મેંબરો પોતાના દેશનો જર્મનીએ જે કચ્ચરઘાણ કાઢ્યો હતો, તેના પુરાવા ત્યાં રજુ કરવાના હતા. સપ્ટેંબરની ૧ લી તારીખે એ મિશનના મેંબરોની બકિંગહામ મહેલમાં રાજાજી જ્યોર્જ સાથે મુલાકાત થયેલી. પ્રમુખે રાજાજીને એક સંબોધન વાંચેલું, જેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"અમે બ્રિટિશ શહેનશાહતની રાજધાનીમાં રોકાવાની અમારી ફરજ ધારી છે, કે જેથી અમે આપ નામદારની સમક્ષ બેલ્જિયન પ્રજાનો આભાર માનપૂર્વક પ્રગટ કરી શકીએ. બેલ્જિયમની સ્વતંત્રતાનો જન્મ થયો, ત્યારે પ્રમુખપદે ગ્રેટબ્રિટન હતું, એ અમે કદાપિ ભૂલ્યા નથી. અમારા દેશનાં ડહાપણ અને વફાદારી પર તેનો વિશ્વાસ હતો. આ વિશ્વાસને અમે પાત્ર છીએ એમ સિદ્ધ કરી આપવાને, પ્રજાઓ વચ્ચેની રાજનીતિમાં અમને જે સ્થાન અપાયું છે તે પ્રમાણે, અમે વર્તવાનો યત્ન કીધો છે. બેલ્જિયમમાં આ બધું દુઃખ હોવા છતાં, અમારા

કેચે યૂરપ તરફ પોતાની ફરજ અદા કરવામાં દૃઢતા બતાવેલી છે. ગમે તે થાય, તોપણ તેણે પોતાની હયાતી, આબરૂ અને સ્વતંત્રતાની રક્ષા કરવી જોઇએ."

---

## એક ફ્રેંચ રાજપુરુષનો અભિપ્રાય.

સપ્ટેંબરની ૧લી તારીખે મોશોં કલેમેંકો નામે એક પ્રખ્યાત ફ્રેંચ રાજપુરુષે પ્રધાન મંડળ સાથે પોતાના બધા મતભેદોને ભૂલી જઇને નીચેના શબ્દો વાપર્યા હતા:—

"જો અમે ફરીને હારશું, અને પછી પણ હારશું, તોપણ અમે મચ્યા રહેશું. આ કંઇ મારા એકલાનો ઠરાવ નથી. સરકારનો પણ એવોજ દૃઢ નિશ્ચય છે. માણસને આવું લાગે એ વિચિત્ર છે, કે—જે સુંદર જગ્યાઓને હું એટલો બધો ચાહું છું તેનો જર્મનો નાશ કરી શકયા. * * * તેઓ બધાં સંગ્રહસ્થાનોને ભલે ઉડાવી દે, બધાં સ્મારકોને ભલે ઝમીનદોસ્ત કરે, છતાં મારો તો લડ્યા કરવાનોજ ઠરાવ રહેશે. અમારા ઉત્સાહમાં અને નિર્ણયમાં તેથી લેશ પણ ફેર પડશે નહીં. આ ભયંકર વિગ્રહમાં ખોવાનું કેટલું બધું મોટું છે તેનું આપણુ સૌને ભાન થવું જોઇએ. ફ્રાન્સમાં આપણને અને બેલ્જિયમમાં આપણા મિત્રોને ખમવાનું સૌથી વધારે છે. આપણને જે સહવું પડશે તેમાંના ઘણામાંથી ગ્રેટબ્રિટન મુકત રહેશે. પણ આપણુ સૌને અગણિત સ્વાર્પણો કરવાં પડશે. આપણે માનવ જાતિની પ્રતિષ્ઠા માટે લડીએ છીએ. આપણે સંસ્કૃતિના હયાતીના હક માટે લડીએ છીએ. આપણે એટલા માટે લડીએ છીએ, કે યૂરપમાં કોઈ બીજી પ્રજાના દબાણ નીચે આવ્યા વગર બધી પ્રજાઓ જીવી શકે. આ એક મહાન ઉદ્દેશ છે, અને મોટાં સ્વાર્પણોને પાત્ર છે. આ હું તમને એટલા માટે કહું છું, કે ફ્રેંચ પ્રજાના અજય્ય પ્રાણની તમને ખાતરી થાય. પણ હજી સ્થિતિ એટલી ગંભીર નથી. અમને ખબર હતી કે અમારી સરહદ ઉપર કોઇક ઠેકાણે હુમલો થશે. અમે હજી હઠથી સામે થઇએ છીએ; અને આ પછી જે મોટી લડાઇ થશે તે માટે ઘણું લશ્કર સિલકમાં છે. જર્મનો પારિસને ઘેરી શકશે નહીં. તેનું કદ ઘણું મોટું છે, અને તેના રક્ષણમાં જે લશ્કર અત્યારે સિત્તેર માઇલ પર લડે છે તે મદદ આપશે. પારિસના કિલ્લાઓ ૧૮૭૦ માં હતા તેવા હાલ નિર્બલ નથી. એફેલ ટાવર-પરનાં અમારાં તાર વગરના સ્ટેશનો પરથી ફ્રાન્સના પ્રાંતોમાં અમારાં લશ્કરોની સાથે સહકારી થાય એવી રીતે અમારી હીલચાલોને અમે નિયમિત કરી શકશું: જોકે જર્મનોએ ફ્રાન્સ ઉપર ચઢાઇ કરી છે, તોપણ જ્યાં સુધી યૂરપમાં આપખુદ સત્તા સ્થાપિત કરવાનો આ પ્રયત્ન વ્યર્થ થશે, ત્યાં સુધી અમે લડશું, અને લડ્યા કરશું."

પ્રેસિડન્ટ પ્વાંકારનો સંદેશો.

સપ્ટેંબરની ત્રીજી તારીખે પ્રેસિડન્ટ પ્વાંકારે પ્રજાને નીચે પ્રમાણે સંદેશો આપ્યો :—

"ફ્રાન્સના લોકો,

"કેટલાંક અઠવાડિયાંથી આપણા બહાદુર લશ્કરને દુશ્મનના લશ્કરની સાથે કાપાકાપીની લડાઇઓમાં રોકાવું પડ્યું છે.

"આપણા સિપાઇઓની બહાદુરીથી કેટલીક જગ્યાએ આપણે લાભ મેળવ્યો છે; પણ ઉત્તરમાં જર્મન દળના દબાણથી આપણને પાછા હઠવાની જરૂર પડી છે.

"આ સ્થિતિને લઇને દેશના પ્રેસિડન્ટને અને સરકારને એક દુઃખદાયક ઠરાવ કરવાની ફરજ પડી છે.

"દેશના કલ્યાણ ઉપર બરાબર તપાસ રાખી શકાય તેટલા માટે જાહેર અધિકારીઓની ફરજ એ છે, કે થોડા વખતને માટે પારિસથી દૂર જવું. ફ્રેંચ સેના, જે પોતાના પ્રખ્યાત સેનાપતિના હાથ નીચે બહાદુરી અને ઉત્સાહ બતાવવા ઉત્સુક છે, તે રાજધાનીનું અને તેની વસ્તીનું ચડાઇ કરનારની સામે રક્ષણ કરશે.

"પણ બાકીના પ્રદેશ ઉપર વિગ્રહ જારી રાખવો જોઇએ. બિલકુલ સુલેહ કે સંધિ વગર, જરા પણ બંધ કે નરમ પડ્યા વગર, પણ પ્રજાની આબરૂની ખાતર અને અવમાનિત હકને પાછું અપાવવાની ખાતર, સંગ્રામ જારી રહેવો જોઇએ.

"આપણું એક પણ લશ્કર ખંડિત થયું નથી. કેટલાંકને પુષ્કળ હાનિ થયેલી છતાં તે સિલકમાંથી પૂરવામાં આવેલ છે; અને નવી ભરતીનાં સાધનો પુષ્કળ છે.

"'ટકી રહો અને લડો'—એવું સૂત્ર બ્રિટિશ, રશિયન, બેલ્જિયન અને ફ્રેંચ લશ્કરોએ ગ્રહણ કરવું જોઇએ. ટકી રહો અને લડો; કારણકે દરિયા ઉપર બ્રિટિશની મદદ દુશ્મનના દુનિયાની સાથેના સંબંધોને તોડવા માંડેલ છે. ટકી રહો અને લડો, કારણકે રશિયનો જર્મન શહેનશાહતના હૃદયને સખત ફટકો લગાડવાને ધસ્યા આવે છે.

આ હઠીલા અટકાવને નિયમિત કરવો એ દેશની સરકારની ફરજ છે. બધે સ્થળે ફ્રેંચો પોતાની સ્વતંત્રતાની ખાતર ઉભા થશે; પણ લડવામાં સૌથી વધારે સફળતા મળે, તેટલા માટે એ આવશ્યક છે કે સરકારે કામ કરવાની ખાતર છૂટમાં રહેવું જોઇએ.

"લશ્કરી અધિકારીઓની વિનંતી ઉપરથી સરકાર પોતાની છાવણી એવે ઠેકાણે લઇ જાય છે, કે જ્યાંથી આખા દેશની સાથે સંબંધ સાચવી શકાય.

"સરકાર પાર્લમેંટના મેંબરોને આમંત્રણ કરે છે, કે આ વખતે ગેરહાજર ન રહેવું, કે જેથી તમે તમારા સાથીઓની સાથે પ્રજાકીય સંપનું પ્રદર્શન કરી શકો.

દેશની સરકાર અને તેના લોકો, કેવો હિસાબ રજુ કરી શકત? મને જો પૂછો, તો કાયદાની ઉપર બળની અને સ્વતંત્રતાની ઉપર જંગલીપણાની આ કરુણ ફત્તેહનો હું મૂંગો સાક્ષી એટલે વસ્તુતાએ ઇચ્છાપૂર્વક મદદગાર બનું, તે કરતાં તો હું એ પસંદ કરૂં, કે આપણો આ દેશ ઇતિહાસનાં પાનાંમાંથી બિલકુલ ભૂંસાઇ જાય."



## લડાઇના તાર.

હિંદી વફાદારીની તારીફ.

લંડન, ૧૯ મી મે.

ગિલ્ડહોલમાં મળેલી ગંજાવર સભામાં મુખ્ય પ્રધાન મિ. એસ્કિવથે અને લૉર્ડ ક્રૂએ હિંદના રાજાઓ તથા લોકોની અસાધારણ વફાદારીની તારીફ કરી છે.

વિગ્રહનો ઉત્સાહ.

રોમ, ૨૨ મી મે.

પ્રિન્સ કોલોન્ના, મેયર, અને મ્યુનિસિપલ કાઉન્સિલરો સહિત ગઇ કાલે સાંઝે કેપીટૉલથી ૨૦૦,૦૦૦ માણસોનું એક સરઘસ નીકળ્યું હતું. રાજમહેલ પાસે જઇ પહોચતાં રાજકુંવરે ઝરૂખામાં દર્શન આપ્યું હતું. રાજા અને રાણીએ લોકોને દેશભક્તિ માટે ધન્યવાદ આપ્યો હતો.

કોકેસસમાં રુશિયાની ફત્તેહ.

પિતૃગ્રેડ, ૨૨ મી મે.

આપણાં લશ્કરોએ સારોઇ, વાન અને બારકળનો કબજો લીધો છે. તુર્કો બિટલિસ અને દક્ષિણ તરફ નાઠા છે.

ઇટલીમાં સ્વદેશાભિમાનનો ઉછાળો.

લંડન, ૨૨ મી મે.

ઇટાલિયન સરહદ પરથી મળેલા તારમાં જણાવવામાં આવે છે કે ઇટલીમાં સ્વદેશાભિમાનનો જુસ્સો જોરથી ઉછળી નિકળ્યો છે. મિલાનમાં તમામ પુરુષોની વસ્તી શેરીઓમાં આવેલી; પણ બંદોબસ્ત રાખવાને લશ્કરી માણસો કે પોલિસની જરૂર પડી નહોતી. આખી દુનિયાનાં ઇટાલિયન સંસ્થાનોમાંથી તાર આવ્યા છે કે હજારો લશ્કરમાં હાલ જોડાવાને તૈયાર છે, અને બીજા હજારો વોલંટિયર તરીકે દાખલ થશે.

ઇટલી લશ્કર તૈયાર કરે છે.

લંડન, ૨૩ મી મે.

ઇટલીમાં લશ્કરો તૈયાર થઈ ગયાં છે.

ઓસ્ટ્રિયા સાથે વિગ્રહ.

લંડન, ૨૪ મી મે.

ઇટલીએ ઓસ્ટ્રિયા સાથે વિગ્રહ જાહેર કર્યો છે.

આમ્સ્ટર્ડામ, ૨૪ મી મે.

જર્મન અને ઓસ્ટ્રિયન એલચીઓને રોમ છોડવા હુકમ થયો છે.

લોરેટની ટેકરીઓ પડાવી.

પારિસ, ૨૪ મી મે.

તેર દિવસની સખત લડાઇ પછી લોરેટની ટેકરીઓ હસ્તગત થઇ છે. લડાઇમાં આપણે ૩,૦૦૦ જર્મનોને માર્યા છે, અને ૧,૦૦૦ કેદ પકડ્યા છે. આપણને પણ પુષ્કળ હાનિ ખમવી પડી છે.

ગાલીપોલીમાં લડાઇ.

પારિસ, ૨૫ મી મે.

જનરલ લિમાન વૉન સૅન્ડર્સની સરદારી નીચે તુર્કોએ કાબા ટેપે આગળ બ્રિટિશો ઉપર સખત હુમલો કર્યો છે, પણ તેમને પાછા હઠાવવામાં આવેલ છે.

ઇંગ્લિશ પ્રધાનમંડળમાં ફેરફાર.

લંડન, ૨૫ મી મે.

ઇંગ્લંડના પ્રધાનમંડળમાં મહત્ત્વના ફેરફારો થયા છે. નૌકાખાતાના પહેલા લૉર્ડ તરીકે મિ. બાલ્ફોર નિમાયા છે; અને મિ. ઓસ્ટેન ચેમ્બરલેન હિંદુસ્તાન માટે સેક્રેટરી ઑફ સ્ટેટ થયા છે. મજૂર પક્ષવાળા મિ. હેન્ડરસન કેળવણીના બોર્ડના પ્રેસિડન્ટ તરીકે કામ કરશે.

કૈસર ઇટાલિયન મોખરા પર જાય છે?

લંડન, ૨૫ મી મે.

કૈસરે પશ્ચિમમાં જવા સારૂ ગેલીશિયા છોડેલ છે. એમ ધારવામાં આવે છે કે તે ઇટાલિયન મોખરા પર જનાર છે.

ઇટલી દાખલ થવાથી રખાતી આશા.

પિતૃગ્રેડ, ૨૫ મી મે.

એમ ધારવામાં આવે છે કે ઇટલી મિત્ર રાજ્યોના પક્ષમાં દાખલ થવાથી વિગ્રહ ટૂંકા

વખતમાં ખલાસ થશે. ઋષિયા સાથે સ્વતંત્ર સલાહ કરવાના પ્રયત્નો થયા છે, અને તે માત્ર અસ્રિયા તરફથી નહીં. પ્રયત્નો છેક નિષ્ફળ નીવડ્યા છે.

**૪૦ ફુટ ઊંચું હવાનું વાદળું.**

લંડન, ૨૬ મી મે.

ફીલ્ડ માર્શલ સર જૉન ફ્રેંચ જણાવે છે, કે દુશ્મનોએ ઝેરી હવા સાથે હુમલો કરવાથી ઇપ્રની પૂર્વમાં આપણી લાઇનના કેટલાક ભાગ દુશ્મનના હાથમાં ગયેલ છે, અને હજી પાછા મેળવાયેલ નથી. એટલી બધી ઝેરી હવા અત્યાર સુધી વપરાયેલ નથી. પાંચ માઇલના મોખરા ઉપર સાડાચાર કલાક સુધી નળીઓ દ્વારા તે કાઢવામાં આવી હતી. સાથે સાથે એજ હવા કાઢતા ગોળાઓનો વરસાદ થયેલો; અને કોઇ કોઇ ઠેકાણે એ હવાનું વાદળું ૪૦ ફુટ સુધી ઊંચે ચડેલું.

**દુશ્મનની લાઇન ભેદાય છે.**

લંડન, ૨૬ મી મે.

૧૬મી મેથી લડતાં લડતાં આપણા લશ્કરે દુશ્મનની ત્રણ માઇલ કરતાં વધારે મોખરાની લાઈન ભેદી છે.

પારિસ, ૨૭ મી મે.

બ્રિટિશોએ લા બાસીની દિશામાં વધારે પેસારો કર્યો છે.

**ઇટલીના રાજા.**

રોમ, ૨૭ મી મે.

રાજા વ્હિકટર ઇમેન્યુઅલ ઝમીન અને દરિયા પરની સેનાઓનો અધિપતિ થઇને મોખરે ગયો છે.

**ફ્રેંચ વિમાનોની ચડાઈ.**

પારિસ, ૨૭ મી મે.

લડવિગશાફેન કે જ્યાં જર્મન દારૂગોળા બનાવવાનાં સૌથી મોટાં કારખાનાં આવેલાં છે, તે પર ૧૮ ફ્રેંચ વિમાનોએ ભારે બોંબ લઇને ચડાઇ કરી છે. ઘણે ઠેકાણે આગો લાગી છે.

**ઇટાલિયન પેસારો.**

રોમ, ૨૮ મી મે.

ટાઇરોલ ટ્રેંટિનો સરહદ ઉપર ઇદ્રા અને ગાર્ડાના સરોવરોના પ્રદેશમાં ઉત્તર તરફ આપણે આગળ ચાલ્યા છીએ. શહેરોના આગેવાન વતનીઓએ ઇટાલિયનોને આવકાર આપેલ છે.

## નિવેદન.

આજના અંકની સાથે અમે બેલ્જિયમના પ્રતાપી રાજા આલ્બર્ટ અને તેની બહાદુર રાણી એલિઝાબેથનો સંયુકત ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૮ મી જૂન, ૧૯૧૫. [અંક ૨૮.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૮ મી જૂન ૧૯૧૫.

## દક્ષિણ આફ્રિકામાં બળવો.

બિસ્માર્કે એક વાર કહેલું કે દક્ષિણ આફ્રિકામાં બ્રિટનની મહત્તાની કબર થશે; અને તે વખતથી જર્મન પરદેશ ખાતાની ઑફિસના ચોથા દરજ્જાના મેકિઆવેલીઓ કેપને બ્રિટિશ શહેનશાહતની મહામૂર્ત્તિના માટીના પગ તરીકે ગણતા આવેલ છે. દક્ષિણ આફ્રિકામાં વિગ્રહ સળગેલો, તે મુખ્યત્વે કરીને તેમના પ્રપંચોને લીધે. આફ્રિકેન્ડર બંડની પાછળ જર્મન ગુપ્ત સેવાના માણસો હતા; અને પ્રેસિડન્ટ ક્રૂગરને લડવાનું ઉત્તેજન મળેલું તે જર્મન શહેનશાહના એજંટો તરફથી મદદની આશા મળેલી તેને લીધે. પ્રેસિડન્ટ ક્રૂગર કેવી રીતે ઠગાયેલો, અને જાતે કૈસરને મળવા જર્મની ગયેલો ત્યારે શું બનેલું, એ ઇતિહાસની વાત છે. ટ્રાન્સવાલના પ્રેસિડન્ટની સ્થિતિ એ વખતે જર્મન ખટપટના એક ભાંગેલા હથિયાર જેવી હતી. બ્રિટિશ શહેનશાહતને નુકશાન કરી શકાય, અને જર્મનીને જરા પણ આંચ ન આવે, એ સિવાય બીજી કોઇ રીતે તેના દેશને મદદ આપવાનો ઇરાદો હતોજ નહીં.

ઈ. સ. ૧૯૦૬ માં સર હેન્રી કેમ્પબેલ બેનરમેન અને તેના મંડળે દક્ષિણ આફ્રિકાના સવાલોનો ઉદારતાથી ફડચો કર્યો, તે પછી કોઇ પણ ગંભીર પ્રકારની જર્મન ખટપટ માટે સ્થાન રહેલું નહીં. બે કોમના ગોરા લોકોની જાત સંબંધી મુશ્કેલીઓનું શાંતિપૂર્વક સમાધાન કરવામાં ચૂંટણીના પરિણામથી સરલતા થઇ. ડચ પક્ષનું પ્રાધાન્ય થયેલું; અને એક બોઅર મુખ્ય પ્રધાન નિમાયેલો. દક્ષિણ આફ્રિકાના બ્રિટિશ જત્થાના માણસોએ પુષ્કળ પોકાર ઉઠાવેલો, કે જેમની સાથે તેઓ આઠ વરસ પહેલાં લડતા હતા તેમના હાથમાં સત્તા આવે છે તે ઠીક નહીં. પણ સારે નસીબે ઉદારતાની રાજનીતિનું અનુસરણ થયેલું; અને બ્રિટનના કશા વચ્ચે પડવા વગર ડચ અને બ્રિટિશ પક્ષોને સાથે કામ કરવાનું સુપ્રત થયેલું; કે જેથી તેઓ પરસ્પર ઉપયોગ અને માયાળુ વર્તનથી એક સંયુક્ત પ્રજા બાંધી શકે.

જો દક્ષિણ આફ્રિકાનો યૂનિયન (=સંપ) કાનડાના મુલકની માફક બહારની ખટપટથી મુક્ત હોત, તો બધું સારૂં પરિણામ આવત. બંધનરહિત શાસનને પ્રભાવે અને મુશ્કેલીઓ દૂર કરવામાં પરસ્પર મદદને પ્રતાપે કોમના ભેદો દૂર થઇને એકતા વધી હોત. કારણકે ઇશ્વરેચ્છાથી મુખ્ય સત્તા એક ઉદાર વર્તન અને પ્રકાશિત મનના માણસના-જનરલ લુઇ બોથાના-હાથમાં આવી હતી. આઠ વરસ અગાઉ તે બ્રિટનના દુશ્મનોમાં એક પરમ સમર્થ આદમી હતો; અને વિગ્રહમાં

કુશળતા બતાવીને અને પોતાની જાતના જોરથી તે બોર લોકોનો સેનાધિપતિ થયો હતો. પણ સમાધાન થયા પછી અને મુખ્ય પ્રધાનનો અધિકાર પ્રાપ્ત કર્યા પછી પોતાના દેશના ભાવી નિર્માણ સંબંધી તેની દૃષ્ટિ વિસ્તૃત થઇ હતી; અને બંને જાતિઓને એકત્ર કરવાને તે મથી રહ્યો હતો. ઇ. સ. ૧૮૬૩ માં નાતાલમાં જન્મેલો હોઇને એ બ્રિટન અને બોર બંનેને ઓળખતો હતો. જે બ્રિટિશ લિબરલ પક્ષના રાજપુરુષોએ દક્ષિણ આફ્રિકામાં પ્રજાશાસનનો સર્વોપરિ પ્રયોગ શરૂ કર્યો હતો, તેમની માફક તેનામાં આત્માની ઉદારતા અને મનની મહત્તા હતી. જનરલ બોથાએ ઠરાવ કરેલો, કે ન્યાય, શુભેચ્છા અને પૂર્વદૃષ્ટિ વાપરીને પોતાના હાથમાં સત્તા રહે તે દરમિયાન પ્રયોગને નિષ્ફળ થવા દેવો નહીં.

સ્વાભાવિક રીતે આ પ્રયત્ન જર્મન નૈર્ઋત્ય આફ્રિકાના ગવર્નરને ગમેલો નહીં. તેના સંસ્થાનમાં કેપ સંસ્થાન પર ચડાઇ કરવાને રેલવેની યોજના હતી. શરૂઆત ખટપટથી કરવામાં આવી. બોર અને બ્રિટનને પરસ્પર લડાવી મારીને જર્મન ઉદ્દેશો પાર પાડવાના પ્રપંચો શરૂ થયા.

જર્મનોએ ઓરેન્જ નદીની ઉત્તરના પોતાના સંસ્થાનને બ્રિટિશ દક્ષિણ આફ્રિકા સામે ચડાઇને માટે ૧૯૦૮ માં તૈયાર કરવા માંડ્યું હતું. જર્મનો તે વખતે પાંચ વરસથી જર્મન નૈર્ઋત્ય આફ્રિકાના દેશી વતનીઓ સાથે અને તેમાં ખાસ કરીને હેરેરો નામની લડકતી ટોળીઓ સાથે વિગ્રહમાં રોકાયેલા હતા. બોર લોકોનું એક લશ્કર પણ તેમણે મદદમાં વાપર્યું હતું. ટ્રાન્સવાલ અને ઓરેન્જ નદીના સંસ્થાનને સ્વરાજ્ય પ્રાપ્ત થયા છતાં તેમાંના કેટલાક સંતુષ્ટ થયા નહોતા. નૈર્ઋત્ય આફ્રિકાના જર્મન ગવર્નરે એ અસંતોષીઓને ધ્યાનમાં રાખ્યા હતા. અગાઉ એ માણસ કેપટાઉનમાં જર્મન કોન્સલ-જનરલ હતો; અને ત્યાં તે એવા પ્રપંચોમાં રોકાયેલો હતો, કે જેથી કૈસરનો હુકમ થતાં બોર લોકો બળવો કરે.

જ્યારે હેરેરો વિગ્રહ બંધ પડ્યો, ત્યારે ૧૯,૦૦૦ જર્મન સિપાઇઓમાંના ઘણા ખેડુત થયેલા. તેમની બંદુકો અને પુષ્કળ દારૂગોળો બાકી રહેલાં; સને ૧૯૧૩ માં તૈયારીઓ લગભગ પૂરી થયેલી. તેમનો ઇરાદો દક્ષિણ આફ્રિકાના યૂનિયનને પોતાની સાથે જોડી દઇને પ્રશિયાની તાબેદારી નીચે એક મોટું જર્મન સંસ્થાન સ્થાપવાનો હતો. કેટલાક બોર લોકોને તેઓ સમજાવી શકેલા, કે પ્રશિયાની ફત્તેહથી તેમને લાભ થશે.

૧૯૧૩ના પાછલા ભાગમાં યૂનિયનની રક્ષક સેનાનો અધિપતિ જનરલ બેયર્સ પોતાની પત્નીને સાથે લઇને સ્વિસ લશ્કરના વ્યૂહોના અભ્યાસ માટે સ્વિત્ઝર્લાંડ ગયેલો. કૈસર વિલ્હેલ્મ પણ એજ વ્યૂહો જોવાને આવ્યો હતો. બેયર્સ એક અતિશય સ્વદેશાભિમાનવાળી જર્મન બાનુને પરણ્યો હતો; અને એ બાઇને દક્ષિણ આફ્રિકાના વિગ્રહના પરિણામથી બોર લોકોના પોતાના કરતાં પણ વધારે દુઃખ લાગ્યું હતું. બેયર્સ એક ઉંચો, પ્રતાપી અને દેખાવડો માણસ હતો; અને તેનામાં પ્રબળ આકર્ષણની શક્તિ હતી. કૈસર તેનાથી પ્રસન્ન થયેલો; અને સ્વિસ

વ્યૂહો પૂરા થયા પછી કેટલેક વખતે તેને બર્લિન જવા આમંત્રણ થયેલું. ત્યાં કચેરીએ તેનું એવું સ્વાગત કરેલું, કે તે તેમનો માણસ બની ગયો.

આ શાંત અને ભવ્ય માણસની પ્રામાણિકતા માત્ર સ્થિતથી નષ્ટ થાત નહીં; પણ તે મિથ્યાભિમાની હતો, અને તેના મિથ્યાભિમાન પર કૈસર અને તેના પ્રધાનો રમત કરવા લાગ્યા. જર્મન "રક્ષણ" નીચે જે મહાન્ દક્ષિણ આફ્રિકાનું રિપબ્લિક સ્થપાવાનું હતું તેના પ્રેસિડન્ટનું પદ તેને આપવાનું કહેવાયેલું. તે પાછો કેપટાઉનમાં આવ્યો, ત્યારે તેની ભરાવ કાળી મૂછ કૈસરની ઢબમાં ઊંચી ચડાવેલ હતી; અને તેના મસ્તકમાં કૈસરના વિચારો દોડતા હતા.

આથી વિરુદ્ધ જનરલ બોથા પોતાના લોકોની ફરજનો ઊંચો અને લાંબો વિચાર કરનાર આદમી હતો. સ્વરાજ્યની બક્ષેશના અક્ષર ઉપરાંત પ્રાણને પણ તે વળગી રહેવા ઉત્સુક હતો. યૂનિયનનો સર્વોપરી પ્રધાન હોવા ઉપરાંત તે બોર લોકોનો જૂનો સેનાધિપતિ હતો. જે જાતમાં વિલિયમ ઑફ ઓરેંજ જેવા પયદા થયેલ છે તે જાતની સહનશીલતા અને દૃઢતા તેનામાં હતી. દક્ષિણ આફ્રિકાના સંબંધમાં જર્મનીના શા ઇરાદા છે તેની તેને સારી રીતે ખબર હતી; અને નવા રાજ્યબંધારણમાં બોર અને બ્રિટન વચ્ચે સમાધાનનો યત્ન કરવામાં તેનો આશય ઔદાર્યનો હોવાની સાથે સાંગ્રામિક પણ હતો. ઇ. સ. ૧૯૦૦ ના પાછલા ભાગમાં કૈસરે પ્રેસિડેન્ટ ક્રૂગરને મુલાકાત આપવાની ના પાડેલી, તે માટે એક બોર તરીકે તેને કૈસરની સાથે હિસાબ ચૂકવવાનો હતો. ડચ સહનશીલતાનો ઉપયોગ કરીને તેણે વિગ્રહમાં ઝંપલાવ્યું નહીં; પણ વિગ્રહ વગર નહીં ચાલે એમ જણાયું, ત્યારે ૧૯૧૩ માં તે માટે તૈયારી કરવા માંડી.

બેયર્સ છેક બેવફા નિકળશે એમ તેણે ધારેલું નહીં. પણ જર્મન સંસ્થાન ઉપર હુમલો કરવાનું તેને આવશ્યક લાગેલું. સવાલ માત્ર એ હતો કે ચઢાઇ શહેનશાહી લશ્કરે કરવી, કે દક્ષિણ આફ્રિકાની સરકારે. જનરલ બોથાએ એ બાબતમાં કશી આનાકાની કરી નહીં, જોકે તેને ઘણા હઠીલા અને વહેમી લોકોની સાથે કામ લેવાનું હતું. બોર લોકોમાં એક નવો પયગંબર પયદા થયો હતો. તેનું નામ વેન રેન્સબર્ગ હતું, અને તે લિખ્તનબર્ગમાં જનરલ ડેલારીની નજદીક રહેતો હતો. દક્ષિણ આફ્રિકાનો વિગ્રહ પૂરો થવા આવ્યો, તે અરસામાં લૉર્ડ મેથુએન ઉપર હુમલો કરવાનું તેણે ડેલારીને સમજાવ્યું હતું; અને બોર લોકોને તેથી એક સારી જીત મળી હતી. અમુક દિવસ તેણે પહેલાંથી બતાવ્યો હતો તે પ્રમાણે કામ કરતાં લૉર્ડ મેથુએન પકડાયો હતો. તે પછી તેણે બીજા કેટલાક આગમ ભાખ્યા હતા, જેમાંના કેટલાક ખરા પડેલા નહીં; પણ પેલી એક ફત્તેહથી બોર લોકોમાં તેની ઘણી આબરૂ હતી.

વિગ્રહ શરૂ થયો કે વેન રેન્સબર્ગ ફરી સ્વપ્નાં લેવા અને આગમ ભાખવા માંડયો. એક સ્વપ્નું એવું આવેલું. કે જાણે એક મહાસાગર છે, અને તેમાં પાંચ મોટા ગોધા લઢે છે,

તથા એક આસમાની ગોધો લાલ ગોધાને જખમી કરે છે. લાલ ગોધો તે બ્રિટન; અને આસમાની ગોધો તે જર્મની. ડેલારી ઉપર રેન્સબર્ગની ખાસ અસર થયેલી. જ્યારે તે વિગ્રહના સંબંધમાં મળેલી પાર્લમેન્ટની ખાસ બેઠકમાં ભાગ લેવા આવ્યો, ત્યારે તેના મિત્રોએ જોયું કે તેના મનની સ્થિતિ ધર્મોન્માદને મળતી થઇ ગઇ હતી. ડેલારી એક ઠરેલ અને કેળવાયેલ માણસ હતો; એટલે તેના મન પર થયેલી અસરથી અજ્ઞાન બોઅર લોકોમાં બળવાનો આવેશ કેટલા જોરથી ફેલાયેલો હશે તેની કલ્પના કરી શકાય. જો તટસ્થતાની રાજનીતિ લંબાઇ હોત, તો રેન્સબર્ગ અને બેયર્સ જેવાના પ્રપંચોથી બોઅર અને બ્રિટન વચ્ચેનું સમાધાન નષ્ટ થયું હોત, એમ માનવાને સબળ કારણો છે.

૧૯૧૪ના સપ્ટેંબરની ૯મી તારીએ પાર્લમેન્ટ ઉઘડતાં જનરલ બોથાએ એવો ઠરાવ રજુ કર્યો, કે રાજાજી જ્યોર્જને એક એવો સંદેશો મોકલવો, કે યૂનિયન સામ્રાજ્ય તરફ વફાદાર છે, અને શહેનશાહતના બચાવમાં ભાગ લેવાને દક્ષિણ આફ્રિકાના વતનીઓ તત્પર છે. જર્મન નૈર્ઋત્ય આફ્રિકા પર ચડાઇ કરવાને પોતે શહેનશાહી સરકાર સાથે શો કરાર કર્યો છે તે જણાવ્યા પછી જનરલ બોથાએ કહેલું, કે:—

"આ કસોટીના વખતમાં શહેનશાહત તરફની આપણી વફાદારીને આપણે ભૂલી જઇએ, એ શરમભરેલું અને ધિક્કારપાત્ર ગણાય; અને આખી દુનિયાની આંખે દક્ષિણ આફ્રિકાને કાળી ટીલી દેખાય. દક્ષિણ આફ્રિકાના વતનીઓથી એ બનવું અશક્ય છે. લોકો પાસેથી આશા રાખી શકાય તેવાં કેટલાંક મોટાં સ્વાર્પણો આપણે આપી ચૂકયા છીએ; પણ હમેશાં ક્રિશ્ચિયન ધર્મ ઉપર સ્થપાયેલી ઉચ્ચ ભાવનાઓને દૃષ્ટિ સન્મુખ રાખતા આવ્યા છીએ; અને ખરાબમાં ખરાબ વખતમાં પણ દ્રોહનાં સાધનોનો ઉપયોગ કર્યો નથી. ડચ અને બ્રિટન બંનેને દ્રોહનો માર્ગ બિલકુલ અજાણ્યો છે.

"આ અંધકાર અને દુઃખના વખતમાં બધી રીતે શહેનશાહી સરકાર તરફ વફાદાર અને સાચા રહેવું, એ આપણી ફરજ છે. યૂનિયન સરકાર એ પ્રમાણે માને છે; દક્ષિણ આફ્રિકાના લોકોનો એ પ્રમાણે ઠરાવ છે. આપણી સરકારે શહેનશાહી સરકારને તાર કર્યો છે, કે દક્ષિણ આફ્રિકાનું રક્ષણ અમે કરશું, કે જેથી શહેનશાહી લશ્કર બીજે ઠેકાણે સેવા બજાવવા જઇ શકે. આ માગણીનો સ્વીકાર થયો છે, અને યૂનિયનની રક્ષકસેના તૈયાર કરવામાં આવી છે."

પાર્લમેન્ટમાં જનરલ હર્ટ્ઝોગ નામે જનરલ બોથાના પ્રતિપક્ષીએ આ ઠરાવ ઉપર એક સુધારો મૂકેલો. તેના પક્ષના માણસોએ ભાષણો કરેલાં, જેમાં બ્રિટિશ પક્ષની ન્યાયપુરસ્સરતા માટે શંકાઓ કરવામાં આવેલી, જનરલ બોથા ઉપર અંગત આક્ષેપો મૂકવામાં આવેલા, અને આગલા વિગ્રહનું સ્મરણ કરાવીને કોમ કોમ વચ્ચે દ્વેષ સળગાવવાના યત્ન થયેલા. છતાં બાર વિરુદ્ધ બાણું મતથી જનરલ બોથાની સરકારની ફત્તેહ થયેલી.

મંગળવાર તા. ૧૫મી સપ્ટેંબરે જનરલ બેયર્સે રક્ષકસેનાના અધિપતિની જગ્યાનું રાજીનામું આપ્યું; જોકે કેટલાંક કારણોને લઇને એ કાગળ અને જનરલ સ્મટ્સનો જવાબ તા. ૨૧મીએ પ્રગટ થયેલા. બેયર્સનો કાગળ નીચે પ્રમાણે હતો:—

"પ્રીટોરિયા, ૧૫મી સપ્ટેંબર.

"ઓનરેબલ (=માનવંતા) સાહેબ,

"આપને ખબર છે કે ગયા ઑગસ્ટ મહિનામાં મેં આપને અને જનરલ બોથાને એમ કહેલું, કે જર્મન નૈર્ઋત્ય આફ્રિકાને જીતવાને ત્યાં લશ્કર મોકલવાની પ્રવૃત્તિને હું નાપસંદ કરૂં છું. તે વખતેજ હું રાજીનામું આપવાને તૈયાર હતો, પણ પાર્લમેન્ટ થોડા વખતમાં મળશે એમ જાણીને મેં શાંત રહેવાનો ઠરાવ કરેલો, એવી આશાથી—કે મુશ્કેલીમાંથી કોઇક માર્ગ નિકળશે. પણ જર્મનોએ યૂનિયનને નાખુશ થવાનું કશું કારણ આપ્યું નથી, તે છતાં જર્મન નૈર્ઋત્ય આફ્રિકાને જીતી લેવાના સરકારના નિશ્ચયનું પાર્લમેન્ટે સમર્થન કર્યું, એ જોઇ મને અતિશય આશ્ચર્ય થયું છે. સરકારને ખબર હોવી જોઇએ, કે ડચ બોલતા લોકોના મોટા ભાગે આપણે સરહદને ઓળંગીએ એ તરફ નાપસંદગી બતાવી છે, અને હમણાંજ પ્રીટોરિયામાં અધિકારીઓની સમિતિઓ થઇ તેથી એ વાતને ટેકો મળે છે. બલાત્કાર વગર માત્ર લોકોને સંબોધન કરીને બીજું પરિણામ લાવવાની હું સરકારને "ચેલેંજ" કરૂં છું.

"એમ કહેવામાં આવે છે, કે ગ્રેટ બ્રિટન વિગ્રહમાં ઉતરેલ છે તે માત્ર સત્ય અને ન્યાયની ખાતર, અને એટલા માટે કે ન્હાની પ્રજાઓની સ્વતંત્રતાનું રક્ષણ અને કોલકરારોનું પાલન થાય. પણ બ્રિટિશ કેબિનેટમાંથી ત્રણ પ્રધાનોએ રાજીનામાં આપ્યાં, એ હકીકતજ બતાવી આપે છે, કે ઇંગ્લંડમાં પણ એવો એક પ્રબળ ન્હાનો પક્ષ છે, કે જેને જર્મનની સાથે વિગ્રહ યોગ્ય છે એવી ખાતરી થઇ નથી. ઇતિહાસ તો આપણને એમ શિખવે છે, કે જ્યારે જ્યારે પોતાનો સ્વાર્થ હોય છે, ત્યારે ત્યારે ગ્રેટ બ્રિટન ન્હાની પ્રજાઓનું રક્ષણ કરવાને તૈયાર રહે છે; પણ કમનસીબે ઇતિહાસ એવા પણ દાખલા બતાવે છે, કે જ્યારે એજ શહેનશાહતે ન્હાની પ્રજાઓની સ્વતંત્રતાના પવિત્ર હકોનું ઉલ્લંઘન કર્યું છે, અને કોલકરારો તોડ્યા છે.

"આ સાબિત કરવાને મારે એટલુંજ દર્શાવવું બસ છે, કે 'સાઉથ આફ્રિકન રીપબ્લિક' અને 'ઓરેંજ ફ્રી સ્ટેટ' ની સ્વતંત્રતાનું કેવી રીતે ઉલ્લંઘન થયેલું; અને સેન્ડ નદીના 'કન્વેન્શન'નું કેટલું વજન રહેલું. એમ કહેવાય છે કે જર્મનોના જંગલીપણાની સામે વિગ્રહ કરવામાં આવે છે. દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં આપણા આ દેશમાંજ કેવું જંગલીપણું દાખવાયું છે તે બધું માફ કર્યા છતાં હું ભૂલી ગયો નથી. થોડાજ અપવાદ સિવાય તમામ ખેતરોની અને ઘણાં શહેરોની લૂવાંના જેવી દશા થયેલી, કે જે સંબંધી આપણે હાલ એટલું બધું સાંભળીએ છીએ. આ અણીને વખતે પાર્લમેન્ટમાં એમ જાહેર થાય છે, કે બ્રિટિશ સરકારે આપણી સરકારને ૭૦,૦૦,૦૦૦ પૌંડની લોન આપેલી છે. આ બહુ સૂચક વાત છે. કોઇ પણ માણસને એ બાબતમાં પોતાના ખાસ વિચારો હોઇ શકે. સરકારની મુલક જોડી દેવાની રાજનીતિ માટે કંઇ વાજબી કારણ ન

હોવાથી આપ લોકોને ડરાવવા માટે એમ જાહેર કરો છો, કે પ્રસંગ આવે તો જર્મનીએ દક્ષિણ આફ્રિકાને પોતાની સાથે જોડી દેવાનો ઠરાવ કર્યો છે, એવી સરકાર પાસે માહિતી છે.

"મારો નમ્ર અભિપ્રાય એવો છે, કે જો આપણે જર્મનો તરફથી કશું કારણ મળ્યા વગર જર્મન મુલક ઉપર હુમલો કરશું, તો એ સ્થિતિ વહેલી પ્રાપ્ત થશે. અને જર્મની આપણા મુલકને જોડી દેવાનો ઇરાદો રાખે છે તેના સંબંધમાં એટલુંજ કહેવાનું છે, કે એ તો આવી બાબતોમાં પ્રજાઓના શક અથવા વહેમનું પરિણામ છે. પાર્લામેન્ટમાં કરવામાં આવેલા આરોપો —ઉદાહરણ તરીકે, જર્મનોએ આપણી સરહદનું ઉલ્લંઘન કર્યું છે એ—પાયાદાર નથી. જુઓ બાતમી ખાતાનો ઓફિશ્યલ રીપોર્ટ, અને જેઓ સરહદ ઉપર અને તેની પાસે છે તે લેફ્ટેનંટ-કર્નલ મારિટ્ઝ અને તેના અમલદારોના અભિપ્રાયો.

(આ ઇતિહાસ હવે પછીના અંકમાં પૂરો કરવામાં આવશે.)

## લડાઈના તાર.

**સામાન્ય સ્થિતિ.**

હજી જર્મનનું જોર નબળું પડયું નથી. રૂશિયાને અને ફ્રાન્સને અને બ્રિટનને તે મારે છે અને મરે છે. મિત્ર રાજ્યોનો વિજય વિધાતાના લેખમાં લખાયેલો છે, એમ જેઓ ન માનતા હોય, તેવાઓને ઘડીભર ચિંતા થઇ જાય. એવી સ્થિતિ છે. છતાં ચિંતા માટે ખરૂં જોતાં કશું કારણ નથી. રૂશિયન, ફ્રેંચ અને ઇંગ્લિશ સેનાપતિઓ વ્યૂહરચનામાં એક્કા છે; અને જર્મન જૂથને બનતી ત્વરાએ ઠેકાણે પાડશેજ, એવો વિશ્વાસ રાખવો જોઇએ.

**ફ્રેંચ હવાઇ હુમલો.**

લંડન, ૨૮ મી મે.

આખા વિગ્રહમાં લુડવિગશાફેન ઉપરના ફ્રેંચ હવાઇ હુમલા જેવું બીજું હવાઇ પરાક્રમ બહાર આવ્યું નથી. ૧૮ વિમાનીઓએ ૯૦ કિલોગ્રામના ૪૭ બોંબ અને ૧૫૫ના ૨ બોંબ જે રસાયની કારખાનામાં ૨૦,૦૦૦ મજૂરો કામ કરે છે અને દારૂગોળો બનાવે છે તે ઉપર નાંખ્યા. અને ૯૦ કિલોગ્રામના ૩૬ બોંબ ઓપોના કારખાના ઉપર ફેંકયા. બધાજ બોંબ નિશાનને વાગેલા. લુડવિગશાફેનમાં પીળા ધુમાડાની ત્રણ જબરી આગ જોવામાં આવી હતી; અને ઓપો ઉપર પણ ધુમાડો ફરી વળ્યો હતો. એમ માનવાને કારણ છે કે ઝેરી હવા લુડવિગશાફેનમાંજ મુખ્યત્વે કરીને બનાવાય છે, અને બોંબ પડવાથી એ હવા એટલી છૂટેલી કે વસ્તીને કદાચ ઘણું સહન કરવું પડ્યું હશે. એક સિવાય બીજા બધા વિમાનીઓ પાછા આવી ગયેલ છે.

**ઓસ્ટ્રિયનો હઠે છે.**

લંડન, ૨૯ મી મે.

બચાવની આખી લાઇન ઉપર ઇટાલિયનોની સામેથી ઓસ્ટ્રિયનો હઠતા જાય છે. ઘણો

અને મોલાત બાળતા જાય છે; અને માર્ગો તથા પૂલોનો નાશ કરતા જાય છે. ટ્રેન્ટના કિલ્લા તરફ તેઓ ભાગ્યા જાય છે.

સૅનની લડાઇ.

પિત્રોગ્રેડ, ૩૧ મી મે.

સૅન ઉપરની લડાઇ આપણા પક્ષમાં લડાતી જાય છે. નિએસ્ટરની પેલી તરફના બધા હુમલા પાછા હઠાવવામાં આવ્યા છે. સાત હજાર કરતાં વધારે કેદીઓ પકડાયા છે.

પ્રેસિડન્ટ વિલ્સનના આશયો.

વૉશિંગ્ટન, ૧ લી જૂન.

પ્રેસિડન્ટ વિલ્સન મનુષ્યજાતિના ભલા માટે માત્ર બોલવાનેજ નહીં પણ કામ કરવાને તૈયાર રહેશે. સમુદ્ર ઉપર અમેરિકનોના હકનું ઉલ્લંઘન કરવા માટે તે જર્મનીને જવાબદાર ગણશે.

લંડન ઉપર બૉંબ.

લંડન, ૧ લી જૂન.

છેલ્લી ઝેપ્પેલિનની ચડાઇથી એક પુરુષ, એક સ્ત્રી, એક છોકરો અને એક બાળક મરી ગયેલ છે. ૯૦ બૉંબ ફેંકવામાં આવ્યા હતા. માત્ર ત્રણ ઠેકાણે આગ લાગતાં બંબાની મદદ લેવી પડી હતી.

જર્મનો સામે લાગણી વધી પડી છે. લંડનના પૂર્વના છેડા તરફ તોફાનો થયાં છે; અને જર્મનોનાં મકાનો પર ફરી હુમલા કરવામાં આવે છે.

ઇટલીનો જવાબ.

રોમ, ૩ જી જૂન.

સિનોર સાલાંદ્રાએ આજે કેપીટૉલના હૉલમાં એક ભવ્ય ભાષણ આપ્યું છે. જર્મન ઠપકાને જવાબ આપતાં તેણે કહ્યું, કે ઇટલીને માટે આ એક પવિત્ર વિગ્રહ છે. મિત્રતા અથવા કોલકરાર સંબંધી કશું પણ બોલવાનો જર્મની અને ઑસ્ટ્રિયાને શો હક છે? એમણે તો બધા લેખ અને સાર્વજનિક હક ઉપર પાણી ફેરવેલ છે.

પ્રઝેમિસ્લનો કિલ્લો ખાલી કર્યો.

લંડન, ૪ થી જૂન.

પ્રઝેમિસ્લનો કિલ્લો ઑસ્ટ્રિયનોને ખાલી કરવાની ફરજ પડી છે.

જર્મન ક્રાઉન પ્રિન્સની છાવણી ઉપર બૉંબ.

પારિસ, ૪ થી જૂન.

સવારના ચાર અને પાંચની વચ્ચે ૨૯ ફ્રેંચ વિમાનોએ ૧૭૮ બૉંબ અને કેટલાક હજાર બાણ જર્મન ક્રાઉન પ્રિન્સ (=યુવરાજ) ની છાવણી ઉપર નાંખ્યાં છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.]  મંગળવાર, ૧૫ મી જૂન, ૧૯૧૫.  [અંક ૨૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૫ મી જૂન ૧૯૧૫.

## દક્ષિણ આફ્રિકામાં બળવો.

(ગયા અંકથી ચાલુ—જનરલ બેયર્સનો કાગળ.)

"એવું લાગે છે કે જાણે સરકારને એવી ઇચ્છા હોય, કે જર્મન નૈઋત્ય આફ્રિકાના જર્મનો કંઇક અપરાધ કરે તો સારૂં; પણ તેમાં સરકાર નિરાશ થયેલ છે, કારણકે અત્યાર સુધી એક પણ જર્મન સિપાઇએ સરહદનું ઉલ્લંઘન કર્યું નથી. તમે સારી રીતે જાણો છો, કે એક વાર ભૂલથી સરહદનું ઉલ્લંઘન થયેલું, અને તે માટે તરત માફી માગવામાં આવેલી, એવી જે વાત ચાલે છે, તે સાચી છે. દક્ષિણ આફ્રિકામાં ગમે તે થાય, છતાં વિગ્રહનો નિર્ણય તો યૂરપમાંજ થવાનો છે; એટલે જો જર્મની જીતે, અને આપણા પર ચડાઇ લાવવાનો ઠરાવ કરે, તો ગ્રેટ બ્રિટન આપણી કુમક કરવાને અશક્ત નીવડે ત્યારે પણ, જો આપણે દરમિયાનના વખતમાં આપણી હદમાં રહેલા હશું, તો તે વખતે દેશના રક્ષણને પવિત્ર અને નિર્મલ કર્તવ્ય ગણીને બનતું બધું કરી શકશું. આપણા ઉપર જો ચડાઇ થશે, તો આપણા લોકો પોતાના હકોના બચાવ માટે એક માણસની માફક ઉભા થશે.

"ઉપરાંત, મને ખાતરી છે કે હાલ જર્મન મુલકમાં જે ૮,૦૦૦ નું લશ્કર છે તે આપણા દેશ પર ચડાઇ કરવાની બેવકૂફી નહીં કરે. મેં હમેશાં કહેલું છે, કે જો યૂનિયન પર ચડાઇ થશે, તો બોર અને બ્રિટન સાથે રહીને આ દેશનું રક્ષણ કરશે; અને એવું બનશે તો પિતૃભૂમિની રક્ષાને માટે આપણી સેનાના નાયક થવામાં હું મોટી પ્રતિષ્ઠા અને માન સમજીશ. મેં સેનાપતિની જગ્યા સ્વીકારી છે તે આપણા રક્ષાના કાયદા પ્રમાણે, જેની પહેલી કલમમાં એમ લખેલું છે કે સેનાનો ઉપયોગ યૂનિયનના બચાવ માટેજ કરવાનો છે. મારો નમ્ર અભિપ્રાય એવો છે, કે પાર્લમેન્ટના એક સાદા ઠરાવ માત્રથી આ કલમ ફેરવી શકાય નહીં, કારણકે એમ કરવું એ પાર્લમેન્ટની પદ્ધતિથી વિરુદ્ધ છે. એટલે રક્ષાનો કાયદો આપણને એવી રજા આપતો નથી, કે આપણે જઇને દુશ્મનને પરહદમાંથી પકડી લાવીએ, અને એ રીતે આગ સળગાવીએ; પણ એવી, કે જો દુશ્મન આપણા દેશમાં ઘુસે તો આપણી ફરજ છે, કે તેને પાછો કાઢવો, અને તેના દેશમાં જઇને તેને તગડવો.

"જનરલ બોથા પોતાના ભાષણમાં દક્ષિણ આફ્રિકન વિગ્રહ પછી બેલ્જિયમનો અને હૉલેન્ડ તરફથી આપણને જે મદદ મળેલી, તે સંબંધી બોલે છે. એ મદદની આપણા બધા લોકો

અને આપણે હજી કદર કરીએ છીએ; પણ આપણે એ ભૂલી જવું ન જોઇએ, કે જર્મનો પણ કંઇ પાછળ રહ્યા નહોતા, અને આપણા તરફ હમેશાં સારી રીતે વર્ત્યા છે. ત્યારે શા માટે આપણે જાણીબૂજીને તેમને દુશ્મન બનાવવા જોઇએ? હાલ જે સ્થિતિ છે તેમાં તો ચડાઇ કરવાનો કોઇ માર્ગ હું દેખતો નથી, અને હું મારા દેશને તથા લોકોને અંતઃકરણથી ચાહું છું, તેટલા માટે યૂનિયન નાગરિક સેનાને સરહદની પેલી પાર મોકલવાની સામે હું વાંધો લઉં છું. સરકારે જે આગ સળગાવવાનું ઠરાવ્યું છે તે ક્યારે ઠરશે એ કોણ કહી શકે તેમ છે? ઉપર દર્શાવેલાં કારણોને લીધે સેનાધિપતિ તરીકેની મારી જગ્યાનું રાજીનામું આપવાની મને ફરજ પડે છે, અને મારી પદવીનું પણ. મારે માટે આપણા લોકો તરફ એકનિષ્ઠા, કર્તવ્ય અને પ્રતિજ્ઞાનો માર્ગ મને એ લાગે છે, કે જે સંબંધી જનરલ બોથા બોલેલ છે. મેં હમેશાં મારા શ્રેષ્ઠ નિશ્ચયો પ્રમાણે મારી ફરજ અદા કરવાનો યત્ન કર્યો છે; અને મને ઘણો અફસોસ થાય છે કે તેનો આ પ્રમાણે અંત આવે છે."

(સહી) બેયર્સ.

કોમના દ્વેષને જાગ્રત્ કરવાના દુષ્ટ ઉદ્દેશથી લખેલા ઉપલા પ્રપંચી કાગળનો જનરલ સ્મટ્સે નીચે પ્રમાણે લક્ષ્યવેધી જવાબ લખ્યો હતો:—

"પ્રીટોરિયા, ૧૯ મી સપ્ટેંબર.

"સાહેબ,

"યૂનિયનની રક્ષક સેનાના સેનાધિપતિ તરીકેની અને યૂનિયનના એક અમલદાર તરીકેની તમારી પદવીનું રાજીનામું આપવાને તમે તારીખ ૧૫મીએ લખેલો કાગળ વાંચી મને ખેદ થયો છે. જે સંસ્થિતિમાં તમે રાજીનામું આપો છો, અને જે શબ્દોમાં તમે તમારા કૃત્યને વાજબી ઠરાવવાનો યત્ન કરો છો, તેથી બહુ દુઃખદાયક અસર થાય છે.

"એ ખરૂં છે, કે જર્મન નૈર્ઋત્ય આફ્રિકામાં વિગ્રહની જે ક્રિયાઓ ચાલે છે તેમની સામે તમારે વાંધા છે એ હું જાણતો હતો; પણ તમે રાજીનામું આપશો એમ મને કદાપિ લાગ્યું નહોતું. એથી ઉલટું, સરકારને મળેલી તમામ માહિતીની તમને ખબર આપવામાં આવતી હતી, બધી યોજનાઓની તમારી સાથે ચર્ચા થઇ હતી, અને તમારી સલાહનું મોટે ભાગે અનુસરણ કરવામાં આવ્યું હતું. મુખ્ય અધિકારીઓ તમારી ભલામણ પ્રમાણે અને સંમતિથી નિમાયા હતા; અને હાલ જે ક્રમ પ્રમાણે વિગ્રહની ક્રિયાઓ ચાલે છે તેની અધિકારીઓની એક સમિતિમાં તમે પોતે ભલામણ કરી હતી.

"પાર્લમેન્ટની ખાસ બેઠકમાં હાજર રહેવાને હું કેપ ટાઉન જવા નિકળ્યો, તે પહેલાં મારી છેલ્લી સૂચનાઓ તમને એ હતી, કે મારી ગેરહાજરીમાં જર્મન સરહદ ઉપરની કેટલીક પલટનોની તમારે મુલાકાત લેવી, અને આપણી વચ્ચે એવી સમજુત હતી, કે વિગ્રહની ક્રિયાઓ કંઇક આગળ ચાલે, અને જૂદા જૂદા ભાગો વચ્ચે સહકારિત્વ સાધી શકાય, કે તરત તમારે પોતેજ જર્મન નૈર્ઋત્ય આફ્રિકામાં સરદારી લેવી.

"સરકારની સ્થિતિમાં એ પછી કશો ફેરફાર થયેલ નથી; અને પાર્લમેન્ટે પૂરી ચર્ચા પછી તેમાં સંમતિ આપી છે. એવી આશા રાખી શકાય કે એ સંમતિથી તમારી સ્થિતિ કંઇક સુધરવી જોઇએ; પણ હવે મને માલુમ પડે છે, કે તમારી એવી ધારણા હતી, કે પાર્લમેન્ટ સરકારની રાજનીતિને નાપસંદ કરશે; અને તેમાં તમે નિરાશ થયા, તેથી આ અણધાર્યું પગલું ભર્યું. તમારા હેતુઓ વધારે સ્પષ્ટ કરવાને તમારા રાજીનામાનાં કારણો તમે લાંબી રાજકીય દલીલમાં દર્શાવ્યાં, અને એ કાગળ તરત છાપાંઓમાં મોકલી આપ્યો, કે જે પ્રસિદ્ધ થયા પછી લાંબે વખતેજ સરકારના હાથમાં પહોંચેલ છે.

"તમને એ કહેવાની જરૂર નથી, કે તમારા રાજીનામાને લગતી આ બધી સંસ્થિતિઓથી મારા સહાધિકારીઓના અને મારા પોતાના મન ઉપર ઘણી નઠારી અસર થઇ છે. પણ એ નઠારી અસર તમારા કાગળમાં જે આરોપો મૂકવામાં આવ્યા છે તેથી ઘણી વધી છે. ગ્રેટ બ્રિટન પરનો તમારો હુમલો બિલકુલ પાયા વગરનો છે એટલુંજ નહીં, પણ એક મહાન્ વિગ્રહની વચ્ચે એક બ્રિટિશ મુલકના સેનાધિપતિ તરફનો હોઇને તેનો કશો બચાવ થઇ શકે તેમ નથી. દક્ષિણ આફ્રિકન વિગ્રહની દરમિયાન થયેલાં જંગલી કૃત્યો તમે આગળ કરો છો તેથી બેલ્જિયમની અપરાધી પાયમાલી ન્યાયપુરસ્સર ઠરે તેમ નથી; એથી માત્ર દક્ષિણ આફ્રિકાના નિવાસીઓમાં દ્વેષ અને કુસંપનાં બીજ રોપાય તેમ છે.

"તમે એ લખવું ભૂલી ગયા, કે દક્ષિણ આફ્રિકન વિગ્રહ પછી બ્રિટિશ લોકોએ દક્ષિણ આફ્રિકાને સંપૂર્ણ છૂટ આપી છે; અને એવા રાજ્યબંધારણથી, કે જેની નીચે આપણે આપણી પ્રજાની મહાકાંક્ષાઓ આપણી પોતાની રેખાઓ ઉપર સફળ કરી શકીએ; અને જે, ઉદાહરણ તરીકે, તમને એવો એક કાગળ વગર બીકે લખવાની છૂટ આપે છે, કે જે માટે જર્મન શહેનશાહતમાં તમને નિ:શંક છેલ્લી સજા થઇ હોત.

"તમે બીજું જે લખો છો તેના જવાબ પાર્લમેન્ટમાં અપાઇ ગયા છે. એ ચર્ચાઓ પરથી સ્પષ્ટ થશે કે આ વિગ્રહમાં બ્રિટિશ શહેનશાહતે કે દક્ષિણ આફ્રિકાએ આગળ પગલું ભર્યું નથી. પ્રથમ અસ્ટ્રિયા-હંગિરિએ વિગ્રહ જાહેર કર્યો છે, અને પછી જર્મનીએ, અને તે એવી સ્થિતિમાં, કે જેની અંદર બ્રિટિશ સરકારે યૂરપની શાંતિ અને બેલ્જિયમની તટસ્થતા જાળવવાને બનતો બધો પ્રયત્ન કરેલ છે.

"આપણા પોતાના સંબંધમાં જોઇએ, તો આપણા કિનારાને ધાસ્તી આપવામાં આવી છે, આપણી ટપાલની હોડીઓ પકડાઇ છે, અને આપણી સરહદ ઉપર દુશ્મને હુમલો કરેલ છે. એ હુમલો તમે કહો છો તેમ અજાણતાં થયો નથી; અને તે માટે દિલગીરી દર્શાવવાનો કશો લેખ સરકારને મળેલ નથી.

"આવી સ્થિતિ હોવાથી યૂનિયન તરફથી કંઇ પણ આગળ પગલું લેવાયું છે એમ કહેવું વ્યર્થ છે, કારણકે બ્રિટિશ સરકારની સાથે આપણે આપણી ઇચ્છા વિરુદ્ધ કેવળ આત્મરક્ષા માટે

આ વિગ્રહમાં જોડાયા છીએ. બ્રિટિશ સરકાર તરફથી મહેરબાનીની રાહે મળેલી ૭૦,૦૦,૦૦૦ પૌંડની લોન, કે જેને માટે હમણાંજ પાર્લમેન્ટમાં ઝાહેર થયું તેમ યૂનિયનની પ્રજા આભારી છે, તેના સંબંધમાં તમારો ઇશારો એવા અધમ પ્રકારનો છે, કે તે પર કશી ટીકા કરવાની જરૂર નથી. એ એટલુંજ બતાવે છે કે રાજકીય મતભેદથી તમારૂં મન કેટલે અંશે અંધારૂં થયું છે.

"તમે ફરજ અને પ્રતિષ્ઠા સંબંધી બોલો છો. મારી ખાતરી છે, કે આ અંધારા દિવસોમાં, જ્યારે સરકારની તેમજ દક્ષિણ આફ્રિકાના લોકોની સર્વોપરિ કસોટી થશે, ત્યારે તમારા કાગળ અને કર્મ પરથી ફરજ અને પ્રતિષ્ઠાનો જે ખયાલ સૂચિત થાય છે, તે કરતાં વધારે સ્વચ્છ ખયાલ દક્ષિણ આફ્રિકાના લોકોને આવશે. ખાસ કરીને ડચ બોલનાર વિભાગના સંબંધમાં તો—સારા વખતમાં મ્હોની વફાદારી, અને સંકટના વખતમાં તટસ્થતા અને જર્મન પક્ષ તરફ વલણની રાજનીતિના કરતાં કશું વધારે વિનાશક અને શરમભરેલું હું કલ્પી શકતો નથી.

"એમ બને, કે આપણી ખાસ આંતર સંસ્થિતિને લીધે અને મહા વિગ્રહ પછી આપણી પાછળ પડેલી સ્થિતિને લીધે આપણે જે કરી શકશું તે મર્યાદિત રહેશે. છતાં પણ મારી ખાતરી છે, કે લોકો સરકારને પાર્લમેન્ટનો હુકમ અમલમાં લાવવાની અંદર મદદ કરશે, અને આ રીતે દક્ષિણ આફ્રિકા અને શહેનશાહત તરફ પોતાની ફરજ અદા કરશે, અને પોતાની મોંઘી આબરૂને ભવિષ્યને માટે નિષ્કલંક ટકાવી રાખશે.

"તમારૂં રાજીનામું આથી મંજૂર થયેલું સમજવું."

(સહી) જે. સી. સ્મટ્સ.

પણ આ પત્રવ્યવહાર પ્રસિદ્ધ થયો, તે પહેલાં જનરલ બેયર્સે સરકારની સામે પહેલો ખુલ્લો ઘા કરી લીધો હતો, અને તેમાં તે નિષ્ફળતા પામ્યો હતો. તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું, તે પહેલાં ઘણાં અઠવાડિયાંથી તે બળવો ઉશ્કેરવામાં રોકાયેલો હતો. સરકારને માટે તેણે જે ક્રિયાઓની યોજના કરેલી તેમાં, અને એ કહેવાતી યોજનાઓને પાર પાડવાને તેણે જે અધિકારીઓ નીમેલા તેમના દ્વારા તે એવા પ્રપંચો કરી રહ્યો હતો, કે જેમાં જર્મન લશ્કરને ભાગ લેવાનો હતો. તેની મુખ્ય મુશ્કેલી પશ્ચિમ ટ્રાન્સવાલના બોર લોકોના આગેવાન જનરલ ડેલારીને મેળવી લેવાની હતી. ડેલારીના પ્રદેશના લગભગ એક હજાર હથિયારબંધ બોરો પોચેફસ્ટ્રૂમ આગળ છાવણી નાંખી પડ્યા હતા; અને સપ્ટેંબરની ૧૫ મી તારીખે, જ્યારે જનરલ ડેલારી કેપ ટાઉનથી પાછો ફર્યો, ત્યારે તે જનરલ બેયર્સને મળ્યો, અને તે રાત્રે મોટરમાં મુસાફરી કરીને પશ્ચિમ ટ્રાન્સવાલના લોકોની છાવણીને મુલાકાત આપવાનું તેમણે ઠરાવ્યું.

સાંઝના સુમારે સાત વાગ્યે બંને સેનાપતિઓ પ્રીટોરિયા છોડીને મોટરમાં નીકળ્યા; અને જોહાન્સબર્ગનો માર્ગ લીધો. એવું બનેલું કે એ અરસામાં "જેકસન ગેંગ"ના નામથી ઓળખાતી એક લુટારાઓની ટોળી એ ભાગની વસ્તીને પીડતી હતી; અને કોઇ વચ્ચે પડે તેને ઠાર કરતી હતી. સપ્ટેંબરની ૧૫ મી તારીખની સાંઝે કેટલાક ડીટેક્ટિવોએ પરાના અમુક ઘરમાં તેઓ છે એમ શોધી કાઢ્યું હતું; પણ તેમને પકડવા જતાં તેમણે એક ડીટેક્ટિવને ગોળીએ

દીધા હતા, અને એક મોટરમાં બેસીને તેઓ ન્હાસી ગયા હતા. હથિયારબંધ પોલિસને તે પછી એવો હુકમ મળ્યો હતો, કે જોહાન્સબર્ગના બધા માર્ગો પર ચોકી રાખવી; બધી મોટર ગાડીઓને રોકવી અને તપાસવી, અને કોઇ ઉભી ન રહે તો તેના પર ગોળી છોડવી. રાત પડ્યા પછી "જેકસન ગેંગ"ની મોટરને મળતી એક મોટરને શહેરના પૂર્વ તરફના ભાગમાં રોકવાનું કહેવામાં આવેલું. પશ્ચિમ તરફ જતાં ફરી બે વાર તેને "ચેલેંજ" મળેલી. ચોથી વાર પશ્ચિમની સરહદ પર ફરી એ પ્રમાણે થયેલું. પછી એક પોલિસે ગાડીને બોટકાવવાને પૈડા ઉપર ગોળી છોડી, પણ તે ગોળી જનરલ ડેલારીને વાગી; અને તે તરત મરણ પામ્યો. લગભગ એજ વખતે એવીજ એક મોટરમાં મુસાફરી કરતા ડાકટર ગ્રેસ કરીને એક પ્રખ્યાત ડાકટરનું પોલિસના હાથથી મૃત્યુ થયેલું.

જનરલ બેયર્સે પોલિસના સવાલનો જવાબ ન આપવાનું કારણ કદાચ એ હશે, કે પોતાનું કાવતરૂં પકડાયું છે, અને રાજ્યદ્રોહના ગુન્હાને માટે પોતાને પકડવામાં આવશે, એમ તેને લાગ્યું હશે. હકીકત એ હતી કે જનરલ બોથા કે સ્મટ્સ કોઇને તેના તરતના આશયની કશી ખબર નહોતી. બેયર્સનો ઇરાદો એવો હતો કે છાવણીમાં રહેલા એક હજાર આદમીઓથી બળવો શરૂ કરવો. કર્નલ કેમ્પે તેમના અમલદારોને મેળવી લીધા હતા; અને એ અમલદારોએ સ્હવારે સિપાઇઓની આગળ ભાષણો કર્યાં હતાં, તથા તેમને જર્મન નૈર્ઋત્ય આફ્રિકા માટે વૉલંટિયર થવાની ના પાડવાને સમજાવ્યા હતા. બપોર પછી જેઓ વફાદાર રહેવા ચાહતા હતા તેમણે એક દેશી સાથે જનરલ સ્મટ્સને સંદેશો મોકલ્યો હતો; અને કાવતરાંખોરો બર્ગ મોહોલ્લાના એક ઘરમાં એકઠા થઇને આખી રાત બેયર્સની મોટરની રાહ જોતા બેઠા હતા. બેયર્સનો ઇરાદો એવો હતો કે ડેલારીને બળવો દેખાડવો; અને પછી તેને પોતાના પક્ષ તરફ વાળી લેવો.

પણ ડેલારીના મૃત્યુથી એ હરામખોર નાહિંમત બની ગયો. પોતે પકડાશે કે કેમ તેની તેને ચિંતા થવા લાગી. આખી રાત તેણે વિચાર કર્યો, કે બળવો શમાવી દેવો કે મૃત્યુપર્યંત સામા થવું. સ્હવારે ત્રણ વાગ્યે તેણે ટેલીફોન કરીને કાવતરાંખોરોને ખબર આપી, કે ડેલારીનું મરણ થયું છે, અને પોતે આવી શકશે નહીં. આ ખબરથી બધામાં ગભરાટ ફેલાઇ રહ્યો.

કર્નલ કેમ્પે જનરલ બેયર્સની સાથેજ રાજીનામું આપ્યું હતું; તેને હવે એટલી બીક લાગી કે તેણે તે પાછું ખેંચી લીધું. ડેલારીની કબર ઉપર અને જનરલ બોથાની હાજરીમાં બેયર્સે જૂઠું બોલીને જણાવ્યું, કે બળવો જગાડવાનો પોતાનો બિલકુલ ઇરાદો નહોતો. છતાં બીજેજ દિવસે તેણે ડેલારી જે પ્રદેશમાં રહેતો હતો ત્યાં લિક્ટનબર્ગમાં જનરલ ડી વેટ અને બીજા કાવતરાંખોરોની એક સભા ભરી; અને ગામડાંના લોકોને મેળવી લેવા યત્ન કર્યો. જનરલ બોથાની રાજનીતિ પર સખત હુમલા કરવાની બેયર્સે અને ડી વેટે શરૂઆત કરી.

(આ મહત્ત્વનો ઇતિહાસ આ અંકમાં પૂરો ન થવાથી હવે પછી પૂર્ણ કરવામાં આવશે)

# લડાઇના તાર.

દારૂગોળાખાતાના પ્રધાનનું ભાષણ.

લંડન, ૩ જી જૂન.

માન્ચેસ્ટર મુકામે એક સભામાં મિ. લૉઇડ જ્યોર્જે જણાવ્યું, કે "વિગ્રહના પરિણામનો આધાર હવે કારખાનાંઓ ઉપર છે. રૂશિયનોને ગેલીશિયામાં જે હઠવું પડયું છે તે જર્મનોના દારૂગોળામાં અતિશય ચડતાપણાને લીધે. જર્મન કારખાનાંઓની ચડિયાતી વ્યવસ્થાની એ જીત છે. બહાદુર રૂશિયનો ઉપર એકજ કલાકમાં બે લાખ ગોળાનો વરસાદ કરવામાં આવેલો. આપણે જો જર્મનોને એજ પ્રમાણે સત્કારી શકયા હોત, તો તેઓ કયારના ફ્રાન્સમાંથી હઠયા હોત, આપણે જર્મનીમાં પેઠા હોત, અને વિગ્રહનો અંત પાસે દેખાતો હોત. આપણી પાસે હવે માણસો છે, અને વધારે આવવાને તૈયાર છે; પણ દુશ્મનોને ભેદવાની શક્તિ કારખાનાંઓએ તૈયાર કરી આપવી જોઇએ. મને ખાતરી છે કે જે કામ ફ્રેંચ એન્જિનિયરો કરી શકયા છે તે બ્રિટિશ કરી શકશે. ફ્રેંચ ફત્તેહો ઘણે અંશે ફ્રાન્સનાં ખાનગી કારખાનાંને લીધે મેળવાઇ છે."

ઇંગ્લંડના મુખ્ય પ્રધાન મોખરે.

લંડન, ૪ થી જૂન.

મિ. એસ્કિવથે ફીલ્ડ માર્શલ ફ્રેંચ સાથે થોડા દિવસ મોખરાની મુલાકાત લીધી છે. ઝડપથી ચાલતી મોટરોમાં તે સર્વત્ર ફરેલ છે; અને સર્વત્ર તેને ઘણું માન આપવામાં આવેલ છે. ફ્રાન્સમાં આવી પહોંચ્યા પછી થોડીજ વારે તેને એક ઉંચાણ ઉપર લઇ જવામાં આવ્યો હતો; અને ત્યાંથી આખા બ્રિટિશ મોખરાનું તેણે દિગ્દર્શન કર્યું હતું. મિ. એસ્કિવથે દૂરબીનથી બધું જોયું હતું; અને ટેબલ ઉપર એક નકશામાં વિગતો બતાવેલી હતી.

એ સાંઝે મિ. એસ્કિવથે એક બ્રિગેડનો રીવ્યૂ જોયો હતો; અને ન્હાનું સરખું ભાષણ કર્યું હતું. ભાષણથી સિપાઇઓ આનંદ અને આવેશમાં આવી ગયા હતા; અને ટોપીઓ તથા બંદુકો હવામાં ફેરવી તેને વધાવતા હતા. પછી ઇસ્પિતાલમાં જઇને તેણે દરદીઓને આશ્વાસક વચનો કહી સંતોષ ઉપજાવ્યો હતો.

બીજે એક દિવસે મિ. એસ્કિવથે હવાઇ સેનાની છાવણીની નિરીક્ષા કરી હતી; અને વિમાનીઓની આશ્ચર્યકારક ચપળતા જોઇ તેને આનંદ થયો હતો.

છેવટે હિંદી લશ્કરના ભાગમાં પણ તે ફર્યો હતો.

ઇંગ્લંડ ઉપર ચડાઇ!

લંડન, ૫ મી જૂન.

ન્યૂ યૉર્કમાં એમ કહેવાય છે, કે જર્મનીએ અમેરિકન નોટનો જવાબ આપતાં વાર લગાડી છે તે એટલા માટે, કે જર્મની થોડા વખતમાં જળમાર્ગે અને વાયુમાર્ગે ઇંગ્લંડ પર ચડાઇ કરનાર છે.

ડાર્ડનલ્સની ચઢાઈ.

લંડન, ૬ ઠ્ઠી જૂન.

ડન્ડી ખાતે બોલતાં મિ. ચર્ચિલે જણાવ્યું કે, ડાર્ડનલ્સની ચઢાઈમાં આપણને નુકસાન થયું. થયે, પણ ફત્તેહથી બધો બદલો વળી જશે. આપણે એવી એક ફત્તેહની નઝદીક છીએ, કે જેવી અત્યાર સુધી આ વિગ્રહમાં દેખાયેલ નથી.

ઝેરી હવાનો ઉપયોગ.

પિતૃગ્રેડ, ૭ મી જૂન.

રીકા પ્રદેશમાં જર્મન ઝેરી ધુમાડાની પહેલી અસરથી બહોળા પ્રદેશમાં દરેક જીવને પીડા થઇ છે. એક પણ પશુ કે પંખી જીવતું રહ્યું નથી; અને સંખ્યાબંધ સ્ત્રીઓ તથા બાળકો મરણ પામેલ છે. એક પલટન મ્હો લપેટીને આવી પહોંચી તેથી સ્થિતિ ટકી રહી છે.

મિ. બ્રાયનનું રાજીનામું.

વૉશિંગ્ટન, ૯ મી જૂન.

સેક્રેટરી ઑફ સ્ટેટ મિ. બ્રાયને રાજીનામું આપ્યું છે. જર્મનીને નોટ લખવામાં મતભેદ થવાથી તેણે એમ કર્યું છે. પ્રેસિડન્ટ વિલ્સને તે મંજૂર કર્યું છે.

બ્રિટિશ હાનિ.

લંડન, ૧૦ મી જૂન.

મિ. એસ્કિવથે આમની સભામાં જાહેર કર્યું છે, કે ફ્લાન્ડર્સ અને ડાર્ડનલ્સમાં મેની ૩૧મી સુધી બ્રિટિશ હાનિ નીચે પ્રમાણે છે:—

મરેલા:—અમલદારો, ૩,૩૨૭; માણસો, ૪૭,૧૦૫.
જખમી:—અમલદારો, ૬,૪૯૮; માણસો, ૧૪૭,૪૮૨.
ખોવાતા:—અમલદારો, ૧,૧૩૦; માણસો, ૫૨,૬૧૭.

મિ. બ્રાયનની લોકોને અપીલ.

વૉશિંગ્ટન, ૧૧ મી જૂન.

મિ. બ્રાયન અમેરિકન લોકોને અપીલ કરીને જણાવે છે, કે ભેદ પ્રેસિડન્ટ વિલ્સન અને મિ. બ્રાયનની વચ્ચે નથી; પણ જૂદી જૂદી સરકારો વચ્ચે છે. બળાત્કાર એ જૂની સરકારની પદ્ધતિ છે; પણ સમજૂતી નવી સરકારની છે, અને તે ૧,૯૦૦ વરસથી ધીમે ધીમે વિકાસ પામતી આવે છે. ઓસ્ટ્રિયાનો શહેનશાહ જૂની પદ્ધતિનો દાખલો છે. મિ. બ્રાયન શાંતિના સરદારના મોખરે અનુયાયી તરીકે યુનાઇટેડ સ્ટેટ્સને નિમંત્રણ કરે છે, કે તેમણે દુનિયાને વિગ્રહની કાળી રાતમાંથી દિવસના પ્રકાશમાં દોરવી જોઇએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૨ મી જૂન, ૧૯૧૫. [અંક ૩૦.

। યતો ધર્મ સ્તતો જયઃ ।






નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ

મંગળવાર, ૨૨ મી જૂન ૧૯૧૫.

દક્ષિણ આફ્રિકામાં બળવો.

(ગયા અંકથી ચાલુ.)

જે દિવસે બેયર્સ અને ડી વેટ સરકારની સામે થવાનો ઉપદેશ કરી રહ્યા હતા, તેજ દિવસે જનરલ બોથાએ વોલંટિયરોને બોલાવ્યા, અને જાહેર કર્યું, કે "હું પોતે જર્મનોની સામે દક્ષિણ આફ્રિકાના નિવાસીઓને દોરનાર છું." આ પરાક્રમી પગલાથી તેણે આખી બ્રિટિશ વસ્તીને અને ઘણી ડચ વસ્તીને સરકારના પક્ષમાં વાળી લીધી. સંકટમાં સરસ કામ કરવાની તેની અસાધારણ કુનેહને લીધે તેણે પોતાના પ્રતિપક્ષીઓની સ્થિતિ કફોડી બનાવી દીધી.

આ પ્રસંગમાં પોતાની જાતના ૫,૦૦૦ લોકોની સમક્ષ આપેલા જનરલ બોથાના ભાષણના શબ્દો અહીં ઉતારવા જેવા છેઃ—

"હું ચાહું છું, કે તમે સૌ છૂટથી અને સીધી રીતે બોલશો. હું પ્રથમ તો એ જાણવા ચાહું છું, કે કેટલાક માણસો કરે છે તેવી વાતો કરવાથી અને ગ્રેટ બ્રિટનની સામે દ્વેષ ઉશ્કેરવાની કોશિશ કરવાથી લાભ શો છે? એથી તો બ્રિટન અને બોર વચ્ચે દ્વેષજ જાગે. દક્ષિણ આફ્રિકાને માટે તટસ્થતા કેવળ અશક્ય છે. જો એક જર્મન લડાયક વહાણ ડર્બન આવે, અને પચાસ લાખ પૌંડ આપવાનો હુકમ કાઢે, તો તેવે વખતે તટસ્થતાથી તમારી સ્થિતિમાં ફેરફાર થશે નહીં. ભૂતકાલમાં આપેલાં વચનોથી વિરુદ્ધ, કેટલાક લોકો સૂચવે છે એ રીતે, જો દક્ષિણ આફ્રિકા વર્તે, તો તે શું ઉમદા અને પ્રમાણિક કહેવાશે? ગ્રેટ બ્રિટન સાથે દ્વેષથી દક્ષિણ આફ્રિકાનું શું થાય? પાયમાલી!

"હું મારા લોકોને જિગરથી ચાહું છું, અને દક્ષિણ આફ્રિકા માટેના સ્વદેશાભિમાનમાં કોઇથી ઉતરૂં તેમ નથી. એટલે આ વાત તમે સાફ સમજો, એમ હું ઇચ્છું છું. રસ્તા માત્ર બે છેઃ એક વફાદારીનો અને મદદનો, તથા બીજો બેવફાઇનો અને રાજ્યદ્રોહનો. વચલો રસ્તો એક પણ નથી, અને જે કોઇ તમને એવો રસ્તો બતાવે, તે તમને વિમાર્ગે દોરે છે, એમ સમજવું. હવે, તમારે કયો રસ્તો લેવાનો વિચાર છે? તમારે મને સીધો જવાબ આપવો જોઇએ."

(આ વખતે સભામાં એવા પોકારો થયેલા કે, "અમારે વફાદારીનો રસ્તો જોઇએ છીએ," અને "તમે કર્યું છે તે વાજબી છે.")

"દક્ષિણ આફ્રિકાના સંબંધમાં જર્મનોની લોભી મહાકાંક્ષાની મને એવી ખબર મળી છે, કે જે જો હું તમને કહું તો તમારાં રૂવાડાં ઉભાં થઇ જાય. હકીકત એ છે, કે કૈસરને ભવિષ્યમાં બીજા નેપોલિયન તરીકેની કીર્તિ મેળવવાની ઇચ્છા છે; અને દક્ષિણ આફ્રિકાને તે જર્મનીની વધારે વસ્તી મોકલી આપવા લાયક સ્થાન ગણે છે. જર્મન એજંટો અત્યારે પણ દેશમાં ઘણું નુકસાન કરી રહ્યા છે. સરકારની ફરજ છે કે જવાબદારીથી ખંચાવું નહીં, પણ જવાબદારી લેવી, અને લોકોને દોરવા. જે લોકો ખંચાય છે તે નિર્માલ્ય સમજવા. રાજ્યદ્રોહનું કલંક દક્ષિણ આફ્રિકાને કદાપિ લાગ્યું નથી, અને હવે પણ નહીં લાગે. આજે દક્ષિણ આફ્રિકાએ બ્રિટિશ શહેનશાહતને સાબિત કરી આપવું જોઇએ કે અમે લાયક છીએ, અને વધારે વિશ્વાસને પણ લાયક છીએ. આમ કરવાથી તમે એવું મહાન્ ભાવી સરજી શકશો, કે જેવું તે વગર કદાપિ શકય નથી.

* * * * *

"બ્રિટિશ સરકાર આપણી આંખોમાં સીધી નજર કરી શકે, અને આપણાં મનમાં શું છે તે જોઇ શકે, એમ થવું જોઇએ."

(અહીં કેટલીક મિનિટો સુધી તાળીઓ પડેલી.)

"મને અફસોસ થાય છે, કે મારો જૂનો સોબતી, જેની સાથે મેં દક્ષિણ આફ્રિકાનો વિગ્રહ ખેડેલો, તે જૂદા વિચાર ધરાવે છે. તેણે રક્ષક સેનાનું નિયમપાલન ડગાવી દીધું છે. તેણે એવો એક કાગળ બહાર પાડયો છે, કે જે એક રાજકીય જાહેરનામું છે, જેની અસર ખરાબ છે, અને જેણે પોતાના વર્તનથી મને ઘણી હાનિ કરી છે.

"પણ આ બધી મુશ્કેલીઓમાં હું અનુભવું છું, કે રાજ્ય પ્રભુનું છે, અને તે પોતાના લોકોને જે વાજબી છે તે કરવાની પ્રેરણા કરશે. આમ જાણતો અને માનતો હોવાથી મેં કહેલું, કે હું જવાબદારી લઇશ અને સરદારી કરીશ; અને હું તમારી પાસે માગું છું, કે ન્યાય સર્વોપરિ રહે, તે માટે તમારે મારા હાથને જોર આપવું જોઇએ."

* * * *

"આ દુનિયામાં કદાચ મારે લાંબો વખત રહેવાનું નહીં હોય. મારા વાળ ધોળા થવા માંડ્યા છે, અને મારી તબીયત સારી નથી, પણ છેવટ સુધી મને જે પ્રજાને માટે હિતકર લાગે છે તે હું કર્યા કરીશ. ભૂતકાલનો આપણો ઇતિહાસ સ્વચ્છ અને ઉમદા છે; તો એવાજ જારી રહો; રાજ્યદ્રોહ થવા ન દો; સરકારને પડખે ઉભા રહો."

કેટલાંક અઠવાડિયાં સુધી કાવતરાંખોરોએ જાહેર રીતે જનરલ બોથા અને જનરલ સ્મટ્સની વિરુદ્ધ લડાઇમાં ઉતરવાનાં કશાં બાહ્ય ચિહ્નો બતાવ્યાં નહીં. પણ બેયર્સ ગુપ્ત રીતે ખટપટ કર્યા કરતો હતો. ૨૬ મી સપ્ટેંબરે કર્નલ ગ્રાન્ટની સરદારી હેઠળ એક ન્હાનું લશ્કર જર્મન સરહદ પાસે સેન્ડફોન્ટીન આગળ રોકાયેલું હતું, તેના ઉપર જર્મન તોપોનો મારો પડતાં આખરે તેને શરણ થવું પડયું. પાછળથી માલુમ પડેલું, કે એ પરિણામ લેફ્ટેનંટ-કર્નલ મારિટ્ઝ નામે એક બોર આગેવાનના દગાથી આવેલું. એ માણસે દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં પ્રખ્યાતિ મેળવી હતી, અને પછી હેરેરોની ચડાઇમાં જર્મનોની નીચે કામ કર્યું હતું; હાલ તે વફાદારના દેખાવમાં પાછો આવ્યો હતો, અને પોતાના ટયૂટન પડોસીઓને ધિક્કારે છે એમ જણાવતો હતો. તેને પુષ્કળ પૈસાથી મારેલો હોવો જોઇએ એમ સાધારણ રીતે મનાતું હતું અને બેયર્સની ભલામણ ન હોત, તો જર્મન સરહદ ઉપર કામ કરનાર લશ્કરમાં તેને અધિકાર આપવામાં આવ્યો હોત નહીં. કર્નલ ગ્રાન્ટનું લશ્કર ઘેરાઇ જાય અને નાશ પામે એવી તેની ગોઠવણ હતી; અને આવો શક આવતાં તરત જનરલ સ્મટ્સે તેને હુકમ કરેલો, કે અધિકાર છોડીને છાવણીમાં હાજર થવું. ઑકટોબરની ૮ મી તારીખે મારિટ્ઝે ઉન્મત્ત જવાબ લખી મોકલ્યો, અને માગણી કરી, કે "હું જનરલ હર્ટ્ઝૉગ, જનરલ ડી વેટ, જનરલ બેયર્સ, કેમ્પ અને મૂલરને મળવા ચાહું છું. જો આ માણસોની સલાહ મેળવવાની મને રજા નહીં મળે, તો હું કર્નલ બ્રિટ્સના લશ્કર પર હુમલો કરીશ, અને યૂનિયન પર ચડાઇ કરીશ."

જનરલ બોથાએ જવાબમાં આખા યૂનિયનમાં "માર્શલ લૉ" (=લડાઇના વખતનો કાયદો) જાહેર કર્યો. મારિટ્ઝે પોતાના અમલદારો અને સિપાઇઓમાં જેઓ જર્મનોની સાથે જોડાવાને નાખુશ હતા, તે સૌને કેદ કરીને જર્મન મુલકમાં મોકલી આપ્યા હતા. કર્નલ બ્રિટ્સે ઑકટોબરની ૧૫ મી તારીખે લડાઇ શરૂ કરી, અને ૭૦ બળવાખોરોને કેદ પકડ્યા. પછીની એક લડાઇમાં મારિટ્ઝ જખમી થયો, અને જર્મન મુલકમાં ન્હાસી ગયો. થોડા વખતમાં જર્મનોનો પણ તેના પરથી બધો વિશ્વાસ ઉઠી ગયો.

દરમિયાન જનરલ બોથા અને હર્ટ્ઝૉગના એક મિત્રે એ બંને આગેવાનોને એક કરીને મારિટ્ઝના બળવાનો અંત લાવવાને યત્ન કર્યો. એમાં કશો શક નથી, કે જો જનરલ હર્ટ્ઝૉગે બળવાખોરોના કામને જાહેર રીતે વખોડ્યું હોત. તો પ્રસરેલી આગ બુઝાઇ જાત. પણ જનરલ હર્ટ્ઝૉગે અને ઑરેંજ ફ્રી સ્ટેટના આગલા પ્રેસિડન્ટ સ્ટેને લાંબી મસલહત કર્યા પછી બળવાને તિરસ્કારવાની ના પાડી.

હર્ટ્ઝૉગ બે વરસથી બેયર્સ અને ડી વેટને જનરલ બોથા અને જનરલ સ્મટ્સ વિરુદ્ધ ઉશ્કેરતો આવ્યો હતો. ડી વેટ બોથા અને સ્મટ્સ બંને તેના કરતાં વધારે સફળ થવાથી અસંતુષ્ટ હતો. એ બંનેએ તેની પોતાની માફક સાદા ખેડુત તરીકે ઝિંદગી શરૂ કરી

હતી; પણ જ્યારે તેઓ એક મોટી પ્રજાના આગેવાન થયા હતા, ત્યારે તે પોતે થોડા વખત સુધી ખેતીખાતાના પ્રધાન તરીકે નિષ્ફળ થયા પછી છાયામાં આવી ગયો હતો.

બળવાખોરો પોતાની છૂટી છવાઈ ટુકડીઓને એકઠી કરી શકયા નહીં. જનરલ બોથાએ સાબિત કરી આપ્યું, કે જે સદ્‌ગુણોથી તે સેનાધિપતિની પદવી પામ્યો હતો, તે સદ્‌ગુણો હજી પણ તેનામાં રહ્યા હતા. તેણે બળવાખોરોને એક ક્ષણ પણ જંપીને બેસવા દીધા નહીં. ઑકટોબરની ૨૭ મી તારીખે રસ્તનબર્ગની આસપાસમાં હતો, ત્યાં જનરલ બોથા સ્હવારે આવી પહોંચ્યો, અને આખો દિવસ બળવાખોરોને ન્હસાડ્યા.

ઑકટોબરની ૨૯ મી સુધીમાં બેયર્સ ન્હાસવા લાગ્યો.

દરમિયાન ડી વેટે કેટલાંક માણસો ઑરેંજ ફ્રી સ્ટેટમાં એકઠાં કર્યાં હતાં. જૂના વખતમાં બહારવટિયા તરીકે તેણે જે ખ્યાતિ મેળવી હતી, તેથી તે પોતાને લડવૈયા તરીકે બોથાથી ચડિયાતો માનતો હતો.

ભિન્ન ભિન્ન સ્થળે થયેલી લડાઈઓની વિગતોમાં ઉતરવાની આ પ્રસંગે જરૂર નથી. જોવાનું એટલુંજ છે, કે યૂનિયનની ખાતર ગોરા લોકો આ મુશ્કેલીના વખતમાં પોતાના જાતભાઈઓની સામે લડ્યા; શહેનશાહતની ખાતર એ સ્વાર્પણ કરવામાં તેમને ગૌરવ લાગ્યું.

ડી વેટ ન્હાસતો હતો, અને તેને પકડવાને પાછળ મોટરો દોડતી હતી. છેવટે ડીસેંબરની ૧ લી તારીખે તે પકડાયો; અને ૫૨ બળવાખોરો શરણે થયા. ઑરેંજ ફ્રી સ્ટેટના આગલા સેનાપતિને રાજ્યદ્રોહના ગુન્હા માટે તેની તપાસ ચાલે ત્યાં સુધી તુરંગમાં પૂરવામાં આવ્યો.

બેયર્સનો અંત એથી પણ ખરાબ આવ્યો. ઘોડે બેસીને તે એક નદી ઓળંગતો હતો, તેમાં તે પડ્યો, અને ડુબીને મરણ પામ્યો.

થોડા વખતમાં બળવો શમી ગયો. ઘણાને પકડવામાં આવેલા; અને ઘણા માફીનું જાહેરનામું બહાર પડેલું હોવાથી શરણ થયેલા.

બળવો ઉઠવાથી જર્મન નૈર્ઋત્ય આફ્રિકા પર ચડાઇ કરવામાં વાર લાગી, એ એક રીતે બહુ સારૂં થયું. પ્રથમની યોજના પ્રમાણે ચડાઇમાં વાપરવા ધારેલી સંખ્યા બહુ ઓછી હતી; ઘણા માણસો અધૂરા કેળવાયા હતા; તોપખાનું પુરતું નહોતું; અને વિમાન બિલકુલ નહોતાં. આ બધી ખામીઓ જનરલ બોથા અને જનરલ સ્મટ્સે પૂરી પાડી.

૧૯૧૫ ના જાન્યુઆરીની ૫ મી તારીખે યૂનિયનનાં લશ્કરો ફરી એકઠાં થયાં. જર્મન પ્રપંચો અને જર્મન અસત્યો અને જર્મન નાણાંથી માત્ર એટલું થયું, કે યૂનિયનનો સંપ વધારે દૃઢ થયો; અને જર્મન મુલક પર ચડાઇ કરવાને એક મજબૂત લશ્કર તૈયાર થઇ શક્યું.

આસાએશ માટે પોતાના ખેતર ઉપર જતા પહેલાં પ્રીટોરિયામાં જનરલ બોથાએ જે શબ્દો કહેલા તે અહીં ઉતારીને આ ઇતિહાસ અમે પૂરો કરશું:—

"આ પાછલા દિવસોમાં વફાદાર બોરોને એક આકરી અને કરુણ કસોટીમાંથી પસાર થવું પડયું છે. જે માણસો અગાઉના વિગ્રહમાં સોબતી અને મિત્ર હતા, તેમની સામે ગોળી છોડવાનું અને તેમને પકડવાનું કર્તવ્ય પ્રાપ્ત થયું છે. વફાદાર ડચ લોકોને આબરૂની ઊંચી લાગણી હોવાથી એક દુઃખદાયક ફરજ અદા કરવી પડી છે, અને તેઓ આખા બળવાને એવો એક બનાવ ગણે છે, કે જે પર વિવાદ કે આવેશ વગર જલદી પડદો નાંખવામાં યોગ્યતા છે. મારી જાતને માટે બોલું, તો છેલ્લા ત્રણ મહિનામાં મને જે અનુભવો થયા છે, તે મારી આખી ઝિંદગીમાં સૌથી વધારે દુઃખદાયક છે. જનરલ સ્મટ્સની અને સરકારના દરેક મેંબરની પણ એવીજ સ્થિતિ છે. દક્ષિણ આફ્રિકાનો વિગ્રહ એ હજી ગઇ કાલનો બનાવ છે. મરેલા અને જખમી થયેલા બળવાખોરોમાં જ્યારે જ્યારે અગાઉ અમારી સાથે લડનાર માણસોના ચહેરા અમે જોયા છે, ત્યારે મને અને બીજા વફાદારોને કેવી લાગણી થઇ હશે, તે તમે સમજી શકશો. વફાદાર પ્રજાને મુશ્કેલ કામ કરવું પડયું છે; અને તે તેમણે કર્યું છે. કાયદા અને ક્રમનો પક્ષ છેવટે સાચો ઠર્યો છે. એ બસ છે. આ કંઇ પ્રસન્ન થવાનો કે દોષ દેવાનો વખત નથી. આપણે એકબીજાની લાગણીઓ ઉપર આઘાત કરવો જોઇએ નહીં. યાદ રાખજો કે વિગ્રહ પૂરો થશે તે પછી ઘણા લાંબા વખત સુધી આ ભૂમિમાં આપણે સાથે રહેવાનું છે."

આ પ્રમાણે જનરલ બોથા, કે જેણે બોર અને બ્રિટન બંનેને માટે દક્ષિણ આફ્રિકાનો બચાવ કરેલો, તેના શબ્દો હતા. અને જે કોઇ માણસ એ બોલનારના શબ્દો શાંતિથી વિચારશે, અને તેનાં કર્મની પરીક્ષા કરશે, તેને માલુમ પડશે, કે અહીં પણ એક અસાધારણ વિક્રમ બતાવાયું છે, અને તેના આગેવાન વીરના નામનું ઇતિહાસને વિસ્મરણ થશે નહીં.



## લડાઇના તાર.

સાધારણ સ્થિતિ.

પશ્ચિમમાં ફ્રેંચોએ થોડી જગ્યાઓ હાથ કરી છે; અને બ્રિટિશોએ ટકાવ કરી રાખ્યો છે. પૂર્વમાં રુશિયનો થોડા હઠી ગયા છે, પણ ફરી જોરમાં આવવા લાગ્યા છે. ઇટાલિયનો ઓસ્ટ્રિયામાં પેસારો કરતા જાય છે, પણ હજી કોઇ મોટો ઘા કરી શકયા નથી. આલીપોલીમાં બહુ ધીમેજ આગળ વધી શકાતું હોય એમ દેખાય છે. જર્મનીની જીત થવાનો જોકે બિલકુલ સંભવ નથી; પણ હજી સુધી તેનું બળ નરમ પડ્યું જણાતું નથી.

રૂશિયાની ફત્તેહ.

પિતુગ્રેડ, ૧૨ મી જૂન.

રૂશિયનોએ બાલ્ટિક સમુદ્રથી બુખોવિના સુધી સારી ફત્તેહો મેળવી છે. જર્મનોના હુમલા પાછા વાળવામાં આવેલ છે.

ઇટલીનો પેસારો.

લંડન, ૧૩ મી જૂન.

ઇટાલિયનોએ ગ્રાડિસ્કા લીધું છે, અને ત્યાં તેઓ મજબૂતી કરીને પડ્યા છે. સેંકડો કેદીઓ પણ તેમણે પકડ્યા છે.

ભવિષ્યની આશા.

પિતુગ્રેડ, ૧૪ મી જૂન.

લડાઇ અતિશય જોસમાં ચાલે છે. જર્મનીએ પોતાનું લશ્કર બમણું કર્યું છે. છતાં મિત્ર-રાજ્યોનું બળ વધતું જાય છે; એટલે ભવિષ્ય માટે સારી આશા છે.

ઇટલીનો આવેશ.

રોમ, ૧૪ મી જૂન.

ચાલતી લડાઇમાં ઇટાલિયન સિપાઇઓનું વિક્રમ સારી રીતે ઝળકી નિકળ્યું છે. અમલદારો અને સિપાઇઓ ગમે તેમ કરીને જીતવાના આવેશથી ભરાયેલા છે, અને સાથે રહીને વીરત્વથી લડે છે. પહાડોમાં ઘણી મુશ્કેલીઓ પડે છે; પણ ઘણાં ઊંચાં શિખરો ઉપર તોપો પહોંચાડવામાં આવી છે. દુશ્મનો રાતે રાતે હુમલા કરે છે, તે હઠાવવામાં આવે છે.

હિંદી સવારોની છાવણીમાં બેલ્જિયન રાજારાણી.

લંડન, ૧૪ મી જૂન.

બેલ્જિયનોનાં રાજારાણી તથા યુવરાજે આજે હિંદી સવારોની છાવણીની મુલાકાત લીધી. જનરલ રિમિંગ્ટન અને તેની નીચેના અમલદારોએ રાજવંશી પરોણાઓનો સત્કાર કર્યો, રાજારાણીએ ગાડીમાં બેસીને બધું જોયું.

ઇંગ્લંડના મુખ્ય પ્રધાનનું ભાષણ.

લંડન, ૧૫ મી જૂન.

આમની સભામાં મિ. એસ્કિવથે કહ્યું, કે એપ્રિલથી જૂનની ૧૨ મી સુધી વિગ્રહનો ખર્ચ રોજનો ૨૬,૯૦,૦૦૦ પૌંડ હતો. ભવિષ્યમાં એ ખર્ચ થોડો વધશે, અને રોજનો લગભગ ૩૦ લાખ પૌંડનો એટલે સાડા ચાર કરોડ રુપિયાનો થશે. આપણો ઠરાવ કાયમ છે, કે ગમે તે હાનિ થાય, તોપણ જીત થાય ત્યાં સુધી વિગ્રહ જારી રાખવો.

ગેલીશિયામાં હઠીલી લડાઇ.

પિતૃગ્રેડ, ૧૬ મી જૂન.

બાલ્ટિકથી નિએસ્ટર સુધી ભયંકર લડાઇઓ ચાલી રહી છે.

છેવટની ફત્તેહ ચોક્કસ.

લંડન, ૧૭ મી જૂન.

ટાઇમ્સનો ખબરપત્રી ગેલીશિયામાં ચાલી રહેલી લડાઇના સંબંધમાં જણાવે છે, કે હજી રશિયાના લશ્કરનો પાંચમો ભાગ પણ કામમાં આવેલ નથી. રશિયનો પાછા હઠે કે દુશ્મનની લાઇન ભેદી ન શકે તેથી ભય પામવાનું કારણ નથી. આપણે જર્મનોને મારી નાંખવાજ નિકળ્યા છીએ. અને જ્યાં સુધી રોજના ૧૦,૦૦૦ જર્મનો મરે છે; ત્યાં સુધી આપણે આપણું કામ કરીએ છીએ, અને છેવટની ફત્તેહ ચોક્કસ છે.

---

## નિવેદન.

અમારા કેટલાક વાંચનારાઓ કવિતાના ફકરાઓ કેટલાક વખતથી ન દાખલ થવાથી પોતાનો અફસોસ ઝાહેર કરે છે. એમને વિદિત થાઓ, કે હવે પછી પ્રસંગોપાત્ત એવા ફકરાઓ ફરીને શરૂ કરવામાં આવશે, અને જ્યારે જ્યારે બની શકશે ત્યારે અપાયા કરશે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૯ મી જૂન, ૧૯૧૫. [અંક ૩૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૯ મી જૂન ૧૯૧૫.

## બ્રિટનની સ્ત્રીઓ અને લડાઇ.

પ્રખ્યાત ઇંગ્લિશ લેખક રસ્કિનનો એવો અભિપ્રાય હતો, કે સ્ત્રીઓ જો અંતઃકરણથી ધારે કે લડાઇ બંધ કરવી જોઇએ, તો તેઓ તે સહેલાઇથી કરી શકે. પણ જ્યાં સુધી પુરુષો એમ ધારે નહીં, ત્યાં સુધી સ્ત્રીઓ એવું ધારે, એવી આશા રાખવી વ્યર્થ છે. અત્યારે તો એવો વખત ચાલે છે, કે લડાઇ બંધ કરવાનાં પિષ્ટપેષણો અને ચર્વિતચર્વણોને* આપણે સહી શકતા નથી. અત્યારે તો લડાઇને વધારે ઉગ્ર અને સફલ આપણે શી રીતે કરી શકીએ, એજ પ્રશ્ન છે. અને એ પ્રશ્નનો સંતોષકારક નિવેડો લાવવામાં બ્રિટનની સ્ત્રીઓ સારી મદદ કરી રહી છે. સરકારની યોજનામાં ૭૮,૯૪૬ સ્ત્રીઓએ નામ નોંધાવ્યાં છે, એવો ૧૦ મી જૂનનો એક લંડનનો તાર હતો.

એવી ધાસ્તી રાખવામાં આવતી હતી, કે મજૂર વર્ગના ઘણા પુરુષો સિપાઇ તરીકે જતા હોવાથી કારખાનાંઓને કામ કરનારની તંગી પડશે. પણ સુભાગ્યે કરીને સ્ત્રીમંડળોના ઉદ્યોગને લીધે એ તંગી ઇંગ્લંડને બહુ ભોગવવી પડી નથી.

સ્ત્રીમંડળોએ પહેલું ધ્યાન ખોરાકના સવાલ ઉપર આપ્યું. ઠેકઠેકાણે વર્ગો ઉઘાડવામાં આવ્યા, અને તેમાં મુરબ્બા કેમ બનાવવા, અથાણાં કેમ કરવાં, કૂકડાં કેમ ઉછેરવાં, મધમાંખો કેમ પાળવી, ફળઝાડ અને શાકભાજી કેમ ઉગાડવાં, માંખણ કેમ ઉતારવું, વસ્તુઓ બજારમાં મોકલાવવા માટે કેમ તેમની પાયરી પાડવી; કેમ "પૅક" કરવી, વગેરે બાબતો શીખવવાનું શરૂ થયું.

ગામડાંઓ માટે એવી વ્યવસ્થા થયેલી, કે એક સ્ત્રી સેક્રેટરી તરીકે કામ કરતી, પોતાના ગામના વર્ગને કોઇક ઓરડામાં એકઠો કરતી, અને બાર મેંબર થતાં એક શિક્ષક આપવામાં આવતો. ક્રમે ક્રમે ખેતી સંબંધી કંઇ કંઇ ઉદ્યોગોને ઉત્તેજન મળ્યું છે; અને ગામડાઓમાં નવું જીવન આવ્યું છે.

---

*પિષ્ટ એટલે દળેલું: પિષ્ટપેષણ એટલે દળેલું દળવું તે. ચર્વિત એટલે ચાવેલું: ચર્વિતચર્વણ એટલે ચાવેલું ચાવવું તે.

ખેડખાતાના બોર્ડની એક એવી યોજના છે, કે એક સસ્તી મોટરની ટપાલ ગામેગામ રાખવી, કે જે દર સાંઝે આવીને બજારમાં મોકલવાના ફળ, ઈંડાં, વગેરેના કંડિયા લઇ જાય. આ યોજના સફળ થશે, તો તેમાંથી ઘણા લાભ થશે એવી આશા રાખવામાં આવે છે.

કૂકડાં ઉછેરવાના ધંધામાં ફત્તેહમંદ થયેલી એક બાઇ એ ધંધો જે સ્ત્રીઓ શીખવા આવે તેમને મફત શીખવવા માંડેલ છે.

ગાયો દોહવાનું કામ સ્ત્રીઓને શીખવવાને અને માંખણ બનાવવાનાં કારખાનાઓને કુશળ દોહનારીઓ પૂરી પાડવાને બર્કશાયરમાં એક સ્ત્રીઓ અને પુરુષોની કમિટી નિમાયેલ છે.

ખેતીના કામમાં સ્ત્રીઓની મદદ ખાસ ઉપયોગી થઇ પડશે. ઘણા ખેડુતોને એમ લાગતું હતું, કે ૧૯૧૫ના સાલનો પાક ઉતારવાને મજૂરો મળશે નહીં. યૉર્કશાયરના કેટલાક ખેડુતોએ તેટલા માટે પોતાનાં ખેતરો વેચી પણ નાખ્યાં હતાં. પણ ખેડખાતાના બોર્ડ તરફથી એ કામ માટે સ્ત્રીઓને કેળવણી આપવાની તજવીઝ કરવામાં આવી છે.

ગાડીઓ ચલાવવામાં, મોટરો હાંકવામાં, બેંકો અને લાઇબ્રેરીઓમાં, ટપાલ ઓફિસમાં, રેલવે ઉપર વગેરે ઘણાં કામોમાં સ્ત્રીઓ ઉતરી ચૂકી છે; અને સારૂં કામ કરે છે. કેટલીએકે રમકડાં બનાવવાનું, બ્રશો તૈયાર કરવાનું, અને એવા બીજા સાદા હુનરો ઉપાડી લીધા છે.

એવું માનવામાં આવે છે, કે જે કોઇ સ્ત્રી એક પુરુષને લડવા જવા માટે છૂટો કરે છે, તે એ રીતે સાંગ્રામિક સેવા બજાવે છે. ઉપરાંત, દારૂગોળા બનાવવાના કામમાં પણ સ્ત્રીઓ ઉપયોગી થવા લાગી છે.

## હિંદની સ્ત્રીઓ.

બ્રિટનની સ્ત્રીઓ કેવી રીતે જૂદા જૂદા હુન્નરોમાં કુશળ થતી જાય છે, તે જોતાં હિંદની સ્ત્રીઓને માટે પણ દેશના શુભેચ્છકોએ વિચાર કરવો ઘટે છે. એટલું ખરૂં કે હિંદમાં જૂદા જૂદા ધંધાની જૂદી જૂદી નાતો હોવાથી કેટલીક નાતની સ્ત્રીઓને ઘરના ધંધાની ઓછીવત્તી માહિતી હોય છે. પણ ઉંચી ગણાતી કોમોમાં એવો વંશપરંપરાગત ઉદ્યોગ હોતો નથી. હાલ કોઇ કોઇ ઠેકાણે એ કોમોની સ્ત્રીઓને સાદા ઉદ્યોગો શીખવવાને વ્યવસ્થા થતી આપણે જોઇએ છીએ. પણ બહુ પ્રદેશ હજી બાકી છે. હજી પ્રાથમિક કેળવણીનો પ્રચાર પણ સ્ત્રીઓમાં ઘણો ઓછો છે; અને સ્ત્રીઓની ઔદ્યોગિક કેળવણીનો સવાલ તો હજી વિચારવામાંજ આવ્યો નથી, એમ કહીએ તો ચાલે.

એ કરતાં પણ વધારે મહત્ત્વનો સવાલ આપણા દેશની સ્ત્રીઓમાં જે ફેરફાર થતો જાય છે તેનો છે. દેશમાંથી સાદાઇ ઝડપથી જવા માંડી છે, એટલુંજ નહીં, પણ બહારની ટાપટીપ ઉપર એટલું બધું ધ્યાન આપવામાં આવે છે, કે જે જોઇને વિચારશીલ માણસોને ચિંતા થયા વગર

રહેતી નથી. ઘણા પુરુષો પોતાની કમાણી ઓછી અને ઐરીનો જંગબારી પોપટ જેવી "ફેન્સી" વસ્તુઓમાં કરેલો ખરચ વધારે હોવાથી કરજમાં ડુબી જાય છે. કેટલાક એ પીડાનો ઉપાય ન સૂઝવાથી રાત્રે નશો કરે છે, અને બેભાનીમાં દુઃખ ભૂલવાનો યત્ન કરે છે. ઘણાં કુટુંબોમાં લુગડાં અને ઘરેણાં માટે કંકાસ થતો જોવામાં આવે છે; અને મોટાં શહેરોમાં ખાસ કરીને—

"पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मत्तभूतं जगत्"

મોહમય પ્રમાદમદિરા પીને દીવાની થયેલી દુનિયા નજરે પડે છે.

દેશમાં આ પ્રમાણે જે નવી બદીઓ દાખલ થાય છે, તેમને "જર્મન" ગણીને હાંકી કાઢવી ઘટે છે. દુર્ગુણો સામે યુદ્ધ એ પણ એક સાચી અને હમેશાંની લડાઇ છે; અને એ લડાઇમાં જેઓ જીતે છે, તેઓ વહેલા મોડા બહારના દુશ્મનોની સામે પણ જીત્યા વગર રહેતા નથી. દરેક માણસે તેમજ સમગ્ર દેશે એ બાબતમાં વારંવાર પોતાની પરીક્ષા કરવાની જરૂર છે.

પ્રખ્યાત ઇંગ્લિશ કવિ વડર્સ્વર્થના નીચેના કાવ્યનું વારંવાર સ્મરણ થાય, એવી હાલ આપણા દેશની સ્થિતિ છેઃ—

"O Friend! I know not which way I must look
For comfort, being, as I am, opprest
To think that now our life is only drest
For show; mean handiwork of craftsman, cook,
Or groom!—We must run glittering like a brook
In the open sunshine, or we are unblest;
The wealthiest man among us is the best.
No grandeur now in Nature or in book
Delights us. Rapine, avarice, expense,
This is idolatry; and these we adore:
Plain living and high thinking are no more."

અર્થ:—"ઓ મિત્ર, આશ્વાસન માટે કઇ તરફ જોવું તેની મને ખબર પડતી નથી, અને આ વિચારથી મને વેદના થાય છે, કે હવે આપણી જિંદગીને માત્ર દેખાવ માટે કપડાં પહેરાવવામાં આવે છે—કારીગર, રસોઇયા, કે ઘોડાવાળાની હલકી બનાવટ! આપણે ખુલ્લા તડકામાં ચકચકતા ઝરણની માફક દોડવું જોઇએ, નહીં તો આપણે અધન્ય ગણાઇએ છીએ; આપણામાં જે માણસ સૌથી તવંગર હોય તે સૌથી સારો ગણાય છે. હવે કુદરતમાં કે પુસ્તકમાં કોઇ પણ ભવ્ય દર્શનથી આપણને આનંદ થતો નથી. લૂટ, લોભ, ખરચ, આ મૂર્ત્તિપૂજા છે; અને આની આપણે ઉપાસના કરીએ છીએ. સાદું જીવન અને ઊંચા વિચાર અદૃશ્ય થયા છે."

THE GERMAN EMPEROR.



વિગ્રહ સળગાવનાર જર્મન શહેનશાહ.

## નવી સ્વતંત્રતા.

દુનિયાની અંદર છેલ્લાં સુમારે દોઢસો વરસથી એક મોટો ફેરફાર એ દેખાય છે, કે અમુક નવી સ્વતંત્રતાનાં ઝરણો ચોતરફ ઊતરે છે. ધર્મ, રાજ્ય, સંસાર, વગેરે બધા વિષયોમાં આપણે લોકોને નવી છૂટથી વિચાર કરતા જોઇએ છીએ. અધીનતા ઓછી થતી જાય છે. હજારો વરસથી લોકો જે નિયમો અને મર્યાદાઓને પાળતા આવેલ છે, તે માટે હાલના લોકોને શંકા થવા માંડી છે. ઘણા જૂના વહેમો નાબૂદ થયા છે; અને સાથે કેટલાંક જૂનાં સત્યો પણ અદૃશ્ય થયાં છે. લોકનિંદાનો અને ઈશ્વરનો ભય ઓછો થયેલ છે. તૃષ્ણા અને ઉપભોગ વધેલ છે: સંયમ અને તપ નિરુપયોગી માનવામાં આવે છે.

આ વિષયમાં આપણા દેશમાં અસલના વખતથી ચાલતા આવેલા રિવાજો કેવા ઉત્તમ છે, અને પાશ્ચાત્ય દેશોના સ્ત્રીસ્વાતંત્ર્યના રિવાજોનું અનુકરણ કરવું એ આપણને અનુકૂલ છે કે નહીં, તે ઉપર જનસમાજના નેતાઓએ બારીક લક્ષ આપવાની જરૂર છે. આપણા દેશનો પરાપૂર્વથી ચાલતો આવેલો નિયમ જ્યારે સ્ત્રીઓએ પોતાના પતિનેજ અનુસરવાનો છે, ત્યારે પાશ્ચાત્ય દેશોમાં કેલવણીના વિશેષ પ્રચાર આદિ અનેક કારણોને લીધે સ્ત્રીઓ ગમે તેની સાથે બહાર ફરતી જોવામાં આવે છે. સર્કસમાં, મ્યુઝીયમમાં, કે નાટકશાલામાં સ્ત્રીમિત્રો સાથે અથવા કદાચ કોઇક પુરુષમિત્ર સાથે પણ જવામાં ખોટું ગણાતું નથી. પુરુષને એક જગ્યાનું આમંત્રણ મળે છે, ત્યારે સ્ત્રીને જૂદી જગ્યાનું મળે છે, અને બન્ને ઘણી વાર જૂદે જૂદે ઠેકાણે જઇને આનંદ મેળવે છે. આપણા દેશમાં યોગ્ય કેલવણીની ખામીને લીધે આવા રિવાજોનું ઉતાવળે અનુકરણ કરવાથી અધૂરો ઘડો છલકાય એ નિયમને અનુસરીને અનિચ્છાએ પણ અનીતિના માર્ગને ઉત્તેજન મળવાનો સંભવ છે. માટે આ બાબતમાં ખાસ સાવચેતી રાખવાની જરૂર છે.

---

## પુરાણ ઇતિહાસનો ઉપદેશ.

આપણા પુરાણ ઇતિહાસનો ઉપદેશ હાલની "ફેશનેબલ" બૈરીઓને ગમતો નથી. સીતા અને દ્રૌપદી જેવી સતીઓને હજી પણ માન અપાય છે, પણ તે માન અંતઃકરણનું ગૌણ સ્થાને જોવામાં આવે છે. નવી કેળવણીની બૈરીને સીતાજી જૂની "ફેશન" નાં લાગે છે. પત્નીની ફરજ સંબંધી વિચારમાં એ બાનુઓને સીતાનું "ટાઇપ" વીસમી સદીને લાયકનું લાગતું નથી. તુલસીકૃત રામાયણમાં સીતા તો આવા શબ્દો બોલે છે:—

"॥ मात पिता भगिनी प्रिय भाई । प्रिय परिवार सुहृद समुदाई ॥
॥ सासु श्वसुर गुरु सजन सहाई । सुत सुंदर सुशील सुखदाई ॥
॥ जहँलगि नाथ नेह अरु नाते । पियबिनु तिय तरणिहुते ताते ॥
॥ तनु धन धाम धरणि पुरराजू । पति विहीन सब शोक समाजू ॥"

અર્થ:—માતા, પિતા, બ્હેન, પ્રિય ભાઈ, પ્રિય કુટુંબીઓ, મિત્રોનો સમુદાય, સાસુ, સસરા,

ગુરુ, સજ્જન, મદદ આપનાર, સુંદર, સુશીલ અને સુખદાયી પુત્ર—હે નાથ, જેટલા જેટલા સ્નેહ અને નાતા છે, તે સર્વ પતિ વગર સૂર્ય કરતાં પણ વધારે તાતા છે. તન, ધન, ધામ, પૃથ્વી, શહેરનું રાજ્ય, સૌ પતિ વગર શોકના સમાજ છે.

"॥ भोग रोग सम भूषण भारू। यमयातना सरिस संसारू ॥

॥ प्राणनाथ तुम बिनु जगमाही। मोकहँ सुखद कतहुँ कोउ नाही ॥

અર્થ:—બધા ઉપભોગ રોગ જેવા, ઘરેણાં ભાર જેવાં, અને સંસાર યમયાતના જેવો લાગે છે. હે પ્રાણનાથ! તમારા વિના જગતમાં મને સુખદાયક કોઇ કયાંય નથી.

"॥ जिय बिनु देह नदी बिन बारी। तैसिय नाथ पुरुष बिन नारी ॥

॥ नाथ सकल सुख साथ तुम्हारे। शरद विमल विधु बदन निहारे ॥

અર્થ:—જેવી જીવ વગરની દેહ, અને પાણી વગરની નદી હોય, તેવી હે નાથ! પુરુષ વિના સ્ત્રીને સમજવી. હે નાથ! બધાં સુખ તમારી સાથે છે: શરદના સ્વચ્છ ચન્દ્રના સરખા વદનને નિહાળવામાં.

આવા ઉપદેશોની અવગણના કરીને ગમે તેમ ફરવા હરવાના પાશ્ચાત્ય રિવાજનું વિના વિચારે અનુકરણ કરવું એ જેમ એક બાજુથી આપણા દેશની સ્ત્રીઓને માટે ઉચિત નથી, તેમ બીજી બાજુથી જુના વહેમોને વળગી રહી અમે આગળ કહી ગયા છીએ તેમ લોભી અને લાલચુ બાવાઓના પંજામાં સપડાવું એ પણ યોગ્ય નથી. એવા બાવાઓથી તો સદાએ દૂર રહેવું જોઇએ.



## લડાઇના તાર.

### તુર્કીમાં જર્મની વિરુદ્ધ લાગણી.

ઍથન્સ, ૧૭ મી જુન.

કોન્સ્ટન્ટિનોપલથી મુસાફરો જણાવે છે, કે ગાલીપોલીમાં ૧૨૦,૦૦૦ માણસો ખપી જવાથી તુર્કો ગભરાયા છે. લાગવગવાળા પાશાઓના ભ્રમો દૂર થયા છે, પણ તેઓ કશું કરી શકે તેમ નથી. સૌ કહે છે, કે સુલતાન માત્ર નામના છે; સત્તા જર્મનોના હાથમાં છે. શહેરમાં જર્મની વિરુદ્ધ લાગણી વધતી જાય છે. એક જર્મન અમલદારને મોટરમાં જતાં ઠાર કરવામાં આવેલ છે.

### એક બહાદુર વિમાનીનું મૃત્યુ.

લંડન, ૧૮ મી જૂન.

વિમાની વોર્નફૉર્ડ, કે જેને બેલ્જિયમમાં એક ઝેપેલિનનો નાશ કરવા માટે રૉયલ વિક્ટોરિયા ક્રૉસની બક્ષીસ થઇ હતી, તે પારિસમાં એક વિમાનની પરીક્ષા કરતાં માર્યો ગયો છે.

જામ સાહેબની ઇસ્પિતાલ.

લંડન, ૧૮ મી જુન.

નવાનગરના નામદાર જામસાહેબે પોતાને રહેવાનું સુંદર મકાન જખમી અમલદારોને માટે ઇસ્પિતાલના ઉપયોગ સારૂ આપવાની માગણી કરેલી, જે રાજાજીએ સ્વીકારેલ છે. ખર્ચમાં કાશ્મીર અને પતિયાળાના મહારાજાઓ ભાગ આપનાર છે. ઇસ્પિતાલ ખુલ્લી મૂકવાની ક્રિયા આજે થઇ હતી. જામસાહેબે એક ભાષણ કરીને કહેલું, કે "એક હિંદી હોવા માટે આજ મને જે મગરૂબી થાય છે, તેવી પહેલાં કદાપિ થયેલી નથી, કારણકે અત્યારે હિંદીઓ બ્રિટિશોની સાથે રહીને દુશ્મનોની સામે લડે છે."

ફ્રેંચોનો ધસારો.

પારિસ, ૧૯ મી જૂન.

આરસની ઉત્તરે તોપોની ભયંકર લડાઇ થઇ છે. આલ્સેસમાં આપણે આગળ વધ્યા છીએ. ઘણા કેદીઓ અને લડાઇનો સામાન પકડાયેલ છે.

સ્વીડન અને નૉર્વેમાં લાગણી.

લંડન, ૧૯ મી જૂન.

નૉર્વે અને સ્વીડન બંનેમાં જર્મનો તેમનાં વહાણોને ડુબાવી દે છે તે માટે રીસ ચડવા માંડી છે. પેપરો પૂછવા લાગ્યાં છે, કે તટસ્થતાનો અર્થ શું એવો છે, કે લડનાર જે નુકસાન કરે તે ખમી લેવું?

બાલ્ટિકની ચાવી.

પિતૃગ્રેડ, ૨૦ મી જૂન.

પ્રશિયાના પ્રિન્સ હેન્રીએ અને જનરલ હિંડનબર્ગે લિબોને મુલાકાત આપી છે. પ્રિન્સે અમલદારોની આગળ ભાષણ કરતાં કહ્યું છે, કે લિબો છેવટ સુધી ટકાવી રાખવામાં આવશે, કારણકે તે બાલ્ટિક સમુદ્રની ચાવી છે.

પાર્લમેન્ટની ચૂંટણી એક વરસ માટે બંધ.

લંડન, ૨૧ મી જૂન.

આમની સભામાં મિ. એસ્કિવથે આજે જાહેર કર્યું, કે ચૂંટણી એક વરસ બંધ રાખવા માટેનું એક બિલ થોડાજ વખતમાં દાખલ કરવામાં આવશે.

ડી વેટને સજા.

બ્લોમફોન્ટીન, ૨૨ મી જૂન.

ડી વેટના ઉપર જર્મનોની સાથે સંયુક્ત થવા જવાનો આરોપ સાબિત થયો નથી, પણ રાજ્યદ્રોહના બીજા આઠ આરોપો સાબિત થયા છે. તેને છ વરસની કેદ અને ૨,૦૦૦ પૌંડના દંડની સજા કરવામાં આવેલ છે.

લેંબર્ગની આસપાસ લડાઈ.

લંડન, ૨૨ મી જૂન.

ઑષ્ટ્રિયનોને લેંબર્ગ કદાચ છોડવું પણ પડે, એમ જાહેર કરવામાં આવે છે. લડાઈ જોસથી ચાલી રહી છે, પણ ચોકસ પરિણામ હજી આવેલ નથી. બાલ્ટિકથી બુખોવિના સુધીમાં દુશ્મનનાં ૪૦ લાખ માણસો છે એમ અટકળવામાં આવે છે.

આડ્રિઆટિક સમુદ્રની ચોકી.

પારિસ, ૨૨ મી જૂન.

ઇટાલિયન કાફલાએ આડ્રિઆટિક સમુદ્રની ચોકી કરવાનું કામ ઉપાડી લીધું છે.

ગાલીપોલી પર હુમલો.

ઍથન્સ, ૨૩ મી જૂન.

મિત્ર રાજ્યોની પાંચ જળસીતરો મામોરાના સમુદ્રમાં પેઠી છે, કે જેથી દરિયાઇ રસ્તે દુશ્મનના લશ્કર માટે કુમક આવતી અટકાવી શકાય.

દારૂગોળાનો સવાલ.

લંડન, ૨૩ મી જૂન.

આજે આમની સભામાં મિ. લૉઇડ જ્યોર્જે દારૂગોળા સંબંધી બિલ રજુ કર્યું. તેણે જણાવ્યું, કે જ્યાંજ્યાં લાઇનમાં મિત્ર રાજ્યોનાં લશ્કરો વિજય મેળવી શક્યાં છે, ત્યાંત્યાં કારણ ચડિયાતા દારૂગોળાનું છે. મને કહેવામાં આવ્યું છે, કે દુશ્મનો દરરોજ અઢી લાખ ગોળા બનાવે છે, પણ આપણે જો આગ્રહથી મંડીએ તો એથી વધારે બનાવી શકીએ.

ઑષ્ટ્રિયનો લેંબર્ગ છોડે છે.

પિત્રોગ્રૅડ, ૨૪ મી જૂન.

ઑષ્ટ્રિયનોએ તા. ૨૨મીએ લેંબર્ગ છોડ્યું છે, અને નવા મોખરા ઉપર હઠી જવાનું શરૂ કર્યું છે. નિએસ્ટર ઉપર લડાઈ ચાલ્યા કરે છે.

બ્રિટિશ ધસારો.

લંડન, ૨૪ મી જૂન.

હૂગ આગળ સખત લડાઇ થઇ છે. ધસારો એવો હતો કે થોડી મિનિટમાં દુશ્મનની બધી ખાઇઓ પડાવી લીધી. સંખ્યાબંધ જર્મનો ભાગી ગયા; બીજાઓને કતલ અથવા કેદ કર્યા. બ્રિટિશ તોપગોળાની તૈયારી બરાબર હતી.

---

નિવેદન.

આજના અંકની સાથે અમે વિમહુને સળગાવનાર જર્મનીના પ્રખ્યાત શહેનશાહનો ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૬ ઠ્ઠી જુલાઇ, ૧૯૧૫. [ અંક ૩૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૬ ઠ્ઠી જૂલાઇ ૧૯૧૫.

## શાંતિ અથવા સુલેહ.

શાંતિ શબ્દ ઘણા અર્થમાં વપરાય છે, જેમાં એક અર્થ જૂદા જૂદા વિગ્રહોની વચ્ચેના અરસાની રાજકીય સ્થિતિનો છે. અગાઉના વખતમાં વિગ્રહ સંબંધી ચર્ચા એજ પ્રજાઓના કાયદાનો મુખ્ય વિષય હતો. હાલ શાંતિ સંબંધી ચર્ચાનો પણ તેમાં સમાવેશ થાય છે. પ્રજાઓ વચ્ચેની તકરારોના સમાધાન માટે પંચની પદ્ધતિ દાખલ થયા પછી શાંતિની સ્થાપના થોડી આગળ ચાલેલી છે એમ કહી શકાય. વળી, હેગની શાંતિસમિતિઓના કામકાજને લીધે પણ શાંતિ સીધા રાજકીય પ્રયાસનો ઉદ્દેશ થયેલ છે. અંદરખાનેથી કેટલાંક રાજ્યો નિયમોનું બંધન સ્વીકારવાને ગમે તેટલાં નાખુશ હશે, તોપણ ૧૯૦૭ની હેગસમિતિમાં તેમણે એકત્ર થઇને જાહેર કર્યું છે, કે "સામાન્ય શાંતિ જાળવી રાખવાનો અમારો દૃઢ નિશ્ચય છે; અને પ્રજાઓ વચ્ચેની તકરારોનો સુલેહથી નિવેડો લાવવાના પ્રયત્નોને બનતું બધું ઉત્તેજન આપવાનો અમારો ઠરાવ છે" (શાંતિ સમિતિની પ્રસ્તાવના). સ્વતંત્ર રાજ્યો મધ્યસ્થ થવાની માગણી કરી શકે, એવી ગોઠવણ રાખેલી છે (શાંતિ સમિતિ, કલમ ૩); અને ખાસ કરીને કબૂલ કરવામાં આવેલ છે, કે પ્રજાઓ વચ્ચેના રિવાજોના વિવેચનમાં પંચ નીમવાની પદ્ધતિ સૌથી વધારે સફલ અને ન્યાયપુરસ્સર છે (શાંતિ સમિતિ, કલમ ૩૮).

આ બધાં કથનો પરથી એમ સાફ દેખાય છે, કે અર્વાચીન પ્રજાઓ શાંતિને સ્વતંત્ર ઉદ્દેશ ગણવા માંડી છે; અને તેને માટે પદ્ધતિઓ અને નિયમો ઠરાવવાની આવશ્યકતા માને છે.

ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીએ, તો પ્રજાઓ વચ્ચે શાંતિ જાળવવાને જોકે કોઇ પણ નિશ્ચિત યોજના હજી અમલમાં મૂકાઇ નથી, તોપણ છૂટા છવાયા પ્રયત્નો કરવામાં આવેલા દેખાય છે. ગ્રીસમાં એમ્ફિક્ટિઓનિક કાઉન્સિલ હતી, તે જોકે શરૂઆતમાં ધાર્મિક ઉદ્દેશને માટે સ્થપાયેલી, તોપણ રાજકીય બાબતોમાં ભાગ લેતી: અને સામાન્ય ઉપાસનામાં ભાગ લેનાર કોઇ પણ ગ્રીક શહેરનો નાશ કરવાની મના કરતી.

ઉત્તર અમેરિકાની એકસંપી અને જર્મન શહેનશાહતની સ્થાપનાથી વિગ્રહ કરનાર પક્ષોની સંખ્યા ઓછી થઇ છે, અને તેટલા માટે પ્રસંગો પણ ઓછા થયા છે, એમ કહી શકાય.

વિગ્રહ કરનાર રાજ્યોની સંખ્યા ઓછી થવાની સાથે જે પ્રદેશ પર વિગ્રહ થઇ શકે તે પણ તટસ્થ રાજ્યો ઉત્પન્ન થવાથી ઓછો થયેલ છે. સ્વિટ્ઝર્લેંડ, બેલ્જિયમ, લક્ષેમ્બર્ગ અને નૉર્વે—એ રાજ્યો, તથા કોંગોનું મુખ, અમેરિકન સરોવરો અને સ્વેઝની નહેર—એ પ્રદેશોને તટસ્થ કરવામાં આવેલ છે.

નેપોલિયન પડયો તે પછી યૂરપનાં રાજ્યો ફરીને ગોઠવાયાં; અને પાંચ મોટાં રાજ્યો આગળ પડ્યાં. લગભગ એક સદીથી આ રાજ્યોએ યૂરપમાં એક ઉપલી કાઉન્સિલનું કામ કર્યું છે. એ કાઉન્સિલમાં તુર્કી ૧૮૫૬ માં દાખલ થયું હતું, ૧૮૭૮માં યુનાઇટેડ સ્ટેટ્સ દાખલ થયું, અને હવે જાપાન પણ તેમાં ભળશે એવી વકી રાખવામાં આવે છે.

આ પ્રમાણે પ્રજાઓની પાર્લમેન્ટનો બીજનિક્ષેપ થયો હતો. પણ દુનિયામાં શાંતિની સ્થાપના કરવાને સૌથી મોટો પ્રયત્ન છેક હમણાંજ થયો છે; અને તે શરૂ કરનાર રુશિયાનો હાલનો ઝાર છે. ઇ. સ. ૧૮૯૮ ના ઑગસ્ટની ૨૪મી તારીખે તેણે લખેલું, કે "સાચી અને ટકી રહે તેવી શાંતિનો લાભ બધા લોકોને મળે, તે માટે સૌથી ઉપયોગી સાધનોની પ્રજાઓ વચ્ચે ચર્ચા કરવાને વર્તમાન કાલ મને બહુ અનુકૂલ લાગે છે. છેલ્લાં વીશ વરસમાં શાંતિ ટકાવી રાખવી, એ પ્રજાઓની રાજનીતિનો ઉદ્દેશ થયેલ છે. મોટાં લશ્કરો નિભાવવાને લીધે નાણાં સંબંધી મુશ્કેલીઓ વારંવાર આવે છે, અને વર્તમાન હથિયારબંધ શાંતિનો ભાર લોકોથી સહન થઇ શકતો નથી. તેટલા માટે મારી એવી દરખાસ્ત છે, કે જે રાજ્યો અંતઃકરણથી એમ ચાહતાં હોય, કે કલેશ અને વિરોધને બદલે શાંતિ ઇષ્ટ છે, તેમણે પોતાના પ્રયત્નોને એકત્ર કરવાને એક કૉન્ફરન્સ ભરવું જોઇએ." પહેલું કૉન્ફરન્સ ૧૮૯૯ માં ભરાયું હતું; અને બીજું ૧૯૦૭ માં: પહેલામાં ૨૬ રાજ્યોના પ્રતિનિધિ હાજર હતા, અને ૧૯૦૭ માં ૪૪ રાજ્યોના—એટલેકે લગભગ આખી દુનિયાના. બીજા કૉન્ફરન્સમાં પ્રજાઓ વચ્ચે પાળવાના નિયમો લખવામાં આવ્યા છે; અને પંચાયતની એક કોર્ટ તો ૧૮૯૯ થી સ્થપાયેલ છે.

હેગની બે સમિતિઓની વચ્ચેના અરસામાં ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે ભવિષ્યની મુશ્કેલીઓને લાગુ પડે તેવો સંધિ થયો. એ સંધિમાં એમ ઠર્યું છે, કે જેમાં સમગ્ર પ્રજાની પ્રતિષ્ઠાનો સવાલ ન હોય, તેવી બધી મુશ્કેલીઓનું નિરાકરણ પંચાયતને સોંપવું જોઇએ. એ પછી બીજી પ્રજાઓ પણ પરસ્પર એવાજ સંધિઓમાં ઉતરેલ છે.

---

## પ્રજાઓના વિભાગ.

પ્રજાઓના વિભાગમાં ભાષા ઉપર ઘણો આધાર રહે છે. જર્મની અને ઇટલીની ઘટનામાં ભાષાએ ઘણો ભાગ લીધો છે. હંગિરિની સરકાર પોતાના અમલ નીચે આવનાર દરેકને માગીયર ભાષા શીખવાની ફરજ પાડે છે, તેને સ્લાવ, રૂમન અને જર્મન નિવાસીઓ જુલ્મ ગણે છે.

ઓગણીસમી સદીમાં ભાષા પ્રમાણે રાજ્યોની ઘટના ચાલતી હતી, ત્યારે વીસમી સદીમાં એવું વલણ દેખાય છે, કે નાખુશ વસ્તીને મુખ્ય વર્ગની ભાષા સ્વીકારવાની ફરજ પાડવી જોઇએ. યુનાઇટેડ સ્ટેટ્સમાં ભવિષ્યમાં વિદેશી વસ્તી પ્રબળ ન થઇ જાય, અને તોફાન ન કરે, તેટલા માટે તેમ કરવું પડ્યું છે. ઉદાહરણ તરીકે, કાનડાના ફ્રેંચ નિવાસીઓની એક ટોળી ઘણાં વરસ પહેલાં બ્રિટિશ હકુમતથી નાખુશ થઇને માસ્સાચુસેટ્સમાં વસવા ગયેલી, ત્યારે માલુમ પડેલું, કે ફ્રેંચ ભાષા અને ફ્રેંચ નિશાળોને કાનડામાં જે લાભ મળતા હતા તે યુનાઇટેડ સ્ટેટ્સમાં મળશે નહીં. આલ્સેસ-લોરેનમાં ફ્રેંચ બોલનારી વસ્તી કમી થાય છે, અને તેને સ્થાને સરકારના ઉત્તેજનથી જર્મન બોલનારી વસ્તી ભરાતી જાય છે.

અત્યાર સુધી પ્રજાઓ જૂદા જૂદા સંજોગોને લીધે કુદરતી રીતે ઘડાતી હતી; પણ ચાલતા જમાનામાં રાજપુરુષોના પ્રયાસને લીધે પણ એ ઘટના થતી આવે છે. કાનડામાં સ્વતંત્રતા અને શક્તિ આવતાં જાય છે; અને ઑસ્ટ્રેલિયા તેને અનુસરે છે. દક્ષિણ આફ્રિકાના યૂનિયન અને ન્યૂઝીલેંડને પણ બ્રિટિશોએ સ્થાપેલાં રાજ્યોજ કહી શકાય; અને એ સંસ્થાનો પ્રજાત્વ પ્રાપ્ત કરવા માંડ્યાં છે.

---

## શાંતિને માટે અમેરિકાનો પ્રયાસ.

ઇ. સ. ૧૮૮૧ માં યુનાઇટેડ સ્ટેટ્સના "સેક્રેટરી ઑફ સ્ટેટ" મિ. બ્લેઇને મધ્ય અને દક્ષિણ આફ્રિકાની સરકારો પાસે રહેલા યુનાઇટેડ સ્ટેટ્સના એલચીઓને લખી મોકલ્યું, કે તમારે "અમેરિકાની જૂદી જૂદી પ્રજાઓ વચ્ચે વિગ્રહ અટકાવવાના હેતુથી વિચાર કરવાને અને પદ્ધતિઓ ચર્ચવાને" ૧૮૮૨ માં વૉશિંગ્ટનમાં કોંગ્રેસ ભરાનાર છે, તેમાં ભાગ લેવા માટે ત્યાંના દેશની સરકારને નિમંત્રણ કરવું. કંઇ કંઇ મુશ્કેલીઓને લીધે એ કૉન્ફરન્સ ૧૮૮૯ માંજ ભરાઇ શક્યું. આ કૉન્ફરન્સમાં પંચાયતની એક યોજના ઘડવામાં આવેલી, અને એવું ઠરેલું, કે જેમાં પ્રજાની સ્વતંત્રતાને જોખમ હોય તે સિવાય બધા સવાલોનો નિકાલ પંચાયતથી કરવો. અમેરિકન સ્ટેટોનું બીજું કૉન્ફરન્સ ૧૯૦૧ ના ઑકટોબરની ૨૨ મી તારીખે મેક્સિકો શહેરમાં મળેલું, અને તેની બેઠક ૧૯૦૨ ના જાન્યુઆરીની ૩૧ મી તારીખ સુધી જારી રહેલી.

## લશ્કરો ઓછાં કરવાનો પ્રયત્ન.



રુશિયન પરદેશ ખાતાના પ્રધાન કાઉન્ટ મોરેવિએવે હેગ કોન્ફરન્સની સૂચના કરતાં જણાવેલું, કે લોકોની મહેનત અને મૂડી અનુત્પાદક રીતે વપરાય છે, તેથી આબાદીમાં વાંધો આવે છે. વિનાશનાં ભયંકર એન્જિનો ખરીદવામાં લાખો નાણાં ખરચાય છે; અને થોડા વખત પછી વધારે ભયંકર શોધો થતાં આગલાં હોય તે નકામાં થાય છે. એટલા માટે વધતાં જતાં લશ્કરો ઉપર અંકુશ મૂકવાની બધાં રાજ્યોની ફરજ છે.

જ્યારે એ બાબત કોન્ફરન્સમાં ચર્ચા માટે આવી, ત્યારે જર્મન ડેલીગેટે કંઇ કંઇ મુશ્કેલીઓ બતાવીને દરખાસ્તને મંજૂર થવા દીધી નહીં; અને કોન્ફરન્સે માત્ર લડાયક બજેટોને મર્યાદિત કરવાનો ઠરાવ કર્યો.



## લૌકિક પ્રયાસોનો ઉપયોગ.

ઘણી પ્રવૃત્તિઓ પરોક્ષ રીતે શાંતિ અથવા સુલેહને ઉત્તેજન આપે છે. સાયન્સ અને વૈદ્યક બધી પ્રજાઓના માણસોને કોંગ્રેસોમાં એકત્ર કરે છે. વીજળી, રેલવે, વગેરે ઘણા વિષયો હાલ ઇન્ટરનેશનલ (=જૂદી જૂદી પ્રજાઓની) કોંગ્રેસોમાં ચર્ચાય છે. ઇન્ટરનેશનલ પ્રદર્શનોનો હમેશાં આવા મેળાવડાઓ માટે ઉપયોગ કરવામાં આવે છે.

આખી દુનિયામાં કંઇ સેંકડો શાંતિસમાજો છે. એમની પહેલી ઇન્ટરનેશનલ કોંગ્રેસ ૧૮૪૩માં જોસફ સ્ટર્જની સૂચનાથી લંડનમાં મળી હતી. ૧૮૪૮માં બીજી કોંગ્રેસ બ્રસ્સેલ્ઝમાં ભરાયેલી. ત્રીજી ૧૮૪૯માં પારિસમાં થઇ, જ્યારે પ્રખ્યાત કવિ વ્હિક્ટર હ્યૂગો તેનો પ્રમુખ હતો. બીજી કોંગ્રેસો ફ્રાંકફર્ટમાં અને ફરી લંડનમાં એકઠી થયેલી, અને ૧૮૫૩માં માંચેસ્ટરમાં, કે જ્યાં રિચર્ડ કૉબ્ડન અને જૉન બ્રાઇટે ચર્ચામાં ભાગ લીધેલો. પછી વિગ્રહોનો વખત આવ્યો, કે જેમાં શાંતિસેવકો પોતાનો અવાજ કાઢી શકેલા નહીં. છેવટે ૧૮૭૮માં પારિસમાં પ્રદર્શન હતું ત્યારે સાથે કોંગ્રેસ મળી; પણ ૧૮૮૯માં બીજું પ્રદર્શન ભરાયું, ત્યાં સુધી એ કોંગ્રેસ નિયમિત વખતે મળી શકતી નહોતી. તે પછી તેની ઘણી બેઠકો થઇ છે, સત્તરમી ૧૯૦૮માં લંડનમાં, અને અઢારમી ૧૯૧૦માં સ્ટૉકહોમમાં.

"ડાઇનેમાઇટ" નો શોધનાર આલ્ફ્રેડ બી. નોબલ માણસજાતના કલ્યાણ માટે કામ કરનારાઓના ઉત્તેજન સારૂ એક મોટી દોલત વસિયતનામામાં મૂકતો ગયો છે. મૂળ રકમના વ્યાજના

પાંચ સરખા ભાગ કરવામાં આવે છે, અને પાંચ પ્રકારની માનુષી પ્રવૃત્તિઓમાં જેમણે સર્વોપરિ કામ કર્યું હોય તેમને તે રકમ ઇનામ તરીકે આપવામાં આવે છે. એક ઇનામ પ્રાકૃતિક વિદ્યા માટે છે, બીજું રસાયન માટે, ત્રીજું ઇંદ્રિય વિજ્ઞાન અથવા વૈદ્યક માટે, ચોથું સાહિત્ય માટે, અને પાંચમું શાંતિને માટે છે. સર્વોપરિ કામ કરનાર કોઇ પણ પ્રજાનો માણસ હોય તે માટે વાંધો લેવાતો નથી. ઉદાહરણ તરીકે, બંગાલાના અને હિન્દના પ્રખ્યાત કવિ બાબુ રવીન્દ્રનાથ ટાગોરને એ નોબલનું ઇનામ મળેલું છે. દરેક ઇનામ લાખ કરતાં વધારેનું હોય છે.

શાંતિનાં કોન્ફરન્સોએ કરેલી મના.

પહેલાજ કોન્ફરન્સમાં લડાઇમાં ચાલતી કેટલીક ક્રિયાઓની મના કરવામાં આવી હતી. બલૂનોમાંથી બોંબ ફેંકવાની, મૂર્છિત કરનારી હવા જેમાંથી નિકળે એવા ગોળા વાપરવાની, અને શરીરમાં પેઠા પછી વધે અથવા ચપટી થાય એવી ગોળીઓના ઉપયોગની આ પ્રમાણે મના થયેલી.



## લડાઇના તાર.

રાજમાતા એલેક્ઝાન્ડ્રાએ હિંદી જખમીઓને આપેલી મુલાકાત.

લંડન, ૨૫ મી જૂન.

રાજમાતા એલેક્ઝાન્ડ્રાએ બ્રાઇટનમાં હિંદી જખમીઓને મુલાકાત આપી છે. એમણે રસોડાંઓ તપાસ્યાં હતાં; અને વિવિધ હિંદી વાનીઓ ચાખી જોઇ હતી. બે ગુરખા ભાઇઓ એકજ ગોળીથી જખમી થયેલા તેમના તરફ રાજમાતાનું ખાસ ધ્યાન ખેંચાયું હતું.

ફ્રેંચોની બહાદુરી.

લંડન, ૨૬ મી જૂન.

આલ્સેસમાં મેટઝેરલનું ગામડું જીતી લેવામાં ફ્રેંચોએ સારી બહાદુરી બતાવી છે. દુશ્મનોએ તેને એક કિલ્લા જેવું બનાવી દીધું હતું. કબરસ્તાનમાં આખી રાત લડાઇ ચાલ્યા કરેલી, કારણકે જર્મનોએ ભોંયરાંઓમાં સુરંગો ભરેલી, અને ફ્રેંચો પેઠા ત્યારે તે ફોડેલી. પછી ઘરોમાં પણ કત્લ ચાલી. સ્હવારે શેરીઓમાં જર્મનોનાં મુડદાં ઢગલેઢગલા દેખાતાં હતાં.

રૂશિયન વિગ્રહખાતાના પ્રધાનનું રાજીનામું.

પિટ્રોગ્રેડ, ૨૬ મી જૂન.

રૂશિયામાં વિગ્રહખાતાના પ્રધાને રાજીનામું આપ્યું છે.

જર્મનો અને ઓસ્ટ્રિયનો.

પિતૃગ્રેડ, ૨૭ મી જૂન.

નેરૂ મોખરા ઉપર પ્રચંડ લડાઇ ચાલી રહી છે. જર્મનોના હુમલા પાછા વાળવામાં આવે છે.

તુર્કીમાં કેદીઓ.

લંડન, ૨૮ મી જૂન.

અમેરિકન એલચી ખબર આપે છે કે તુર્કોના હાથમાં ૬૫ બ્રિટિશ કેદીઓ છે. તેમના તરફ સારૂં વર્તન કરવામાં આવે છે; અને તેઓની તનદુરસ્તી સારી છે.

જર્મન નૈર્ઋત્ય આફ્રિકા.

પ્રીટોરિયા, ૨૯ મી જૂન.

જનરલ બોથાએ ઉત્તર તરફ ધસારો કર્યો છે, અને ઓલછીવરાંગો, ઓકેન્યાન્ડો, અને વૉટરબર્ગનાં ગામ હાથ કરેલ છે.

પ્રજાકીય રજિસ્ટર.

લંડન, ૨૯ મી જૂન.

આજે આમની સભામાં આખી પ્રજાનું એક રજિસ્ટર બનાવવા માટેનું બિલ મિ. વૉલ્ટર લોંગે દાખલ કર્યું. તેણે કહ્યું કે ઉદ્દેશ મજૂરો પર બળાત્કાર કરવાનો નથી, પણ માત્ર પ્રજાની સંપૂર્ણ અને સંતોષકારક વ્યવસ્થા કરવાનો છે. પ્રજાનાં સાધનોનો વિસ્તાર કેટલો છે તેની વિગતવાર ખાતરી કરવી જોઇએ. પંદર અને પાંસઠ વરસની વચ્ચેનાં સ્ત્રીપુરુષોની નોંધ કરવામાં આવશે, જેઓ પોતાની ઉમર તથા પોતાનો ધંધો લખાવશે, અને સાધારણ ધંધા ઉપરાંત ખાસ કામમાં વૉલંટિયર તરીકે જોડાવાનું તેમને કહેવામાં આવશે. આથી કરીને સરકાર દરેક માણસની સેવાનો પૂરેપૂરો લાભ લઇ શકશે.

હિંદી વિક્રમની કદર.

લંડન, ૨૯ મી જૂન.

જમાદાર મીર દસ્તને વિક્ટોરિયા ક્રોસની બક્ષિસ થઇ છે. ઇપ્ર આગળ ૨૩ મી એપ્રિલે તેણે સારો ધસારો કર્યો હતો. કોઇ બ્રિટિશ અમલદાર રહેલો નહીં, ત્યારે તેણે પલટનની ટોળીઓને એકઠી કરી હઠી જવાનો હુકમ મળ્યો ત્યાં સુધી તેમની સરદારી કરી હતી. પાછળથી ગોળાઓનો વરસાદ છતાં આઠ બ્રિટિશ અને હિંદી અમલદારોને બચાવવામાં તેણે અસાધારણ બહાદુરી બતાવી હતી.

બ્રિટિશ મુખ્ય પ્રધાનની અપીલ.

લંડન, ૨૯ મી જૂન.

ગિલ્ડહૉલમાં ભાષણ આપતાં મિ. એસ્કિવથે જણાવ્યું છે, કે લડાઇની લોનનું લોકોને સારૂં આકર્ષણ થયું છે. હાલ વ્યક્તિઓ અને વર્ગો જે અતિવ્યય કરે છે તેમાં પ્રજાને જોખમ છે.

બ્રિટનોએ પોતાનો ખરચ કમી કરવો જોઇએ; અને બચત વધારવી જોઇએ. સવાલ માત્ર આત્મરક્ષાનો નથી, પણ આપણી શહેનશાહતની હદથીએ આગળ જાય છે, અર્થાત્, મનુષ્યજાતિના ભવિષ્યનો છે. માત્ર બળ માણસજાત ઉપર આધિપત્ય ભોગવે એ શું વાજબી છે? આપણે છેવટ સુધી લડવું જોઇએ, છેલ્લો સિક્કો રહે ત્યાં સુધી, છેલ્લું બળ રહે ત્યાં સુધી, અને લોહીના છેલ્લા ટીપા સુધી.

<u>છેવટના વિજયની ખાતરી.</u>

લંડન, ૩૦ મી જૂન.

જૂનની ૨૪મી તારીખે "મોરનિંગ પોસ્ટ" પેપરે ગ્રેન્ડ ડ્યૂક નિકલસને મુશ્કેલ સ્થિતિમાં લશ્કરને પાછું હઠાવી લઇ જવા માટે મુબારકબાદી આપી હતી. તા. ૨૯ મીએ તેને નીચે પ્રમાણે જવાબ મળ્યો છે:—"મિત્ર રાજ્યોની સેનાઓની માફક રશિયન સેના પણ જે સિદ્ધાંતોની ખાતર તે લડે છે તેમાંથી અને છેવટના વિજયની ખાતરીમાંથી બળ પ્રાપ્ત કરે છે."

<u>રુશિયામાં લશ્કરી સામાન પૂરો પાડવાનું બોર્ડ.</u>

પિતૃગ્રેડ, ૩૦ મી જૂન.

લશ્કરી સામાન પૂરો પાડવાને એક બોર્ડ નિમાયું; અને વિગ્રહખાતાનો પ્રધાન તેનો પ્રમુખ છે. બોર્ડમાં કેટલાક ડુમા (રુશિયન પાર્લમેન્ટ)ના મેંબરો, કેટલાક શહેનશાહી કાઉન્સિલના સભ્યો, અને બીજા વેપાર ઉદ્યોગના પ્રતિનિધિઓ છે. બોર્ડને એવી સત્તા આપવામાં આવી છે, કે તે સરકારના હુકમો પ્રથમ અદા કરવાની કારખાનાંવાળાઓને ફરજ પાડી શકે.

<u>ઇટાલિયન હુમલો.</u>

રોમ, ૩૦ મી જૂન.

તોપોની સખત મારામારી ચાલ્યા કરે છે. વરસાદ પુષ્કળ પડ્યા કરતો હોવાથી બીજું બહુ થઇ શકતું નથી.

<u>નિએસ્ટર ઉપર રુશિયન હુમલો.</u>

પિતૃગ્રેડ, ૧ લી જૂલાઇ.

દુશ્મનો હાલિક્સ આગળ નિએસ્ટર ઓળંગે છે, એ જોઇને અમે હુમલો કરી તેમને હઠાવ્યા છે, અને સેંકડો કેદીઓ પકડ્યા છે.

<u>વીશ અમેરિકનો ડુબ્યા.</u>

લંડન, ૧ લી જૂલાઇ.

આર્મીનિયન નામે લેલેંડ લાઇનરને ટોર્પીડો મારી ડુબાવી દેવામાં આવી છે. વૉશિંગ્ટનથી એક તારમાં જણાવ્યું છે કે વીશ અમેરિકનો તેમાં ડુબી ગયા છે.

ભાવનગર-દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૩ મી જુલાઇ, ૧૯૧૫. [અંક ૩૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૩ મી જૂલાઇ ૧૯૧૫.

## જાપાને વિગ્રહમાં લીધેલો ભાગ.

ઇ. સ. ૧૯૧૪ ના ઑગસ્ટ મહિનાની શરૂઆતમાં, વિગ્રહની શરૂઆત થઇ તે પહેલાં, જાપાનની સરકારે ઝાહેર કર્યું હતું, કે ગ્રેટ બ્રિટન સાથેના સંધિ પ્રમાણે તેને મદદ કરવાને પોતે તૈયાર છે. જાપાનની ભૂમિસેના અને નૌકાસેના તૈયાર થઇ; અને ઑગસ્ટની ૧૫ મી તારીખે જર્મનીને એવું કહેણ મોકલવામાં આવ્યું, કે તમારે દૂરના પૂર્વને છોડીને ચાલ્યા જવું. કશો જવાબ ન મળવાથી વિગ્રહ ઝાહેર કરવામાં આવ્યો; અને ચીનમાં કયાઉચાઉ નામે જર્મનીના રક્ષણ નીચે સંસ્થાન હતું, તેના પર ચડાઇ કરવાને એક જાપાનની સેના ચાલી.

આગળ ઉપર જ્યારે દુનિયાનો નકશો નવેસરથી ઘડાશે, ત્યારે ઇતિહાસકો જાપાનની આ પ્રવૃત્તિને ઘણી મહત્ત્વની ગણશે એમાં શક નથી. યૂરપમાં જર્મનીના અધઃપાતથી જેવાં પરિણામ આવશે, તેવાંજ એશિયામાં જાપાનની હીલચાલથી આવશે. તેનો ખરો અર્થ અને આશય સમજવા માટે દૂરના પૂર્વનો થોડો આગલો ઇતિહાસ જોવાની જરૂર છે.

લગભગ પચાસ વરસ પહેલાં જાપાન જૂના જેવો દેશ હતો. તેના લોકો પોતાના ટાપુમાં ભરાઇ રહીને પરદેશીઓ સાથે કશા સંબંધમાં આવ્યા નહોતા. આખરે અમેરિકન નૌકાધિકારી કૉમોડોર પેરીના પ્રયાસથી વિદેશીઓની સામેની દિવાલ દૂર થઇ, તે પછી પણ યુરોપીઅનો તરફ વહેમ અને અવિશ્વાસની દૃષ્ટિથી જોવામાં આવતું હતું. ૧૮૭૧ માં જ્યારે જર્મનીએ વિજય પછી ફ્રાન્સની સાથે સુલેહ કરી, ત્યારે જો કોઇએ એમ કહ્યું હોત, કે જાપાન જર્મનીના લશ્કરને નમાવશે અને હરાવશે, તો તે વાત ત્યારે દક્ષિણ સમુદ્રના દ્વીપવાસીઓ ગ્રેટ બ્રિટનને હરાવશે એમ કોઇ અત્યારે કહે, તેના જેવી હસવા સરખી લાગી હોત.

જાપાનના લોકોને પશ્ચિમના લોકોની સાથે સંસર્ગ થયો, એટલે તરત તેઓ જોઇ શકેલા, કે તોપોની સામે જેમ તીરકામઠાં અને ભાલાં ટકી શકતાં નથી, તેમ નવા સુધારાની સામે જૂનો સુધારો ટકી શકશે નહીં. એટલે તેમણે યૂરપ અને અમેરિકા પાસેથી શીખવાનો ઠરાવ કર્યો. પહેલાં તો યૂરપે તેના તરફ બહુ ધ્યાન આપ્યું નહોતું. વાતો ચાલતી હતી કે

જાપાન પોતાના લશ્કરને અર્વાચીન રૂપ આપે છે, નૌકા ખરીદ કરે છે, અને પ્રખ્યાત માણુસોને રાખીને શાંતિના અને વિગ્રહના હુનર શીખે છે. પણ છેક ૧૮૯૪-૯૫ સુધી દુનિયાને એ બધી વાતોનો અર્થ બરાબર સમજાયો નહોતો. ૧૮૯૪માં જાપાને ચીન સાથે વિગ્રહ જાહેર કર્યો. માણુસો ધારતા હતા કે રાક્ષસી ચીન મિકાડો અને તેની પ્રજાને થોડી વારમાં ગળી જશે. પણ તેને બદલે જાપાની કાફલાએ ચીની કાફલાનો નાશ કર્યો, અને જાપાની લશ્કરોએ ચીની લશ્કરોને એટલી ઝડપથી અને ચીવટથી હરાવ્યાં, કે યુરોપીઅન લશ્કરો પણ એથી બહેતર કામ કરી શકે નહીં, એમ યૂરપને કબૂલ કરવું પડયું. ચીનને જાપાનની સરતો સ્વીકારીને સુલેહ કરવી પડી, સાડીઓગણુપચાસ કરોડ રૂપિયા જેટલી નુકસાની આપવી પડી, અને માન્ચુરિયાની દક્ષિણનો મુલક, પોર્ટ આર્થર, અને ફોર્મોસાનો મોટો બેટ, એટલો દેશ જાપાનને સુપ્રત કરવો પડ્યો.

જાપાનનો વિજય થયો, કે તરત રૂશિયા, ફ્રાન્સ અને જર્મની વચ્ચે પડ્યાં, અને જીતમાં મેળવેલા મુલકને જાપાન પાસેથી પાછો અપાવ્યો. તેમણે પોતાનાં લડાયક વહાણો પીળા સમુદ્રમાં મોકલ્યાં, અને સુલેહની ખાતર જાપાનને સલાહ આપી, કે ચીનમાં મેળવેલો મુલક સુપ્રત કરી દેવો. પોર્ટ આર્થરનો જે મોટો કિલ્લો તેણે બહાદુરીથી ઘેરો ઘાલીને હાથ કર્યો હતો, તે પણ તેને રાખવા દેવાની ઉપલાં યૂરપનાં રાજ્યોએ ના પાડી. જાપાનના લોકોને ખોટું તો બહુ લાગ્યું; પણ જાપાનની સરકારે જોયું, કે રૂશિયા, ફ્રાન્સ અને જર્મનીની સાથે વિગ્રહ કરવો પરવડશે નહીં. તેટલા માટે તેણે માગણી મંજૂર રાખી, પણ તે નાખુશીથી, અને બળતરાથી, તથા મનમાં વૈર લેવાનો ઠરાવ કરીને.

ત્રણ રાજ્યોએ જાપાન પર દબાણ કરવામાં ગ્રેટ બ્રિટનને પણ શામિલ થવા સમજાવ્યું હતું, પણ ગ્રેટ બ્રિટન જોડાયેલું નહીં. જર્મની વગેરેએ પોતાના કર્મનો એવો બચાવ કરેલો, કે ચીનની અભેદ્યતાની પોતે રક્ષા કરે છે. આ બચાવ કેવો ખોટો હતો તે થોડા વખતમાં દેખાઇ આવ્યું. બે વરસ પછી શાંટુંગમાં કેટલાક જર્મન પાદરીઓનાં ખૂન થયાં, અને એ તકનો લાભ લઇને જર્મનીએ પોતાને માટે મુલકની માગણી કરી. એક જર્મન લશ્કર ચીનમાં ઉતારવામાં આવ્યું; અને પ્રશિયાના પ્રિન્સ હેન્રીની સરદારી નીચે જર્મન કાફલો પણ આવી પહોંચ્યો. જર્મનીની ઘણી માગણીઓમાં મુખ્ય એ હતી, કે કયાઉચાઉનો પ્રદેશ પોતાને સુપ્રત કરવો, અને શાંટુંગમાં જર્મનીને લાગતું વળગતું હોવાની વાત કબૂલ કરવી. જર્મનીમાં પણ સૌને એવું લાગેલું, કે પાદરીઓના ખૂનથી માત્ર ચીનમાં પગપેસારો કરવાનું બહાનું મળ્યું છે. છેવટે ૧૮૯૮માં કયાઉચાઉનું શહેર, બંદર, અને પરગણું ૯૯ વરસને પટે જર્મનીને સુપ્રત કરવામાં આવ્યાં. થોડા વખત પછી જે પોર્ટ આર્થરને રૂશિયાએ અને તેના સાથીઓએ જાપાન પાસેથી પાછું પડાવ્યું હતું, તે રૂશિયાએ પચાવી લીધું.

જાપાની લોકોએ પોતાને થયેલું નુકસાન મનમાં રાખી મૂક્યું; અને એક તરફથી પોતાના લશ્કરને પ્રબળ કરવા માંડ્યું, અને બીજી તરફથી ગ્રેટ બ્રિટન સાથે સંધિ કર્યો. ૧૯૦૪-૫માં તેણે પ્રથમ રુશિયા ઉપર વૈર લીધું, તેનાં લશ્કરોને હરાવ્યાં, કાફલાને ડુબાડ્યો, અને પોર્ટ આર્થર પાછું ખૂંચાવી લીધું. હવે જર્મનીને પતાવવાનું રહ્યું. જાપાનના રાજપુરુષો માનતા હતા, કે ચીની વિગ્રહ પછી તેમની સામે થનારમાં મુખ્ય હાથ કૈસરનો હતો. કોઇ કશું બોલેલા નહીં. રુશિયાની સાથે મિત્રતા કરવામાં આવી; અને આગામી વિગ્રહ માટે જાપાને પોતાનાં સાધનો એકઠાં કરવાં માંડ્યાં.

જર્મનોને પોતાની સરકારે કયાઉચાઉ લીધું તેથી ઘણો સંતોષ થયેલો. જગ્યા સારી પસંદ કરી હતી. બંદર સારૂં હતું, બારૂં લગભગ બે માઇલ પહોળું હતું, અને આસપાસની ઉંચી ટેકરીઓ પરથી તેનો સારો બચાવ થઇ શકે એવી સગવડ હતી. આખા પ્રદેશનો વિસ્તાર સુમારે ૨૦૦ ચોરસ માઇલ હતો. શાંટુંગના વેપારના નિકાસ માટે તે કુદરતી મથક હતું, અને શાંટુંગ આખા ચીનમાં સૌથી વધારે ધનાઢ્ય પરગણું હતું. જર્મન સરકારે દુનિયાની શહેનશાહત મેળવવા માટે જે નવી રાજનીતિ પકડેલી, તેમાં કયાઉચાઉ પડાવવાની હીલચાલ પહેલી હતી. હવે બ્રિટિશ શહેનશાહતની હરીફાઈ કરે તેવી જર્મન શહેનશાહત સ્થાપવાનાં જેમને સ્વપ્ન આવતાં હતાં તેવા માણસો મોખરે આવ્યા. ચીનનું બંદર હાથ કરવાના નિમિત્તે નૌકાબળ વધારવાનું કામ શરૂ થયું. સંક્ષેપમાં, જ્યારે જર્મનીએ કયાઉચાઉ લીધું, ત્યારે જે માર્ગમાં આગળ ચાલતાં તેને ગ્રેટ બ્રિટનની સાથે વિગ્રહ થવાનો હતો, તે માર્ગમાં તેણે પહેલું પગલું ભર્યું.

સંસ્થાનની આબાદી જર્મની કેટલી કરી શકે છે, એ બતાવવાને કયાઉચાઉમાં બધું કરવામાં આવેલું. તેને જર્મન નૌકાની રક્ષા નીચે મૂકવામાં આવેલું, અને મોટી રકમોનો તેના ઉપર ખરચ થયેલો. ચીની રેલવેઓના એક મહત્ત્વના સમૂહની ત્યાં છાવણી થઇ, અને દૂરના પૂર્વમાં જર્મન વિચારો, જર્મન સત્તા, અને જર્મન બનાવટો ફેલાવવાનું તે મધ્ય બિંદુ થયું. કયાઉચાઉનું જૂનું શહેર હતું. તે ઉપરાંત જર્મનોએ બંદર ઉપર ત્સિંગતાઉ નામે એક નવું શહેર બાંધ્યું. ત્સિંગતાઉ ચીનમાં એક જોવા લાયક સ્થાન બની ગયું. તે પૂર્વનું બ્રાઈટન કહેવાવા લાગ્યું. ગરીબ વર્ગના ચીનાઓને તેમાં રાત્રે સૂવાની મના હતી, અને તેમને શહેરની હદથી બહાર જવું પડતું. બધાં ઘરો યુરોપીઅન ફેશનનાં હતાં. કશા વૈભવની ખામી નહોતી. એશિયાની સર્વોપરિ હોટેલ ત્યાં છે એમ બોલાતું હતું. શહેરમાં વીજળીની રોશની અને પીવાને ચોકખું પાણી મળતાં હતાં. ત્સિંગતાઉનો વેપાર ઝડપથી વધતો ગયો. કારખાનાંઓ સ્થપાવા માંડ્યાં. બંદર સુધારવામાં આવ્યું, અને ત્યાં અર્વાચીન યંત્રકળાનાં બધાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં. શહેરની આસપાસની ટેકરીઓ ઉપર ઝાડો રોપવામાં આવ્યાં; અને ઉછેરનું કામ એટલી સફળ રીતે ચાલ્યું, કે હજારો ઝાડો ચીનમાં પણ ત્યાંથી મોકલાયેલાં.

૧૯૧૪ના ઉન્હાળાની શરૂઆતમાં ત્સિંગતાઉમાં પોતે કેટલું બધું કર્યું છે તે માટે જર્મનો બહુ મગરૂર હતા. એ એક નમુનેદાર, પહોળા રસ્તાઓવાળું, સારી સારી જાહેર ઇમારતોવાળું, વિશાળ બાગબગીચાવાળું, અને સગવડવાળાં ઘરોનું શહેર હતું. તે યોજના પ્રમાણે બંધાયેલું હતું. વળી ત્યાં કિલ્લો હતો. કિલ્લો કેપ્ટન મેયર-વૉલ્ડેક કરીને નૌકાધિકારીના તાબામાં હતો; અને કોઇ પ્રવાસી જઇ ચડતો તેને ચોતરફ પુષ્કળ અમલદારો જોઇને મૂંઝવણ થતી. કેટલાંક મંડળોમાં તો જે બીજો માણસ તમે જુઓ, તે કોઇ પદવીવાળો અમલદાર નિકળતો. કિલ્લાઓ બે હતા, જેમાંના એકનું નામ કૈસર અને બીજાનું બિસ્માર્ક હતું. બોંબ જેમાં પેસી ન શકે તેવી બેટરીઓ અને ગુપ્ત ખાઇઓ પુષ્કળ હતી. ઉપરાંત કેટલાંક લડાયક વહાણો હમેશાં બંદરમાં રહેતાં હતાં.

જ્યારે ગ્રેટ બ્રિટને જર્મની સાથે વિગ્રહ જાહેર કર્યો, ત્યારે જાપાનને પોતાનો વખત બરાબર આવ્યો, એમ લાગ્યું હોવું જોઇએ. ઑગસ્ટની ૧૫ મી તારીખે જાપાનનું કહેણ જર્મનીને મોકલવામાં આવ્યું, કે ચીની પાણીઓમાંથી જર્મન લડાયક વહાણોએ તરત ચાલ્યાં જવું, અને કયાઉચાઉનો બધો મુલક જાપાનને મુફત કરી દેવો, કે જે પછી ચીનને પાછો આપી શકાય. ૧૮૯૫ માં ત્રણ રાજ્યોએ જાપાન તરફ જે ભાષા વાપરી હતી, તેજ ભાષા વાપરીને જાપાને બતાવી આપ્યું, કે પોતાને થયેલી હાનિ તે ભૂલી ગયેલ નથી. એ લેખ નીચે પ્રમાણે હતો:—

"હાલની સ્થિતિમાં અમે એ ઘણું મહત્વનું અને આવશ્યક સમજીએ છીએ, કે દૂરના પૂર્વમાં સુલેહનો ભંગ થવાનાં કારણો બધાં દૂર કરવાં જોઇએ, અને જાપાન તથા ગ્રેટ બ્રિટન વચ્ચે થયેલા કૉલકરારો પ્રમાણે સામાન્ય હકોની રક્ષા થવી જોઇએ.

"પૂર્વ એશિયામાં સુલેહ જળવાઇ રહે એ તે કૉલકરારનો હેતુ છે, તેટલા માટે જાપાનની સરકાર એમ માને છે, કે નીચેની બે વાતો કરવાની જર્મન સરકારને સલાહ આપવાની પોતાની ફરજ છે:

"૧. પ્રથમ તો એ, કે જર્મન લડાયક વહાણોને અને બધી હથિયારબંધ નૌકાઓને જાપાની અને ચીની પાણીઓમાંથી તરત લઇ જવાં, અને જે લઇ જઇ શકાય નહીં તેવાં વહાણોનાં હથિયારો ઉતારી લેવાં.

"૨. બીજી એ, કે સપ્ટેંબરની ૧૫ મી તારીખ પહેલાં કયાઉચાઉનો બધો પટ્ટે રાખેલો મુલક કશી પણ સરત કે વળતર વગર જાપાનને સોંપી દેવો, કે જે પાછળથી ચીનને પાછો આપી શકાય.

"સાથે સાથે જાપાનની સરકાર જાહેર કરે છે, કે જો ઑગસ્ટની ૨૩ મી તારીખની બપોર સુધીમાં જર્મન સરકારનો કશી સરતો વગરનો સલાહનો સ્વીકાર જાપાનની સરકારને પહોંચશે નહીં, તો તેને આવી સ્થિતિમાં જે પગલાં આવશ્યક જણાશે તે લેવાની ફરજ પડશે."

જાપાની લોકોએ પોતાને થયેલું નુકસાન મનમાં રાખી મૂકયું; અને એક તરફથી પોતાના લશ્કરને પ્રબળ કરવા માંડયું, અને બીજી તરફથી ગ્રેટ બ્રિટન સાથે સંધિ કરી. ૧૯૦૪–૫માં તેણે પ્રથમ રૂશિયા ઉપર વેર લીધું, તેનાં લશ્કરોને હરાવ્યાં, કાફલાને ડુબાડયો, અને પોર્ટ આર્થર પાછું ખૂંચાવી લીધું. હવે જર્મનીને પતાવવાનું રહ્યું. જાપાનના રાજપુરુષો માનતા હતા, કે ચીની વિગ્રહ પછી તેમની સામે થનારમાં મુખ્ય હાથ કૈસરનો હતો. કોઈ કશું બોલેલા નહીં. રૂશિયાની સાથે મિત્રતા કરવામાં આવી; અને આગામી વિગ્રહ માટે જાપાને પોતાનાં સાધનો એકઠાં કરવાં માંડ્યાં.

જર્મનોને પોતાની સરકારે કયાઉચાઉ લીધું તેથી ઘણો સંતોષ થયેલો. જગ્યા સારી પસંદ કરી હતી. બંદર સારૂં હતું, બારૂં લગભગ બે માઇલ પહોળું હતું, અને આસપાસની ઉંચી ટેકરીઓ પરથી તેનો સારો બચાવ થઇ શકે એવી સગવડ હતી. આખા પ્રદેશનો વિસ્તાર સુમારે ૨૦૦ ચોરસ માઇલ હતો. શાંટુંગના વેપારના નિકાસ માટે તે કુદરતી મથક હતું, અને શાંટુંગ આખા ચીનમાં સૌથી વધારે ધનાઢ્ય પરગણું હતું. જર્મન સરકારે દુનિયાની શહેનશાહત મેળવવા માટે જે નવી રાજનીતિ પકડેલી, તેમાં કયાઉચાઉ પડાવવાની હીલચાલ પહેલી હતી. હવે બ્રિટિશ શહેનશાહતની હરીફાઈ કરે તેવી જર્મન શહેનશાહત સ્થાપવાનાં જેમને સ્વપ્નાં આવતાં હતાં તેવા માણસો મોખરે આવ્યા. ચીનનું બંદર હાથ કરવાના નિમિત્તે નૌકાબળ વધારવાનું કામ શરૂ થયું. સંક્ષેપમાં, જ્યારે જર્મનીએ કયાઉચાઉ લીધું, ત્યારે જે માર્ગમાં આગળ ચાલતાં તેને ગ્રેટ બ્રિટનની સાથે વિગ્રહ થવાનો હતો, તે માર્ગમાં તેણે પહેલું પગલું ભર્યું.

સંસ્થાનની આબાદી જર્મની કેટલી કરી શકે છે, એ બતાવવાને કયાઉચાઉમાં બધું કરવામાં આવેલું. તેને જર્મન નૌકાની રક્ષા નીચે મૂકવામાં આવેલું, અને મોટી રકમોનો તેના ઉપર ખરચ થયેલો. ચીની રેલવેઓના એક મહત્ત્વના સમૂહની ત્યાં છાવણી થઇ, અને દૂરના પૂર્વમાં જર્મન વિચારો, જર્મન સત્તા, અને જર્મન બનાવટો ફેલાવવાનું તે મધ્ય બિંદુ થયું. કયાઉચાઉનું જૂનું શહેર હતું, તે ઉપરાંત જર્મનોએ બંદર ઉપર સિંગતાઉ નામે એક નવું શહેર બાંધ્યું. સિંગતાઉ ચીનમાં એક જોવા લાયક સ્થાન બની ગયું. તે પૂર્વનું બ્રાઇટન કહેવાવા લાગ્યું. ગરીબ વર્ગના ચીનાઓને તેમાં રાત્રે સૂવાની મના હતી, અને તેમને શહેરની હદથી બહાર જવું પડતું. બધાં ઘરો યુરોપીઅન ફેશનનાં હતાં. કશા વૈભવની ખામી નહોતી. એશિયાની સર્વોપરિ હોટેલ ત્યાં છે એમ બોલાતું હતું. શહેરમાં વીજળીની રોશની અને પીવાને ચોકખું પાણી મળતાં હતાં. સિંગતાઉનો વેપાર ઝડપથી વધતો ગયો. કારખાનાંઓ સ્થપાવા માંડ્યાં. બંદર સુધારવામાં આવ્યું, અને ત્યાં અર્વાચીન યંત્રકળાના બધાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં. શહેરની આસપાસની ટેકરીઓ ઉપર ઝાડો રોપવામાં આવ્યાં; અને ઉછેરનું કામ એટલી સફળ રીતે ચાલ્યું, કે હજારો ઝાડો ચીનમાં પણ ત્યાંથી મોકલાયેલાં.

૧૯૧૪ના ઉન્હાળાની શરૂઆતમાં કિસંગતાઉમાં પોતે કેટલું બધું કર્યું છે તે માટે જર્મનો બહુ મગરૂર હતા. એ એક નમુનેદાર, પહોળા રસ્તાઓવાળું, સારી સારી જાહેર ઇમારતોવાળું, વિશાળ બાગબગીચાવાળું, અને સગવડવાળાં ઘરોનું શહેર હતું. તે યોજના પ્રમાણે બંધાયેલું હતું. વળી ત્યાં કિલ્લો હતો. કિલ્લો કેપ્ટન મેયર-વૉલ્ડેક કરીને નૌકાધિકારીના તાબામાં હતો; અને કોઇ પ્રવાસી જઇ ચડતો તેને ચોતરફ પુષ્કળ અમલદારો જોઇને મૂંઝવણ થતી. કેટલાંક મંડળીમાં તો જે બીજો માણસ તમે જુઓ, તે કોઇ પદવીવાળો અમલદાર નિકળતો. કિલ્લાઓ બે હતા, જેમાંના એકનું નામ કૈસર અને બીજાનું બિસ્માર્ક હતું. બૉંબ જેમાં પેસી ન શકે તેવી બૅટરીઓ અને ગુપ્ત ખાઇઓ પુષ્કળ હતી. ઉપરાંત કેટલાંક લડાયક વહાણો હમેશાં બંદરમાં રહેતાં હતાં.

જ્યારે ગ્રેટ બ્રિટને જર્મની સાથે વિગ્રહ જાહેર કર્યો, ત્યારે જાપાનને પોતાનો વખત બરાબર આવ્યો, એમ લાગ્યું હોવું જોઇએ. ઑગસ્ટની ૧૫ મી તારીખે જાપાનનું કહેણ જર્મનીને મોકલવામાં આવ્યું, કે ચીની પાણીઓમાંથી જર્મન લડાયક વહાણોએ તરત ચાલ્યાં જવું, અને કયાઉચાઉનો બધો મુલક જાપાનને સુપ્રત કરી દેવો, કે જે પછી ચીનને પાછો આપી શકાય. ૧૮૯૫ માં ત્રણ રાજ્યોએ જાપાન તરફ જે ભાષા વાપરી હતી, તેજ ભાષા વાપરીને જાપાને બતાવી આપ્યું, કે પોતાને થયેલી હાનિ તે ભૂલી ગયેલ નથી. એ લેખ નીચે પ્રમાણે હતો:—

"હાલની સ્થિતિમાં અમે એ ઘણું મહત્વનું અને આવશ્યક સમજીએ છીએ, કે દૂરના પૂર્વમાં સુલેહનો ભંગ થવાનાં કારણો બધાં દૂર કરવાં જોઇએ, અને જાપાન તથા ગ્રેટ બ્રિટન વચ્ચે થયેલા કોલકરારો પ્રમાણે સામાન્ય હકોની રક્ષા થવી જોઇએ.

"પૂર્વ એશિયામાં સુલેહ જળવાઇ રહે એ તે કોલકરારનો હેતુ છે, તેટલા માટે જાપાનની સરકાર એમ માને છે, કે નીચેની બે વાતો કરવાની જર્મન સરકારને સલાહ આપવાની પોતાની ફરજ છે:

"૧. પ્રથમ તો એ, કે જર્મન લડાયક વહાણોને અને બધી હથિયારબંધ નૌકાઓને જાપાની અને ચીની પાણીઓમાંથી તરત લઇ જવાં, અને જે લઇ જઇ શકાય નહીં તેવાં વહાણોનાં હથિયારો ઉતારી લેવાં.

"૨. બીજી એ, કે સપ્ટેંબરની ૧૫ મી તારીખ પહેલાં કયાઉચાઉનો બધો પટ્ટે રાખેલો મુલક કશી પણ સરત કે વળતર વગર જાપાનને સોંપી દેવો, કે જે પાછળથી ચીનને પાછો આપી શકાય.

"સાથે સાથે જાપાનની સરકાર જાહેર કરે છે, કે જો ઑગસ્ટની ૨૩ મી તારીખની બપોર સુધીમાં જર્મન સરકારનો કશી સરતો વગરનો સલાહનો સ્વીકાર જાપાનની સરકારને પહોંચશે નહીં, તો તેને આવી સ્થિતિમાં જે પગલાં આવશ્યક જણાશે તે લેવાની ફરજ પડશે."

કશો જવાબ વખતસર ન મળવાથી વિગ્રહ જાહેર કરવામાં આવ્યો. એ શહેનશાહી લેખ વાંચવા લાયક છે, અને તેટલા માટે અમે અહીં પૂરેપૂરો ઉતારીએ છીએ:—

"અમે, કે જે પ્રભુની દયાથી જાપાનના શહેનશાહ છીએ, અને પરાપૂર્વથી એકજ વંશ જે સિંહાસન ઉપર બેઠેલ છે, તે સિંહાસન પર આરૂઢ છીએ, તે અમારી વફાદાર અને બહાદુર પ્રજાને નીચે પ્રમાણે જાહેર કરીએ છીએ.

"અમે જર્મની સામે વિગ્રહ જાહેર કરીએ છીએ, અને અમારી સેના તથા નૈકાને આજ્ઞા કરીએ છીએ, કે એ શહેનશાહતની સામે તેમણે પોતાના બધા સામર્થ્યથી લડાઇ ચલાવવી; અને લાગતાવળગતા બધા અધિકારીઓને અમે ફરમાવીએ છીએ, કે પ્રજાઓના કાયદાની મર્યાદામાં રહીને તેમણે પ્રજાકીય ઉદ્દેશ પાર પાડવાને પોતાની ફરજો અદા કરવામાં બનતો બધો પ્રયત્ન કરવો.

"યૂરપમાં વર્તમાન વિગ્રહ સળગી ઉઠયો છે, તેનાં દુઃખદાયક પરિણામો જોતાં અમને ગંભીર ચિંતા થાય છે. અમને તટસ્થ રહીને દૂરના પૂર્વમાં સુલેહ ટકાવી રાખવાની આશા હતી. પણ જર્મનીના કૃત્યને લીધે અમારા ભાઇબંધ ગ્રેટ બ્રિટનને તેની સામે વિગ્રહ કરવાની ફરજ પડી છે; તથા જર્મની કયાઉચાઉમાં રહીને લડાઇની તૈયારીઓ કરે છે, અને તેનાં હથિયારબંધ વહાણો પૂર્વ એશિયાના દરિયાઓમાં ફરે છે, તેથી અમારો અને અમારા ભાઇબંધનો વેપાર જોખમમાં છે. આ પ્રમાણે દૂરના પૂર્વની શાંતિનો ભંગ થાય એવો સંભવ લાગે છે.

"તેટલા માટે, અમારી સરકાર અને બ્રિટિશ સરકાર, પરસ્પર પૂર્ણ અને છૂટથી સમજૂતી કર્યા પછી, એકબીજાના લાભની રક્ષા માટે આવશ્યક પગલાં લેવાના ઠરાવ ઉપર આવેલ છે; અને સુલેહથી કામ થાય તો સારૂં એવી ઇચ્છાથી અમે શહેનશાહી જર્મન સરકારને સલાહ આપવાનો અમારી સરકારને હુકમ કર્યો હતો. પણ એ બાબત માટે ઠરાવેલો દિવસ વીતી ગયો, ત્યાં સુધી અમારી સરકારને તેની સલાહ સ્વીકાર્યાનો જવાબ મળ્યો નથી.

"તેટલા માટે, જોકે શાંતિ તરફ અમારૂં ઘણું વલણ છે, અને અમારી કારકીર્દીની હજી શરૂઆત છે, તથા અમે અમારા માતાના મરણ માટે શોકમાં છીએ, તે છતાં વિગ્રહમાં ઉતરવાની અમને ફરજ પડે છે, તે માટે અમને ઊંડો અફસોસ થાય છે.

"અમારી અંતઃકરણની ઇચ્છા એવી છે, કે અમારી વફાદાર પ્રજાની વફાદારી તથા બહાદુરીથી સુલેહ જલદી થાય, અને શહેનશાહતની કીર્ત્તિ વધે."

(આ મહત્ત્વનો ઇતિહાસ આવતા અંકમાં જારી રાખવામાં આવશે.)



# લડાઇના તાર.

<u>ૠશિયન સેના.</u>

લંડન, ૩ જી જૂલાઇ.

જનરલ મેકેનસેનનું લશ્કર ઑસ્ટ્રો-જર્મન ધસારાને દોરે છે, અને ઝામોસ્કથી સોકલ સુધી ૫૦ માઇલના મોખરા પર ચાલે છે.

ૠશિયનો લડાઇ આપતા નથી, પણ વધારે અનુકૂળ ઝમીનની રાહ જુએ છે. પિત્રુગ્રેડમાં એમ ગણના થાય છે, કે જર્મનોનાં હમેશાં ૧૦,૦૦૦ માણસો મરે છે.

<u>તોપોની સખત મારામારી.</u>

પારિસ, ૩ જી જૂલાઇ.

ઇસેર અને આર્ગોન વચ્ચેના આખા મોખરા ઉપર તોપોની સખત મારામારી ચાલ્યા કરે છે.

<u>વૉશિંગ્ટનમાં ધડાકો.</u>

વૉશિંગ્ટન, ૩ જી જૂલાઇ.

મધ્ય રાતે એક મોટો ધડાકો થયો હતો, જેથી કેપીટોલની સેનેટ તરફની બાજુને પુષ્કળ નુકસાન થયું છે. ધડાકો લાંબે સુધી સંભળાયો હતો.

<u>અમેરિકામાં ખૂનની કોશિશ.</u>

ન્યૂયૉર્ક, ૩ જી જૂલાઇ.

અમેરિકાના પ્રસિદ્ધ નાણાવટી મોર્ગન ઉપર આજે બે વાર ગોળી છોડવામાં આવી છે. એક છાતીમાં અને બીજી નિતંબમાં પેઠી છે. હુમલો કરનાર જર્મનને પકડવામાં આવ્યો છે. જખમો ગંભીર નથી.

ન્યૂયૉર્ક, ૪ થી જૂલાઈ.

મિ. મોર્ગન ઉપર હુમલો કરનારનું નામ ફ્રેંક હોલ્ટ કરીને છે, અને તે કોર્નેલ યુનિવર્સિટીમાં જર્મન ભાષાનો શિક્ષક છે. તેની ઇચ્છા એવી હતી કે મોર્ગન દારૂગોળો મોકલવાનું બંધ કરે તો સારૂં, કારણકે તેથીજ યૂરપમાં ખૂનો થાય છે. તે મોર્ગનને મકાને એક મોટરમાં બેસીને ગયો હતો, અને સાથે બે પિસ્તોલ, કાર્ટ્રિજની બે પેટીઓ, તથા ડાઇનેમાઇટ અને નાઇટ્રોગ્લિસરીનની બે કોથળીઓ રાખી હતી. (પાછળથી માલુમ પડયું છે, કે ફ્રેંક હોલ્ટના નામથી ઓળખાતો માણસ હાર્વર્ડ યુનિવર્સિટીમાંનો મ્યુએન્ટર નામે એક જર્મન પ્રોફેસર છે.)

<u>પોલાંડ ઉપર ધસારાનો અટકાવ.</u>

પિત્રુગ્રેડ, ૪ થી જૂલાઇ.

દુશ્મનોએ પોલાંડ ઉપર ઘણા હુમલા કર્યા છે, પણ તે બધા પાછા વાળવામાં આવ્યા છે; અને સ્થિતિમાં કશો ફેરફાર થયો નથી.

જનરલ બોથાની ચડાઇ.

પ્રીટોરિયા, ૪ થી જૂલાઇ.

જનરલ બોથાએ ઓટાવીનો કબજો લીધો છે.

કૈસરનું ભાષણ.

પારિસ, ૫ મી જૂલાઈ.

એક પ્રખ્યાત તટસ્થ બર્લિનથી આવતાં જણાવે છે, કે ગયા સપ્તાહનો મુખ્ય બનાવ એ હતો, કે કૈસરે એક સાંપ્રામિક ક્રિયાને પ્રસંગે ભાષણ આપ્યું છે. ભાષણમાં તાળીઓના ગડગડાટ વચ્ચે તેણે કસમ ખાઈને જણાવ્યું, કે વિગ્રહનો ઑકટોબરમાં અંત આવશે; અને શિયાળામાં કશું કરવાનું રહેશે નહીં.

રાજવંશી હિંદીઓને માન.

લંડન, ૬ ઠ્ઠી જૂલાઇ.

નવાનગરના જામસાહેબની અને રતલામના રાજાસાહેબની ઓનરરી એ. ડી. સી. તરીકે નીમણુક જાહેર થયેલ છે.

ડાર્ડનલ્સમાં ક્તેહ.

લંડન, ૬ ઠ્ઠી જૂલાઇ.

સર આઇએન હેમિલ્ટન ડાર્ડનલ્સમાં મળેલી ન્હાની ન્હાની છતોનું એક રિપોર્ટમાં વર્ણન આપે છે. તે ગણતરી કરે છે કે ૨૮મી જૂનથી ૨જી જૂલાઇ સુધીમાં તુર્કોનાં ૫,૦૦૦ માણસો માર્યા ગયાં છે; અને ૧૫,૦૦૦ જખમી થયેલ છે.

ઇટલીના ધસારો.

રોમ, ૭ મી જૂલાઇ.

આખા મોખરા ઉપર સખત લડાઇ ચાલ્યા કરે છે. દુશ્મનો હજી એક ઇંચ પણ ઝમીન પાછી લઇ શકયા નથી.

ખૂનની કોશિશ કરનારનો આપઘાત.

ન્યૂયૉર્ક, ૭ મી જૂલાઇ.

મિ. મોર્ગન ઉપર હુમલો કરનાર માણસે તુરંગમાં આપઘાત કર્યો છે.

ફ્રેંચોને થયેલું નુકશાન.

લંડન, ૭ મી જૂલાઇ.

ફ્રેંચ રીલીફ કમિટી ૩૧ મે સુધીમાં ફ્રેંચોને થયેલા નુકશાનના નીચે પ્રમાણે આંકડા આપે છે:—૪ લાખ મરણ પામ્યા, ૭ લાખ જખમી થયા, અને ૩ લાખનો પત્તો નથી.

કૈસર "મસીહ" થાય છે!

લંડન, ૭ મી જૂલાઇ.

રુમાનિયામાંથી ખબર આવે છે, કે લૉઝની મુલાકાતે ગયેલો, ત્યારે કૈસરે યાહુદીઓના "સિનેગોગ" માં પ્રવેશ કર્યો હતો, અને નિયમનું પુસ્તક લઇને કહ્યું હતું, હું તમને બચાવવાને ઈશ્વર તરફથી મોકલાયેલો "મસીહ" છું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૭ મી જુલાઇ, ૧૯૧૫. [અંક ૩૪.

। यत्तो धर्म स्ततो जय: ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

મંગળવાર, ૨૭ મી જુલાઇ ૧૯૧૫.

જાપાને વિગ્રહમાં લીધેલો ભાગ.

(ગયા અંકથી ચાલુ.)

"સિતમકો હમ કરમ સમઝે: જફાકો હમ વફા સમઝે:
અગર ઈસ પર ભી ના સમઝે, તો ઉસ બુતસે ખુદા સમઝે!"

અર્થ—ક્રૂરતાને અમે કૃપા સમજ્યા: અને અન્યાયને દયા સમજ્યા:
આટલું છતાં પણ માને નહીં, તો એ મૂર્તિને પરમેશ્વર જાણે.

વિગ્રહ શરૂ થવાને વખતે જાપાની લોકોએ સારી શાંતિ દાખવી. તોફાની સ્વદેશાભિમાનના કશા દેખાવો થયા નહીં. જાપાનમાં વસતા જર્મનોને કશી અડચણ વગર છૂટા ફરવા દેવામાં આવતા હતા. જર્મનીમાં તો બધા જાપાનીઓને કેદ કરીને સુરંગમાં પૂરવામાં આવ્યા હતા; અને બર્લિનની એક બેંકમાં જાપાની નાણું હતાં તેનો કબજો લેવાયો હતો. પણ જાપાનમાં એવું કશું થયેલું નહીં. જર્મનોનાં નાણાંને કે શરીરને સ્પર્શ કરવામાં આવેલો નહીં. ટોકયો ખાતેના જર્મન એલચીએ એવી વકી રાખેલી, કે જેમ બર્લિનમાં બ્રિટિશ એલચીખાતા પર હુમલો થયો હતો, તેમ પોતાના એલચીખાતા પર પણ થશે. પણ તેવું કશું થયેલું નહીં. પોલિસના વડા તરફથી ટોકયોની વસ્તીને ખબર આપવામાં આવી હતી, કે જોકે અને સરકારો વચ્ચે વિગ્રહ સળગ્યો છે, તોપણ લોકોએ પોતાની અંદર વસતા જર્મનો તરફ, તેઓ યોગ્ય વર્તન રાખે ત્યાં સુધી, માયાળુપણાથી વર્તન કરવું જોઇએ. જર્મન એલચી ઑગસ્ટની ૩૦ મી તારીખ સુધી ટોકયોમાં રહ્યો, અને ત્યારે પોતાના રસાલા સાથે ઉપડી ગયો.

જાપાનને બે કામ કરવાનાં હતાં: એક પૂર્વનાં પાણીઓમાંથી જર્મન લડાયક વહાણોને હાંકી મૂકવાનું, અને બીજું સિંગતાઉ છીની લેવાનું. બીજા કામમાં લશ્કરને પોતાનું હીર બતાવવાનો પ્રસંગ હતો.

રુશિયા સાથેના વિગ્રહ પછી જાપાની સેના દુનિયાની મોટી સેનાઓમાંની એક ગણાવા લાગી છે. જાપાની સિપાઇ આજ્ઞાધીન, ચંચલ અને બહાદુર છે. તમામ વ્યવસ્થા નવા સુધારાની અને પૂરેપૂરી છે.

વિગ્રહ જાહેર થયો કે દૂરના પૂર્વમાં રહેલા બધા જર્મનોને સિંગતાઉમાં હાજર થવાનો હુકમ મળ્યો. પણ બધાએ હુકમ માનેલો નહીં. ઘણી સ્ત્રીઓ અને ઘણાં બાલકો વિદાય થઇ ગયેલાં; અને બાકીનાંને તોપોનો મારો શરૂ થયા પહેલાં દૂર કરવામાં આવેલાં. સિવિલિયનોમાં થોડાજ પાછળ રહેલા. ચોકીદારોની સંખ્યા સૌ મળીને પાંચ અને છ હજારની વચ્ચે હતી.

બચાવનો બંદોબસ્ત દરિયામાંથી હુમલો થાય તેની સામે સારો હતો, પણ જમીન તરફથી થાય તે માટે બરાબર નહોતો; અને જર્મનીએ પાછળથી કબૂલ પણ કર્યું છે, કે જાપાન ચડાઇ કરશે, એવી તેણે વકી રાખેલી નહીં. કૈસરે છેવટ સુધી બચાવ કરવાનો સંદેશો મોકલ્યો; અને હુકમને તાબે થવાની તૈયારીઓ કરવામાં આવી.

"દિલ શાદ શાદ થા ઉસે નાશાદ કર ચલે:
હમ અપના અપને હાથસે બરબાદ કર ચલે!"

અર્થ હૃદયમાં આનંદ આનંદ હતો, તેને અમે શોકાતુર કરી ચાલ્યા,
અમે અમારૂં પોતાને હાથે બગાડીને ચાલ્યા.

સંસ્થાનની આસપાસ આઠ માઇલ સુધીનાં બધાં પાણીઓમાં સુરંગો મૂકવામાં આવી. બધાં ઊંચાં મકાનો, જે દુશ્મનની તોપોને નિશાન લેવાને ઉપયોગી થાય, તેનો નાશ કરવામાં આવ્યો. જર્મન સરહદ ઉપર રેલવેનો જે પૂલ હતો તે તોડી નંખાયો; અને જમીન તરફથી આવતા દુશ્મનોને જંગલોમાં પણ આશ્રય ન મળે તેટલા માટે તે કાપી નાંખવામાં આવ્યાં. શૂળાવાળા વાળાઓ ઠેકઠેકાણે ગોઠવવામાં આવ્યા; અને જરૂર પડે ત્યારે તેમાં વીજળીનો પ્રવાહ દાખલ કરી શકાય એવી વ્યવસ્થા થઇ. ઘરોની ઇસ્પિતાલો બની; અને જખમીઓની સારવાર કરવાને બાનુઓ તૈયાર થઇ. જ્યારે જાપાનીઓએ ગવર્નરને એમ કહેવડાવ્યું, કે સંસ્થાન તાબે કરી દો, ત્યારે કપ્તાન મૈયર-વૉલ્ડેકે જવાબ આપ્યો, કે "જેના પર જર્મન વાવટો ઉડી રહ્યો છે, તે જમીનમાંથી એક તસુ પણ અમે કદાપિ તાબે કરશું નહીં. દુશ્મનને સિંગતાઉ જોઇતું હોય, તો તે આવે, અને લઇ જાય."

"એક તાકત સે તો ઉમ્મેદ રહાઇ કી થી:
દૂસરી આ ગઇ કૈસી મેરે અલ્લાહ નઇ?"
અર્થ—એક શક્તિના હાથમાંથી તો છૂટવાની આશા હતી.
પણ હે પ્રભુ! આ બીજી નવી શક્તિ ક્યાંથી આવી પડી?

સિંગતાઉ સામે એકલા ચડાઇ કરવાને જાપાનીઓ તૈયાર અને ઉત્સુક હતા; પણ એ કામમાં જાપાની અને બ્રિટિશ બંને લશ્કર કામ કરે એમ છેવટે ઠરેલું. દરિયાઇ લડાઇમાં "વિજય" અને "ઉત્ક" નામે બે લડાયક વહાણોએ જર્મન કાફલાની સાથે રહીને કામ કર્યું. જાપાનની સેનામાં અમલદારો અને માણસોની મળીને ૨૨,૯૮૦ની સંખ્યા તથા ૧૪૨ તોપો

હતી. એ સેનામાં લેફ્ટેનંટ-જનરલ કામિઓ સેનાપતિ હતો; અને બ્રિટિશ લશ્કર બ્રિગેડિયર-જનરલ બર્નાર્ડિસ્ટનની સરદારી નીચે હતું.

કહેણની તારીખ વીતી, ત્યારે જાપાનીઓ ત્સિંગતાઉ પર હુમલો કરવાને તૈયાર હતા. ઘેરો ઘાલનાર કાફલાએ ઑગસ્ટની ૨૫ મી તારીખે કામ શરૂ કર્યું. આખા જર્મન કાફલાને બંદરમાં પૂરી રાખવાની પ્રથમ આશા હતી; પણ કેટલાંક વહાણો ન્હાસી શકેલાં.

ચડાઇ કરનારાઓનું પહેલું કર્તવ્ય દરિયામાંથી સુરંગો દૂર કરવાનું હતું. એ કામમાં ભાગ લેવાને ઇસે પરગણાની કેટલીક જાપાની સ્ત્રીઓએ માગણી કરેલી, કારણકે તેઓ મોતીની છીપોને માટે ડુબકી મારવાનું કામ કરનારી હતી. આ સ્ત્રીઓને મોતીની શોધમાં પાણી નીચે થોડી મિનિટ સુધી રહેવાની ટેવ હોય છે, અને તેમને રાખવામાં આવી હોત તો અવશ્ય સારૂં કામ કરી બતાવત. પણ જાપાન એ નવી સ્ત્રીનો મુલક નથી; અને માગણીની તરત ના પાડવામાં આવેલી. સુરંગો વાળી નાખવાનું કામ જેમ બ્રિટિશ કિનારા પર ચાલે છે તેમ ચાલ્યું હતું. ત્રણસેં વાર અલગ રહીને બબ્બે વહાણો ચાલે છે, અને જાડાં વાળાનાં દોરડાં પાણીમાં ખેંચતાં જાય છે. એથી કેટલીક સુરંગો ફુટે છે. અને જે ફુટતી નથી તેની હાજરીની ખબર પડે છે. કામ ઘણું ભયંકર છે, અને તેમાં ઘણાના જાન જાય છે. પણ કામમાં જોખમ હોવાથી ઘણા જાપાનીઓનું તેના તરફ આકર્ષણ થયેલું; અને એક હોડીના ખલાસીઓએ તો એ કામમાં રોકાવા માટે જે અરજી લખેલી, તે પોતાની દૃઢતા બતાવવા માટે પોતાના લોહીથીજ લખેલી.

ચડાઇ કરનાર લશ્કર શાંટુંગ દ્વીપકલ્પની ઉત્તરે લાઇચાઉ કરીને અખાત છે ત્યાં ઊતર્યું; અને ચીની મુલકમાં થઇને ક્યાઉચાઉ તરફ ચાલ્યું. સાઠ વરસથી શાંટુંગમાં આવેલાં નહીં તેવાં પૂર ત્યારે આવેલાં; તેથી ભારે તોપો ઉતારવામાં વાર લાગી, અને આગળ વધતાં પણ વિલંબ થવા લાગ્યો. જર્મનોને પણ પૂરથી પુષ્કળ નુકસાન થયેલું.

લાઇચાઉ ચીની મુલક છે, અને તેટલા માટે નામનો તટસ્થ છે. પણ જાપાને ચીની તટસ્થતાની દરકાર કરી નહીં. લશ્કર વેસિયન શહેર સુધી પહોંચ્યું, અને ત્સિનન-ફુ ગેહેરનો કબજો લીધો. તેમણે શાંટુંગ રેલવેને હાથ કરી, અને ચીની પ્રાંતના મોટા ભાગમાં એવી રીતે વર્તન કરવા માંડયું, કે જાણે તે જિતાયેલો મુલક હોય. પ્રેસિડન્ટ યુઆન શિકાઇ અને તેના મંત્રી-મંડળથી વાંધો લેવા ઉપરાંત બીજું કશું થઇ શક્યું નહીં. તેમણે કહ્યું કે વેસિયન અને ત્સિનન-ફુ વચ્ચેની રેલવેનો કબજો જાપાનીઓ ભલે લે; પણ ત્સિનન-ફુ સ્ટેશનનો તેમણે કબજો લેવો નહીં. આ વાંધો છતાં જ્યારે ત્સિનન-ફુનો કબજો લેવામાં આવ્યો, ત્યારે ચીની મંત્રીમંડળે જાપાનને વિનંતી કરી, કે લશ્કર લઇ જાઓ તો સારૂં. જાપાને તેની પણ દરકાર કરી નહીં.

"અગર હમ સે અહેદ ઇઝ્ઝત ન બને તો શિકાયત ક્યા?
સરે તસલીમ ખ્મ હય જો મિઝાજે યાર મેં આયે!"

THE EMPEROR OF AUSTRIA.



ઑસ્ટ્રિયાના શહેનશાહ.

રેલવે ઉપર બોંબ. પારિસ, ૧૩ મી જુલાઇ.

૩૫ વિમાનોએ ૧૭૧ મોટા બોંબ દુશ્મનની એક મહત્ત્વની રેલવે ઉપર ફેંક્યા છે. બધાં વિમાનો સલામત પાછાં ફર્યા છે.

શહેનશાહતની શાબાશી અને આભાર.

લંડન, ૧૩ મી જુલાઇ.

આજે આમની સભામાં મિ. એસ્કિવથે દક્ષિણ આફ્રિકા માટે શાબાશી અને આભારનો ઠરાવ રજુ કર્યો. જનરલ બોથાએ આ અણીને વખતે શહેનશાહતને કરેલી મોટી સેવાની યોગ્ય તારીફ કરવામાં આવી; અને તમામ શહેનશાહત તરફથી જનરલ બોથાને શાબાશી આપવાનો અને તેનો આભાર માનવાનો ઠરાવ તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર થયો.

હિંદી જખમીઓને મુલાકાત. લંડન, ૧૩ મી જુલાઇ.

ઑસ્ટેન ચેમ્બરલેન અને તેની પત્નીએ બે દિવસ સુધી બ્રાઇટનમાં હિંદીઓની ઇસ્પિતાલોને મુલાકાત આપેલ છે. જૂદી જૂદી નાતોને માટે રસોડાંની જૂદી જૂદી ગોઠવણો છે તે બધી મિ. ચેમ્બરલેને બારીકાઇથી તપાસી હતી. મિ. ચેમ્બરલેને વિક્ટોરિયા ક્રૉસવાળા મીર દસ્તની સાથે હાથ મેળવ્યો હતો અને વાતચિત કરી હતી.

ફ્રેંચ પ્રજાકીય ઉત્સવ. લંડન, ૧૪ મી જુલાઇ.

ફ્રેંચ પ્રજાકીય ઉત્સવ આજે લંડનમાં ઉજવાયો હતો.

કાનડાનો મુખ્ય પ્રધાન. લંડન, ૧૪ મી જુલાઇ.

મિ. એસ્કિવથના આમંત્રણથી કાનડાના મુખ્ય પ્રધાન સર રૉબર્ટ બૉર્ડને મંત્રીમંડળની એક બેઠકમાં આજે હાજરી આપી હતી.

કૈસરનો ભવિષ્યવાદ. લંડન, ૧૪ મી જુલાઇ.

ટાઇમ્સને જર્મનીમાંથી ખબર મળી છે, કે બર્લિનના નાણાવટીઓનું એક ડેપ્યુટેશન કૈસરને મળવા ગયું હતું, અને તેને કહ્યું હતું, કે જો વિગ્રહ બીજા શિયાળા સુધી ચાલશે, તો જર્મન શહેનશાહતને દીવાળું કાઢવું પડશે. કૈસરે તેમને શાંત કરવા માટે વિગ્રહ ઑક્ટોબરમાં પૂરો થશે એમ કહેલું સંભવે છે.

ખર્ચ કમી કરવાનો સવાલ. લંડન, ૧૫ મી જુલાઇ.

આજે આમની સભામાં મિ. એસ્કિવથે જાહેર કર્યું, કે મિ. લૉઇડ જ્યોર્જના પ્રમુખપણા નીચે એક કમિટી નિમાશે, જે ખર્ચ કમી કરવાના સવાલનો વિચાર કરશે.

## નિવેદન.

શરૂઆતમાં અમે હાઇસ્કૂલોના જે હેડમાસ્તરોને પત્રની નકલો મોકલીએ છીએ, તેમને પત્રને વધારે ઉપયોગી બનાવવા માટે સૂચનાઓ મોકલવા વિનંતી કરી હતી. ઘણા તરફથી સૂચનાઓ લખાઇ આવી હતી, જેમાંની કેટલીકનું અનુસરણ પણ થયેલું છે. ફરી એક વાર અમે હેડમાસ્તરોને પોતાના અભિપ્રાયો અને સૂચનાઓ લખી જણાવવા વિનંતી કરીએ છીએ; અને બીજા પણ જે ગૃહસ્થો લખી મોકલશે તેના પર ધ્યાન આપવામાં આવશે.

આજના અંકની સાથે અમે ઑસ્ટ્રિયાના વૃદ્ધ શહેનશાહનો ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૭ મી જૂલાઇ, ૧૯૧૫. [અંક ૩૫.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭ મી જુલાઇ ૧૯૧૫.

## વિગ્રહમાં વૈદકી કામ.

વિગ્રહ જાહેર થયો તે પછીની એટલે બુધવાર તા. ૫ મી ઑગસ્ટની સ્હવાર સુધીમાં આખી સેના અને નૌકા વૈદકી ખાતા સહિત સાવધાન બની ગઇ; અને જખમીઓની સારવાર તથા સંભાળ માટે જે આવશ્યક લાગી તે બધી વ્યવસ્થા કરવામાં આવી. વિગ્રહ કેવા પ્રકારનો નિકળશે એ સમજવામાં લોકોને થોડી વાર લાગેલી, કારણકે શરૂઆતમાં ઘણાએ એવું ધારેલું, કે ઉત્તર સમુદ્રમાં વહાણોની લડાઇ પહેલી થશે. પૂર્વ કિનારાનાં બંદરો ઉપર જખમી ખલાસીઓ માટે તૈયારીઓ પણ કરવામાં આવી હતી; ઉદાહરણ તરીકે, ચારમડમાં છઠ્ઠી તારીખે બપોરના બે વાગ્યા સુધીમાં ૨૦૦ પથારીઓ તૈયાર રાખવાનો હુકમ થઇ ચુકયો હતો. પણ થોડીજ વારમાં જણાઇ આવ્યું, કે પહેલી કસોટી ઝમીન ઉપર થવાની છે.

દક્ષિણ આફ્રિકાના વિગ્રહ પછી શરૂ કરેલું પુનર્વ્યવસ્થાનું કામ આગળ ચાલ્યું હતું; અને લશ્કરી વૈદકી ખાતાની આસપાસ વૈદકી ધંધાના માણસોની વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી.

પ્રજાઓના ઇતિહાસમાં એવો વખત પણ હતો, કે જ્યારે મોખરે જખમી થયેલા સિપાઇઓની સારવારનું અને લશ્કરની તનદુરસ્તી જાળવવાનું કામ બહુ મહત્વનું ગણાતું નહીં. એ વખતે લશ્કરો બહુ મોટાં નહોતાં; અને લડાઇના ધંધાની ખીલવટ પણ થોડી થયેલી. એ વખતે કોઇ માણસ જખમી થતો. તો તે સેનાના કામ માટે નાલાયક થતો; અને તે સાજો થાય તે પહેલાં તો નિર્ણય આવી જતો. નવા માણસોની ભરતી ઘણું કરીને હમેશાં મુશ્કેલી વગર થઇ શકતી. અને લશ્કરમાં મરકી દાખલ થતી તો તેને બીજે સ્થાને લઇ જવામાં આવતું, અને એ રીતે ચેપના ફેલાવાનો કંઇક અટકાવ થતો.

પણ જેમ લશ્કરો કદમાં વધતાં ગયાં, અને હથિયારો વધારે ભયંકર બનતાં ગયાં, તેમ એક નવી સ્થિતિ ઉભી થઇ. ઇજા પામેલા માણસોની સંખ્યા વધવા માંડી; અને મરેલા અને જખમીઓના પ્રમાણમાં ફેરફાર થયો. નવી ભરતી પુરતી સંખ્યામાં ન થઇ શકે તેથી જખમી માણસોની કીમત વધવા માંડી; અને સ્થલાંતર હમેશાં શક્ય ન હોવાથી મરકીનું જોખમ ગંભીર થવા લાગ્યું.

પોતાની કારકીર્દીના પાછલા ભાગમાં નેપોલિયનને નવી સ્થિતિનો બરાબર ખયાલ આવેલો દેખાય છે, કારણકે એક પ્રસંગે તેણે હુકમ કરેલો, કે "જ્યાં ગોળીઓની ધમધમાટી ચાલતી હોય, ત્યાં ડાક્તરોને રાખવા નહીં; કારણકે એક ડાક્તરની કીમત પંદર માણસની બરાબર છે." પણ નેપોલિયનના વખતમાં શસ્ત્રવિદ્યાની ખીલવટ એટલી ઓછી હતી, કે સાજા થઇને ફરી લડવા ગયેલા જખમીઓની સંખ્યા કદાપિ મોટી થતી નહીં. પણ હાલના વખતમાં સામાન્ય અને શસ્ત્રવૈદકની ખીલવટ વધારે થવાથી લશ્કરના વૈદકી બળની મહત્તા વધી છે.

રુશિયા અને જાપાન વચ્ચેના વિગ્રહમાં વૈદકી બળની મહત્તા પહેલવહેલી મોટા પાયા પર પ્રગટ થઇ. જાપાનીઓએ જોયું હતું, કે લડાઇ માટે નાલાયક થયેલા માણસોમાં માત્ર ૨૦ ટકાજ ગોળીઓથી જખમાયેલા હોય છે; બાકીના ૮૦ ટકાને દર્દને લીધે લડાઇથી દૂર થવું પડે છે. જખમીઓમાં પણ જખમ ચેપી થઇ જવાને લીધે ઘણા હમેશાંને માટે અશક્ત બને છે. તેમણે જોયેલું, કે જો દર્દની અટકાયત થઇ શકે, અને જખમોની તરત પૂરી અને સારી સારવાર કરવામાં આવે, તો લડનાર માણસોની પડતી ખોટ વારંવાર પુરાયા કરે. પોતે ન્હાની પ્રજા હોવાથી આ શોધ તેમને બહુ મહત્ત્વની લાગી હતી, ખાસ કરીને એટલા માટે, કે રાજકીય સ્થિતિથી સૂચિત થતું હતું તે પ્રમાણે જે પ્રજાની સાથે તેને વિગ્રહ થવાનો સંભવ હતો તે સંખ્યામાં બહુ ચડિયાતી હતી.

જાપાને તેટલા માટે પોતાની વૈદકી સેનાની નવા પાયા ઉપર વ્યવસ્થા કરી. વૈદકી અમલદારોને મોટા અધિકારો આપવામાં આવ્યા; અને તેમના તરફ મોટી સેવાઓની માગણી થઇ. સેનામાં "સાયન્સ" જાણનારાઓ, જંતુવિદ્યા જાણનારાઓ અને પૃથક્કરણ કરનારાઓને રોકવામાં આવ્યા હતા; અને તેમની ફરજ એ હતી, કે કુવાઓની પરીક્ષા કરવી, ગટરોની યોજનાઓ પર રિપોર્ટ કરવો, છાવણીઓ માટે સ્થાન પસંદ કરવાં, અને ચેપી માણસોને શોધી કાઢવાં અને અલગ કરવાં. વિગ્રહ સળગી ઉઠ્યા પહેલાં આ બધી સાવચેતીઓ લીધેલી હોવાથી જાપાનને નુકસાન પ્રમાણમાં ઘણું ઓછું થયું. લડાઇમાં નાલાયક થયેલા માણસોમાંથી ૮૦ ટકા દર્દના ભોગ થઇ પડવાને બદલે માત્ર ૨૦ ટકાની એ પ્રમાણે સ્થિતિ થઇ, અને જખમીઓમાં પણ હમેશાંના કરતાં ઘણા થોડાને લોહીમાં વિષવિકાર વગેરે સહન કરવા પડ્યા.

જાપાનનો અનુભવ બીજી પ્રજાઓના ધ્યાનમાં ન આવેલો એમ નહીં. પણ બ્રિટનમાં તો સુધારો ઘણો બાકી રહેલો, એમાં કશો શક નથી. વિગ્રહ શરૂ થયો, ત્યારે બ્રિટનના વૈદકી બળમાં માણસો પુરતા હતા; પણ બીજી ઘણી બાબતોની ખામી હતી. એમ થોડા વખતમાં દેખાઇ આવ્યું.

ઉદાહરણ તરીકે, જખમોને ચેપી બનાવવામાં યૂરપની જમીન જે હિસ્સો આપવાની હતી તે અગાઉથી કોઇના ધ્યાનમાં આવેલ નહીં; જખમીઓની મોટી સંખ્યાને જલદી ખાલી કરવાની

જરૂરને માટે પુરતી સગવડ થયેલી નહીં; અને વૈદ્યકની કેટલી બધી શાખાઓનો લડાઇમાં ઉપયોગ થશે તેની પણ કોઇને અગાઉથી કલ્પના આવેલી નહીં.

પહેલી ઇસ્પિતાલ બુલોનમાં રાખેલી. એ ખુલ્લી થયા પછી થોડા દહાડામાં મોન્સની લડાઇ થઇ, અને ઉત્તર ફ્રાન્સમાં લશ્કરને હઠવાનું શરૂ થયું. એમ તરત લાગ્યું, કે જખમીઓની સારવાર માટે કે તેમને ઈંગ્લંડ મોકલી આપવા માટે બુલોન ફાવશે નહીં: અને તેટલા માટે એ શહેર ખાલી કરીને હાવર જવાના હુકમો નિકળ્યા. બે દિવસ અને રાત સુધી સરસામાનની ગાડીઓ ગોદીઓ પર ઠલવાતી રહી, અને વૈદકી અમલદારો એક વહાણમાં બેસીને ઉપડી ગયા.

દરમિયાન મોખરા ઉપર વૈદકી સેનાને ઘણું મુશ્કેલ કામ આવી પડયું હતું. મોન્સથી બધાની આંખ ઉઘડી ગઇ હતી. ઑગસ્ટના ગરમ દિવસોમાં સિપાઇઓને મોન્સથી હઠી જતાં જે અનુભવો થએલા તે નરકને મળતા હતા. સિપાઇઓ તેને "પૃથ્વી પર નરક" કહીને કહેતા; અને વૈદકી અમલદારો એ વચન મંજૂર રાખતા.

ડાક્તરની દૃષ્ટિએ જોતાં પાછું હઠી જવું એ ગમે તેવું નિયમિત હોય તોપણ મોટી આફતના જેવું છે. મોન્સથી પાછા હઠી જતાં ઘણા બ્રિટિશ અને ફ્રેંચ જખમી સિપાઇઓ દુશ્મનના હાથમાં પડયા રહેલા. બ્રિટિશની સારવાર કરનાર વૈદકી અમલદારો ઘણા જોખમમાં હતા. ઘણા દિવસો અને ઘણી રાતો સુધી તેમને આગના વરસાદમાં પોતાનું કામ કરવું પડતું. હઠતી જતી હારોમાં થઇને માણસોને ઉપાડી જવામાં પુષ્કળ શ્રમ પડેલો. રસ્તાઓ ન્હાસી જતી વસ્તીથી અને સરસામાનની ગાડીઓથી તથા પલટનોના ટુકડાઓથી અને પલટનથી છુટા પડી ગયેલા માણસોથી ભરાઇ ગયા હતા. રેલવેઓ પણ અવ્યવસ્થિત થઇ ગઇ હતી, અને જૂદી જૂદી જાતની ટ્રેનોથી ચીકાર ભરાઇ ગઇ હતી.

આ મુશ્કેલીઓમાં "રૉયલ આર્મી મેડીકલ કોર" તરફથી જે અમૂલ્ય સેવા બજાવવામાં આવી છે તેની જેટલી તારીફ કરીએ તેટલી ઓછી છે. સેના હઠી જતી તે વખતે અને પાછળથી માર્ન અને એઇનની લડાઇઓમાં છુટા છુટા અમલદારોએ જે વિક્રમ બતાવેલ છે, તે અસાધારણ છે. આ અમલદારોમાંના ઘણાને પાછળથી ઇલકાબો મળેલા છે; અને કેટલાકને "વિક્ટોરિયા ક્રૉસ" અને ફ્રેંચ 'લીજ્યન ઑફ ઑનર' થી વિભૂષિત કરવામાં આવેલ છે.

કપ્તાન હેરી શેરવુડ રેંકેનને જે ઉમદા વર્તન માટે વિક્ટોરિયા ક્રૉસ મળેલ છે. તે કરતાં વધારે ઉમદા વર્તન દાખવવું સહેલું નથી. રણક્ષેત્ર ઉપર પોતાની ફરજ અદા કરતાં કપ્તાન રેંકેન પગમાં જખમી થયો હતો. તેણે એ જખમમાંથી લોહી વહેતું બંધ કરીને જખમ બાંધી લીધો, અને પાછો બીજા જખમીઓના જખમોની સારવારમાં રોકાયો; તથા તેમની જરૂરની ખાતર પોતાના બચાવના ઉપાયોનો તેણે અનાદર કર્યો. છેવટે જ્યારે તેણે પોતાને ૫.૦૦ લઇ

જવાની પરવાનગી આપી, ત્યારે તે બચે તેવી સ્થિતિ રહેલી નહીં. થોડા વખતમાં તે મરણ પામ્યો.

. સેના જ્યારે હઠી જતી હતી, ત્યારે અર્વાચીન ગોળાઓની કેવી કેવી અસરો થાય છે તે પહેલવહેલું માલુમ પડ્યું. વૈદકી દુનિયાને એ જાણી આશ્ચર્ય થયેલું. એમ દેખાયેલું કે એક ગોળો ફાટતાં જે હવાનો સપાટો જોસથી નિકળે છે તેથી પાસે ઉભેલા માણસોનાં ફેફસાંને સખત ઇજા થાય છે, અને કેટલાંક માણસો ક્ષોભથી મરી પણ જાય છે. ગોળો ફાટતાં થયેલા ક્ષોભની એવી આશ્ચર્યકારક અસરો જોવામાં આવેલ છે, કે લડાઇ પછી મરી ગયેલા સિપાઇઓ ખાઇઓમાં ઉભા રહેલા કે સ્વાભાવિક સ્થિતિમાં બેઠેલા માલુમ પડ્યા છે. ઓછી ગંભીર અસરોમાં આંખને ઇજા વગર અચાનક અંધાપો આવે છે, બહેરા થવાય છે, અને મગજ લાચાર બની જાય છે.

કિનારા સુધીની મુસાફરીમાં વળી એ અનુભવ થયો, કે ફ્રાન્સની ઝમીન ઊંચી રીતે ખેડાયેલી હોવાથી તેમાં અમુક દરદોનાં જંતુઓ ઘણી ઝડપથી ફેલાય છે. એ ઝમીન પર થયેલા જખમો લગભગ બધા ઝેરી નીવડ્યા, અને ઘણા સિપાઇઓ મરણ પામ્યા. રેલવેની લાંબી મુસાફરી પણ જખમીઓને આકરી થઇ પડતી.

આ સ્થિતિ સુધારવાને પ્રથમ તો એ કરવામાં આવ્યું, કે રેલવે ઉપર મલમપટ્ટા માટે સ્ટેશનો સ્થાપવામાં આવ્યાં; અને નર્સો તથા બીજાં દયાળુ માણસો તે ચલાવવા લાગ્યાં. જ્યારે જખમીઓની ગાડીઓ આવી પહોંચતી, ત્યારે સખત જખમોને આ સ્ટેશનો પર ફરી બાંધવામાં આવતા; અને જખમીઓને દ્રાક્ષાસવ તથા ચોકોલેટ આપવામાં આવતાં.

આ પરોપકાર શરૂ કરવામાં બ્રિટિશ "રેડ ક્રૉસ સોસાયટી" એ સારો ભાગ લીધેલો. ટાઇમ્સનું ફંડ પણ એજ અરસામાં ઉઘાડવામાં આવેલું.

"રૉયલ આર્મી મેડીકલ કોર", તરફથી એક ઇસ્પિતાલ વર્સેલ્ઝમાં ઉઘાડવામાં આવી. બ્રિટિશ "રેડ ક્રૉસ સોસાયટી" એ બીજી એક પારિસમાં ઉઘાડી. અને સૌ કરતાં સારા પાયા ઉપર અમેરિકન એલચી મિ. હેરિકની આગેવાની નીચે અમેરિકનો તરફથી એક ઇસ્પિતાલ ખુલ્લી મૂકાઇ. ઑસ્ટ્રેલિયા અને કાનડાએ પણ પોતાના તરફથી ઇસ્પિતાલો બાંધી. ટૂંકામાં, થોડા વખતમાં ઇસ્પિતાલોની યોજના પૂર્ણતાને ઊંચે શિખરે પહોંચી.

દુશ્મનના ઝેરી હવાના ઉપયોગથી થોડી વાર ખૂબ ત્રાસ થયેલો. હવા કલોરિનના વર્ગની અને વજનદાર હતી. માણસો તેથી મૂર્છિત થતા; અને ઘણા રણક્ષેત્ર ઉપરજ મરણ પામતા. દરદીને આખા શરીર ઉપર ચાઠાં થઇ આવતાં; અને સખત ખાંસી લાગુ પડતી. વેદના પણ અતિશય થતી.

ઇ. સ. ૧૯૧૫ના માર્ચની ૧૭મી તારીખ સુધીમાં જૂદે જૂદે ઠેકાણે ૮૦૦ ઇસ્પિતાલો જખમી સિપાઇઓ માટે તૈયાર થયેલી; અને ઘણી વધારે તૈયાર થતી હતી. આમાંની કેટલીક ખાસ વર્ગના દરદીઓ માટે રાખેલી હતી. બ્રાઇટન સુદ્ધાં વીસેક ઇસ્પિતાલો માત્ર હિંદીઓ માટે હતી. અમીર ઉમરાવો અને તવંગર માણસોએ પોતાનાં ખાનગી મકાનો ઇસ્પિતાલ તરીકે ઉપયોગમાં લેવા માટે ખાલી કરી આપેલાં; અને તેમાંથી લાયક જોઇને તેની વિગ્રહ ખાતાની ઓફિસને ભલામણ કરવામાં રેડ ક્રૉસ સોસાયટીએ પુષ્કળ પ્રયાસ કરેલો.

એક ન્હાની પણ જરા ગંભીર મુશ્કેલી એ આવેલી, કે વિગ્રહ પહેલાં કેટલીક દવાઓ બ્રિટન જર્મન કારખાનાંવાળાઓ પાસેથી ખરીદ કરતું હતું, અને હવે ઇસ્પિતાલના કામમાં તેની તંગી જણાવા લાગી. પણ થોડાજ વખતમાં બ્રિટિશ લેબરેટરીઓએ અને કારખાનાંઓએ એ વસ્તુઓ પૂરી પાડી.

પણ આ વર્ણન અતિશય સંક્ષિપ્ત છે. વિચાર કરનારનેજ એ પરથી વૈદકી ખાતાએ ચાલુ વિગ્રહમાં કેટલો મોટો ભાગ ભજવ્યો છે તેનો કંઇક ખયાલ આવી શકશે.



## લડાઇના તાર.

<u>વર્તમાન સ્થિતિ.</u>

વર્તમાન સ્થિતિ ગંભીર કટાકટીની છે. જર્મનો વાર્સો હાથ કરવાનો પ્રબળ પ્રયાસ કરી રહ્યા છે. ફ્રેંચો અને ઇંગ્રેજોને એક તરફ રોકી રાખ્યા છે; અને બીજી તરફ રુશિયાને ઘા કરવાની તૈયારી દેખાય છે. ગમે તે બને તેથી મિત્ર રાજ્યોના દૃઢ નિશ્ચયમાં ફેર પડવાનો નથી. રુશિયન સેનાધિપતિને હઠી જતાં અને પડ આપતાં આવડે છે. શું થાય છે તે જોવાનું છે, અને હિંમત તથા આસ્થા ટકાવી રાખવાની છે.

<u>જર્મન ધસારો.</u>

પિત્રોગ્રેડ, ૧૬ મી જુલાઇ.

દુશ્મને ૧૪ મી જૂલાઇએ રિગા અને શાવલીના પ્રદેશમાં જોરથી હુમલો કર્યો છે. અમારા સવારો બની શકે છે ત્યાં તેમને રોકે છે.

<u>જર્મન યોજના.</u>

પિત્રોગ્રેડ, ૧૭ મી જૂલાઇ.

ગુરુવારે વિન્ડો અને વેન્ટા નદીઓના જમણા કિનારા દુશ્મને હાથ કર્યા છે; અને હજી તેઓ પૂર્વ તરફ વધતા જાય છે.

## વિગ્રહની પહેલી સંવત્સરી.

લંડન, ૧૭ મી જૂલાઇ.

ઑગસ્ટની ૪થી તારીખે ગ્રેટ બ્રિટનમાં અને આખી શહેનશાહતમાં સર્વત્ર મીટિંગો ભરવાના વિચારને ચોતરફથી અનુમોદન મળતું જણાવવામાં આવે છે.

## સ્ત્રીઓની માગણી.

લંડન, ૧૮ મી જૂલાઇ.

શનિવારે કેટલાક આશ્ચર્યકારક બનાવો બન્યા છે. મિ. લૉઇડ જ્યોર્જ પાસે જતા ડેપ્યુટેશનની પાછળ હજારો સ્ત્રીઓ ચાલી હતી. તેમની માગણી દારૂગોળા બનાવવાના કામમાં અને લડાઇના બીજા કામમાં પોતાનો ઉપયોગ કરાવવાની છે.

મિ. લૉઇડ જ્યોર્જે જવાબ આપ્યો, કે સરકાર સ્ત્રીઓની સેવાઓનો વધારેમાં વધારે ઉપયોગ કર્યા વગર રહેશે નહીં. સ્ત્રીઓ વગર વિજયને વાર લાગશે; અને વાર લાગશે એટલું વધારે લોહી વહેશે.

## બળતા પ્રવાહીનો ઉપયોગ.

પારિસ, ૧૯ મી જૂલાઇ.

સાઉચેઝની આસપાસ તોપોની સખ્ત મારામારી થઇ છે, અને મ્યૂઝનાં ઊંચાણો પર પાયદળો લડ્યાં છે. બળતા પ્રવાહીની શેડો સાથે આજે પણ તેઓ ધસી આવ્યા હતા, પણ ફાવ્યા નથી.

## ઑસ્ટ્રો-જર્મન ધસારો.

લંડન, ૧૯ મી જૂલાઇ.

બાલ્ટિક સમુદ્રથી બેસ્સારેબિયા સુધીના એક હજાર માઇલના મોખરા ઉપર ભયંકર મારામારી ચાલ્યા કરે છે. ગુરુવારે ઉત્તરમાંથી જનરલ વૉન હિંડનબર્ગે અને દક્ષિણમાં જનરલ મેકેનસને હુમલો શરૂ કરેલ છે. રુશિયનો કોઇ કોઇ ઠેકાણે હઠી ગયા છે.

## ઑસ્ટ્રિયા-હંગિરિમાં કૉલેરા.

વ્હેએના, ૧૯ મી જૂલાઇ.

ઑસ્ટ્રિયા-હંગિરિમાં કૉલેરા ફેલાતો જાય છે, અને દરરોજ ૧,૦૦૦ કેસ થાય છે.

## પૂર્વમાં ભયંકર લડાઇ.

પિત્રગ્રેડ, ૨૦ મી જૂલાઇ.

વાર્સા માટે ભયંકર લડાઇ ચાલી રહી છે, અને લાઇન આમતેમ ફરતી જાય છે.

બ્રિટિશ પાર્લમેન્ટ.

લંડન, ૨૦ મી જુલાઇ.

પાર્લમેન્ટ ફરી સપ્ટેંબરની મધ્યમાં ઉઘડશે.

ઇટાલિયન ધસારો.

રોમ, ૨૧ મી જુલાઇ.

આઇસોન્ઝોના આખા મોખરા ઉપર ઇટાલિયનો ધસતા જાય છે.

કરકસરની જરૂર.

લંડન, ૨૧ મી જુલાઇ.

આજે આમની સભામાં મિ. એસ્કિવથે જાહેર કર્યું કે સિવિલ સર્વિસમાં કંઇ બચત થઇ શકે એમ છે કે નહીં, તેની તપાસ માટે એક કમિટી નીમવામાં આવી છે.

ગોળીઓમાં ઝેર.

લંડન, ૨૧ મી જુલાઇ.

દુષ્ટતાનું કમિશન નોંધ કરે છે કે જર્મનો પ્રસ્સિક એસિડથી ભરેલી ગોળીઓ વાપરે છે.

રશિયન મોખરા પરની લડાઇ.

પિતૃગ્રેડ, ૨૧ મી જુલાઇ.

મંગળવારે દિવસના આખા મોખરા ઉપર લડાઇ ચાલ્યા કરી છે. કેટલાક જર્મન હુમલાને અમે હઠાવ્યા છે, અને કેટલાક સફળ હુમલાઓ કર્યા પણ છે.

રશિયાની પ્રાર્થના.

લંડન, ૨૨ મી જુલાઇ.

દુશ્મન વાર્સા અને રિગાની પાસે આવવાથી રશિયામાં અતિશય લાગણી ફેલાઇ છે. મંગળવારે સાંજે આખા દેશનાં બધાં મંદિરોમાં ઘંટો વાગ્યા હતા, અને ૨૪ કલાકની પ્રાર્થનાની શરૂઆત કરવામાં આવી હતી. બુધવારે ગરમી છતાં મંદિરો ઉપાસકોથી ભરાઇ ગયાં હતાં.

સેન્ટ પૉલના દેવાલયમાં ઉપાસના.

લંડન, ૨૨ મી જુલાઇ.

ઑગસ્ટની ૪થી તારીખે વિગ્રહની સંવત્સરી થશે, તે માટે રાજાજી અને પ્રજાના આગેવાનો સેન્ટ પૉલના દેવાલયમાં ઉપાસના કરશે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૩જી ઑગસ્ટ, ૧૯૧૫. [અંક ૩૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઈ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

મંગળવાર, ૩૭ ઑગસ્ટ ૧૯૧૫.

## વિમાનોનો વિકાસ અને હવામાં લડાઇ.

વિગ્રહના પહેલા મહિનામાં લડાઇમાં વિમાનોનો ઉપયોગ પ્રયોગની સ્થિતિમાં હતો. વસ્તુ, સંખ્યા, અને વ્યવસ્થામાં જર્મનો ચડિયાતા હતા. મિત્ર લશ્કરો સાંબરથી માર્ન સુધી હઠી ગયાં, તે દરમિયાન તેમનાં વિમાનોએ તોપખાનાની સાથે રહીને અચ્છું કામ કર્યું હતું. જર્મન વિમાનીઓની મોટી સંખ્યાને લીધેજ શરૂઆતના સંગ્રામોમાં જર્મન તોપોનું કામ એટલું ફત્તેહમંદ નીવડ્યું હતું.

શરૂઆતમાં ફ્રાન્સની વિમાનવ્યવસ્થા ઘણી ખામીવાળી હતી. જ્યારે ફ્રાન્સના ખાનગી, સાહસિક, સિવિલિયન વિમાનીઓ મોખરે આવ્યા, ત્યારેજ જર્મન વિમાનીઓ પર અંકુશ રાખવા જેવી સ્થિતિ થઇ. પછી સેનાપતિ હર્શૉઅર કરીને એક સમર્થ ઉદ્ધારકને વિમાનસેના મુખ્ત્યાર કરવામાં આવી, અને તેણે થોડા વખતમાં ફ્રેંચ વિમાનીઓને કુશળતાની ઊંચી પદવીએ પહોંચાડ્યા. ઉડવાને માટે સ્વાભાવિક શક્તિ અને યોગ્યતા સિવાય બીજાં કારણોથી જેઓ વિમાનસેનામાં જોડાયા હતા, તે સૌને તેણે રજા આપી દીધી.

બ્રિટનની હવાઇ સેનામાં માણસોની ખામી નહોતી. માણસો ખબરદાર હતા. તેમણેજ સપ્ટેંબરની ૪ થી તારીખે શોધ કરેલી, કે જનરલ વૉન કલકની સેનાના મુખ્ય ભાગો પારિસ તરફને બદલે માર્ન નદી તરફ વળી ગયા હતા, કે જેથી તેઓ પાંચમી ફ્રેંચ સેનાને ભેદી શકે. આ સેવાની ખાતર ફ્રેંચ સેનાધિપતિએ બ્રિટિશ વિમાનીઓની તારીફ કરી હતી. તે પછી જર્મનો એઇન તરફ હઠી ગયા, ત્યારે બ્રિટિશ વિમાનીઓએ તેમની હીલચાલોનું અવલોકન કર્યું હતું. અને ઉડતા દુશ્મનો ઉપર પ્રાધાન્ય મેળવીને આપણાં લશ્કરની હીલચાલની તેમને ખબર પડવા દીધી નહોતી. પછી જ્યારે ફ્રાન્સના સિવિલિયન વિમાનીઓ મદદે આવી પહોંચ્યા, ત્યારે પશ્ચિમની આખી રણભૂમિમાં આકાશમાં જર્મન વિમાનીઓની પ્રધાનતા રહી નહીં.

પણ આ સુધારાનાં પરિણામ તરત પ્રગટ થયાં નહીં, કારણકે વિમાની જ્યારે તોપખાનાની સાથે જોડાયેલો હોય ત્યારેજ સર્વોપરિ કામ બજાવી શકે છે. જ્યાં સુધી મિત્ર લશ્કરો પાસે જર્મનોના

જેવી ગંજાવર તોપો નહોતી, ત્યાં સુધી દુશ્મનની તોપો કેવી રીતે ગોઠવાયેલી છે તે જાણ્યા પછી પણ કશું થઇ શકતું નહોતું. દરમિયાન મિત્ર રાજ્યોના તોપખાનાને જર્મન વિમાનીઓથી બહુ સાવચેત રહેવું પડતું હતું. ઉપરથી દેખી ન શકાય તેવે સ્થાને ઘણી યુક્તિ અને સંભાળથી તોપોને ગુપ્ત રાખવી પડતી હતી. ઉપર કોઇ વિમાન દેખાય તો તેના પર ગોળી છોડવામાં જોખમ હતું; કારણકે તેથી તોપનું સ્થાનક જાહેર થઇ જતું, અને દુશ્મન વિમાની પોતાના તોપખાનાને નિશાની કરતો, કે તરત મોટી તોપોના ગોળા આપણી તોપો પર શરૂ થતા. સ્થિતિ કંઇક ઠીક રહેલી તે એટલાજ માટે, કે આપણા વિમાનીઓ લડવામાં કુશળ હતા, અને કેટલાક સંચાઓ ઉમદા પ્રકારના હતા.

આપણી સરકારે કારખાનાંઓ હાથમાં લીધાં, તે પછી શરૂઆતમાં જે સંચાઓ બનાવ્યા, તે બરાબર નહોતા. પણ કેટલાક ખાનગી કારખાનાવાળાઓએ ઓફિસરોનું ઉત્તેજન ન મળવા છતાં પ્રયોગો જારી રાખેલા; અને પરિણામે તેથી ઉત્તમ વિમાનો બની શકેલાં. એ વિમાનો ગતિમાં જર્મન વિમાનો કરતાં ચઢિયાતાં હતાં. ઑકટોબરની શરૂઆત સુધીમાં ફ્રેંચ વિમાનો પણ બરાબર બની ગયાં. દરેક મોખરાની પાછળ સુમારે એકસો માઇલ સુધી વિમાનીઓ લશ્કરોની હીલચાલ અને ગોઠવણ તપાસ્યા કરતા. દુશ્મનની ખાઇઓ ક્યાં છે, તેમાં તોપો કેવી રીતે ગોઠવાયેલી છે, વધારાનાં માણસો અને છાવણી ક્યાં છે, સરસામાન ક્યાંથી આવે છે, વગેરે બાબતો તપાસવાનું કામ પણ તેમનુંજ હતું. કોઇ વાર તેઓ દુશ્મનની ગોઠવણોનો ફોટોગ્રાફ પણ પાડી લેતા. ઉપરાંત તોપોની દિશા ઠરાવવાનું કામ તેમનું હતું. પ્રસંગોપાત્ત તેઓ સંખ્યાબંધ બૉંબ લઇને પણ નિકળી પડતા, અને તેથી દુશ્મનના રેલવે વ્યવહારમાં વિઘ્ન નાંખવાનો યત્ન કરતા. ફ્રેંચ વિમાનીઓ દુશ્મનો ઉપર પોલાદનાં તીર પણ ફેંકતા.

ફ્રેંચોએ ઑકટોબરમાં દાખલ કરેલું આ નવીન હવાઇ હથિયાર ભયંકર હતું. એ એક પોલાદનો શળિયો હતો, અને વ્યાસમાં ⅜ ઇંચ હોઇને સુમારે સાતેક ઇંચ લાંબો હતો. એક છેડો પેન્સિલની માફક એકાદ ઇંચ સુધી અણીદાર બનાવેલો હતો: અને બીજા છેડાને પાંચ ઇંચ સુધી તીરનાં પીછાંનો ઘાટ અપાયો હતો. એક એક પેટીમાં એવાં પચાસ પચાસ તીર ભરેલાં હતાં; અને તે નીચે પડતાં ગુરુત્વાકર્ષણને લીધે એવા જોસથી વીંધી નાખતાં, કે બૉંબનાં કરતાં પણ વધારે નુકશાન કરતાં.

ઑકટોબરની મધ્યમાં જર્મન વિમાનીઓએ સેન્ટ ઓમર, ડન્કર્ક, કેલે અને બુલોન પર બૉંબ ફેંકેલા. પણ જોકે લોકોને તેથી ઘણી ધાસ્તી લાગી ગયેલી, છતાં વિમાનીઓનો મુખ્ય ઉદ્દેશ તો બ્રિટિશ લશ્કરની હીલચાલ તપાસવાનો હતો. એમ માનવાને કારણ છે, કે બ્રિટિશો વધારે મોટું લશ્કર ઉતારી શકશે, એમ જર્મનો ધારતા હતા.

શિયાળાની મોસમમાં હવામાં અને ખાઇઓમાં રહેનારાને ઘણાં કષ્ટો ખમવાં પડ્યાં. ઊંચે હવામાં ટાઢ કોઇ કોઈ વાર બહુ સખત લાગતી. કોઇ વાર વિમાન નીચે આવે ત્યારે નાયકને અને ક્રણને તેમની જગ્યાએથી ઉંચકવા પડતા. ઘણાં ગરમ કપડાં છતાં ટાઢથી તેઓ ઠરી જતા હતા. ટાઢના કરતાં પણ તોફાની પવન તેમને વધારે આકરો લાગતો.

જર્મન વિમાનીઓને હવામાં લડવાની મના થયેલી હોય એવું દેખાયું હતું. આસપાસની સ્થિતિ જોતાં એમ કરવામાં ડહાપણ હતું; કારણકે આપણા વિમાનીઓને મારવાના કરતાં નિરીક્ષણ કરવામાં તેઓ વધારે ઉપયોગી થતા હતા.

ફ્રેંચોએ થોડા વખતમાં એક નવીન સળગી ઉઠે તેવા પદાર્થની શોધ કરી, અને તે અંદર ભરીને તેઓ વિમાનોમાંથી મોટા બોંબો દુશ્મનની રેલવે અને બીજાં ઉપયોગી મથકો પર ફેંકવા લાગ્યા. પહેલા પ્રયોગમાં એક બોંબથી ઝમીનમાં જે ખાડો પડેલો, તે દશ વાર પહોળો અને પાંચ ફુટ ઊંડો હતો. એવા બોંબો રેલવેના પૂલોનો નાશ કરવાને ફેંકવામાં આવતા; અને કાયમનો રસ્તો પણ તેથી એટલો બધો ખરાબ થઇ જતો, કે ખોરાક અને દારૂગોળો મોખરે પહોંચવામાં તેથી વિલંબ થતો.

આ મોટા બોંબ વજનમાં સુમારે ૧૩૦ શેર હતા; અને તેવા બે બોંબજ વિમાનીઓ લઇ જઇ શકતા. બીજા ન્હાના બોંબ ૨૦ શેરના હતા; અને હળવાં અને ઝડપવાળાં વિમાનો એ ન્હાના બોંબનો ઉપયોગ કરતાં.

દુશ્મનના મોખરા ઉપર વિમાની ૧૦૦ માઇલ કે વધારે વિસ્તારમાં અવલોકન કરી શકતો.

ટ્રિપોલીમાં ઇટલીએ લડાઇ કરી, ત્યારે દુશ્મનો ક્યાં છે તે જાણવાને પહેલવહેલો વિમાનોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. પણ ત્યારે હવામાં લડાઇ થયેલી નહીં, કારણકે દુશ્મન પાસે ઉડવાનાં સાધન નહોતાં.

બાલ્કન વિગ્રહમાં પણ અવલોકનના કામ માટે વિમાનોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. પણ તેમની સંખ્યા થોડી હતી; અને ઉપયોગ જેને લડાયક કહી શકાય તેવો નહોતો.

મોટાં જર્મન વિમાનો ૫૦૦ ફુટ કરતાં પણ વધારે લાંબાં થાય છે. તેઓ પવનથી સ્વતંત્ર રહીને કલાકમાં ૫૨ માઇલની મુસાફરી કરી શકે છે; અને ઓછામાં ઓછા ૨૦૦ માઇલ સુધી કામ આપે છે. એટલેકે કિયલ અથવા હેલિગોલેંડથી નિકળીને તેઓ લંડન અથવા એલ્ડરશૉટ સુધી જવા આવવાને શક્તિમાન છે. દોઢેક ટન સુધી વજનનો દારૂગોળો પણ ઝેપેલિનો લઇ

જઇ શકે છે; અને ૧૦,૦૦૦ ફુટ કરતાં પણ ઊંચે ચડે છે. ખામી એ છે કે એવાં વિમાનો ખાસ તૈયાર કરેલે ઠેકાણેથીજ ચડી શકે છે; ચડાવતી વખતે ઘણાં માણસોની જરૂર પડે છે; અને ઉપર ખલાસીઓની સંખ્યા પણ ત્રીશેક જેટલી હોય છે. અને પવનના તોફાનમાં પણ એવાં વિમાનોની સ્થિતિ જોખમભરેલી થઇ પડે છે.

વિમાનો અને વિમાનીઓની ઝિંદગી ઘણી ઉપયોગી પણ ટૂંકી હોય છે. વિગ્રહ શરૂ થયો ત્યારે જર્મની પાસે સુમારે ૭૦૦ કેળવાયેલા વિમાનીઓ હતા. બે મહિનામાં તેણે બર્લિન પાસેજ બીજા ૧૦૦ માણસો તૈયાર કરેલા. એવાં બીજાં ૩૬ સ્થાનકો હતાં; અને બધેજ સ્થાનકે નવા વિમાનીઓને કેળવવાનું અને નવાં વિમાનો બનાવવાનું કામ ઝપાટાથી ચાલ્યું હતું.

અવલોકન કરનારાઓને ૬,૦૦૦ ફુટ કરતાં ઊંચે ઉડવાની સૂચના હોય છે, કે જેથી તેઓ વધારે પ્રદેશનું અને સ્થિરતામાં અવલોકન કરી શકે. વિમાનીને હુકમો આપવાને અને તેની પાસેથી માહિતી મેળવવાને જૂદા જૂદા રંગના પ્રકાશનો ઉપયોગ કરવામાં આવે છે. ઘણે ઊંચેથી એ જોઇ શકાય છે; અને હવા સ્વચ્છ હોય ત્યારે છ માઇલ દૂરથી ઓળખાય છે. ખાસ કરીને સફેત, લાલ અને લીલો રંગ વાપરવામાં આવે છે. વિમાનનું અવલોકન કરવાને બે માણસો રાખવામાં આવે છે. જેમાંથી એક હાથમાં દૂરબીન રાખીને તે શી નિશાનીઓ કરે છે તે જુએ છે, અને બીજો નરી આંખે જોયા કરે છે.

બ્રિટિશ લશ્કર ફ્રાન્સમાં ઉતરી શક્યું, તેમાં વિમાનોની કેટલી બધી મદદ હતી, તેનો બહારના લોકોને બરાબર ખયાલ આવવો મુશ્કેલ છે. જર્મન નૌકા અને જર્મન વિમાનો અક્ષત હતાં. એ વખત જળભીતરોને અને ટોર્પીડોવાળી હોડીઓને આવીને કામ કરવાનો હતો. સિપાઇઓને લડાયક વહાણોમાં દરિયાપાર લઇ જવામાં આવતા નથી, પણ હથિયાર વગરનાં વેપારનાં વહાણોમાં લઇ જવામાં આવે છે. એ વહાણો દુશ્મનના હુમલા માટે સંપૂર્ણ નિશાન પૂરાં પાડે છે. તેમાં માણસોની સમાઇ શકે તેટલી ભરતી હોય છે; એટલે જો તેમના પર અચાનક હુમલો કરવામાં આવે, તો તેઓ બચાવ વગરનાં થઇ પડે છે. સિપાઇઓને જે કેળવણી મળે છે તે ઝમીન ઉપર લડવાની મળે છે, દરિયા પર લડવાની નહીં. એટલે કેટલાક દિવસોથી બ્રિટિશ વિમાનીઓ તપાસ કરી રહ્યા હતા, કે દુશ્મનની કોઇ જળભીતર કે ટોર્પીડો કે વિમાન બહાર નિકળે છે કે નહીં. અને તેથીજ લશ્કર બિલકુલ હાનિ વગર ફ્રાન્સમાં ઉતારી શકાયું.

લડાઇમાં છેતરવાને બધા પ્રકારની યુક્તિઓ કરવામાં આવે છે, પણ એક જર્મન વિમાનીની યુક્તિ ખાસ ધ્યાન ખેંચે છે. જર્મનો લિઆઝ આગળ ખાઇઓ ખોદીને પડ્યા હતા, અને શહેર હજી હાથમાં આવ્યું નહોતું. રાતને વખતે એક વિમાની હવામાં ઉડ્યો, અને ૩,૦૦૦ ફુટની ઊંચાઇથી કિલ્લાઓ ઉપર બોંબ નાંખ્યા. દુશ્મન તેની સામે ગોળીબહાર ન કરે તે માટે તેણે

એવી યુક્તિ કરેલી, કે તેણે પોતાના વિમાનમાંથી એક ૨૦૦ ફુટ લાંબું દોરડું લટકાવ્યું હતું, અને તેની સાથે એક લાલ ફાનસ બાંધ્યું હતું. બેલ્જિયનોએ કુદરતી રીતે તેના પર ગોળીઓ છોડેલી, અને તેનો નાશ પણ કરેલો; છતાં વિમાન અને વિમાનીને ઇજા થયેલ નહીં.

એકંદરે, લડાઇના હથિયાર તરીકે વિમાન બહુ ઉપયોગી સાબિત થયું નથી. મોટાં ઝેપેલિનો પણ થોડાંજ ઉપયોગી થઈ શક્યાં છે. પણ તપાસ કરવાનું અને અવલોકન કરવાનું કામ તે સર્વોપરિ રીતે કરી શકે છે.



## લડાઇના તાર.

### વાર્સા માટે પ્રચંડ મારામારી.

આમ્સ્ટર્ડામ, ૨૨ મી જુલાઇ.

વાર્સા હાથ કરવા માટે જર્મનો પરમ પ્રયાસ કરી રહ્યા છે. આખા મોખરા ઉપરના મહત્ત્વનાં સ્થાનકો રુશિયનો ટકાવી રહ્યા છે. બધા કિલ્લાઓ જર્મનોને હઠાવે છે; અને મહત્ત્વની રેલવેઓ હજી હાથમાં રહી છે. વાર્સાની નજદીક રુશિયનો જોરથી બચાવ કરી રહ્યા છે.

### નદીઓ ઉપરની લડાઇ.

પિટ્રોગ્રેડ, ૨૩ મી જુલાઇ.

નીમેન નદીની પશ્ચિમે અને નેરૂ નદી ઉપર હઠીલી લડાઇ ચાલી રહી છે. વિશ્ચુલા અને બગની વચ્ચે પણ ફરી મારામારી ચાલવા લાગી છે.

### આઇસોન્ઝોની લડાઇ.

લંડન, ૨૩ મી જુલાઇ.

પૉડગોરા આગળ ઑસ્ટ્રિયનોની ખાઇઓ ઉપર દશ ઇટાલિયન પલટનોએ હુમલો કર્યો છે; અને લાઇન ઘણી હેઠાવી લીધી છે. ૫૦૦ કેદીઓ અને પુષ્કળ દારૂગોળો હાથ આવેલ છે. ગૉરિઝિયા પાસે વધારે ખાઇઓ હસ્તગત થઇ છે: અને દુશ્મનોને ઘણું નુકસાન થયું છે.

### જનરલ બોથાને માન.

કેપટાઉન, ૨૩ મી જુલાઇ.

જનરલ બોથા અહીં આવી પહોંચેલ છે. તેને ઘણું માન આપવામાં આવેલ છે. શહેરની કાઉન્સિલે એક માનપત્ર આપેલ છે. શહેરીઓએ એક સમશેર પણ તેને ભેટ કરેલ છે.

જર્મની અને અમેરિકા.

વૉશિંગ્ટન, ૨૪ મી જુલાઇ.

ડા. વિલ્સન જર્મન નોટને અસંતોષકારક ગણે છે; અને પોતાની નોટમાં લુસિટેનિયાના વિનાશ જેવાં નિર્દય કર્મોને વખોડે છે.

ઋષિયાનો મજબૂત બચાવ.

લંડન, ૨૪ મી જુલાઇ.

ઋષિયન વિગ્રહખાતાનો પ્રધાન પોલિવાનોફ એક તારમાં જણાવે છે, કે ઉપલી વિશ્યુલા ઉપર ઇવેનગોરોડના પ્રાંતથી લુબોવિના સુધીના આખા મોખરા ઉપર ઑસ્ટ્રિયન અને જર્મન લશ્કરોને અટકાવવામાં આવ્યાં છે. વિશ્યુલા અને બગની વચ્ચે મોટી લડાઇ શરૂ થઇ છે. લુબોવિનામાં ઋષિયનો જીત્યા છે; અને કેટલાક હજાર કેદીઓ તેમણે પકડેલ છે.

રાજાજીનું ભાષણ.

લંડન, ૨૪ મી જુલાઇ.

રાજાજી જ્યોર્જે બર્મિંગહામ ખાતે એક નાનું સરખું ભાષણ કર્યું છે. તેણે કહ્યું, કે "હું કંઇ ટીકા કરવાને આવ્યો નથી, પણ દેશ પોતાના પર થયેલી મોટી માગણીઓ પૂરી પાડવાને જે પ્રયાસ કરી રહેલ છે તે જોવાને આવ્યો છું. દારૂગોળો બનાવવામાં માણસો જે ઉત્સાહ અને આનંદથી કામ કરે છે તે જોઇ સંતોષ થાય છે. પરિણામની—છેવટના વિજયની—ખાતરી છે."

મુંબઇની સેવા.

નામદાર લૉર્ડ વિલિંગ્ડન જાહેર કરે છે, કે મુંબઇ શહેર તરફથી સર સાસૂન ડેવિડ અને સર શાપુરજી ભરૂચાએ બે સાધનસંપન્ન વિમાનો સરકારને સુપ્રત કરવાની ઇચ્છા દર્શાવી છે.

ફ્રેંચોની જીત.

પારિસ, ૨૬ મી જુલાઇ.

૧૧ જર્મન અમલદારો અને ૮૨૫ માણસો, જેમાં માત્ર ૭૦ જખમી છે, તેને ફ્રેંચોએ પકડેલ છે; તથા નં. ૬૨૭ ની ટેકરી અને લૅનોઇના ગામ વચ્ચેના મજબૂત બચાવો જીતી લીધા છે.

બ્રિટિશ હાનિ.

લંડન, ૨૭ મી જુલાઇ.

મિ. એસ્કિવથ જણાવે છે, કે જુલાઇની ૧૮ મી તારીખ સુધીમાં કુલ હાનિ નીચે પ્રમાણે થઇ છે:—

| | |
|---|---|
| નૌકામાં ... ... ... ... | ૯,૧૦૬ |
| ભૂમિસેનામાં ... ... ... ... | ૩૨૧,૮૮૯ |
| કુલ... | ૩૩૦,૯૯૫. |

સર્બિયાની જાગૃતિ.

રોમ, ૨૭ મી જુલાઇ.

સર્બિયા ઝડપથી જાગ્રત્ થતું જાય છે. ટાઇફ્સનો તાવ નરમ પડી ગયો છે; અને લશ્કર ફરીને પહેલાંની માફક લડવાને ઉત્સુક થયું છે.

ઇટલીની જીત.

રોમ, ૨૮ મી જુલાઇ.

ઇટાલિયનોએ સૈબુસી નામે ડુંગરો દુશ્મનને હટાવીને જીતી લીધો છે; અને ત્રણ હજાર કરતાં વધારે કેદીઓ પકડેલ છે.

પોલાંડમાં જર્મનોની હાનિ.

પિત્રોગ્રેડ, ૨૮ મી જુલાઇ.

રોશાન કિલ્લાની પૂર્વના જંગલમાં સખ્ત મારામારી ચાલે છે. નેરૂના બંને કિનારા પરથી રૂશિયનોએ હુમલો કર્યો છે; અને કેટલેક ઠેકાણે દુશ્મનને અવ્યવસ્થામાં હઠી જવું પડ્યું છે. નેરૂના મોખરા પરની લડાઇ છેક નોવો જ્યોર્જિએવ્સ્ક સુધી પહોંચી છે.

રૂશિયાની સાવધાનતા.

પિત્રોગ્રેડ, ૨૯ મી જુલાઇ.

આખા મોખરા ઉપર રૂશિયનો જીતતા જાય છે. વાર્સાનું જોરથી રક્ષણ કરવામાં આવે છે. બાલ્ટિક પ્રાંતોમાં પણ રૂશિયનો ફાવતા જાય છે. જર્મનો કેટલેક ઠેકાણે નેરૂ નદી ઉતર્યા છે; પણ ફરી હઠતા જાય છે.

પોલાંડમાં સ્થિતિ.

પિત્રોગ્રેડ, ૩૦ મી જુલાઇ.

નેરૂ મોખરા ઉપર પ્રચંડ મારામારી ચાલ્યા કરે છે. નેરૂના ડાબા કિનારા પર તોપખાનું લાવવાને દુશ્મને યત્ન કર્યો, તેમાં તેને અતિશય ખમવું પડ્યું છે.

નિવેદન.

આજના અંકની સાથે ફ્રાન્સ અને રૂશિયાના બહાદુર સેનાધિપતિઓના ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ કરીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૦ મી ઑગસ્ટ, ૧૯૧૫. [અંક ૩૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૦ મી ઓગસ્ટ ૧૯૧૫.

## ઇજિપ્તમાં નવી વ્યવસ્થા.

ચાલુ વિગ્રહમાં ઇજિપ્તમાં જે નવી વ્યવસ્થા થઇ છે, તે સમજવાને તેનો આગલો ઇતિહાસ થોડો જાણવો જોઇએ.

જ્યારે સ્વેઝની નહેર ખોદવાની હતી, ત્યારે ગ્રેટ બ્રિટન તેની સામે ઉઠયું હતું; જોકે એથી હિંદ જવા માટે નવો અને ટૂંકો માર્ગ તૈયાર થતો હતો તોપણ. નહેર પૂરી થઇ, ત્યારે ઇજિપ્તની સ્થિતિ એવી થઇ, કે જે કોઇ સત્તા દરિયામાં પ્રાધાન્ય મેળવે, તેની ઇચ્છા પર તેના ભવિષ્યનો આધાર રહે. ૧૮૭૫ માં લૉર્ડ બીકન્સફીલ્ડે તંગીમાં આવેલા ઇજિપ્તના ખદીવ ઇસ્માઇલ પાશા પાસેથી સ્વેઝની નહેરના મૂળ ૧૭૬,૬૦૨ શેર ખરીદ કર્યા. ઇંગ્લંડને આ પ્રમાણે નહેરની વ્યવસ્થામાં ભાગ લેવાનું અને ઇજિપ્ત પર નજર રાખવાનું પ્રાપ્ત થયું. ૧૮૭૯ માં તુર્કીના સુલતાને ઇસ્માઇલ પાશાને પદભ્રષ્ટ કર્યો. તિજોરી ખાલી થઇ હતી; અને લશ્કર કોઇનો હુકમ માનતું નહોતું. પછીના ત્યુફિક પાશાની કારકીર્દિમાં અતિશય અવ્યવસ્થાને પરિણામે લશ્કરી બળવો થયો. ગ્રેટ બ્રિટન ખદીવનો પક્ષ લઇને વચ્ચે પડ્યું, અને ૧૮૮૨ માં ટેલ-અલ-કબીર આગળ ફરી શાંતિ ફેલાઇ. તે વખતે ઇજિપ્તને રક્ષિત રાજ્ય તરીકે જાહેર કરવાનું અનુકૂલ લાગેલું નહીં. લશ્કરને પાછું બોલાવી લેવાના વિચારો કેટલીક વાર થયેલા ખરા; પણ ૧૮૮૬–૧૮૮૭ માં તુર્કી સાથે મસલહત થયા પછી એ પ્રમાણે વરસો પછીજ કરવાનું સૌને ઉચિત લાગેલું.

ફ્રાન્સને બ્રિટને ઇજિપ્તમાં કરેલો પગપેસારો પસંદ નહોતો. ૧૮૯૨ માં ત્યુફિક પાશાની પાછળ આબ્બાસ પાશા ગાદી પર આવેલો તેને બ્રિટન તરફ દ્વેષ હતો. જતાં કેરોમાં બ્રિટિશ એજન્ટ અને કૉન્સલ-જનરલ લૉર્ડ ક્રોમરના પ્રયત્નથી બ્રિટિશ અધિકાર વધતો ગયો. ૧૮૯૮ માં સુદાન, કે જેણે એક ધાર્મિક ઢગારાથી ભોળવાઇને ૧૮૮૨ માં બળવો કર્યો હતો, અને જેની અંદર સોળ વરસથી ખૂનરેજી અને અંધાધુંધી ચાલતી હતી, તે બ્રિટિશ અને ઇજિપ્તનાં સંયુક્ત લશ્કરો વડે સર હર્બર્ટ કિચનરે જીતી લીધું; અને બ્રિટિશ તથા ઇજિપ્તના અમલ નીચે મૂકાયું. ફ્રેંચોએ ઉપલી નીલમાં થાણું સ્થાપવા યત્ન કરેલો પણ તે સફળ થયેલો નહીં. છ વરસ પછી ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે કોલકરાર થયા, અને તેમાં મોરોક્કો વગેરે સ્થાને ફ્રાન્સને લાભ

અપાયા તેની ખાતર ઇજિપ્તમાં ઇંગ્લંડના ખાસ લાભ* નો ફ્રાન્સ તરફથી સ્વીકાર કરવામાં આવ્યો. અને પછી તુર્કી સિવાય યૂરપનાં બીજાં બધાં રાજ્યોએ પણ સંબંધનો સ્વીકાર કર્યો.

ઇજિપ્તમાં બ્રિટિશોના પ્રાધાન્યની સામે હવે ફ્રાન્સ અને રૂશિયા નહીં પણ તુર્કી અને પાછળથી જર્મન શહેનશાહત વાંધા ઉઠાવવા માંડયાં. તુર્કી વાંધો ઉઠાવે તેમાં નવાઇ નહીં; કારણકે ઇજિપ્ત તુર્કી શહેનશાહતનો એક ભાગ હતો. ૧૮૭૯ ના ફરમાનથી ખદીવને સ્વતંત્ર રાજ્યકર્તાના કેટલાક હક મળેલા, પણ તેને સુમારે એક કરોડ રૂપિયાની ખંડણી આપવી પડતી. ખદીવનો અધિકાર મહમદઅલીના કુટુંબમાં વંશપરંપરાગત હતો. પણ એજ ફરમાનમાં સુલતાનની સંમતિ વગર લેનો ઉભી કરવાની, અને સુલેહના વખતમાં ૧૮,૦૦૦ કરતાં વધારે લશ્કર રાખવાની ખદીવને મના હતી, અને વેપારની સગવડની બાબતો સિવાય કોઇ પણ પર-રાજ્ય સાથે કોલકરાર કરવાનો તેને અધિકાર નહોતો.

"જમાદાતકી તર્હ બારે ઝમીં થે:
ઝમાનેમેં ઐસે થે ગોયા નહીં થે."

અર્થઃ—તેઓ ખનિજ પદાર્થોની પેઠે પૃથ્વી પર ભાર જેવા હતાઃ અને જગતમાં હતા, પણ નહીં જેવા હતા.

૧૯૦૬ માં તુર્કોએ સિનાઇ દ્વીપકલ્પના અમુક ભાગમાં થાણાં નાંખવા યત્ન કર્યો; પણ બ્રિટિશ એલચીએ સુલતાનને લડાઇનું કહેણ મોકલ્યું, એટલે તે પાછા ચાલ્યા ગયા. ૧૯૦૭ માં લૉર્ડ ક્રોમર નાદુરસ્ત તબિયતને લીધે "રીટાયર" થયા. છેક ૧૮૮૩ થી તેણે રાજ્યપ્રકરણી એજન્ટ અને કૉન્સલ-જનરલ તરીકે તારીફલાયક કામ કરી બતાવ્યું હતું. ઇજિપ્ત પૈસેટકે પાયમાલ થયું હતું, તે તેણે તરતું કર્યું; ખેડુનો ગરીબ અને હેરાન હતા તેને તેણે આબાદ અને કેટલીક હેરાનગતીથી મુક્ત બનાવ્યા. તેને જવાનું થયું, ત્યારે તુર્કી સાથે સરહદ સંબંધી તકરાર ચાલતી હતી, અને ખદીવ તથા પ્રજાપક્ષના જહાલો વિરોધમાં હતા.

બ્રિટિશ સરકાર અને ખદીવ તથા તેના પ્રધાનમંડળ વચ્ચેનો સંબંધ કેવા પ્રકારનો હતો, તે ઇ. સ. ૧૮૮૪ માં લખેલા લૉર્ડ ગ્રેન્વિલના નીચે આપેલા પત્રથી સ્પષ્ટ થશેઃ—

"મારે એ બતાવવાની જરૂર નથી, કે જે મહત્ત્વની બાબતોમાં ઇજિપ્તના વહિવટ અને સલામતીનો સવાલ હોય, તે બાબતોમાં—બ્રિટિશ સરકાર જ્યાં સુધી પોતાનાં લશ્કરથી ઇજિપ્તનો કબજો રાખે છે ત્યાં સુધી—એ આવશ્યક છે, કે ઇજિપ્તની સરકારના અભિપ્રાય પર પૂર્ણ વિચાર કર્યા પછી બ્રિટિશ સરકાર ખદીવને જે સલાહ આપવાની પોતાની ફરજ સમજે, તેનું અનુસરણ થવું જોઇએ. ઇજિપ્તના પ્રધાનોને અને પ્રાંતોના ગવ્હર્નરોને સ્પષ્ટ કરવું જોઇએ, કે હાલ બ્રિટન ઉપર જે જવાબદારી છે તેને લીધે બ્રિટિશ સરકારને એવો આગ્રહ કરવાની ફરજ પડે છે, કે જે

* અર્વાચીન રાજનીતિની પરિભાષામાં "લાભ" (=interests) શબ્દ બહુ સૂચક છે. હકને નહીં, પણ હકથી ભિન્ન કંઇક પ્રબલ શક્તિને તે ધ્વનિત કરે છે.

રાજનીતિની તે ભલામણ કરે તે ગ્રહણ કરવીજ જોઇએ, અને એ જરૂરનું છે, કે જે પ્રધાનો અને ગવર્નરો એ પ્રમાણે વર્તે નહીં તે પદભ્રષ્ટ થવા જોઇએ." ૧૯૯૫થી પ્રધાનો અને તેમના બ્રિટિશ સલાહકારોનો સંબંધ સુધરતો ગયો હતો; પણ ખદીવ હમેશાં ખટપટ કર્યા કરતો, અને પોતાના પ્રધાનોનો અધિકાર નિર્મૂલ કરતો. ૧૯૦૭માં લૉર્ડ ક્રોમરની જગ્યાએ સર એલ્ડન ગૉર્સ્ટ નિમાયો; પણ તેની સમાધાનની રાજનીતિ પણ બહુ સફલ થઇ નહીં. એનાથી માત્ર એટલું બન્યું, કે ખદીવ પ્રજાવર્ગના જહાલ પક્ષથી થોડા વખતને માટે છૂટો થયો; અને જહાલ છાપાં ઉપર પણ અંકુશ મૂકાયો. તેની કારકીર્દી દરમિયાન ક્રિશ્ચયન મુખ્ય પ્રધાન બુટ્રોસ પાશા ઘાલીનું એક જહાલ વિદ્યાર્થીએ ખૂન કર્યું. સર એલ્ડન ગૉર્સ્ટના અચાનક મરણ પછી લૉર્ડ કિચનરની તે જગ્યાએ નીમણુક થઇ. લૉર્ડ કિચનરે બધું તોફાન બેસાડી દીધું. જહાલ પક્ષના ઘણા તુર્કીમાં ન્હાસી ગયા. ખદીવ પોતે ખટપટ કરતો રહ્યો; પણ લૉર્ડ કિચનરે પુષ્કળ ખર્ચ કરીને એટલા બધા સુધારા દાખલ કર્યા, કે તે લોકપ્રિય થઇ પડ્યો.

"વોહ ગુમરહી વોહ ખુયે જહાલત નિકલ ગઈ:
થોડે દિનોંમેં મુલ્કકી હાલત બદલ ગઈ."

અર્થ:—તે કુમાર્ગીપણું અને મૂર્ખાઇની ટેવ તેઓનામાંથી દૂર થઈ: અને થોડાજ દિવસોમાં દેશની સ્થિતિ બદલાઇ ગઇ.

તેટલા માટે, જ્યારે વર્તમાન વિગ્રહ શરૂ થયો, ત્યારે ઇજિપ્ત શાંત હતું. વસતીનો મોટો ભાગ મુસલમાન ખેડુતોનો હતો. તેઓ બ્રિટિશ કબજાના લાભ સમજતા હતા; અને જર્મનો સંબંધી કશું જાણતા નહોતા. તુર્કોની ચાહગીરી તો અપ્રિયજ હતી. પણ એ બધા અભણ હતા, અને ઇચ્છે તોપણ બ્રિટિશને કશો ટેકો આપવાની સ્થિતિમાં નહોતા. પણ ઉપલા વર્ગોમાં કેટલાક જહાલ પક્ષના હતા; અને તુર્કી સાથેનો સંબંધ ટકાવવા ચાહતા હતા.

વિગ્રહ જાહેર થયો, એટલે ઑગસ્ટની ૫ મી તારીખે ઇજિપ્તના પ્રધાનોની એક સભા મળી, અને તેમાં ઇજિપ્તની રક્ષા માટે કેટલાંક આવશ્યક પગલાં લેવાનું નક્કી થયું. યુરપમાં વિગ્રહ સળગશે એમ ધારીને આ બધી બાબતો ઇજિપ્તની સરકારના કાયદા સંબંધી સલાહકાર મિ. બ્રન્યેટે તૈયાર કરી રાખી હતી.

હવે તુર્કીની વર્તણુક બગડવા માંડી. દેશમાં વસતા જર્મનો ખટપટ કરવા લાગ્યા; અને ખદીવના તથા તુર્કીના હિમાયતીઓ પર દેખરેખ રાખવાનું પ્રાપ્ત થયું. જો ઇજિપ્તમાં વિગ્રહથી દ્રવ્ય સંબંધી દુઃખ થયું ન હોત, તો લોકોમાં બેદિલી ફેલાવવાના પ્રયત્નોની અવગણના કરી શકાત. પણ કમનસીબે ઇજિપ્તને વિગ્રહને લીધે અતિશય ખમવું પડ્યું. દેશનો આધાર રૂના પાક ઉપર હતો. મોટા જમીનદારો કરકસરવાળા નહોતા. તેમની એવી ટેવ હતી કે પાક તૈયાર થાય તે ઉપર તેઓ બેંકોમાંથી પુષ્કળ નાણાં ઉપાડતા. અને તેને છૂટથી ખરચતા. ન્હાના

ઝમીનદારો કરકસરમાં જરા ઠીક હતા, તોપણ શાદી વગેરે પ્રસંગોમાં ઘણું ખરચનારા હતા. ઘણા કરજમાં ડુબેલા હતા; અને જેઓ સંઘરનારા હતા તેઓ તો અણીના વખત વગર નાણું બિલકુલ કાઢે નહીં એવા સ્વભાવના હતા.

સાધારણ રીતે બધા ઝમીનદારોને વિગ્રહથી ખમવું પડ્યું. બેંકો રૂના પાક પર નાણાં ધીરી શકી નહીં, અને દેશી વસ્તીનું કરજ વધવા માંડ્યું. વેપારને પણ અટચણો નડી. દેશી ઉદ્યોગો કેટલાક પડી ભાંગ્યા જેવા થયા; અને ઘણા માણસો રોજગાર વગરના થઇ પડ્યા. જાહેર બાંધકામખાતાને પણ કેટલાંક ચાલતાં બાંધકામ બંધ કરવાં પડ્યાં.

"ખસ્તા હુએ, ખરાબ હુએ, હાએ મિટ ગયે:
ઇન દોનોંકી લડાઇમેં હમ મુફ્ત પિટ ગયે."

અર્થ:—અમે છુંદાઇ ગયા, ખરાબ થયા, હાય હાય ભૂંસાઇ ગયા: આ બંનેની લડાઇમાં અમે મફતમાં માર્યા ગયા.

ફ્રેંચ, જર્મન, અને ઑસ્ટ્રો-હંગેરિયન વતનીઓમાંના ઘણા લડાઇમાં જવાથી દુકાનદારો અને ખાનગી નોકરોના વર્ગમાં તંગી પડવા લાગી. આયાત અને નિકાસમાં કેટલું નુકસાન થયેલું તે નીચેના આંકડાઓથી જણાશે:—

| | | | |
|---|---|---|---|
| તા. ૧-૮-૧૩ થી તા. ૩૧-૧૦-૧૩ સુધી | ઇજિપ્તમાં | આયાત | પૌંડ ૭૩,૩૮,૦૦૦ |
| તા. ૧-૮-૧૪ થી તા. ૩૧-૧૦-૧૪ સુધી | ,, | ,, | ,, ૩૩,૫૭,૦૦૦ |
| તા. ૧-૮-૧૩ થી તા. ૩૧-૧૦-૧૩ સુધી | ઇજિપ્તમાંથી | નિકાસ | ,, ૭૧,૦૬,૦૦૦ |
| તા. ૧-૮-૧૪ થી તા. ૩૧-૧૦ ૧૪ સુધી | ,, | ,, | ,, ૧૫.૮૩,૦૦૦ |

ખદીવ લોકપ્રિય નહોતો, પણ પૂર્વના દેશોમાં ગમે તેવો રાજા પણ જ્યાંસુધી ગાદી પર હોય ત્યાંસુધી અમુક માન પામે છે: એટલે આબ્બાસ હિલ્મીના પણ વખાણનારા હતા. પ્રજાકીય પક્ષ તેણેજ ઉભો કર્યો હતો, અને માનઇકરામનું વેચાણ કરીને તે તેમને નાણાં પૂરાં પાડતો. વકફ અથવા ધર્માદાની વ્યવસ્થા તેણે પોતાના હાથમાં રાખી હતી; અને તેમાંથી તે પોતાની ખાનગી તિજોરી વધાર્યા કરતો હતો.

સર એલ્ડન ગૉર્સ્ટના પ્રયત્નથી ખદીવ અને પ્રજાકીય પક્ષના જહાલ મેંબરોનો સંબંધ તૂટ્યો હતો. પણ આબ્બાસ હિલ્મીને તુર્કીમાં મોટી જાગિરો હતી, અને તે વારંવાર કોન્સ્ટન્ટિનોપલને મુલાકાત આપતો; તેથી ૧૯૧૩ માં તેણે કેટલાક જહાલો સાથે પાછી મૈત્રી કરી. ૧૯૧૪ ના જૂલાઇની ૨૪ મી તારીખે એક અર્ધદીવાના ઇજિપ્તક વિદ્યાર્થીએ કોન્સ્ટન્ટિ-નોપલમાં ખદીવ પર ગોળી છોડી, અને તેને જખમી કર્યો. ખદીવને થયેલી ઇજા બહુ ગંભીર નહોતી; અને ખૂનીને તેના સવારોએ તરત કતલ કર્યો. તેના જખમો હજી રૂઝાયા નહોતા,

ત્યાં તો યુરપમાં વિગ્રહ સળગ્યો. ખદીવે ઇજિપ્ત જવા માટે બ્રિટિશ સરકારની મદદ માગી. ચાલતી સ્થિતિમાં એવા ખટપટી રાજ્યકર્તાને પાછા આવવા દેવાનું બ્રિટિશ સરકારને યોગ્ય લાગ્યું નહીં; તેટલા માટે તેને કૉન્સ્ટન્ટિનોપલમાંજ રહેવાની સલાહ કરવામાં આવી. ત્યાં રહીને તે ઇજિપ્ત પર ચડાઇની સેનાપતિઓ અને પ્રધાનો સાથે મસલહત કરવા લાગ્યો. બ્રિટિશ એલચીએ તેને ઇટલી જવાની સૂચના કરી. તેણે એ સૂચના માની નહીં. તુર્કી સરકાર સાથે તેનો સંબંધ ગાઢ થતો ગયો. પણ તુર્કી સાથે વિગ્રહ જાહેર થયા પછી થોડા વખતમાં તુર્કોનો તેના પરથી વિશ્વાસ ઉઠી ગયો, અને તેમણે તેને રખડતો મૂક્યો.

"દુન્યા વ દીં કે રબ્ત કી રસ્સી કો કાટ કે,
ધોબી કે કુત્તે હમ હુએ, ઘર કે ન ઘાટ કે!"

અર્થ:—સંસાર અને ધર્મ બંનેના સંબંધનાં દોરડાંને કાપીને, અમે ધોબીના કુતરા જેવા થઇ ગયા, ન ઘરના કે ન ઘાટના.

ખદીવને હવે તેની ગાદી પર રાખી શકાય એવું રહ્યું નહીં. તેને પદચ્યુત કરવાનું અને તેની જગ્યાએ કોઇને બેસાડવાનું કામ બ્રિટિશ સરકાર ઉપર આવી પડ્યું. ઇજિપ્તને કાંતો બ્રિટિશ મુલક સાથે જોડી દેવાય, અથવા તેને રક્ષિત રાજ્ય બનાવાય, એ બે માર્ગ હતા. છેવટે રક્ષિત રાજ્ય બનાવવાની યોજના પસંદ થઇ. ખદીવનો કાકો હુસેન કામિલ કરીને હતો તેને ગાદી આપવાનું ઠર્યું. મિ. મિલ્ન ચીધામે પત્રવ્યવહાર ચલાવ્યો. બ્રિટિશ "એજન્સી"ને બ્રિટિશ "રેસિડન્સી"નું નામ આપવામાં આવ્યું; અને સર હેન્રી મેકમેહોન પહેલો રેસિડન્ટ નિમાયો.

ઇજિપ્તના સંબંધમાં બ્રિટિશ સરકારના શા વિચારો હતા, તે મિ. મિલ્ન ચીધામે શાહજાદા હુસેનને લખેલા નીચેના કાગળથી સ્પષ્ટ થશે:—

"નામદાર સાહેબ,

"બ્રિટિશ સરકારના પરદેશ ખાતાના મુખ્ય સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી મને સૂચના મળી છે, કે વિગ્રહ સળગી ઉઠ્યો તે પહેલાં બ્રિટનના રાજાજી અને તુર્કીના સુલતાન વચ્ચે જે પ્રસંગો બની ગયા છે તે, અને વિગ્રહને લીધે ઇજિપ્તની સ્થિતિમાં જે ફેરફાર કરવાની જરૂર છે, તે સર્વેનું મારે આપને નિવેદન કરવું.

"તુર્કીના મંત્રીમંડળમાં બે પક્ષ હતા. એક મધ્યમ પક્ષ હતો, જેને ગ્રેટ બ્રિટન તરફ દિલસોજી હતી, જેનો એવો અભિપ્રાય હતો, કે જે વિગ્રહમાં બ્રિટિશ સરકારે પ્રવેશ કર્યો હતો તેમાં તુર્કીના કશા લાભ સમાયેલા નહોતા, અને જે ઇજિપ્તમાં અને બીજે સ્થળે તુર્કીના કશા લાભને હાનિ થશે નહીં, એવી બ્રિટિશ સરકાર અને મિત્ર રાજ્યોએ આપેલી ખાતરીથી સંતુષ્ટ હતા. બીજો પક્ષ નિરંકુશ લડાયક સાહસિકોનો હતો, કે જેઓ બ્રિટિશ સરકારના દુશ્મનો સાથે રહીને

લડવાથી દેશને નાણાંની અને બીજી મુશ્કેલીઓમાંથી બચાવવાની આશા રાખતા હતા. બ્રિટિશ સરકાર અને મિત્ર રાજ્યોએ આખર સુધી એવી આશા રાખેલી, કે તુર્કી ડહાપણની સલાહ માનશે, અને તેથી પોતાના હકોનો ભંગ થયા છતાં પણ તેમણે સામાં પગલાં લીધાં નહોતાં; પણ લશ્કરી ટોળીઓએ ઇજિપ્તની સરહદ ઓળંગી છે, અને ખુલ્લાં અરબિસ્તાન બંદરો ઉપર જર્મન અમલદારોના અધિકાર નીચે ચાલતી તુર્કી નૌકાએ હુમલા કર્યા છે, તેથી હવે કંઇક કરવાની ફરજ પડે છે.

"બ્રિટિશ સરકાર પાસે પુરતો પુરાવો છે, કે જ્યારથી વિગ્રહ શરૂ થયો છે, ત્યારથી ઇજિપ્તના માજી ખદીવ આબ્બાસ હિલ્મી પાશાએ દુશ્મનોની સાથે રહીને કામ કરવા માંડયું છે.

"ઉપરની હકીકતો પરથી એ ફલિત થાય છે, કે સુલતાનના કે ખદીવના ઇજિપ્ત પર જે હક હતા, તે રદ થઇને બ્રિટિશ સરકારને પ્રાપ્ત થયા છે.

"વર્તમાન વિગ્રહમાં ઇજિપ્તની રક્ષા માટેની જવાબદારી તો બ્રિટિશ સરકારે ક્યારની ઇજિપ્તમાંના બ્રિટિશ લશ્કરના મુખ્ય અધિકારી દ્વારા સ્વીકારી લીધી છે. હવે માત્ર તુર્કીની સરકારના તમામ શહેનશાહી હકોમાંથી મુક્ત એવું ભવિષ્યનું રાજ્યબંધારણ ઘડવાનું બાકી રહે છે.

"હુકુમતને આઝાદિયાં સબકો દી હંય:
તરક્કી કી રાહેં સરાસર ખુલી હય."

અર્થ:—રાજ્ય તરફથી સૌને સ્વતંત્રતા આપવામાં આવી છે. ચડતીના માર્ગો તમામ ઉઘાડા છે.

"આ પ્રમાણે બ્રિટિશ સરકારને જે હકો પ્રાપ્ત થયા છે, અને જે હકોનો તેણે સુધારાનાં છેલ્લાં ત્રીશ વરસમાં ઇજિપ્તમાં ઉપયોગ કર્યો છે, તેના સંબંધમાં બ્રિટિશ સરકાર પોતાને ઇજિપ્તવાસીઓના અમાનતદાર સમજે છે. અને બ્રિટિશ સરકારે નિશ્ચય કર્યો છે, કે ઇજિપ્ત તરફ ગ્રેટ બ્રિટને જે જવાબદારી સ્વીકારી લીધી છે, તે અદા કરવાનો શ્રેષ્ઠ ઉપાય એ છે, કે ઇજિપ્તને રક્ષિત રાજ્ય તરીકે જાહેર કરવું, અને એવા રક્ષણ નીચે ઇજિપ્તનું રાજ્ય ખદીવના કુટુંબના કોઇ શાહજાદા દ્વારા ચલાવવું.

"આ સ્થિતિમાં બ્રિટિશ સરકાર તરફથી આપ નામદારને ખબર આપવાનું અને ફરમાન થયું છે, કે ઇજિપ્તના સુલતાન તરીકે ખદીવની ગાદી પર બેસવાને મહમદઅલીના કુટુંબના શાહજાદાઓમાં સૌથી લાયક ગણીને આપને પસંદ કરવામાં આવેલ છે; અને આપ નામદારને એ ઊંચી પદવી ગ્રહણ કરવાનું આમંત્રણ આપતાં મારે એ ખાતરી આપવાની છે, કે આપ નામદારના તમામ મુલકની બહારના કોઇ પણ હુમલામાંથી રક્ષા કરવાની તમામ જવાબદારી ગ્રેટ બ્રિટન સ્વીકારે છે. * * * * *

(આ મહત્ત્વનો ઇતિહાસ આવતા અંકમાં જારી રાખવામાં આવશે.)

## લડાઈના તાર.

સામાન્ય સ્થિતિ.

જરૂર પડે ત્યારે વાર્સો ખાલી કરવાનું રુશિયનોએ જાહેર કરી દીધું છે. પણ હજી સુધી સખત લડાઇ ચાલ્યા કરે છે. પશ્ચિમમાં હતી તે સ્થિતિ ટકી રહી છે. પૂર્વમાં શું થાય છે તે ઉપર દુનિયાની નજર લાગેલી છે.

ન્યુ સાઉથ વેલ્સની મદદ.

સિડની, ૩૧ મી જૂલાઇ.

ઑસ્ટ્રેલિયાની અંદર ન્યુ સાઉથ વેલ્સમાં જખમીઓની મદદ માટે ફંડ એકઠું કરવાની હીલચાલ થતાં રાતના દશ સુધીમાં લગભગ પચાસ લાખ રુપિયા જેટલી રકમ ભરાઇ ગઇ છે.

અડગ રુશિયા.

પિતુગ્રેડ, ૨ જી ઑગસ્ટ.

ડુમા ગઇ કાલે ઉઘડી. ચીકાર ભરાયલી હતી. ગેલેરીમાં ઘણા પ્રખ્યાત માણસો દેખાતા હતા. ડુમાના પ્રમુખે, મુખ્ય પ્રધાને, પરદેશ ખાતાના પ્રધાને, અને વિગ્રહ ખાતાના પ્રધાને ભાષણો કર્યાં; અને વિજય મળે ત્યાં સુધી લડ્યા કરવાનો રુશિયાનો અડગ નિશ્ચય જાહેર કર્યો.

પોલાંડને સ્વરાજ્ય.

પિતુગ્રેડ, ૨ જી ઑગસ્ટ.

ડુમામાં મુખ્ય પ્રધાન ગોરેમીકિને જાહેર કર્યું, કે પોલાંડને સ્વરાજ્ય આપવાના ખરડા તૈયાર કરવાનો નામદાર ઝારે હુકમ કર્યો છે.

ઑસ્ટ્રિયા માર ખાય છે.

રોમ, ૨ જી ઑગસ્ટ.

આખા મોખરા ઉપર ઇટાલિયનો બહાદુરીથી લડે છે. ઑસ્ટ્રિયનો ભાગતા જાય છે.

રાક્ષસી જર્મનો.

પારિસ, ૩ જી ઑગસ્ટ.

ફ્રાન્સની પરદેશ ખાતાની ઑફિસે એક રીપોર્ટ બહાર પાડયો છે, જેમાં જર્મનીનાં રાક્ષસી કૃત્યોની નોંધ લેવાયેલી છે. એમ માલુમ પડે છે કે જર્મનોએ હથિયાર વગરના કેદીઓને મારી નાંખ્યા છે, અને જખમીઓનાં સંગીનો મારી મારીને ખૂન કર્યાં છે.

## નિવેદન.

તા. ૪ થી ઑગસ્ટને વિગ્રહ જાહેર થયાની સંવત્સરીને દિવસે ભાવનગરમાં તમામ પ્રજાએ પોતપોતાનાં મંદિરોમાં બ્રિટિશ વિજય માટે પ્રભુપ્રાર્થના કરી હતી. સાંઝે જસોનાથ મહાદેવમાં એક ગંજાવર મીટિંગ ભરાઇ હતી, જેમાં અમારા નામદાર મહારાજા સાહેબે નામદાર મહારાણી સાહેબ સાથે હાજરી આપી હતી. એ પ્રસંગનો એક ફોટોગ્રાફ અમે હવે પછી અમારા વાંચનારાઓને ભેટ કરશું.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૭ મી ઑગસ્ટ, ૧૯૧૫. [અંક ૩૮.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

## બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૭ મી ઑગસ્ટ ૧૯૧૫.

### ઇજિપ્તમાં નવી વ્યવસ્થા.

(ગયા અંકથી ચાલુ.)

"તુર્કીની શહેનશાહત દૂર થશે, તેની સાથે અત્યાર સુધી આપ નામદારના લશ્કરની સંખ્યા અને વ્યવસ્થા ઉપર મૂકાયેલા અંકુશો પણ દૂર થશે; અને ઇલકાબો આપવામાં પણ કશી અડચણ થશે નહીં.

"પરદેશો સાથેના સંબંધમાં બ્રિટિશ સરકારે જે નવી જવાબદારી સ્વીકારી છે, તે તરફ નજર કરતાં એ ઉચિત લાગે છે, કે આપ નામદારની સરકાર અને પારકા દેશોના પ્રતિનિધિઓ વચ્ચેના સંબંધો હવે પછી કેરોમાં રહેલા બ્રિટિશ પ્રતિનિધિ દ્વારા ચાલવા જોઇએ.

* * * * *

"અંદરના કારભારના સંબંધમાં મારે આપ નામદારને જણાવવું જોઇએ, કે ચાલતી આવેલી બ્રિટિશ રાજનીતિને અનુસરીને, બ્રિટિશ સરકારે, ઇજિપ્તના કાયદેસર અધિકારીઓની સાથે રહીને, વ્યક્તિની સ્વતંત્રતા માટે, કેળવણીના પ્રચાર માટે, દેશનાં સાધનોની ખીલવટ માટે, અને દેશની કેળવણીના પ્રમાણમાં તેને રાજ્યવહિવટમાં ભાગ આપવાને બન્યું તેટલું કર્યું છે. આ રાજનીતિને વળગી રહેવાનો બ્રિટિશ સરકારનો ઠરાવ છે, એટલુંજ નહીં, પણ તેમને ખાતરી છે, કે આ દેશમાં ગ્રેટ બ્રિટનની સ્થિતિની વધારે સ્પષ્ટ વ્યાખ્યા આપવામાં આવે, તો સ્વરાજ્ય તરફ દેશની ત્વરાથી પ્રગતિ થયા વગર રહે નહીં.

* * * *

"મારે ઉમેરવું જોઇએ, કે બ્રિટિશ સરકાર એવો વિશ્વાસ રાખે છે, કે ઇજિપ્તની વસ્તી વફાદાર અને સમજુ રહીને બ્રિટિશ સરકારના લશ્કરના ઉપરીને બંદોબસ્ત જાળવવાના કામમાં સરલતા કરી આપશે; અને દુશ્મનને મદદ આપવાથી દૂર રહેશે.

"આ પ્રસંગ છે, એટલે આપ નામદાર તરફ ઊંચામાં ઊંચા માનની લાગણી પ્રગટ કરવાની હું રજા માગું છું".

૧૯ મી ડીસેંબર, ૧૯૧૪. મિલ્ન ચીથામ.

ઇજિપ્ત ઉપર તુર્કીની શહેનશાહત રદ કરીને બ્રિટિશ શહેનશાહત સ્થાપવામાં આવેલ છે, એ મતલબનું જાહેરનામું શનિવાર તા. ૧૯ મીને રોજ કૈરોમાં અને પ્રાંતોનાં મુખ્ય શહેરોમાં બહાર પાડવામાં આવ્યું.

આ પ્રમાણે બીજા આબ્બાસની કારકીર્દીનો અંત આવ્યો. છતાં તે તુર્કી લશ્કરો સાથે પાછો આવશે, એવી બીકથી કેટલાક માણસો અમુક વખત સુધી તેનો પક્ષ કરતા રહ્યા.

---

## સુલતાન હુસેન કામિલ.

સુલતાન હુસેન કામિલ ઇ. સ. ૧૮૫૩માં જન્મ્યો હતો. ચૌદ વરસની ઉમર થતાં તેને કેળવણી લેવા માટે પારિસ મોકલવામાં આવ્યો હતો; અને પારિસમાં તે ત્રીજા નેપોલિયનની દરબારમાં મેહમાન તરીકે રહ્યો હતો. ૧૮૬૯ માં સ્વેઝની નહેર ખુલ્લી મૂકાઇ તે ભવ્ય પ્રસંગે તેણે શહેનશાહબાનુ યુજેનીના "ચેમ્બરલિન" તરીકે સેવા કરી હતી. અને ૧૮૭૦માં તે ઇજિપ્તમાં પાછો ફર્યો. ૧૮૭૨માં તે "ડેલ્ટા"માં ઇન્સ્પેક્ટર-જનરલ નિમાયેલો, અને પાછળથી જૂદાં જૂદાં ખાતાંઓમાં અસાધારણ ઉત્સાહથી કામ કરી બતાવ્યું હતું. ૧૮૭૮ માં ઇસ્માઇલ પાશાએ ગાદી છોડી, ત્યારે શાહજાદો હુસેન પોતાના બાપની સાથે નેપલ્સ જઇને રહ્યો હતો. તેના ભાઈ ટયુફિક પાશાને તેના તરફ અદેખાઇ છે એમ કહેવાતું હતું; અને એમ માનવાને કારણ છે, કે ઇસ્માઇલ પાશાએ એક વાર ગાદીનો ક્રમ ફેરવીને હુસેનને વારસ બનાવવાનો વિચાર કર્યો હતો. પાછા ફર્યા પછી તેના હાથમાં કશો અધિકાર આવેલો નહીં; પણ બ્રિટિશ અધિકારીઓને તેણે સારી મદદ કરેલી. ૧૮૯૮માં તેણે ખદીવના નામથી એક ખેતીની સોસાયટી સ્થાપી, અને દેશને ઘણો લાભ કરી આપ્યો. ખેતી, બાગાયત, ઉદ્યોગોની કેળવણી વગેરે બાબતોમાં રસ લેવા ઉપરાંત તેણે કૈરો "ફર્સ્ટ એઇડ" સોસાયટીના પ્રમુખ તરીકે પુષ્કળ દયાનાં કર્મ કર્યાં છે. ૧૯૦૯ માં તે ફરી રાજકીય મંડલમાં દાખલ થયો, અને "લેજિસ્લેટિવ કાઉન્સિલ" તથા "સાધારણ સભા"નો પ્રમુખ થયો. પ્રમુખ તરીકે તેણે સારૂં કામ કર્યું; પણ ૧૯૧૦ ના માર્ચમાં ખદીવ અને જહાલ પક્ષની ખટપટને લીધે તેને રાજીનામું આપવું પડયું. પ્રમાણિક, ઉદાર, અભિમાની, છતાં બધા તરફ સભ્ય, અને અસાધારણ મોહનીવાળો આદમી હોઇને સુલતાન હુસેન કામિલ પ્રતાપી પુરુષ છે.

ખદીવ પદભ્રષ્ટ થયો, ત્યારે બધા પ્રધાનોએ રાજીનામાં મોકલી આપ્યાં હતાં. નવા સુલતાને તખ્તનશીન થયા પછી પહેલું કામ એ કર્યું, કે હુસેન રશદી પાશાને નીચે પ્રમાણે કાગળ લખ્યો :—

મારા વહાલા રશદી પાશા,

"થોડા વખતમાં રાજકીય બનાવો એવા બન્યા છે, કે ગ્રેટ બ્રિટને ઇજિપ્તને પોતાના રક્ષણમાં લીધું છે; અને ખદીવની ગાદી ખાલી થઇ છે.

"જે ખરીતાની અમે તમને નકલ મોકલીએ છીએ, અને જેની ઇજિપ્તના લોકોને જાણ કરવાની છે, તેમાં બ્રિટિશ સરકારે અમારી સ્વદેશ તરફની ભક્તિ જોઈને એવી અપીલ કરી છે, કે અમારે સુલતાનની પદવીથી ઇજિપ્તની ખદીવની ગાદી પર બેસવું; અને સુલતાનની પદવી મહમદઅલીના કુટુંબમાં વારસાના જે ક્રમ પ્રમાણે જારી રહેશે, તે હવે પછી ચોક્સ કરવામાં આવશે.

"દેશની સેવામાં આખી જિંદગી ગાળ્યા પછી અમે આરામની આશા રાખી હોત: છતાં હાલના બનાવોએ ઇજિપ્તને જે વિષમ સ્થિતિમાં મૂકી દીધું છે, તેની અંદર અમે એ ભારે જવાબદારી સ્વીકારવાની અમારી ફરજ સમજીએ છીએ; અને જે પ્રમાણે ભૂતકાલમાં અમે કરેલ છે, તે પ્રમાણે દેશની સેવામાંજ અમારો ઉત્સાહ વાપરવાનું અમે જારી રાખશું.

"આટલું કરવાને અમે ઇજિપ્ત તરફ અને અમારા પ્રતાપી પૂર્વજ મહાન્ મહમદઅલી, કે જેનો વંશ અમે ચલાવવા ચાહીએ છીએ, તેના તરફ બંધાયેલા છીએ. અમારા દેશના લાભ માટે અમને જે કાળજી છે, તેને લીધે જે સુધારાઓની શરૂઆત થઇ ચૂકી છે તે સુધારાઓ અમે જારી રાખશું, કે જેથી લોકોની નીતિમાં અને વ્યવહારમાં ઉન્નતિ થાય. અમારી સરકારને કેળવણીના વિસ્તારની, ઇનસાફ બરાબર આપવાની, અને દેશની સ્થિતિ પ્રમાણે તેની વ્યવસ્થા કરવાની ચિંતા રહેશે; વસ્તીની શાંતિ અને સલામતીના સવાલો ઉપર તે ખાસ ધ્યાન આપશે; અને ઇજિપ્તના ઔદ્યોગિક વિકાસને નવું બળ મળશે.

* * * * * *

"જે કર્તવ્ય અમારા પર આવી પડ્યું છે, તે બજાવવામાં અમારા લોકોની વફાદાર મદદની અમે આશા રાખીએ છીએ.

"તમારા અનુભવ અને ઊંચા ગુણોથી વાકેફ હોવાથી અમે તમારી સ્વદેશપ્રીતિને "અપીલ" કરીએ છીએ, અને આ કર્તવ્ય બજાવવામાં તમારી મદદ માગીએ છીએ. અમે તેટલા માટે અમારા મંત્રીમંડળના પ્રમુખ થવા તમને બોલાવીએ છીએ, અને તમને આમંત્રણ કરીએ છીએ, કે તમારે મંડળની યોજના ઘડવી, અને જે સરકારી પ્રધાનોનાં નામની દરખાસ્ત કરવાનું તમને યોગ્ય લાગે, તે નામ અમારી પસંદગી માટે રજુ કરવાં.

"આ દેશપ્રીતિના કામમાં સર્વશક્તિમાન ઇશ્વરની અમે બંદગી કરીએ છીએ, કે તે અમારા પ્રયાસોને સફલ કરે."

હુસેન કામિલ.

રશદી પાશાએ પોતાના પર ઉતરેલી મહેરબાની માટે સુલતાનનો ઉપકાર માન્યો; અને પછી નવા પ્રધાનમંડળની યોજના થઈ.



ભાવનગર જશોનાથ મહાદેવમાં નામદાર મહારાજા સાહેબ તથા મહારાણી સાહેબના આશ્રય નીચે વિમલની સંવત્સરીને દિવસે મળેલી ગંજાવર સભા.

ગાદીએ બેઠા તે તારીખે સુલતાન હુસેનને રાજાજી જ્યૉર્જ તરફથી તારમાં નીચે પ્રમાણે સંદેશો મળ્યો હતો:—

"આપ આપની ઊંચી પદવીમાં પ્રવેશ કરો છો, તે પ્રસંગે હું આપના તરફ અંતઃકરણની મિત્રતા પ્રગટ કરવા ચાહું છું; અને ખાતરી આપું છું, કે ઇજિપ્તને સુરક્ષિત ટકાવી રાખવામાં અને ભવિષ્યમાં તેને ઉદય અને આબાદીને માર્ગે ચડાવવામાં આપને હમેશાં મારા તરફથી ટેકો મળશે.

"ઇજિપ્તના પ્રજાકીય જીવનમાં અણીને વખતે આપને આપની ઊંચી પદવીની જવાબદારી સ્વીકારવાનું પ્રાપ્ત થાય છે, અને મને ખાતરી છે, કે આપના પ્રધાનોની અને ગ્રેટ બ્રિટનના રક્ષણની મદદથી, આપ જે શક્તિઓ ઇજિપ્તની સ્વતંત્રતાનો, અને તેના લોકોની દોલત, છૂટ, અને સુખી સ્થિતિનો નાશ કરવાને પ્રવૃત્ત થયેલી છે, તે બધીને પહોંચી વળશો."

સુલતાને આ માયાળુ સંદેશાનો યોગ્ય જવાબ વાળ્યો હતો.

ડીસેંબરની ૨૦ મી તારીખે સુલતાને વિધિ પ્રમાણે અબ્દિન મહેલમાં પ્રવેશ કર્યો. કાર્યક્રમમાં વિઘ્ન આવે એવો એક પણ બનાવ બન્યો નહીં. લશ્કર અને પોલિસની વ્યવસ્થા બરાબર હતી; અને વસ્તી એવી આજ્ઞાધીન હતી, કે અધિકારીઓને બંદોબસ્ત જાળવવાનું કામ સહેલું થઇ પડેલું.

સલામીની ૨૧ તોપો પૈકી પહેલી તોપ સાડાનવ વાગ્યે પડી, કે સૌએ જાણ્યું, કે સુલતાનની સવારી કામિલેદીન મહેલથી નિકળી ચૂકી છે. સુલતાનની ગાડીને ચાર સફેત ઘોડા જોડ્યા હતા, અને ગાડી ધીમે ધીમે ચાલતી હતી.

સુલતાન મહેલમાં દાખલ થયા પછી લગભગ ૬ કલાક સુધી મુલાકાતોનું કામ ચાલ્યું; અને રાત્રે આખા કેરો શહેરમાં રોશની કરવામાં આવી.

## હિંદની વફાદારી.

ઉપર વર્ણવેલા બનાવો ઇજિપ્તમાં બન્યા, તે પછી થોડેજ દિવસે હિંદમાં નેશનલ કોંગ્રેસ મળી હતી. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીના એ પ્રસંગના શબ્દો નોંધી રાખવા લાયક છે:—

"હિંદના સર્વોપરિ લાભ બ્રિટિશ શાસનની સ્થિરતાની સાથે જોડાયેલા છે. અમે કૈસરને અને ઇંગ્લંડના દુશ્મનોને જાહેર કરવા ચાહીએ છીએ, કે બ્રિટિશ સેનાની પાછળ હિંદુસ્તાનની આખી વસ્તી છે, જે એક માણસની માફક શહેનશાહતની રક્ષા કરવાને અને તેની ખાતર મરવાને તૈયાર છે. આપણા જે દેશી ભાઇઓ યુરપમાં મરણ પામ્યા છે, તેમના લોહીથી હિંદની વફાદારી પાવન થયેલી છે. જો ઇંગ્લંડ માગણી કરશે, તો અમારા હાથમાંના છેલ્લા પૈસાથી અને શરીરમાં વહતા લોહીના છેલ્લા ટીપાથી અમે શહેનશાહતની સેવા કરશું."

કોંગ્રેસના પ્રેસિડન્ટ મિ. ભૂપેન્દ્રનાથ બાસુના શબ્દો પણ ઉતારવા લાયક છે:—

"જે બાબતો સંબંધી આપણામાં મતભેદ છે, તે આ પ્રસંગે ચર્ચવાની જરૂર નથી. આપણે એક સંયુક્ત શહેનશાહત તરીકે દુનિયાની આગળ પ્રગટ થવું જોઇએ. હિંદ રણક્ષેત્રમાં હિંદી સિપાઇઓની એવી એક દિવાલ ખડી કરી શકશે, કે જેની સામે જર્મન જૂથનું કશું ચાલશે નહીં. હિંદ ભૂતને ભૂલી જઇને ભવિષ્યથી સગર્ભ થયેલ છે."

હિંદી લશ્કરની સાથે જે રાજવંશી લડવૈયાઓ મોખરે ગયેલા, તેમની યાદીમાં નીચે પ્રમાણે નામ નજરે પડે છે:—ઑનરરી મેજર-જનરલ હિઝ હાઇનેસ સર પરતાપસિંહ, જી. સી. એસ. આઇ., જી. સી. વી. ઓ., કે. સી. બી., એ. ડી. સી., જોધપુરના મહારાજા-રક્ષક; ઑનરરી લેફ્ટેનંટ હિઝ હાઇનેસ જોધપુરના મહારાજા; ઑનરરી કર્નલ હિઝ હાઇનેસ સર ગંગાસિંહ બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એ. ડી. સી, બિકાનેરના મહારાજા; ઑનરરી મેજર હિઝ હાઇનેસ મદનસિંહ બહાદુર, કે. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., કિશનગઢના મહારાજાધિરાજ; બારિયાના મહારાજા; સચીનના નવાબ; ઇડરના મહારાજા; ભરતપુરના મહારાજા; રતલામના રાજા; અકલકોટના રાજા; રામપુરના નવાબ; ખૈરપુરના મીર; ઑનરરી કપ્તાન ઓનરેબલ મલીક ઉમર હયાત ખાન, સી. આઇ. ઇ., એમ. વી. ઓ., ટિવાના; ઑનરરી લેફ્ટેનંટ રાજકુમાર હીરાસિંહ, પન્ના; ઑનરરી લેફ્ટેનંટ મહારાજકુમાર હિતેન્દ્ર નારાયણ, કુચબિહાર; વગેરે, વગેરે.

નીચેનાં રાજ્યો તરફથી શહેનશાહી સેવાનાં લશ્કરો પણ સ્વીકારવામાં આવ્યાં છે:— અલવર, ભરતપુર, બિકાનેર, ફ્રીદકોટ, ગ્વાલિયર, હૈદરાબાદ, ઇન્દોર, જયપુર, ઝિન્દ, જોધપુર, કપરથલા, કાશ્મીર, માઇસોર, પતિયાળા, અને રામપુર.

લશ્કરો માર્સેલ્સ પહોંચ્યાં, ત્યારે શહેનશાહ રાજાજી જ્યૉર્જ તરફથી નીચેનો સંદેશો તેમને જાહેર કરવામાં આવ્યો હતો:—

"હું આશા રાખું છું કે મારા હિંદી સિપાઇઓ પ્રબળ અને નિર્દય દુશ્મનની સામે બ્રિટિશ રાજ્યની ઇજ્જત ટકાવી રાખશે. શહેનશાહતના બધા ભાગમાંથી જેઓ લડવા આવ્યા છે તેમની સાથે રહીને રણક્ષેત્ર ઉપર પોતાનું પવિત્ર કર્તવ્ય બજાવવાને મારા બહાદુર અને વફાદાર હિંદી સિપાઇઓ કેવા તૈયાર છે તે હું જાણું છું. ખાતરી રાખજો કે મારા વિચારો અને મારી પ્રાર્થનાઓમાં હું તમને કદાપિ ભૂલીશ નહીં. જાઓ, અને જે હિંદી લશ્કરની આબરૂ અને કીર્ત્તિ તમારા હાથમાં છે, તેનાં ભવ્ય પરાક્રમો અને ઉમદા ખ્યાતિઓમાં તમે નવીન તેજ ભરજો."



# લડાઇના તાર.

—:o:—

<u>વાર્સાનો પરિત્યાગ.</u>

લંડન, ૬ ઠ્ઠી ઑગસ્ટ.

ચાર નિષ્ફળ હુમલા પછી જર્મનો છેવટે વાર્સા હાથ કરી શકયા છે. ત્રણ મહિનાની સખ્ત લડાઇમાં પુષ્કળ ભોગ આપ્યા પછી આ પરિણામ આવ્યું છે. શહેર ખોવાયું એ રૂશિયાને ફટકો લાગ્યો છે. પશ્ચિમ રૂશિયામાં લડાઇના સામાનનું એ મોટામાં મોટું મથક હતું.

<u>બર્લિનમાં જાહેરાત.</u>

લંડન, ૭ મી ઑગસ્ટ.

કૈસરે કૈસરિનને ટેલીફોનથી ખબર આપી; અને કૈસરિને રાજધાનીમાં ઠેકઠેકાણે સાઇકલિસ્ટો મોકલીને વાર્સા જીતાયાની વાત ફેલાવી દીધી છે. વર્ણન ન થઇ શકે તેવા આવેશના દેખાવો થયા છે. શહેરીઓ અને પોલિસોએ પરસ્પર ચૂમીઓ લીધી છે; રાજ્યગીતો ગવાયાં છે; નિશાળો બંધ થઇ છે; દેવળોના ઘંટ વાગ્યા છે; ઘરો ઉપર ધજાપતાકા ફરફરે છે; અને ઢગલાબંધ ન્યુસપેપરો શેરીઓમાં ફેંકવામાં આવે છે; અને લોકો તે માટે વઢે છે.

<u>એક અમેરિકનનો હેવાલ.</u>

લંડન, ૭ મી ઑગસ્ટ.

એક અમેરિકન વાર્સાના પરિત્યાગનું જાણવા લાયક વર્ણન આપે છે. તેણે જૂલાઇની ૨૫ મીએ વાર્સા છોડયું છે. તે કહે છે કે જૂલાઇની ૧૩ મી તારીખે રૂશિયન અધિકારીઓએ બ્રિટિશ કોન્સલને પૂછેલું, કે તમારે તમારાં માણસો માટે કેટલી ટિકેટો જોઇશે? વાર્સાનાં ન્યુસ-પેપરોએ તા. ૧૫ મીએ જણાવેલું, કે ત્રણ દિવસ પછી શહેરને ખાલી કરવાનું કામ શરૂ થશે. પણ તે પહેલાંજ લોકોનાં ટોળેટોળાં માલની ગાડીઓમાં બેસીને પૂર્વ તરફ જવા લાગ્યાં હતાં. અર્ધોઅર્ધ વસ્તી એ પ્રમાણે જતી રહી હશે. ગામડાંઓમાંથી ઘરબાર અને મોલ જેમના બળી ગયા હતા તેવા હજારો ખેડુતો આવેલા તે જૂદા.

ધાતુ માત્ર લઇ જવામાં આવેલ છે. તાર અને ટેલીફોનનાં દોરડાં, દેવળોના ઘંટ, અને કારખાનાંના સંચાઓ દૂર કરવામાં આવેલ છે; અને તે મકાનો ખાલી મૂકાયાં છે. હુનરના પ્રાચીન ખજાનાઓ, ઉપયોગી લેખો, અને ત્રીશ લાખ રોકડ માર્કો મોકલી દીધેલ છે.

જૂલાઇની ૨૧ મી સુધીમાં તો વાર્સા લગભગ ખાલી થઇ ગયું; અને એક પૈડાંવાળી ગાડી કે એક ઘોડો ગામમાં રહ્યાં નહીં. હજારો ઘરોનો નાશ કરવામાં આવેલ છે.

કાગળનાં ચીથરાં.

પિત્રૉગ્રેડ, ૮ મી ઑગસ્ટ.

પિત્રૉગ્રેડ અને મૉસ્કોમાં ચાલતી જર્મની રૂશિયા સાથે છૂટી સલાહ કરવા ચાહે છે એવી અફવા પર ટીકા કરતાં "નોવો ગ્રેમ્યા" લખે છે: "રૂશિયાને સલાહ જોઇતી નથી; ફતેહ જોઇએ છીએ. રૂશિયાએ છૂટી સલાહ ન કરવા મિત્ર રાજ્યો સાથે કોલકરાર કરેલ છે. કોલકરાર રૂશિયાને મન 'કાગળનાં ચીથરાં' નથી."

રૂશિયાની ટક્કર.

પિત્રૉગ્રેડ, ૯ મી ઑગસ્ટ.

રિગાની દિશામાં દ્વિના, એકૅા, અને આ નદીઓ વચ્ચેના પ્રદેશમાંથી દુશ્મનને દૂર કર્યા છે. કોવ્નો અને ઓસ્સોવીકસ ઉપર દુશ્મનના હુમલા ૬ ઠ્ઠી તારીખે હઠાવવામાં આવ્યા હતા.

ગાલ્લીપોલી.

લંડન, ૧૦ મી ઑગસ્ટ.

સર આઇઍન હેમિલ્ટન જણાવે છે કે છેલ્લા થોડા દહાડામાં આપણે ઠીક આગળ વધ્યા છીએ. સારી બેર પહાડનો એક ભાગ ઘણી સખ્ત લડાઇ પછી હાથ આવ્યો છે.

બાલ્ટિકમાં નૌકાયુદ્ધ.

પિત્રૉગ્રેડ, ૧૦ મી ઑગસ્ટ.

રવિવારે બાલ્ટિકમાં મોટું નૌકાયુદ્ધ થયું છે. રિગાના અખાત ઉપર જર્મન લડાયક વહાણોએ હુમલો કરેલો, અને રૂશિયન કાફલો સામે થયેલો.

રેડ ક્રૉસ ટ્રેનો પર બૉંબ.

પિત્રૉગ્રેડ, ૧૧ મી ઑગસ્ટ.

શનિવારે બે ઝેપ્પેલિનોએ બે રેડ ક્રૉસ ટ્રેનો ઉપર હુમલો કર્યો છે. ઘણા માણસો મરી ગયા છે; અને ઘણા જખમીઓને તથા સારવાર કરનારાઓને ઇજા થઇ છે.

## નિવેદન.

આજના અંકની સાથે અમારા નામદાર મહારાજા સાહેબ તથા મહારાણી સાહેબના આશ્રય નીચે જસોનાથ મહાદેવમાં ભરાયેલી સભાનો એક ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને અમે ભેટ કરીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૪મી ઑગસ્ટ, ૧૯૧૫. [અંક ૩૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૪ મી ઑગસ્ટ ૧૯૧૫.

## મહાત્માઓનો ઉપદેશ.

મહાત્માઓનો ઉપદેશ એક એવી વસ્તુ છે, કે જે જૂદે જૂદે વખતે નવો નવો પ્રકાશ આપી શકે છે. તેટલા માટે એવા ઉપદેશો વારંવાર અને જૂદી જૂદી સ્થિતિઓમાં વિચારવા ઘટે છે. ગોસ્વામી તુલસીદાસજી કૃત રામાયણના છેવટના ભાગમાં એવો એક ઉપદેશ આવે છે. રામચન્દ્રજી પ્રજાને ખાસ આમંત્રણ કરીને બોલાવે છે.

" एक बार रघुनाथ बुलाये। गुरु द्विज पुरवासी सब आये॥
बैठे गुरु द्विजवर मुनि सज्जन। बोले वचन भक्तभयभंजन॥ "

અર્થ:—એક વાર રામચન્દ્રજીના બોલાવ્યાથી ગુરુ, બ્રાહ્મણ, અને નગરવાસીઓ બધા આવ્યા. ગુરુ, બ્રાહ્મણ, મુનિ, અને સજ્જન બેઠા, એટલે ભક્તોના ભય ભાંગનાર રઘુનાથજી બોલ્યા.

" सुनहु सकल पुरजन मम बानी। कहौं न कछु ममता उर आनी॥
नहिं अनीति नहिं कछु प्रभुताई। सुनहु करो जो तुमहिं सुहाई॥ "

અર્થ:—ઓ નગરવાસી લોકો, સૌ મારી વાણી સાંભળો. હું કંઇ દિલમાં મમત લાવીને કશું કહેતો નથી. અનીતિથી કે ધણીપણાથી કશું કહેતો નથી. જો તમને સારી લાગે તો તે માનો અને તે પ્રમાણે કરો.

" सो सेवक प्रीतम मम सोई। मम अनुशासन मानै जोई* ॥
जो अनीति कछु भाषौं भाई। तौ मोहि बरजेहु भय बिसराई॥ "

અર્થ:—એજ મારો સેવક અને મને વહાલામાં વહાલો છે, કે જે મારી આજ્ઞાને માને છે. હે ભાઇઓ! જો હું કંઇ અનીતિ કહું, તો તમે ભય ભૂલીને મને કહી દેજો.

---

* સરખાવો:— "If ye love me, keep my commandments." John, 14:15.

અર્થ:—"જો તમે મને ચાહતા હો, તો મારી આજ્ઞાઓ પાળો." યોહાન, ૧૪:૧૫.

" बडे भाग्य मानुष तनु पावा। सुरदुर्लभ सदग्रंथन गावा॥
साधनधाम मोक्ष कर द्वारा। पाइ न जे परलोक सँवारा॥"
" सो परत्र दुख पावई, शिर धुनि धुनि पछिताय॥
कालहिं कर्महिं ईश्वरहि, मिथ्या दोष लगाय॥"

અર્થ:—માણસનું શરીર મોટા ભાગ્યથી મળ્યું છે; સારા ગ્રંથો કહે છે કે દેવોને પણ એ દુર્લભ છે; એ સાધનનું સ્થાન અને મોક્ષનું બારણું છે; એને પામીને જેણે પરલોક સુધાર્યો નથી, તે ત્યાં દુઃખ પામશે, માથું હલાવી હલાવીને પસ્તાશે, અને કાળને, કર્મને, તથા ઈશ્વરને ખાલી દોષ લગાડશે.

* * * * *

" कहहु भक्तिपथ कवन प्रयासा। योग न मख जप तप उपवासा॥
सरल स्वभाव न मन कुटिलाई। यथा लाभ संतोष सदाई॥"

અર્થ:—હું ભક્તિનો માર્ગ કહું છું. શું એ માર્ગમાં કંઇ પરિશ્રમ છે? યોગ, યજ્ઞ, જપ, તપ, ઉપવાસ—એ કરવા પડતા નથી. માત્ર સીધો સ્વભાવ અને મનમાં કુટિલતા નહીં, અને હમેશાં જે મળે તેથી સંતોષ.

" मोर दास कहाय नर आशा। करै तौ कहहु कहा विश्वासा॥
बहुत कहौं का कथा बढाई। इहि आचरणवश्य मैं भाई॥"

અર્થ:—મારો દાસ કહેવાઇને માણસ બીજાની આશા કરે, તો કહો કે એણે શો વિશ્વાસ રાખ્યો? કથા વધારીને બીજું શું કહું? આ આચરણને, હે ભાઇઓ! હું વશ છું.

" वैर न विग्रह आश न त्रासा। सुखमय ताहि सदा सब आशा॥
अनारंभ अनिकेत अमानी। अनघ अरोष दक्ष विज्ञानी॥"

અર્થ:—કોઇ સાથે વેર નહીં, તકરાર નહીં, કોઇની આશા નહીં, ધાસ્તી નહીં, એવાને બધી દિશાઓ હમેશાં સુખમય છે. કોઇ પણ બાબતનો આરંભ નહીં; કોઇ પણ સ્થાનની મમતા નહીં; અભિમાન નહીં; પાપ નહીં; પણ ચતુર અને અનુભવી.



## સંસારની લડાઇ.



અમે લડાઇને લગતા ઇતિહાસોની સાથે પ્રસંગોપાત્ત ઉપદેશો આપવાનો રિવાજ રાખ્યો છે, તે એટલા માટે કે સંસાર પણ એક લડાઇ છે. માણસનું નામ તેનેજ ઘટે છે, કે જે એ લડાઇમાં દુર્વાસનાઓ અને દુર્વિચારોના લશ્કર સામે લડે છે અને તેને હરાવે છે. શ્રી

રામચંદ્રજીની વાણીમાં પણ અસંતોષ વગેરે દોષોની સામે થવાનીજ શિક્ષા સમજવાની છે. નીતિ સાચવીને જે સ્થિતિ પ્રાપ્ત થાય તે સહન કરવામાં પ્રભુ તરફ વિશ્વાસ પ્રગટ થાય છે. મનુષ્યના જીવનને એક એકતારા તંબૂર સાથે સરખાવીને ગુજરાતના મસ્ત કવિએ પણ પ્રાપ્ત સ્થિતિનો નિર્વાહ કરવા સંબંધી ઉત્તમ ઉપદેશ કર્યો છે. અમે તે અહીં ઉતારીએ છીએ:—

અદૃશ્ય ધ્વનિ.

"અલખના તારમાં ત્હારો મિલાવી તાર હવે તું દે:
"ઉંચા નીચા મધ્યમ સૂરે બજે એવો બજાવા દે!
"પ્રભુ ઐશ્વર્યેથી ખેંચાવું: સુખે ઢીલો ઢીલો થાવું:
"ચહે એવું બની જાવું: બજે એવો બજાવા દે!
"કદી સાંઝે સવારે, કે કદી મધ્યાહ્ન મધરાતે,
"કદી એ વાર તહેવારે બજે એવો બજાવા દે!
"મળો પરમાત્મની સંધી વહે અમૃતના અંશો:
"બધી એ માંગલિક માની બજે એવો બજાવા દે!
"કદી ઉંચા ચડી પહાડે નીચે નવખંડને ન્યાળી,*
"ગમીનાં નેત્ર ભીનાંમાં બજે એવો બજાવા દે!
"કદી ભવ્ય વ્યોમને ખોળે તારલિયા ઝૂમખાં ઝૂલે:
"અરે! એ સાથ ઝૂલામાં બજે એવો બજાવા દે!
"અને કંઇ વાયુની લહેરે પરમ પરિમલ જ્યહાં રેલે,
"ઝુકંતાં બ્હાર એવીમાં બજે એવો બજાવા દે!
"કદી રમ્ય બાગની બ્હારે કુંળાં ફુલડાં રતિ લાવે
"ગુંજંતા ભૃંગ પીતામાં બજે એવો બજાવા દે!
"કદી મદમસ્ત ઉદધિમાં તુફાનો વીંઝતાં મોજે,
"ખિસાતી કિશ્તિમાં બેસી બજે એવો બજાવા દે!
"કદી મહેફીલ મોટીમાં, કદી બાઝાર ચોટામાં,
"કદી એકાંત સુખદુખમાં બજે એવો બજાવા દે!"

કલાપીનો વિરહ, પૃષ્ઠ ૧૦૬.

## નારીધર્મ.

રામાયણમાં આરણ્યકાંડમાં અત્રિ ઋષિનાં પત્ની માતાજી અનસૂયા સીતાજીને થોડો નારીધર્મ પણ સંભળાવે છે. નવી કેળવણીનાં કેટલાંક બાનુઓને એ ઉપદેશ બહુ સંતોષકારક નહીં લાગે, અને "પતિવ્રત" ઉપર તો બહુ કહેવાઇ ગયું છે એમ લાગશે. છતાં અમે તે ઉતારવાનું સાહસ કરીએ છીએ.

* આ પંક્તિઓમાં બુદ્ધના જીવનનું સૂચન છે.

" कह ऋषिवधू सरल मृदु बानी। नारिधर्म कछु व्याज बखानी॥
मातु पिता भ्राता हितकारी। मित सुखप्रद सुन राजकुमारी॥"

અર્થ:—ત્યારે અનસૂયા સીધી અને કોમલ વાણીથી નારીધર્મનું કંઇક નિરૂપણ કરવા લાગ્યાં. હે રાજકુમારી! સાંભળ, માતા, પિતા, ભાઇ, હેતુ એ સૌ માપી શકાય તેવું સુખ આપે છે.

" अमितदानी भर्त्ता वैदेही। अधम सो नारि जो सेव न तेही॥
धीरज धर्म मित्र अरु नारी। आपदकाल परखिये चारी॥"

અર્થ—પણ હે જાનકી! અમાપ સુખ આપનાર તો પતિ છે; અને જે નારી તેને સેવતી નથી તે અધમ છે. ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રીની પરીક્ષા આફતના વખતમાં કરવી ઘટે છે.

" वृद्ध रोगवश जड धनहीना। अंध बधिर क्रोधी अति दीना॥
ऐसेहु पति कर किय अपमाना। नारि पाव यमपुर दुख नाना॥"

અર્થ:—ઘરડો, રોગી, મૂર્ખ, દરિદ્રી, આંધળો, બહેરો, ક્રોધી, અને નિર્માલ્ય પતિનું પણ અપમાન કરવાથી સ્ત્રી યમલોકમાં વિવિધ દુઃખ પામે છે.

" एकै धर्म एक व्रत नेमा। काय वचन मन पतिपदप्रेमा॥
जग पतिव्रता चार विधि अहहीं। वेद पुराण संत अस कहहीं॥"

અર્થ:—સ્ત્રીને એકજ ધર્મ, એકજ વ્રત, અને એકજ નિયમ છે, કે મનથી, વચનથી, અને શરીરથી પતિના ચરણમાં પ્રેમ કરવો. જગતમાં પતિવ્રતા ચાર પ્રકારની થાય છે, એમ વેદ, પુરાણ, અને બધા સંતો કહે છે.

" उत्तमके अस बस मनमांहीं। सपनेहु आन पुरुष जग नाहीं॥
मध्यम पर पति देखहिं कैसे। भ्राता पिता पुत्र निज जैसे॥"

અર્થ:—ઉત્તમ પતિવ્રતાના મનમાં એ વાત વસી રહે છે, કે સ્વપ્નમાં પણ દુનિયાની અંદર બીજો પુરુષ નથી. મધ્યમ પતિવ્રતા પારકા પતિઓને પોતાના ભાઇ, બાપ, કે પુત્રની માફક જુએ છે.

" धर्म विचार समुझि कुल रहहीं। सो निकृष्ट तिय श्रुति अस कहहीं॥
विनु अवसर भयते रह जोई। जानेहु अधम नारि जग सोई॥"

અર્થ:—જે ધર્મ વિચારીને અને પોતાનું કુળ સમજીને રહે છે તે નીચ સ્ત્રી છે, એમ વેદ કહે છે. જે વખત ન મળવાથી અને ભયના કારણથી ધર્મમાં રહે છે, તે સ્ત્રીને દુનિયામાં અધમ જાણવી.

* * * *

જર્મન કાવતરાં.

ન્યુ યૉર્ક, ૧૬ મી ઑગસ્ટ.

પેપરો ખબર આપે છે કે યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર પાસે જર્મન કાવતરાંના ઘણા પુરાવા આવી ગયા છે. મહેનતુ વર્ગના આગેવાનોને લાંચ આપવાના, શરાફોના મંડળમાં કાવતરાં કરવાના, ન્યૂ ઑર્લીઅન્સમાં ખચ્ચરો તથા ઘોડાંને ઝેર આપવાના, યુનાઇટેડ સ્ટેટ્સને મેક્સિકોની સાથે લડાવી મારવાના, અને નામની શાંતિસમિતિઓ સ્થાપવાને નિમિત્તે હડતાળો પાડવાની અને તોફાન કરવાની ઉશ્કેરણીના ઘણા પ્રયત્નો થયેલા કહેવાય છે. વ્યાખ્યાન આપનારાઓ અને ગ્રંથકારોને પણ પૈસા મળેલા મનાય છે. ગણતરી કરવામાં આવી છે, કે દર અઠવાડિયે સુમારે ૨૦ લાખ ડૉલરો આવા કામમાં ખરચાતા હતા.

હાથનાં કર્યાં હૈયે વાગ્યાં!

પિત્રોગ્રેડ, ૧૭ મી ઑગસ્ટ.

હમણાંજ વાત બહાર આવી છે, કે ઑસોવીઝ આગળ જર્મનો પોતે ઝેરી હવાના ભોગ થઇ પડ્યા હતા. ત્રણ હજાર જર્મનો એક સ્હવારે એક કિલ્લો હાથ કરવાને ઉપડ્યા હતા. પ્રથમ ઝેરી હવા મોકલી અને પાછળ પોતે ચાલ્યા. પવન એકદમ બદલાયો અને ઝેરી હવા જર્મનોના પોતાના પર આવી. તેઓ ધાસ્તીમાં ભાગવા લાગ્યા. કિલ્લાની તોપોએ સેંકડોનો સંહાર કર્યો; અને તેઓ શા માટે ભાગે છે તે ન જાણવાથી જર્મન તોપોએ પણ તેમના પર ગોળા ફેંક્યા. એક ટુકડીનો તો સાવ ખોરફૂટો થઇ ગયો. "ખાડો ખોદે તે પડે," એ કહેવતનો એક વધારે દાખલો.

બેલ્જિયમની દુર્દશા.

લંડન, ૧૭ મી ઑગસ્ટ.

જર્મનો બેલ્જિયનો તરફ અતિશય કઠોરતાથી વર્તે છે. કેમેલ નામના એક સેનેટરને તેના ઘરમાં બલાત્કારે રહેતા જર્મન અમલદારને સલામ ન કરવા માટે તમાચો મારવામાં આવેલ છે. જર્મનો ફર્નિચર, પિયાનો, વગેરે પુષ્કળ માલ ઉઠાવે છે; મેનિનમાં તેમણે ૮ લાખ ફ્રાંકની કિંમતનો માલ જપ્ત કર્યો છે. સારા કુટુંબના બેલ્જિયનોને શેરીઓમાં વાસીદું વાળવાની અને ખાઇઓમાં નોકરી કરવાની ફરજ પાડવામાં આવે છે. ના પાડનારાઓને દંડવામાં અને કેદ કરવામાં આવેલ છે.

પોલાંડની સ્થિતિ.

પિત્રોગ્રેડ, ૧૮ મી ઑગસ્ટ.

કોવનો આગળ સખ્ત મારામારી ચાલ્યા કરે છે. નીમેન નદીની ડાબી બાજુના કિલ્લાઓ ઉપર રવિવારે અને સોમવારે દુશ્મનોએ સોળ ઇંચિયા તોપોથી હુમલો કર્યો છે. સોમવારે સાંઝે તેઓ એક કિલ્લો હાથ કરી શક્યા છે.

સાજનમાં સરકારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૩૧ મી ઑગસ્ટ, ૧૯૧૫. [અંક ૪૦.

। यतो धर्म स्ततो जयः ।




નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઈ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૩૧ મી ઑગસ્ટ ૧૯૧૫.

## બ્રિટિશ સેનાધિપતિ સર જૉન ફ્રેંચ.

ઈ. સ. ૧૯૧૪ના ઑગસ્ટ માસના ત્રીજા અઠવાડિયામાં જે બ્રિટિશ લશ્કર મિત્રોની કુમક કરવા માટે વિદાય થયું, તેના સેનાધિપતિ તરીકે સરકાર અને લોકમત બંનેએ સર જૉન ફ્રેંચની જે પસંદગી કરી, તે કરતાં માણસના લક્ષણ અને સામર્થ્યની વધારે કદર થવી સંભવિત નથી. યૂરૂપમાં જેણે પ્રતિષ્ઠા મેળવી હોય તેવા સેનાધિપતિની જરૂર હતી. મિત્ર રાજ્યોના સુશિક્ષિત આગેવાનોનો તે બરાબરિયો હોવાની અને જર્મનીની પેદાશ કરતાં ચડિયાતો હોવાની જરૂર હતી. પસંદગી કરવામાં ઘણી મોટી જવાબદારી હતી. વિગ્રહ લાંબો અને આકરો નિવડવાનો સંભવ હતો. અગાઉના વિગ્રહો આના પ્રમાણમાં ક્ષુદ્ર ગણી શકાય તેવા હતા.

જનરલ ફ્રેંચ દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં થોડો વખત બાદ કરીએ તે સિવાય ખાસ લોકપ્રિય માણસ નહોતો. નામથી લોકો તેને જાણતા હતા, પણ ઓળખતા નહોતા. દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં શરૂઆતના મુશ્કેલ દિવસોમાં જે માણસે ઈંગ્લંડની ખાસ સેવા બજાવી હતી તેમું તેને સ્મરણ હતું. ૧૯૧૫ના માર્ચની ૨૦ મી તારીખે એક જાહેર લાપણમાં લૉર્ડ હેલ્ડેને જણાવ્યું હતું, તેમ સર જૉન ફ્રેંચે પાંચ અથવા વધારે વરસથી વિગ્રહ સળગી ઉઠવાનો સંભવ ધારીને તેનો અભ્યાસ કર્યો હતો. તેણે જાણેલું કે બેલ્જિયમની જમીન ઉપર લડાઇ થવાની વકી છે, તેથી તેણે માર્લબરો અને નેપોલિયને જ્યાં લડાઇઓ કરી હતી તે સ્થાનોનું બરાબર અવલોકન કર્યું હતું. દરેક વરસે તે ત્યાં જતો; અને પોતાના "સ્ટાફ"ના એકબે અમલદારોને સાથે લઈ જતો.

જર્મન જોખમની બરાબર કલ્પના હોવાથી તેણે એક અણીને વખતે એવું પગલું ભર્યું હતું, કે જેની તે વખતે ઘણી ચર્ચા થયેલી, અને જે યોગ્ય રીતે સમજાયેલું નહીં. તેણે વિગ્રહ ખાતાના પ્રધાન કર્નલ સીલીની સાથે આયરિશ સવારોની પલટનના ઉપરી જનરલ ગુબર્ટ ગફને વચન આપ્યું હતું, કે હોમરૂલ બિલની સામેનો વિરોધ રાજ્યના લશ્કરથી દાબી દેવાનો સરકારનો વિચાર નથી. એ વચન એ પલટનમાં એકદમ ઘણાં રાજીનામાં અપાવાને લીધે આપવામાં આવ્યું હતું. પણ પ્રધાનમંડલે એ વચન મંજૂર રાખ્યું નહીં; અને તેથી કર્નલ સીલી અને સર જૉન ફ્રેંચે

રાજીનામાં આપ્યાં. હવે એ જણાયેલું છે, કે એ વચન લશ્કરમાં મોટી ફૂટ ન પડે તેટલા માટે આપવામાં આવ્યું હતું; અને એ સાબિત છે, કે જર્મન શહેનશાહ પ્રશિયન વિગ્રહ ખાતાના પ્રધાનને આઇરિશ તોફાન સંબંધી ખબરો પોતાની ટીકાઓ સાથે મોકલી આપતો હતો.

દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં સર જૉન ફ્રેંચે પ્રખ્યાતિ મેળવી. પણ સેનાની સૌથી મહત્ત્વની સેવા તો તેણે ઍલ્ડરશૉટમાં બજાવેલી, પ્રથમ પહેલા લશ્કરના ઉપરી તરીકે, પછી ૧૯૦૧ થી ૧૯૦૭ સુધી ઍલ્ડરશૉટ ખાતેનાં બધાં લશ્કરોના ઉપરી તરીકે, અને પાછળથી ઇન્સ્પેક્ટર-જનરલ તથા શહેનશાહી જનરલ સ્ટાફના ઉપરી તરીકે.

૧૯૧૪ના ઑગસ્ટની ૧૬ મી તારીખે સર જૉન ફ્રેંચે ફ્રાન્સમાં પગ મૂકયો. ફ્રાન્સે તેને ઉત્સાહથી આવકાર આપ્યો.

તેની કારકીર્દી ઉદ્યોગ અને આગ્રહી સેવાથી ભરેલી છે. તેનું કુટુંબ લડવૈયાઓનું નહોતું. તેને મોટી વગ નહોતી; તેમ ધંધામાં આગળ વધવામાં મદદ કરે તેટલું નાણું નહોતું. દક્ષિણ આફ્રિકાના વિગ્રહ સુધી બીજા લશ્કરી અમલદારો કરતાં તેણે વધારે નામના મેળવી નહોતી. નહોતી તેને કીર્તિની સ્પૃહા, કે નહોતી પગારના વધારાની દરકાર. તેનું લક્ષ્ય ઇંગ્લંડમાં સર્વોપરિ સૈનિક થવાનું હતું.

ઇંગ્લંડ, સ્કૉટલંડ અને આયર્લંડનું લોહી તેની નસોમાં વહેતું હતું. તે ગેલ્વે અને રૉસ્કોમનના એક જૂના આઇરિશ કુટુંબમાં જન્મ્યો હતો; અને ત્રીજા વિલિયમના લશ્કરમાં લડનાર જૉન ફ્રેંચ, એમ. પી, ના વંશમાં પાંચમો હતો. ફ્રેંચોનું કુટુંબ હાલ આયર્લંડમાં જૂદે જૂદે ઠેકાણે વહેંચાઇ ગયું છે; અને તેના કેટલાક માણસો રોમન કૅથલિક તથા કેટલાક પ્રોટેસ્ટંટ છે. રૉસ્કોમન ફ્રેંચ પાર્કનો માલેક લૉર્ડ ડી ફ્રેન તમામનો વડો થાય છે.

સર જૉનનો પિતા તે માત્ર બે વરસની ઊમરનો હતો ત્યારે મરણ પામેલો. તેણે નૌકામાં નોકરી કરી હતી, અને પોસ્ટ કપ્તાનની પદવી મેળવી હતી. તે અને તેની પાંચ બહેનોને ઉછેરવાનું કામ તેની માતા પર આવી પડ્યું.

સર જૉન ફ્રેંચ ૧૮૫૨ ના સપ્ટેંબરની ૨૮ મી તારીખે રિપલ વ્હેલમાં જન્મ્યો હતો. જેની સાથે નિકટ સંયોગમાં આવવાનું તેનું નિર્માણ હતું તે લૉર્ડ કિચનર આગલા વરસમાં જન્મ્યો હતો; અને એજ વરસમાં જનરલ જૉફ્રે પણ જન્મેલો.

તેનું બચપણ ઉત્તર લંડનમાં પસાર થયેલું. તેની માને ત્યાં એક ઘર હતું. બાલક તરીકે તે ખૂબસૂરત અને ચાલાક હતો એમ કહેવાય છે. થોડો વખત એક ગવર્નેસ પાસે શીખ્યા પછી તેને હેરોની પ્રખ્યાત શાળામાં દાખલ થવા માટે મોકલવામાં આવેલો. હેરોએ તેના મન પર ઊંડી અસર કરી નહીં, અને ત્યાં તે થોડોજ વખત રહ્યો. પછી તેને નૌકા માટે તૈયાર કરવા સારૂ પોર્ટ્સમથ ખાતે આવેલી ઇસ્ટમેનની શાળામાં મૂકવામાં આવ્યો.

એ ધંધાને માટે જૉનને ખાસ શોખ નહોતો. પસંદગી તેના કુટુંબની હતી. ૧૮૬૭ માં ૧૫ વરસની ઊમરે તે બ્રિટાનિયા નામના કેળવણી આપનાર વહાણમાં દાખલ થયો. પછી ઉપલી સેવામાં તેણે ચાર વરસ ગાળ્યાં. પણ ભૂમિસેના તેને બોલાવી રહી હતી. ઘોડાના શોખને લીધે તેનું એ તરફ વલણ થયેલું. સિપાઇ તરીકે નામના મેળવવાની ઇચ્છા તે વખતે પ્રગટેલી નહીં; પણ ખુલ્લી હવામાં ફરવાનો, શિકાર કરવાનો, અને સવારી કરવાનો શોખ તેને સેના તરફ ખેંચવા લાગ્યો.

પોતાના પિતાના એક જૂના મિત્રની તેણે સલાહ લીધી, અને ૧૯ વરસની ઊમરે તે લશ્કરમાં દાખલ થયો. નેપોલિયનની માફક તેણે તોપખાનાથી શરૂઆત કરી, અને ૧૮૭૧ થી ૧૮૭૩ સુધી ત્યાં રહ્યો. પછી ૨૧ વરસની ઊમરે તે સવારોની ૧૯ મી પલટનમાં દાખલ થયો.

ઑલ્ડરશૉટમાં થોડો વખત ગાળ્યા પછી તેને આયર્લંડમાં જવાનું થયેલું. અહીં તે શિકારની સાથે સાથે પુસ્તકોમાં વખત ગાળતો. ડિકન્સ અને થેકરેનો તેને ખાસ શોખ કહેવાય છે. એ ઉપરાંત તે પોતાના ધંધાનાં પુસ્તકો વાંચતો. એક પ્રસંગે તેણે નેપોલિયને આપેલી સલાહનું સમર્થન કરેલું, કે દુનિયાના મોટા સેનાપતિઓના વિગ્રહોના વૃત્તાંતો ફરી ફરીને વાંચવા જોઇએ. બીજે પ્રસંગે તેણે કહેલું:—

"લોકો જેને સર્વદેશી વાચન કહે છે તેમાં મારી શ્રદ્ધા નથી. મને તો લૉર્ડ વોલ્સલી મને વારંવાર કહેતા તેજ સાચું લાગે છે, કે 'સિપાઇએ વાંચવું થોડું અને વિચારવું વધારે જોઇએ.' ઘણા સિપાઇઓ એથી વિરુદ્ધ વર્તે છે; તેઓ ઉપલક ઘણું વાંચે છે અને વિચાર બિલકુલ કરતા નથી."

ઇ. સ. ૧૮૮૦ માં જૉન ફ્રેંચ કપ્તાન થયો, અને પરણ્યો. એ વરસમાં તેનું મિસ એલિઓનોરા સેલ્બી-લાંઉડ્સ નામે મનોહર બાનુ સાથે લગ્ન થયું. સંતાનમાં બે દીકરા અને એક દીકરી છે.

૧૮૮૪-૧૮૮૫ માં ખારટૂમમાં ઘેરાઇ ગયેલા જનરલ ગૉર્ડનની કુમક કરવાને ૧૯ મી પલટનને જવાનું થયું, ત્યારે જૉન ફ્રેંચને પોતાના વિશાલ વાચનને અનુભવમાં મૂકવાનો પહેલો પ્રસંગ આવ્યો. એ પ્રસંગનો અનુભવ ઉત્તેજક નહોતો. પણ માણસો લડાઇની અંદર આફતોમાંથી અનુકૂલતાના કરતાં વધારે શીખી શકે છે.

લૉર્ડ વોલ્સલી મુખ્ય સેનાપતિ હતો. તેણે એક ટુકડી સર હર્બર્ટ સ્ટ્યુઅર્ટની સરદારી નીચે મેટેમ્મે થઇને રણને રસ્તે ખારટૂમ તરફ રવાના કરી. દેખરેખ રાખવા માટે ૧૯ મા હસવારો કર્નલ બેરોની સરદારી નીચે સાથે હતા; અને મેજર ફ્રેંચનો અધિકાર તેમાં બીજો હતો. કર્નલ બેરો એક બાહોશ અને ખબરદાર સિપાઇ હતો; અને જૉન ફ્રેંચ ઉપર તેણે ઘણી અસર કરેલી. મેટેમ્મે પાસે પહોંચ્યા, ત્યાં ખબર મળી, કે ખારટૂમ પડયું છે, ગૉર્ડન માર્યો ગયેલ છે, અને તેમની પ્રવૃત્તિ મિથ્યા છે. જૉન ફ્રેંચ નાઇલમાં ઘોડાઓને ન્હવરાવતો હતો, ત્યાં તેણે એક હોડીનાં હલેસાંનો અવાજ સાંભળ્યો. જોયું તો એક ગોરો માણસ તેના તરફ આવતો જણાયો. તે



રૂષિયન સેના સાથે લડતી ઓરત
કર્નેલ મેડમ કોકોવત્સેકી.

*The Lakshmi Art, Byculla, Bombay.*

માણસ સ્ટુઅર્ટ વોર્ટલી હતો. તેની પાસેથી તેણે ખારટૂમ પડ્યાની અને ગૉર્ડનનું ખૂન થયાની વાત સાંભળી.

પાછા ફરવામાં તેણે એવું સારૂં કામ કર્યું, કે તેના ઉપરીએ તેની સારી તારીફ કરી; અને તે લેફ્ટેનંટ-કર્નલ નિમાયો.

૧૮૯૧ માં તેને પોતાની પલટન સાથે હિંદમાં આવવાનું થયું. પહેલું સ્ટેશન સિકંદરાબાદ અને બીજું બેંગેલોર હતું. ૧૮૯૩ માં તે ઇંગ્લંડ પાછો ફર્યો.

એ અરસામાં સવારોની વ્યવસ્થા નવેસરથી કરવાની હતી; અને તેને માટે કવાયતનું પુસ્તક તૈયાર કરવાનું કામ જૉન ફ્રેંચને સુપ્રત કરવામાં આવ્યું. એ કામ તેણે ઘણી સારી રીતે કર્યું. થોડા વખત પછી તે મેજર-જનરલ નિમાયો.

બોર લોકો સાથે વિગ્રહ શરૂ થયો, ત્યારે બ્રિટિશની તૈયારી સાધારણ પણ નહોતી. જે મુલક પર ચડાઇ કરવાની હતી તેની કશી માપણી થયેલી નહોતી. નકશાઓ પણ નહોતા. બોરના બળ સંબંધી ખોટી ખબરો મળેલી હતી. નાતાલમાં સર જ્યોર્જ વ્હાઇટની સરદારી નીચે ચાર સવારોની પલટનો, અગિયાર પાયદળની પલટનો, અને તોપખાના ઉપરાંત સંસ્થાનમાંથી ઉભા કરેલા સુમારે ૨,૦૦૦ સવાર હતા. કેપ સંસ્થાનમાં એક ન્હાનું લશ્કર ટ્રાન્સવાલની લાંબી સરહદની ચોકી રાખતું હતું.

થોડી આનાકાની પછી જૉન ફ્રેંચને નાતાલમાં સવારોની સરદારી આપવામાં આવી. વિગ્રહ જાહેર થયો તેને બીજે દિવસે એટલે ૧૮૯૯ ના ઑકટોબરની ૧૨ મી તારીખે ફ્રેંચ દક્ષિણ આફ્રિકામાં ઊતર્યો.

આઠ દિવસ પછી તે લેડીસ્મિથ પહોંચ્યો. એ સ્થાન એક મહત્ત્વનું રેલવે "જંકશન" હતું; અને ત્યાં લડાઇનો સામાન પુષ્કળ રહેતો હતો. તે પછી શું શું થયું, તેની વિગતોમાં આ પ્રસંગે ઉતરવાની જરૂર નથી. ૧૯૦૨ ના જૂનમાં સલાહ થઇ, અને ત્રણ વરસની ચાલુ ગેરહાજરી પછી સર જૉન ફ્રેંચ જૂલાઇની ૧૨ મી તારીખે ઇંગ્લંડમાં ઉતર્યો એ અરસામાં તેણે ફત્તેહમંદ સેનાપતિ તરીકે નામના મેળવી લીધી.

તે પછી ઍલ્ડરશૉટમાં અને છેવટે શહેનશાહી જનરલ સ્ટાફના ઉપરી તરીકે તેણે જે મહત્ત્વનું કામ કર્યું, તેનું સૂચન ઉપર અમે કરેલું છે. ૧૯૧૪ ના માર્ચમાં તેણે શાથી રાજીનામું આપેલું, એ પણ કહેવાઇ ગયું છે. ઑગસ્ટમાં તેને સેનાધિપતિ થવા માટે આમંત્રણ થયું, ત્યાં સુધી તે ખાનગી જિંદગીમાં આરામ લેતો હતો.

સર જૉન ફ્રેંચ અજ્ઞાનને સહી શકતો નથી. કારભારીઓને લશ્કરની બાબતમાં ઘાલમેલ કરતા જોઇ તેને રીસ ચડતી. ઘણી વાર તે આ વિષય ઉપર બોલેલો છે. એક વખત આમની સભામાં લશ્કર સંબંધી કંઇ ચર્ચા થઇ હશે. એક મિત્ર સાથે પાછા ફરતાં સર જૉને કહેલું કે

'હું રાજપુરુષ થવાનો વિચાર કરૂં છું;' પેલાએ કહ્યું, કે 'પણ તમને રાજકીય બાબતોની કશી ખબર નથી!' ફ્રેંચે જવાબ આપ્યો: "એ લોકોને લશ્કર સંબંધી જેટલી ખબર છે, તેટલી મને તેમના સંબંધી છે." તે કહેતો: "મને એવો વિચાર કદાપિ નથી આવતો, કે હું સેન્ટ પૉલમાં જાઉં, અને ત્યાં ઉપદેશ આપું. એ કામ કૅન્ટરબરીના આર્કબિશપનું છે. તેમ હું જસ્ટિસ ડાર્લિંગ પાસે જઇને એમ કહી શકું નહીં, કે મને તમારી વતી ઇનસાફ આપવા દો. પણ દરેક માણસ ધારે છે, કે એ મારો તમાશો ચલાવી શકે; દરેક માણસ સમજે છે, કે તેને સિપાઇના કામની તો ખબર છે."

બ્રિટનના જુવાનોને કોઇક પ્રકારની લડાયક કેળવણી લેવાની ફરજ પાડવી જોઇએ, એવો તેનો અભિપ્રાય છે. એક પ્રસંગે ગ્લાસગોમાં કેટલાક વિદ્યાર્થીઓને તેણે કહેલું: "દરેક સારા માણસની પહેલી ફરજ દેશભક્ત અને વફાદાર થવાની તથા પોતાના દેશની સેવા કરવાની છે: નિઃસ્વાર્થી થવાની, તથા એમ યાદ રાખવાની, કે દેશ અને દેશનું હિત આપણી ગણતરીમાં પહેલાં આવવાં જોઇએ. તેટલા માટે દરેક સારા માણસની દેશના બચાવમાં વાજબી ભાગ લેવાની ફરજ છે."

સર જૉન ફ્રેંચ દિવસનો ઘણો ભાગ પોતાના કામ કરવાના ઓરડામાં એક મોટા ટેબલ ઉપર ગાળે છે. આસપાસ નકશાઓ હોય છે. પાસેના ઓરડામાં એક ઓર્ડરલી ઓફિસર હોય છે, અને તે દિવસ રાત આવતા રિપોર્ટો અને સંદેશાઓ સંબંધી કામ કરે છે. સર જૉન વહેલો ઊઠનાર છે. નાસ્તાના વખત પહેલાં ઘણા વખતથી તે પોતાના ઓરડામાં જઇને રાત્રે આવેલા રિપોર્ટો વાંચતો હોય છે. નાસ્તા પછી હમેશાં સ્ટાફના ઉપરીઓનું કૉન્ફરન્સ મળે છે. એ કૉન્ફરન્સમાં તે તે દિવસને માટે હુકમો અપાય છે, માણસો, દારૂગોળો, વગેરેની પડેલી ખોટ ધ્યાનમાં લેવામાં આવે છે, અને ભવિષ્યની યોજનાઓ ચર્ચાય છે.

ઇપ્રની પહેલી લડાઇમાં ઑક્ટોબરની ૩૧ મી તારીખે બે વાગ્યે એવી ખબર મળી, કે લાઇન ભેદાઇ છે, અને પહેલી ટુકડીને હઠી જવું પડયું છે. એ વખતે જો જર્મનો ધસી આવ્યા હોત, તો ડન્કર્ક કે કેલે આગળ તેમને ખાળી શકાત નહીં; અને લડાઇનું રૂપ ફરી જાત. સર જૉન ફ્રેંચની શાંતિમાં એ ખબરથી ભંગ થયેલો નહીં. એક કલાક પછી ફરી ખબર આવી, કે લાઇન પાછી જોડાઇ છે; ત્યારે એ ખબરથી પણ તેનામાં ફેરફાર દેખાયેલો નહીં. સેનાધિપતિનું સ્વરૂપ આ એક દાખલા પરથી અચ્છી રીતે સમજાઇ જશે.

## લડાઇના તાર.

<u>આગબોટ એરેબિકનો નાશ.</u>

લંડન, ૧૯ મી ઑગસ્ટ.

વ્હાઇટ સ્ટાર કંપનીની આગબોટ એરેબિકને ટોર્પીડો મારી ડુબાવવામાં આવી છે. કંપની જણાવે છે, કે ૩૭૫ માણસો બચાવાયાં છે, પણ ૪૮ નો હજી પત્તો નથી. ત્રીજો એન્જિનિયર

લુગો છેવટ સુધી પોતાના ઓરડામાં કામ પર રોકાવાને લીધે માર્યો ગયો છે. (પાછળથી મળેલી ખબર પ્રમાણે માત્ર ૮ ઉતારૂઓ સિવાય બધાનો બચાવ થયો છે.)

ઇટલી અને તુર્કી.

લંડન, ૨૨ મી ઑગસ્ટ.

ઇટલીએ તુર્કી સાથે વિગ્રહ જાહેર કર્યો છે.

રૂષિયન નૌકાનો વિજય.

પિટ્રોગ્રેડ, ૨૩ મી ઑગસ્ટ.

ડુમામાં પ્રેસિડન્ટે જાહેર કર્યું છે, કે મોલ્ટકે નામની એક સુપર ડ્રેડનૉટ, ત્રણ ક્રૂઝરો, અને સાત ટોર્પીડો બોટને ડુબાવવામાં આવ્યાથી જર્મન કાફલો રિગાના અખાતમાંથી જતો રહ્યો છે. જર્મનોએ પરનૉ આગળ લશ્કર ઉતારવાનો યત્ન કરેલો, પણ રૂષિયન તોપોએ તેનો નાશ કરીને વહાણો હાથ કર્યાં છે. બ્રિટિશ સબમરીનોએ રૂષિયાને સારી મદદ આપી છે.

હિંદી જખમીઓને મુલાકાત.

લંડન, ૨૩ મી ઑગસ્ટ.

નામદાર રાજાજી, રાણીજી, અને શાહજાદી મેરીએ બ્રાઇટનમાં હિંદી જખમીઓને મુલાકાત આપી છે; અને ઘણાને ઇલકાબ એનાયત કરેલ છે. રાજાજીએ ઘણા પથારીમાં પડેલાની સાથે વાતચિત કીધી હતી, અને માન મેળવનારાઓની સાથે હાથ મેળવ્યો હતો.

રૂમેનિયા અને જર્મની.

સોફિયા, ૨૩ મી ઑગસ્ટ.

બુખારેસ્ટમાં એવી ધાસ્તી રાખવામાં આવે છે, કે તુર્કીને દારૂગોળો મોકલવાના સવાલ માટે જર્મની રૂમેનિયાને લડાઇનું કહેણ મોકલશે. રૂમેનિયન લશ્કર તૈયાર થવા માંડ્યું છે.

જર્મન લશ્કરનું બળ.

લંડન, ૨૪ મી ઑગસ્ટ.

જૂલાઇ આખરે જર્મન લશ્કરનું બળ નીચે પ્રમાણે હતું, એમ જણાવવામાં આવે છે. પશ્ચિમ મોખરા ઉપર ૧૮ લાખ જર્મનો, અને પૂર્વ મોખરા ઉપર ૧૪ લાખ જર્મનો, તથા સુમારે ૧૧ લાખ ઑસ્ટ્રિયનો. કુલ જર્મનો ૩૨ લાખ.

જૂનની શરૂઆતમાં જર્મની પાસે ૩૩ લાખ સિપાઇઓ અચતમાં હતા, પણ તે પછી તેને ઘણું નુકસાન થયું છે.

**કોન્સ્ટન્ટિનોપલ.**

સોફિયા, ૨૫ મી ઑગસ્ટ.

કોન્સ્ટન્ટિનોપલથી ખબર આવે છે, કે વસ્તીને સ્થિતિ ગંભીર લાગવા માંડી છે. ગયા અઠવાડિયામાં ગાલ્લીપોલીમાં સખ્ત લડાઇ થઇ છે, અને હજારો જખમીઓ દરરોજ કોન્સ્ટન્ટિનોપલમાં આવે છે, અને નવાં લશ્કરો ડાર્ડનેલ્સ તરફ જાય છે. રોટલાની અને કોલસાની તંગી છે.

**હિંદી અમલદારોને માન.**

લંડન, ૨૫ મી ઑગસ્ટ.

રશિયાના ત્સારે બ્રિટિશોની સાથે ઘણા હિંદી વિક્રમોને સેન્ટ જ્યોર્જના ક્રૉસની એનાયત કરી છે.

**જખમી સિપાઇઓનું આશ્ચર્ય.**

લંડન, ૨૬ મી ઑગસ્ટ.

જર્મનીમાંથી ટિલ્બરી ખાતે ૨૭૦ જખમી સિપાઇઓ પાછા ફરતાં આવેશમય દેખાવો થયા છે. તેઓ ઘણા ખુશમિજાજ હતા, અને બધી વસ્તુઓ જેમની તેમ જોઇને તેમને આશ્ચર્ય થયેલું. જર્મનોએ તેમને કહેલું, કે લંડનને તો ઝેપ્પેલિનોએ બાળી મૂક્યું છે.

**ત્સારની મુલાકાત.**

લંડન, ૨૬ મી ઑગસ્ટ.

કુપ્પી નામે એક ફ્રેંચ માજી પ્રધાનને ત્સારે મુલાકાત આપી છે. તે જણાવે છે કે તે નામદારના ઓરડાઓ એક મોટી "બિઝનેસ ઓફિસ" જેવા છે, જ્યાં તે કલાકોના કલાકો સુધી કામ કરે છે, રિપોર્ટો આવે જાય છે, અને તે પોતાના હાથથી "નોટ" કરે છે. વિજય થાય ત્યાં સુધી વિગ્રહ જારી રાખવાની આખી રશિયન પ્રજાની ઇચ્છા છે, એમ તે નામદારે દૃઢતાથી જાહેર કર્યું હતું.

**ફ્રેંચ લોકોનો સંપ.**

પારિસ, ૨૭ મી ઑગસ્ટ.

ચેમ્બર મેંબરોથી ચીકાર ભરાયો હતો, તેમાં સરકારને ઘણી મોટી જીત મળી છે. ૫૬૩ પક્ષમાં અને ૧ જ મત વિરુદ્ધ! મોંશો વિવિઆનીએ તે પછી એક છટાદાર ભાષણમાં જણાવ્યું હતું, કે ફ્રેંચ લોકોમાં કુસંપ કશો છેજ નહીં. મતભેદ છે, તે તો પાર્લમેન્ટની પદ્ધતિમાં હોવાજ જોઇએ.

## નિવેદન.

આજના અંકની સાથે અમે રશિયન મોખરા ઉપર લડનારી એક બહાદુર રશિયન બાનુનો ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ કરીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૭ મી સપ્ટેમ્બર, ૧૯૧૫. [અંક ૪૧.

। यतो धर्म स्ततो जयः ।






નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૭ મી સપ્ટેમ્બર ૧૯૧૫.

યુનિવર્સિટીના ચાન્સેલર તરીકે લૉર્ડ વિલિંગ્ડનનું વ્યાખ્યાન.

મિ. વ્હાઇસ ચાન્સેલર, સેનેટના સભાસદો, ભાનુઓ, અને ગૃહસ્થો,

આ મહાન્ યુનિવર્સિટીના "કોન્વોકેશન"માં એકઠા થયેલા સભાસદોને અને સેનેટને પહેલીજ વાર સંબોધન કરવાનું કર્તવ્ય મને જે સ્થિતિમાં પ્રાપ્ત થયું છે, તેથી, તમે સહેલાઇથી સમજી શકશો તે પ્રમાણે, કયા વિષય ઉપર મારે આ પ્રસંગે તમારૂં ધ્યાન ખેંચવું તે સંબંધી મને થોડો સચિંત વિચાર થઇ પડ્યો છે. આગલા વખતમાં અગાઉના ચાન્સેલરોએ આવા "કોન્વોકેશન"ના પ્રસંગો પર જેને ખાસ પાંડિત્યના પ્રશ્નો કહી શકાય તે ઉપર પોતાના વિચારો દર્શાવ્યા છે, જેવા કે કેળવણીની રાજનીતિનો કોઇક ખાસ સવાલ, કે કોઇ વિદ્યાની શાખાનો સવાલ, કે જેને યુનિવર્સિટીના લાભ, વિકાસ, અથવા અધિકારની સાથે સીધી નિસબત હોય તેવી બાબત. પણ આ પ્રસંગે હમેશાંની હદથી જો હું જરા દૂર પ્રવાસ કરૂં, તો તે માટે કશી માફી ચાહીશ નહીં. હું કંઇ એમ ધારતો નથી, કે જે મહા વિગ્રહ આજકાલ આખી દુનિયામાં સળગી રહ્યો છે, તેમાં અંતઃકરણ રોકાઇ જવાને લીધે આપણી મહાન્ સંસ્થાઓનાં શાંતિનાં કામકાજ વિચારવાને આપણને અવકાશ કે ઇચ્છા હોઇ શકે નહીં. એથી ઉલટું, હું તો દરેક સારા શહેરીની એ ફરજ સમજું છું, કે જે કોઇ શહેનશાહતના રક્ષણમાં પોતાની જાતથી ભાગ લેવાની સ્થિતિમાં ન હોય, તેણે વિગ્રહની સ્થિતિને લીધે જે અસાધારણ બોજા આવી પડે તે ખમવા ઉપરાંત, શાંતિથી અને હિંમતથી પોતાની પદવીની સાધારણ ફરજો અદા કરવી જોઇએ. છતાં એ હકીકત માન્ય રાખવી જોઇએ, કે વિગ્રહની ઉપર જે પરિણામોનો આધાર છે, તે આખી મનુષ્યજાતિના અને દરેક વ્યક્તિના દરેક લાભ સાથે સંબદ્ધ છે, અને ખાસ કરીને બધી જાહેર સંસ્થાઓની જવાબદારી પર ઊંડી અસર કરે છે, કે જેમણે, જો કંઇ પણ હિસાબમાં ગણાવું હોય, તો જે સામાજિક શરીરના તેઓ મહત્ત્વના અવયવો છે, તેમની સારી અથવા નરસી સ્થિતિમાં ભાગ લેવો જોઇએ. અને બધી જાહેર સંસ્થાઓમાં જે એક મહાન યુનિવર્સિટીનાં કર્તવ્યો સ્વીકારે છે, અને જે માનવ વિચાર તથા માનવ વર્તનની સર્વોપરિ બાબતો સાચવવાનું અને ફેલાવવાનું કામ કરે છે, તેના કરતાં એ નીતિ સંબંધી પરિણામો સાથે વધારે સંબંધ બીજી કોઇ પણ સંસ્થાને હોવો સંભવિત નથી.

## એક મોટી પ્રજાનો અપરાધ.

ચાલતા વિગ્રહનું સર્વથી સૂચક અને પ્રબળ ચિહ્ન, જે ચિહ્નથી તે ઇતિહાસમાં ઓળખાનાર છે, તે તેના લડાયક વ્યાપારોની મહત્તાનું નથી, કે લોહી અને ખજાનાના તેના અતિશય ખરચનું નથી, પણ એ છે, કે અત્યાર સુધી માણસજાતના ઇતિહાસમાં જણાયેલ નથી તેવા, અને સમાધાન થઇ ન શકે તેવા અભિપ્રાયના વિરોધને તે પ્રગટ કરે છે. જે પાયારૂપ વિચારો પ્રમાણે સુધારાની હયાતી તથા માણસો અને પ્રજાઓનો બુદ્ધિપૂર્વક વ્યવહાર નિયમિત થવાં જોઇએ, તે સંબંધી એ વિરોધ છે. લૂટફાટના, રાજકીય, પ્રજાકીય, ધાર્મિક, અને વંશોના વિગ્રહો ભૂતકાલમાં સારાં નરસાં અનેક કારણોને લીધે થયેલા છે, અને તે દરમિયાન મોટા અપરાધો કરવામાં આવ્યા છે, તથા સંખ્યાબંધ નિર્દોષ માણસો ક્રૂરતા અને રાજ્યલોભના ભોગ થઇ પડ્યા છે. પણ હાલના વખતમાં જે બાબતો જોખમમાં છે, અને જેને લીધે લડનારાઓ વચ્ચે નીતિ સંબંધી સમાધાનનો પાયો અતિ દૂર લાગે છે, એવું અગાઉ કદાપિ બન્યું નથી. આજે આપણે જે ભયંકર અને હાનિકારક અપશકુન જોઇએ છીએ તે એ છે, કે એક મોટી પ્રજા, કે જેણે સાહિત્યમાં, વિજ્ઞાનમાં, અને સૌથી ઊંચા સુધારામાં જેનો સમાવેશ થાય તેવી લગભગ બધી બાબતોમાં ઊંચી નામના મેળવી છે, તે નિષ્ઠુર થઇને બુદ્ધિપૂર્વક એવે માર્ગે ચાલે છે, કે જે, તે પ્રજા જે ધર્મને માનવાનો દાવો કરે છે તેનાં, કે જે ફિલસુફીમાં આપણા શિક્ષક હોવાનો દાવો કરે છે તેનાં, ઊંચા ફરમાનોનું ઉલ્લંઘન કરે છે, એટલુંજ નહીં, પણ કુદરતી ન્યાય અને મનુષ્યતાના સૌથી પ્રાથમિક આદેશોને પણ બાજુએ મૂકે છે.

## જર્મનીની નીતિનો અધઃપાત.

આ એક એવી પ્રજા છે, કે જે વ્યવસ્થિત પદ્ધતિઓથી પોતાના શહેરીઓના મનમાં શહેરીની અમુક કલ્પના ઠસાવવાને માટે, અને ખાસ કરીને કેળવણી આપવાની પરિપૂર્ણ વ્યવસ્થાથી, બાળકો અને તરુણોના મનમાં આ વિચારની છાપ પાડવા માટે પ્રખ્યાત છે. આપણે જોયું છે, કે આ પ્રજા એવી કેળવાયેલી અને વિજ્ઞાનનાં બધાં ભૌતિક સાધનોથી સંપન્ન હોઇને, પરમ ગંભીર પ્રજાકીય કોલકરારોને અને વિગ્રહની આવશ્યક કઠોરતા ઉપર સર્વની સંમતિથી મૂકાયેલા અંકુશોને ઇરાદાપૂર્વક તોડની ચાલી છે, અને એવા ભયંકર અપરાધો કરી ચૂકી છે, કે જેવા એટ્ટિલા કે તૈમૂરની કલ્પનામાં પણ આવેલા નહીં. માનવ સંસ્થાઓની પ્રગતિના અભ્યાસથી પ્રાપ્ત થયેલા એવા અભિપ્રાયમાં કેળવાયેલા માણસોને ઉછેરવામાં આવ્યા છે, કે જે નીતિ, દ્રવ્ય, અને રાજ્ય સંબંધી પાપોમાંથી માણસજાત કોઇ પણ જમાનામાં મુક્ત રહેલ નથી, તેને સુધારવાનો મુખ્ય માર્ગ એ છે, કે વિચારપૂર્વક અને ડહાપણથી ઘડેલી કેળવણીની યોજના વડે શહેરી તરીકેની ફરજોના સાચા વિચારો ફેલાવવા. હવે, આપણે પરમ સફળ અને સયુક્તિક

કેળવણીની યોજના વડે શહેરીની ફરજ સંબંધી સ્પષ્ટ વિચાર ઠસાવાતો દીઠો છે, અને તેનાં ભયંકર પરિણામો જોયાં છે. જે માણસોની દૈવી ન્યાયમાં આસ્થા અડગ રહી છે, અને જેઓ અમુક અચલ નિયમોને માને છે, કે જે નિયમોનો કોઇ પણ રાજપુરુષ, સેનાપતિ કે અર્થશાસ્ત્રી હમેશાંને માટે અનાદર કરી શક્યો નથી, તેઓ એમ ધારે છે, કે જર્મનીનો જે નીતિ સંબંધી નહીં માની શકાય તેવો અધઃપાત થયો છે, તેની પાછળ રાજકીય અને સાંસારિક અધઃપાત પણ એવાજ ગંજાવર પ્રમાણમાં થશે; અને કેવળ પાંડિત્યના પ્રશ્ન તરીકે પણ દરેક પ્રજાના વિચાર કરી શકનાર શહેરીએ, અને ખાસ કરીને પ્રજાકીય નીતિ ટકાવી રાખવામાં અને તરુણોને કેળવવામાં જેમણે ગંભીર જવાબદારી ઉઠાવેલી હોય તેવા માણસોએ આવેશ વગર તપાસ કરવી ઘટે છે, કે આ રાક્ષસી દેખાવનો અર્થ શો છે. પણ પ્રશ્ન વ્યવહારના કામકાજથી છેક અલગ હોવાના અર્થમાં પાંડિત્યનો નથી. સાર્વજનિક નીતિનાં મૂલતત્ત્વોના સંબંધમાં આપણા પોતાના વિચાર અને આચાર આપણને ગમે તેવા મજબૂત લાગે, તોપણ જે રાજ્ય એક વખત મહાન્ હતું, અને હજી સમર્થ છે, તેની આ અધોગતિ તરફ આપણે બેદરકાર રહી શકીએ નહીં. ઉપરાંત, આપણે તો વિગ્રહમાં જોડાયેલા છીએ, અને એ સવાલોને પરમ મહત્ત્વના સમજીએ છીએ. અને ખરેખર એ સવાલો કસોટીના છે. મેં કહ્યું છે કે આ માત્ર અસાધારણ પરિમાણમાં માણસો અને દારૂગોળાનો વિગ્રહ નથી, પણ વધારે ઊંડા અને સૂચક અર્થમાં નીતિનો પણ વિગ્રહ છે, આપખુદ સત્તા સામે સ્વતંત્રતાનો વિગ્રહ, બળની સામે ન્યાયનો, મનુષ્યમાં જે કંઇ નીચ અને પશુતુલ્ય છે તેની સામે મનુષ્યતાનો. એ વિગ્રહ કરતાં કંઇક વધારે છે, એટલે એક ધર્મવિગ્રહ છે. વહેલો કે મોડો વિજય આપણોજ છે, પણ તે પ્રાપ્ત કરવાને એ આવશ્યક છે, કે આપણે આપણાં લડાયક અને આર્થિક સાધનોનેજ નહીં, પણ નીતિનાં સાધનોને સુદ્ધાં સજ્જ કરવાં જોઇએ. અને આ તરતના કર્તવ્યની પાછળ બીજું એક મહત્તર કર્તવ્ય રહેલું છે. જ્યારે જર્મન જૂથને કચરી નાંખવામાં આવશે, ત્યારે તેમણે કરેલી પાયમાલીની દુરસ્તી કરવાનું આપણે માથે આવશે; પુનર્વ્યવસ્થાનું મહત્તર કામ આપણે કરવાનું રહેશે. આપણે જે બાબતોને અત્યાર સુધી સ્થાપિત થયેલી ગણી છે, તેમાંથી કેટલી આ આગની કસોટીમાં કાયમ રહેશે, તે કોઇ માણસ કહી શકે તેમ નથી. આટલું ચોકસ છે, કે જ્યારે વાદળાંઓ વિખેરાશે, ત્યારે દૃષ્ટિમર્યાદા આપણને અજાણી અને અપરિચિત દેખાશે. નવી વ્યવસ્થા કરવામાં આપણે અને તેટલી હિંમત, ડહાપણ અને અંતર્દૃષ્ટિ વાપરવાં જોઇએ, એ ખબર રાખવાની આ ઝમાનાની પોતાના તરફ અને ભવિષ્ય તરફ ફરજ છે, અને તેની જવાબદારીથી જે પ્રેરિત થાય છે તે કરતાં કોઇ પણ વધારે ગંભીર વિચાર હું કલ્પી શકતો નથી.

## સાધારણ મર્યાદાનો શોકદાયક પરિત્યાગ.

જ્યારે આટલી બધી બાબતો કરવાની છે, ત્યારે આપણાં નીતિસંબંધી સાધનો શાં છે, તેનો આપણે વખતસર સંભાળથી વિચાર કરીએ, એ ઉપયોગી છે. આ સવાલનો એક ભાગ,

His Excellency The Right Hon'ble BARON WILLINGDON, G.C.I.E., &c.,
Governor of Bombay.



નામદાર રાઇટ ઓનરેબલ બેરન વિલિંગ્ડન, જી. સી. આઇ. ઈ., ઇત્યાદિ,
મુંબઈના ગવર્નર સાહેબ.

L. A. P. Works.

### સાધારણ શહેરીપણાની ભાવના.

ત્યારે આપણી પ્રસ્તુત શોધની સાથે નિસબતવાળા આ સિદ્ધાંતો શા છે? પહેલો તો એ છે, કે બધા વ્યવસ્થિત સમાજોનો પાયો નીતિ સંબંધી છે. આ નીતિ સંબંધી પાયો તે એકજ મંડળના મેંબર હોવાની રાજકીય લાગણી છે, કે જે રાજ્યની બધી વ્યક્તિઓને લાભ અને અધીનતાના સાધારણ બંધનમાં જોડે છે; ટૂંકામાં, એ પાયો સામાન્ય શહેરીપણાનો છે. પણ આ ભાવના વ્યવસ્થિત સમાજના પાયારૂપ હોવા છતાં સ્વતઃ પુરતી નથી. તે ભલે નીતિના સર્વોપરિ લક્ષ્યથી પ્રેરિત હોય, તોપણ અમુક વિશિષ્ટ નિયામક સિદ્ધાંત વગર તેમાં વિરોધો ઉઠ્યા વગર રહેશે નહીં, નીતિનાં ભિન્નભિન્ન લક્ષ્યો વચ્ચે વિરોધો, વ્યક્તિઓ વચ્ચે વિરોધો, અને વ્યક્તિ તથા રાજ્ય વચ્ચે વિરોધો. આવા વિચારોનું કોણ નિયમન કરવું, અને કોણ તેમને ક્રમમાં ગોઠવવા? કયે અંશે વ્યક્તિ રાજ્યને હાનિ કર્યા વગર પોતાના દ્રવ્ય, નીતિ, અને બુદ્ધિ સંબંધી લાભોને અનુસરી શકે? અને છેવટે, શહેરી ઉપર રાજ્ય સલામતીથી જે અંકુશ મૂકી શકે, તેની હદ શી છે?

### કાયદાની ભાવના.

આથી કરીને આપણે બીજા મહાન્ સિદ્ધાંત ઉપર આવીએ છીએ. એ સિદ્ધાંત કાયદાનો છે, કે જે માણસોનાં કામકાજના વ્યાવહારિક અનુભવ ઉપર સ્થપાયેલા વર્તનના ન્યાયપુરસ્સર નિયમોને જવાબદાર કર્યા વગર રાજ્યને આપખુદ સત્તા ચલાવવાની ના પાડે છે, અને જે વ્યક્તિને રાજ્યના સ્પષ્ટ લાભથી વિરુદ્ધ પોતાના લાભ લાવવાના હકની મના કરે છે, પછી ભલે તે લાભો નીતિની દૃષ્ટિએ યોગ્ય હોય તોપણ. આ બે ભાવનાઓ રાજ્યના સ્તંભરૂપ છેઃ એક શહેરીપણાની ભાવના, તેની અંદર જે સ્વતંત્રતા, સાર્વજનિક હિતની લાગણી, અને પરસ્પર સંબંધ અંતર્ગત છે તે સહિત, અને બીજી કાયદાની ભાવના, તેની અંદર જે ન્યાય, ક્રમ, અને સ્થાયિત્વ અંતર્ગત છે તે સહિત.

(આ મહત્ત્વના વ્યાખ્યાનનો બાકીનો ભાગ આવતા અંકમાં આપવામાં આવશે.)

## લડાઈના વાર.

—:o:—

<u>બ્રેસ્ટ લિટોવ્સ્કીનો કિલ્લો.</u>

લંડન, ૨૭ મી ઑગસ્ટ.

જર્મનોએ બ્રેસ્ટ લિટોવ્સ્કીનો કિલ્લો હાથ કર્યો છે. રૂશિયનોએ અંદર કશી ઉપયોગી વસ્તુઓ રહેવા દીધી નથી.

કે જેની સાથે એક કેળવણીની સંસ્થા તરીકે આપણને ખાસ નિસબત છે, તે તરફ એક સંક્ષિપ્ત દર્શનમાં બની શકે તેટલું તમારૂં ધ્યાન હું ખેંચવા ચાહું છું. આપણને એમ બરાબર સિદ્ધ કરી આપવામાં આવ્યું છે, કે માત્ર છૂટાં છૂટાં રાજ્યોના નહીં પણ આખા માનવસમાજના કલ્યાણને માટે એ આવશ્યક છે, કે નાગરિકની નીતિ સંબંધી સ્પષ્ટ કલ્પના હોવી જોઇએ, તથા એ વિચારનો કેળવણીના આચારવિચાર સાથેનો સંબંધ સમજાવો જોઇએ. તેટલા માટે, આ ગંભીર બાબતોમાં આપણી શી સ્થિતિ છે, તે સંબંધી કંઇ અનુમાન પર આવવા ચાલો આપણે પ્રયત્ન કરીએ. માનવસમાજ ગમે તેવી પ્રાથમિક દશામાં હોય, તોપણ તેની કાયમ હયાતી રહેવા માટે તેને કોઇક પ્રકારની કેળવણી મળવી આવશ્યક છે. કેળવણી એ પ્રથમ તો એવું એક સાધન છે, કે જેની મદદથી વર્તમાન જમાનો ભૂતકાલના અનુભવનો લાભ લઇ શકે છે, અને માણસની જાતિઓને સુરક્ષિત તથા આગળ પ્રવૃત્ત રાખવામાં તે આવશ્યક કર્તવ્ય બજાવે છે. તેટલા માટે, આ વિશાલ અર્થમાં કેળવણી એ સમાજની પરંપરાનું એક દર્શન અથવા પ્રતિબિંબ છે, અને જે પ્રમાણમાં કોઇ પણ સમાજ રાજકીય વિકાસમાં આગળ વધે છે, અને બુદ્ધિપૂર્વક અમુક વિશિષ્ટ સ્વભાવને તથા પરંપરાને રૂપ આપે છે, તે પ્રમાણમાં તેની કેળવણીની યોજના એ પરંપરાથી પ્રેરિત થયા વગર રહેતી નથી, અને આપણે સ્પષ્ટ અથવા અસ્પષ્ટ રૂપમાં એ વાત સ્વીકારાતી જોઇએ છીએ, કે કેળવણીનો પ્રાથમિક ઉદ્દેશ સારા શહેરીઓ બનાવવાનો છે. આપણા અર્વાચીન વિચારોને આ વાત એટલી બધી સ્વતઃસિદ્ધ લાગે છે, કે બીજા કોઇ પણ ઉદ્દેશને માટે કેળવણીની ખાસ યોજના અમલમાં મૂકી શકાય કે કેમ, એ બાબત શંકા રહે છે. જો વખત હોત, અને મારા વ્યાખ્યાનના પ્રદેશમાં અવકાશ હોત, તો ઇતિહાસથી એમ મુશ્કેલી વગર બતાવી શકાત, કે એ પ્રમાણે નથી; અને માત્ર વ્યક્તિની નહીં, તેમ માત્ર રાજ્યની નહીં, પણ આખા માનવસમાજની નીતિ અને બુદ્ધિના વિકાસ માટે એક મહાન્ સાધન તરીકેની કેળવણીની આપણી સ્વાભાવિક કલ્પના એ વિષયના સત્ય માટે લાંબા અને મહેનતુ પ્રયાસનું પરિણામ છે, આથડી શોધનું અને પ્રયોગનું, કેટલીક પ્રકાશિત ફત્તેહોનું અને ઘણી ખ્વારીવાળી નિષ્ફળતાનું. અને એ ક્રિયા પૂરી થઇ છે એમ ધારવું મિથ્યા છે. જો આ વીસમી સદીમાં કોઇ પણ માણસ એમ ધારતો હોય, કે આપણે ભૂતકાલના અનુભવનો એવો સારો લાભ લીધો છે, કે જેથી તેના સ્પષ્ટ ઉપદેશો આપણા નાગરિક અને પ્રજાકીય સંબંધોમાં બરાબર ઉતરી ચૂકયા છે, તો ચાલુ વિગ્રહની હકીકતોથી તેનો ભ્રમ પૂરેપૂરો અને દુઃખદાયક રીતે દૂર થયેલો હોવો જોઇએ. અને તોપણ, જોકે આપણે એમ કબૂલ કરવું જોઇએ, કે પ્રજાઓ વચ્ચેના વ્યવહારમાં કંઇ નહીં તો સાધારણ મર્યાદા ટકાવી રાખવાની સિદ્ધ અને અનુલ્લંઘનીય પ્રતિજ્ઞા જેવી જે વસ્તુઓને આપણે ગણતા હતા, તે દુઃખદાયક રીતે નિષ્ફળ નીવડી છે, તોપણ એવા કેટલાક સિદ્ધાંતો છે, કે જેનું સત્ય સર્વ સમજુ અને સુધરેલા સમાજોમાં અડગ રહ્યું છે, અને જે વર્તમાન કાલના ત્રાસ અને સંકટોમાં ટકી રહેશે એટલુંજ નહીં, પણ વધેલા અધિકારથી બહાર પડશે.

## સાધારણ શહેરીપણાની ભાવના.

ત્યારે આપણી પ્રસ્તુત શોધની સાથે નિસબતવાળા આ સિદ્ધાંતો શા છે? પહેલો તો એ છે, કે બધા વ્યવસ્થિત સમાજોનો પાયો નીતિ સંબંધી છે. આ નીતિ સંબંધી પાયો તે એકજ મંડળના મેંબર હોવાની રાજકીય લાગણી છે, કે જે રાજ્યની બધી વ્યક્તિઓને લાભ અને અધીનતાના સાધારણ બંધનમાં જોડે છે; ટૂંકામાં, એ પાયો સામાન્ય શહેરીપણાનો છે. પણ આ ભાવના વ્યવસ્થિત સમાજના પાયારૂપ હોવા છતાં સ્વતઃ પુરતી નથી. તે ભલે નીતિના સર્વોપરિ લક્ષ્યથી પ્રેરિત હોય, તોપણ અમુક વિશિષ્ટ નિયામક સિદ્ધાંત વગર તેમાં વિરોધો ઉઠ્યા વગર રહેશે નહીં, નીતિનાં ભિન્નભિન્ન લક્ષ્યો વચ્ચે વિરોધો, વ્યક્તિઓ વચ્ચે વિરોધો, અને વ્યક્તિ તથા રાજ્ય વચ્ચે વિરોધો. આવા વિચારોનું કોણે નિયમન કરવું, અને કોણે તેમને ક્રમમાં ગોઠવવા? કયે અંશે વ્યક્તિ રાજ્યને હાનિ કર્યા વગર પોતાના દ્રવ્ય, નીતિ, અને બુદ્ધિ સંબંધી લાભોને અનુસરી શકે? અને છેવટે, શહેરી ઉપર રાજ્ય સલામતીથી જે અંકુશ મૂકી શકે, તેની હદ શી છે?

## કાયદાની ભાવના.

આથી કરીને આપણે બીજા મહાન્ સિદ્ધાંત ઉપર આવીએ છીએ. એ સિદ્ધાંત કાયદાનો છે, કે જે માણસોનાં કામકાજના વ્યાવહારિક અનુભવ ઉપર સ્થપાયેલા વર્તનના ન્યાયપુરસ્સર નિયમોને જવાબદાર કર્યા વગર રાજ્યને આપખુદ સત્તા ચલાવવાની ના પાડે છે, અને જે વ્યક્તિને રાજ્યના સ્પષ્ટ લાભથી વિરુદ્ધ પોતાના લાભ લાવવાના હકની મના કરે છે, પછી ભલે તે લાભો નીતિની દૃષ્ટિએ યોગ્ય હોય તોપણ. આ બે ભાવનાઓ રાજ્યના સ્તંભરૂપ છેઃ એક શહેરીપણાની ભાવના, તેની અંદર જે સ્વતંત્રતા, સાર્વજનિક હિતની લાગણી, અને પરસ્પર સંબંધ અંતર્ગત છે તે સહિત, અને બીજી કાયદાની ભાવના, તેની અંદર જે ન્યાય, ક્રમ, અને સ્થાયિત્વ અંતર્ગત છે તે સહિત.

(આ મહત્ત્વના વ્યાખ્યાનનો બાકીનો ભાગ આવતા અંકમાં આપવામાં આવશે.)

# લડાઇના વાર.

—:o:—

<u>બ્રેસ્ટ લિટાવ્સ્કીનો કિલ્લો.</u>

લંડન, ૨૭ મી ઑગસ્ટ.

જર્મનોએ બ્રેસ્ટ લિટોવ્સ્કીનો કિલ્લો હાથ કર્યો છે. રશિયનોએ અંદર કશી ઉપયોગી વસ્તુઓ રહેવા દીધી નથી.

<u>કરકસરની જરૂર: પ્રજાને સંદેશો.</u>

લંડન, ૨૮ મી ઑગસ્ટ.

પેન્રિથ ખાતે બોલતાં આમની સભાના વક્તાએ જણાવ્યું છે, કે વિગ્રહના વખતમાં કરકસર સદ્ગુણ, ઉદારતા દુર્ગુણ, અને ઉડાઉપણું અપરાધ છે. રાજ્યે વિગ્રહના વખતમાં પાર્લમેન્ટના મેંબરોના પગાર બંધ કરીને દાખલો બેસાડવો જોઇએ. અમલદારોની સંખ્યા પણ ઓછી કરી શકાય. પ્રજા પોતે પણ ખાન, પાન, તમાકુ, વગેરે બાબતોમાં કરકસર કરી શકે.

<u>ઇટલીની ફત્તેહો.</u>

રોમ, ૨૯ મી ઑગસ્ટ.

સ્ટ્રિનોની ખીણમાં દુશ્મનને મોટાં નુકસાનો થયાં છે. બે ઑસ્ટ્રિયન કિલ્લાઓનો નાશ કરવામાં આવ્યો છે. પ્લેઝોના પ્રદેશમાં ઇટાલિયનોએ ઝેપેંજાની ખીણમાં દુશ્મનોની ખાઇઓ ઉપર ગોળા ફેંકયા છે, અને ખુવારી કરી છે.

<u>ઝેપ્પેલિનોએ કરેલી હાનિ.</u>

લંડન, ૨૮ મી ઑગસ્ટ.

મિ. બાલ્ફોરે એક કાગળ લખીને છેલ્લા બાર મહિનામાં ઝેપ્પેલિનોએ કરેલી હાનિનો હેવાલ આપ્યો છે. ૭૧ પુખ્ત ઉમરનાં માણસો અને ૧૮ બાલકો મરી ગયાં છે; અને ૧૮૯ મોટી ઉમરનાં માણસ તથા ૩૧ બાલકો જખમી થયાં છે. એક પણ સિપાઇ કે ખલાસી મરણ પામેલ નથી.

<u>જાપાન અને દારૂગોળો.</u>

ન્યૂ યૉર્ક, ૩૦ મી ઑગસ્ટ.

જાપાને સરકારી અને ખાનગી સાધનો વાપરીને મિત્ર રાજ્યોને માટે અને ખાસ કરીને રુશિયાને માટે વધારે દારૂગોળો બનાવવાનો ઠરાવ કર્યો છે.

<u>મોસ્કોમાં લોકમત.</u>

મોસ્કો, ૩૦ મી ઑગસ્ટ.

મોસ્કોની બધી સાર્વજનિક સંસ્થાઓના પ્રતિનિધિઓની એક સભામાં એવો ઠરાવ કરવામાં આવ્યો છે, કે ગમે તે ખરચ થાય તોપણ વિગ્રહનો વિજયી અંત લાવવો. દરમિયાન સુલેહ માટેની બધી સૂચનાઓ પર ધ્યાન અપાશે નહીં.

<u>બ્રિટિશ પ્રવૃત્તિ.</u>

લંડન, ૩૧ મી ઑગસ્ટ.

ફીલ્ડ માર્શલ સર જૉન ફ્રેંચ જણાવે છે, કે તારીખ ૧૮ મી ઑગસ્ટથી બ્રિટિશ મોખરા ઉપર માત્ર સુરંગખાણી ચાલે છે, દુશ્મનનાં વિમાનો આપણે પાડ્યાં છે, અને આપણા તોપખાનાએ

લેંશમાર્ક પાસે એક રેલવે ટ્રેનને સળગાવી છે. હાઉથર્સ્ટના જંગલ ઉપરના હવાઈ હુમલામાં આપણા વિમાનીઓએ ફ્રેંચોની સાથે ફત્તેહમંદ કામ કર્યું છે.

પોલાંડની દુર્દશા.

લંડન, ૩૧ મી ઑગસ્ટ.

જર્મનો પોલાંડમાં પણ બેલ્જિયમ જેવું કરવા માંડ્યા છે. વાર્સોના ગવ્હર્નર-જનરલે જાહેરનામું કાઢ્યું છે, કે બેંકો અને દુકાનો જો જર્મનો સાથે વ્યવહાર કરશે નહીં તો બંધ કરવામાં આવશે, અને તેના માલેકોને છાવણીઓમાં મોકલી અપાશે. દુશ્મનની સાથે વેપારની મના કરતાં રુશિયન જાહેરનામાંનો આધાર આપનારને પાંચ વરસની કેદ મળશે, એમ ખબર આપવામાં આવી છે.

મોન્ટીનીગ્રિન ફત્તેહ.

સેટિંજે, ૩૧ મી ઑગસ્ટ.

મોન્ટીનીગ્રિનોએ સેવિનો, બ્રડોકોલ, અને ટ્રેબિંજીની દિશામાં ઑસ્ટ્રિયન પાયદળના એક હુમલાને પાછો વાળ્યો છે; અને ઘણું નુકસાન કર્યું છે.

રુશિયાની હીલચાલ.

પિટ્રોગ્રેડ, ૩૧ મી ઑગસ્ટ.

વિસ્ચા નદી પાસે રુશિયનોએ જર્મનો પર હુમલો કર્યો છે; અને દ્વિના નદી ઉતરતા તેમને અટકાવ્યા છે. જમણે કિનારે જે જર્મનો ઉતરી ચૂકયા હતા તેમને પાછા હઠાવવામાં આવ્યા છે. વિલ્ના નદીને જમણે કિનારે પણ રુશિયનો ટક્કર લે છે.

રુશિયન નાણાવટીઓ કેદ.

લંડન, ૧ લી સપ્ટેંબર.

વાર્સોના ગવ્હર્નરની ધમકી અમલમાં મૂકાઇ છે. જર્મન પ્રોમિસરી નોટ ન સ્વીકારવા માટે ત્રીશ રુશિયન નાણાવટીઓને કેદ કરીને જર્મનીમાં મોકલી દેવામાં આવ્યા છે.

ગેલીશિયામાં મારામારી.

લંડન, ૨ જી સપ્ટેંબર.

દરેક હેવાલ જણાવે છે, કે ગેલીશિયામાં સખ્ત લડાઇ ચાલે છે. દુશ્મને આખી લાઇન પર હુમલા કર્યા છે, અને તેમના બે હેતુ દેખાય છે: ગેલીશિયામાંથી રુશિયનોને હાંકી કાઢવાનો એક, અને રૂમેનિયાની સરહદથી તેમને દૂર કરવાને બીજો.

---

## નિવેદન.

આજના અંકની સાથે અમે જેમનું વ્યાખ્યાન આપ્યું છે તે મુંબઇના નામદાર ગવ્હર્નર લૉર્ડ વિલિંગ્ડનનો એક સુંદર ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ કરીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧. ]　　મંગળવાર, ૧૪ મી સપ્ટેમ્બર, ૧૯૧૫.　　[ અંક ૪૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

મંગળવાર, ૧૪ મી સપ્ટેમ્બર ૧૯૧૫.

## યુનિવર્સિટીના ચાન્સેલર તરીકે લૉર્ડ વિલિંગ્ડનનું વ્યાખ્યાન.

(ગયા અંકથી ચાલુ.)

### કેળવણીનો ઉદ્દેશ.

મારો ત્રીજો સિદ્ધાંત આ છે. કવિઓ જન્મતા હશે, અને બનાવાતા નહીં હોય, પણ સારા શહેરીઓ તો જન્મે છે, અને બનાવાય પણ છે. કેળવણીનું કર્તવ્ય સારા શહેરીઓ બનાવવાનું છે. મિલ્ટનના ઉમદા શબ્દોમાં, "તેટલા માટે હું પૂર્ણ અને ઉમદા કેળવણી તેને કહું છું, કે જે માણસને શાંતિનાં અને વિગ્રહનાં, ખાનગી અને સાર્વજનિક, બધાં કર્તવ્યો ન્યાયથી, કુશળતાથી, અને ઉદારતાથી બજાવવાને શક્તિમાન કરે છે." જે કેળવણીનો ઉદ્દેશ માણસને આપખુદ અધિકારનું કાર્યસાધક પણ છેક પરાધીન હથિયાર બનાવવાનો છે તે શહેરીની કેળવણી નથી; એ તો નિરંકુશ અધિકારનું એક સાધન માત્ર છે. જે તાલિમ માણસને કોઇ પણ કલામાં અથવા ધંધામાં નિપુણ બનાવે છે તે કંઇ કેળવણી નથી; એ તો માત્ર માહિતી અથવા એક પ્રકારની શાગિર્દી છે. કેળવણીનું નામ તેનેજ ઘટે છે, કે જે માણસને માણસ તથા શહેરી તરીકેની બધી ફરજો બજાવવાને સમર્થ કરે છે, જે તેના પોતાના અને બીજાઓના લાભને માટે તેની શ્રેષ્ઠ શક્તિઓને ખીલવે છે, અને જે તેની પાત્રતા પ્રમાણે જે સાધનો કુદરત અને સમાજ તેને બક્ષે છે તેનો ઉપભોગ કરવાને તેને સમર્થ બનાવે છે. ત્યારે કેળવણી એ, જો આપણે બરાબર સમજીએ તો, એક પ્રકારનું શહેરીનું નિયમન છે, કે જેનો ઉદ્દેશ વ્યક્તિની શ્રેષ્ઠ શક્તિઓને તેની પાત્રતા પ્રમાણે ઉદાર પદ્ધતિથી વિકસિત અને પ્રવૃત્ત કરીને, સમાન કાયદા, લાભ, અને અધીનતાના બંધનથી જોડાયેલા સ્વતંત્ર માણસોના સમાજમાં શહેરીપણાની ફરજો બજાવવાને અને લાભો ભોગવવાને માણસને સમર્થ કરવાનો છે. એ એક એવું પ્રબલ શસ્ત્ર છે, કે જેથી આપણે ભૂતકાલનો વારસો બરાબર ટકાવી શકીએ છીએ, વર્તમાનનો પૂર્ણ અને વિવેકથી ઉપભોગ કરી શકીએ છીએ, અને ભવિષ્યની જરૂરો તથા સંભવો માટે સંચય કરી શકીએ છીએ.

### શહેનશાહી શહેરીપણું.

બેશક, જે શહેનશાહતમાં શહેરીઓની સંખ્યા ૪૨ા કરોડ કરતાં વધારે છે, જેની અંદર એટલી બધી જાતિઓ, એટલા બધા પંથો, એટલી બધી ભાષાઓ, અને ઊંચામાં ઊંચીથી નીચામાં

નીચી સુધી સુધારાની એટલી બધી પાયરીઓ છે, તેને ગમે તેવા સામાન્ય શબ્દોનું પણ એકજ સૂત્ર લાગુ પાડવામાં જોખમ છે. પણ જો આપણે એમ ધ્યાનમાં રાખીએ, કે જોકે હાલ આપણી ભાવના આપણા મહાન્ સામ્રાજ્યના વધારે આગળ વધેલા ભાગોમાંજ પૂર્ણ અંશે સફલ થઇ શકશે, તોપણ તેને લક્ષ્ય ગણીને બધાના પ્રયાસો તે તરફ વળવા જોઇએ, તો તે જોખમ ઓછું થઇ જાય છે. આપણ સૌના સામાન્ય શહેનશાહી શહેરીપણાથી આપણી અંદર જે મહત્તર દેશભક્તિનો પ્રાણ પ્રેરિત થાય છે, તેની અંદર દરેક અવયવમાં સ્થાનિક દેશભક્તિ માટે અવકાશ અને આવશ્યકતા છે, અને એજ પ્રમાણે જ્યારે દરેક અવયવ પોતાની સ્થિતિને અનુકૂલ રેખાઓ ઉપર અને અનુકૂલ યુક્તિઓથી પોતાના વિશિષ્ઠ વિકાસ માટે ઉત્સાહથી અને આગ્રહથી મથે છે, ત્યારે સામાન્ય લાભ સૌથી સારી રીતે સચવાય છે. આપણને આપણા પોતાના આર્થિક, કેળવણીના, અને રાજકીય સવાલો છે, જેમ ઇંગ્લંડ, ઑસ્ટ્રેલિયા, અને કાનડાને છે તેમ. આ સવાલો ઉપર આપણે જે ઉત્સાહ અને સાર્વજનિક હિતની લાગણીથી કામ કરીએ તેનું એક ઝરણ થાય છે, અને તે જે મોટો પ્રવાહ સમગ્ર શહેનશાહતમાં સાર્વજનિક હિતની લાગણીને જીવન આપે છે તેનો એક મહત્વનો ભાગ છે. તેટલા માટે, આપણે શહેનશાહી લાભો, કે આપણા પોતાના તરતના લાભો, ગમે તે વિચારતા હોઇએ, તોપણ તે વિચાર શહેનશાહતની દૃષ્ટિથી થવો ઘટે છે. આ શબ્દ કદાચ અસ્પષ્ટ અને સહેજ અલંકારના જેવો લાગશે, પણ તેનો સ્પષ્ટ અને વ્યાવહારિક અર્થ છે. આપણી રાજનીતિનું વિશિષ્ઠ લક્ષણ એ છે, કે તે સ્વતંત્રતા, ન્યાય, મતાંતરક્ષમા, અને ખુલ્લી હકીકતોના સ્વીકાર પર સ્થપાયેલી છે. આપણે હમેશાં જૂનાના નાશથી નહીં પણ સુધારાથી આગળ વધવાનું પસંદ કર્યું છે, ખાલી શબ્દોનો આપણને હમેશાં સ્વાભાવિક અવિશ્વાસ રહ્યો છે, અને છેવટની હદ સુધી બાબતો લઈ જવાને આપણે નાખુશ રહ્યા છીએ. બીજી પ્રજાઓએ આપણી સમાધાનની વૃત્તિનો વારંવાર પરિહાસ કર્યો છે, અને એટલીજ વાર તેનાં પરિણામો માટે અદેખાઇ બતાવી છે. ઉપરાંત, તમામ રાજકીય સમાજોની અંદર સૌથી વધારે વ્યક્તિગત સ્વતંત્રતા એનાયત કરવાની સાથે આપણી પરંપરા એમ માની લે છે, કે વ્યક્તિની જવાબદારી અને કામ કરવાની તત્પરતા એજ કોટિનાં હોવાં જોઇએ. તેટલા માટે, જ્યારે હું શહેનશાહી રીતે વિચારવાની વાત કરૂં છું, ત્યારે મારો આશય એ છે, કે રાજકીય સવાલો વિચારવાની અંદર આપણાં મન આ વિશિષ્ઠ રાજકીય પરંપરાથી નિરંતર પ્રેરિત હોવાં જોઇએ. શહેરીની ફરજ ટીકા કરવાથી અદા થતી નથી. તેનું કર્તવ્ય નવી સ્થાપનામાં મદદ કરવાનું પણ છે, અને ખાસ કરીને એ જોવાનું, કે સાચી દિશામાં કર્મ અથવા વચનથી જે બને તે કરવાનું પોતાની જવાબદારી પ્રમાણે બરાબર થાય છે કે નહીં. એવી થોડીજ ખાનગી પ્રવૃત્તિઓ છે, અને સાર્વજનિક પ્રવૃત્તિ તો એવી કોઇ પણ નથી, કે જેમાં ઉતરતાં શહેનશાહી શહેરીપણાના આપણા સામાન્ય વારસાની વાસ્તવિકતાના સંતત ભાનની જરૂર ન હોય. હિંદમાં જે યુરોપીઅનો છે, જેમાંના કેટલાકને કદાચ પોતાના પૂર્વના દેશવટા સંબંધી ફરિયાદ કરવાની, અને પોતાના જન્મની ભૂમિના પરિચિત દેખાવો અને સગવડો માટે ખેદ કરવાની વૃત્તિ થતી હશે, તેને હું એ વિચારનું સૂચન કરવા ચાહું છું, કે નામદાર શહેનશાહના વિશાળ મુલકનો કોઇ પણ ભાગ પારકો દેશ નથી, અને આ મહાન્ શહેનશાહતની આબાદી

વધારવામાં ભાગ લેવાનો અધિકાર માણસે અભિમાનથી અને અંગત જવાબદારીની ઊંડી લાગણી પૂર્વક સ્વીકારવો જોઇએ. (તાળીઓ.)

## હિંદી શહેરી બંધુઓ.

મારા હિંદી શહેરી બંધુઓમાંથી જેઓનું એમ માનવાનું વલણ હોય, કે હિંદની બ્રિટિશ સરકાર એક પારકી સરકાર છે, તેને પણ મારે એજ શબ્દોમાં જવાબ આપવાનો છે. આટલા બધા પંથો અને આટલી બધી જાતોને એક મહાન્ શહેનશાહી મંડલમાં એકત્ર કરવાનું કામ અતિશય મોટું છે, અને તેમાં જૂદા જૂદા લાભો અને આકાંક્ષાઓને ધીમેથી અને સૂક્ષ્મતાથી ગોઠવ્યા વગર ચાલતું નથી. આ પ્રકારના ઘણા પ્રશ્નો છે, કે જેના છેવટના નિવેડા માટે આપણે આત્મામાં સબૂરી રાખવી જોઇએ, અને વિશ્વાસ રાખવો જોઇએ, કે દરેક અડચણને માટે ઉપાય મળી શકશે. અને આપણી આસ્થાનું કારણ આ છે, કે આપણા રાજકીય વારસામાં ન્યાય અને સમાધાનનાં મૂલતત્ત્વો રહેલાં છે, અને તે કોઇ લઇ લે એમ નથી. બેશક, જેમ જેમ આપણી જરૂરો ઉભી થતી જાય, તેમ તેમ એ જરૂરોને એ મૂલતત્ત્વો લાગુ કરવાને આપણે આગ્રહથી મહેનત કરવી જોઇએ; પણ આપણી એ આસ્થા તો કશાથી ડગવી જોઇએ નહીં, કે આખરે તેમની ફત્તેહ થશે અને થવીજ જોઇએ. હું તમને ખાતરી આપી શકું છું, કે બ્રિટિશ જન્મનો દરેક શહેરી, કે જે પોતાની રાજકીય આસ્થા ઉપર શાન્તિથી વિચાર કરી શકતો હોય, તે આ પ્રમાણે અંતઃકરણથી માને છે; અને જો દરેક વિચાર કરનાર હિંદી શહેરીને એવોજ વિશ્વાસ ન હોય, તો મને શ્રદ્ધા છે કે આ વિશ્વાસ સ્થાપિત થવાનો અને સાચો ઠરવાનો વખત બહુ દૂર નથી. (તાળીઓ.)

છતાં અમસ્તા ઉભા રહેવું. અને આપણી આકાંક્ષાઓ પોતાની મેળે સફળ થવાની આશા રાખવી, એ બસ નથી. આપણ બધાએ સામાન્ય કર્તવ્યનો આપણો પોતાનો ભાગ બજાવવો જોઇએ; અને કદાચ આપણા સિદ્ધાંતો વ્યવહારને લાગુ પાડવાની કેટલીએક સૂચનાઓ તમે મને આપવા દેશો. ઉદાહરણ તરીકે, કેળવણીની બાબતમાં શું આપણે હમેશાં બરાબર ધ્યાનમાં રાખીએ છીએ, કે બાળકોને ઉછેરવામાં અને કેળવવામાં માબાપની જવાબદારી કેટલી બધી મોટી છે? જો કોઇ મા અથવા બાપ, પોતાનું બાલક બિમાર હોય, અને ડાકતરને બોલાવીને તથા દવા આપીને પછી બધી ચિંતા છોડી દે અને હાજરી પણ ન આપે, તો બધા લોકો તેને ન માની શકાય તેવી બેવકૂફી અને અપરાધ કહેવાય તેવી બેદરકારી ગણશે. જો શરીરની બાબતમાં આ સાચું છે, તો મન અને આત્માની વસ્તુઓમાં એ કેટલું બધું વધારે સાચું હોવું જોઇએ? યાદ રાખજો, કે રાજ્યની કેળવણીની યોજના ગમે તેવી મૂકે હોય, તોપણ વર્તન અને નીતની જે કેળવણી ઘર આગળ મળવી જોઇએ, તેની જગ્યા તે કદાપિ લઇ શકે નહીં. આ વાતમાં જે ઉઘાડું સત્ય છે તે ઉપરાંત, આપણે જે બાબત સ્વીકારી છે તેમાંથી એજ અનુમાન નીકળે છે. એક તો એટલા માટે, કે બાપનું કુદરતી ગુરુપણું એ એક એવી ગંભીર જવાબદારી છે. કે

જે તેણે લેવી અને અદા કરવીજ જોઇએ, અને જેમાંથી કોઇ તેને છોડવી શકે નહીં; અને બીજું એટલા માટે, કે રાજ્ય આવી બાબતમાં પોતાના હકનો દાવો કરે, અથવા તેમાં એકલા અને પુરતા અધિકારની જવાબદારી સ્વીકારે, તો આપણા એક પરમ આવશ્યક સિદ્ધાંતનું ઉલ્લંઘન થાય: જે એવો છે, કે રાજ્યમાં સમૂહના કર્તવ્ય અને વ્યક્તિના કર્તવ્ય વચ્ચે યોગ્ય પ્રમાણ હોવું જોઇએ. ફરી મને પૂછવા દો, કે શું આપણે હમેશાં એ ધ્યાનમાં રાખીએ છીએ, કે જૂદી જૂદી નિશાળો અને કોલેજોમાં રાજ્ય જે શિક્ષકને નીમે છે, તેની, પોતાની સંભાળ અને અસર નીચે આવતા અભ્યાસીઓના સંબંધમાં જવાબદારી કેટલી મોટી છે? જો તે એમ ધારતો હોય, કે ભણતરના ઠરાવેલા કલાકોમાં પોતાની નિશાળ અને કોલેજનો અભ્યાસક્રમ શીખવવાથી તેણે પોતાની ફરજ અદા કરી છે, તો તે અતિશય ભૂલમાં છે. ખુલ્લી રીતે એ તેની ફરજ છે, કે તેણે બની શકે તેટલે અંશે પોતાના શિષ્યોમાંના દરેકના લક્ષણ અને નીતિ સંબંધી વલણનો અભ્યાસ કરવો જોઇએ; અને જે સુધારવાલાયક હોય તેને સુધારવાને, જે ઉત્તેજનને પાત્ર હોય તેને ઉત્તેજવાને, અને પોતાની સંભાળ નીચેના દરેક શિષ્યની તથા પોતાની વચ્ચે વિશ્વાસ અને સમભાવની લાગણી મેળવવાને શ્રેષ્ઠ પ્રયત્ન કરવો જોઇએ.

### આબરૂ અને ફત્તેહ.

આપણા સિદ્ધાંતનો બીજો મહત્ત્વનો વ્યાવહારિક ઉપયોગ આ છે. કેળવણી એ વ્યક્તિમાં સંતત અને રાજ્યમાં વિસ્તૃત પ્રવૃત્તિ હોવી જોઇએ. આમાંનું પહેલું અનુમાન આજે જે તરુણ બાનુઓ અને ગૃહસ્થોને યુનિવર્સિટીએ વિદ્યાના ઇલ્કાબની એનાયત કરી છે તેમના સ્વીકાર માટે હું ખાસ રજુ કરૂં છું. હું આશા રાખું છું, કે જો તમારે કોઇ પણ દિવસ આવું માનવું થયું હશે, તો તમે એમ તો નહીં ધારતા હો, કે તમારી કેળવણી પૂરી થઇ છે. એ તો માત્ર શરૂ થાય છે. તમે ગમે તેવા ઉદ્યોગી હો, તોપણ શહેરી તરીકેની ફરજો તમે પૂરેપૂરી રીતે પુસ્તકોમાંથી, કે તમારા સમકાલીનોના સમાગમમાંથી, કે તમારા શિક્ષકોના ઉપદેશમાંથી પણ કદાપિ શીખી શકો નહીં. તમે તે માણસો અને કામકાજની દુનિયામાંજ અને ઘણી મહેનત તથા નિરાશા પછીજ શીખી શકશો. મને વિશ્વાસ છે, કે તમે આબરૂ અને ફત્તેહ પ્રાપ્ત કરશો; પણ આ ઇનામોને માટે હજી પ્રયાસ કરવાનો રહે છે, અને તે મિલ્ટન કહે છે તેમ "ધૂળ અને તાપ વગર નહીં." તમને મોટા લાભ અને પ્રસંગો મળેલ છે. આ કારણને માટે તમે સમાજના મોટામાં મોટા કરજદાર છો, અને તમારી પહેલી ફરજ આ કરજ અદા કરવાની છે. એમ ન માનશો, કે તમને વિદ્યા માટે મળેલાં માનને લીધે આરામ અને દ્રવ્ય ઉપર તમારો હક થાય છે. તમારે હજી તમને અહીં મોકલવામાં માતાપિતા અથવા મિત્રોએ આપેલા ભોગને વાજબી ઠરાવવાના છે, અને તમારા શહેરી બંધુઓએ આપેલા ભોગને પણ, કે જેની સમાજ માટેની લાગણીથી અથવા જેના ઉદ્યોગથી તમારા શિક્ષણનાં ભૌતિક સાધનો અહીં પૂરાં પાડવામાં આવેલ છે. (તાળીઓ.) સૌથી વધારે, એ સિદ્ધ કરી આપવાની પોતાની જાત તરફ તમારી ઊંચી

ફરજ છે, કે જે સંપત્તિ આજ તમારા હવાલામાં સુપ્રત થાય છે. તેના તમે ખાસ વહિવટ કરનાર છો.

"તારી પોતાની જાત તરફ સાચો થા,
અને જેમ દિવસ પછી રાત આવે છે તેમ અવશ્ય બનશે.
કે ત્યારે તું કોઇ પણ માણસ તરફ ખોટો થઇ શકીશ નહીં."

## કેળવણીનું લક્ષ્ય.

આપણું બીજું અનુમાન એ હતું, કે કેળવણી એ રાજ્યમાં વિસ્તૃત પ્રવૃત્તિ હોવી જોઇએ. આથી એમ કહેવાની મારી મતલબ છે, કે ઊંચામાં ઊંચું કેળવણીનું લક્ષ્ય પણ માત્ર થોડા ભાગ્યશાળી માણસો પ્રાપ્ત કરે, તે બસ નથી. જો થોડાઓનેજ સંસ્કાર મળતો હોય, અને તે બીજાઓની જિંદગીની પ્રાથમિક જરૂરોનો ભોગ આપવાથી પ્રાપ્ત થતો હોય, તો તે મૂઠીના પ્રાધાન્યનું સૌથી ખરાબ રૂપ છે. તેટલા માટે એ પરમ આવશ્યક છે, કે કેળવણી બુદ્ધિ અને સિદ્ધિમાં સૌથી ઉતરતાથી માંડીને સૌથી ચડતા સુધી બધાને પોતપોતાની પાત્રતા પ્રમાણે અપાવી જોઇએ; અને આપણાથી જે શ્રેષ્ઠ આપી શકાય તેમાં ભાગ લેવાનો સૌને પ્રસંગ મળવો જોઇએ. જ્યારે જિંદગીની સ્થિતિ એટલી પ્રતિકૂલ હોય, કે તેના માત્ર નિર્વાહ માટે દરેક ઉત્સાહનો વ્યય થઇ જાય, ત્યારે નીતિ અથવા બુદ્ધિમાં ત્વરિત પ્રગતિની આપણે આશા રાખી શકીએ નહીં. તેટલા માટે, પછાત પડેલા વર્ગોનો સામાજિક અને આર્થિક સુધારો એ એક રીતે જોતાં મોટો કેળવણીનો સવાલ છે: અને જો એમ દલીલ કરવામાં આવે, કે મેં કેળવણીના જે લક્ષ્યનું નિરૂપણ કર્યું છે તે આવા પ્રશ્નોના સંબંધમાં જરા અતિ ઊંચું લક્ષ્ય છે. તો મારો જવાબ એ છે, કે એથી ઉલટું, એ પ્રશ્નો ઉપરજ તેને વાજબી ઠરાવવા માટે હું આધાર રાખું છું. તેની માગણીઓ જેમ પાત્રતા અને શક્તિમાં સર્વોપરિ સાધનસંપન્ન માટે તેમજ અજ્ઞાન અને આગળ ન વધનારાઓને માટે પણ દબાણ કરે છે. જો રાજ્યના ન્હાનામાં ન્હાના મેંબરને ન્યાય ન મળે, તો આખા રાજ્યને તેથી ખમવું પડે છે; અને જ્યારે કોઇ પણ સમાજમાં ગરીબાઇમાં અને તન તથા મનની અસ્વચ્છતામાં દુઃખે દહાડા કાઢતા માણસોની મોટી સંખ્યા હોય છે. ત્યારે તે માણસજાતને ખરાબ લાગે છે એટલુંજ નહીં, પણ માત્ર લાભ અથવા સગવડના કરતાં ઉચ્ચતર હેતુઓથી જે પ્રેરિત ન હોય તેવા સમાજને પણ તેમાં જોખમ અને કલંક છે. હું ફરીને કહું છું, કે કેળવણી અને શહેરીપણાની આપણી કલ્પનાની આ એક દબાણ કરનારી કસોટી છે: અને હું માનું છું કે મેં જે રેખા સૂચવી છે તે ઉપરજ તેનો ખુલાસો મળી શકશે.

## કાળનું કલંક.

હવે જે થોડા શબ્દો કહેવા માટે હું તમને રોકવાનો છું, તેમાં આપણી તપાસની એક બીજી બાજુ વિચારવાનું હું તમને આમંત્રણ કરીશ. કે જે આ અનુમાનો પરથી જો સિદ્ધ થતી ન હોય, તોપણ ફલિત તો થાયજ છે. અત્યાર સુધી આ વિષયોનું આપણા મહાન શહેરશાહી

કુટુંબના એક અંદરના સવાલ તરીકે મેં નિરૂપણ કર્યું છે: આપણા સાધારણ શેહેરીપણાથી સૂચિત થતી એકતાના પ્રબલ અનુભવ વડે ઉત્પન્ન થતી અને તેને વધારતી એક વસ્તુ તરીકે; અને મારી દલીલમાં એ વાત અંતર્ગત છે, કે વ્યક્તિની શક્તિઓ જ્યારે રાજ્યના ભલાને માટે રોકાય છે, ત્યારે જેવી ખીલે છે, તેવી બીજી રીતે કદાપિ ખીલી શકતી નથી. બંનેનું સર્વોપરિ હિત એક અને અભેદ્ય છે.

પણ વ્યક્તિની રાજ્ય તરફ જે ફરજ છે, તે બંનેની માણસજાત તરફ છે. નાગરિક નીતિની જે જાત બીજી પ્રજા સાથેના કોલકરારો ભાંગવાની, તથા માણસોની સાધારણ નીતિબુદ્ધિને ત્રાસ આપવાની રજા આપે છે, તે કાઇનનું કલંક છે: જે પ્રાણ તેનું બીજ મૂકે છે, અને જે રાજ્ય તેને જન્મ આપે છે તે માણસજાતનાં દુશ્મન છે. શહેરીપણાની જે ભાવનાની તેની અંદરની ક્રિયામાં આપણે રેખા દોરી છે, તે પ્રજાત્વની મર્યાદાથી ઊંચે ચડીને એવા ઉદાર સિદ્ધાંત ઉપર આવવી જોઈએ, કે જે કાંઇ માનુષ છે તે કશું પારકું નથી. ફત્તેહને માટે સજ્જ થવામાં, અને પ્રજાઓની અંદર સ્વતંત્રતા તથા ન્યાયનો પક્ષ બચાવવામાં આપણા બહાદુર મળતિયાઓની સાથે રહીને આપણે જે કરવાનુ છે, તેના સંબંધમાં તો મારી ખાતરી છે, કે જોકે આપણાં સાધનોની બરાબર તૈયારીમાં ઘણું કરવાનું બાકી છે, તોપણ આપણા લોકોના પ્રાણમાં કશી બાબતની ઊણપ નથી. એક પ્રખ્યાત ઇતિહાસક. કે જેણે પયગંબરી પ્રેરણાથી શેહેનશાહતને ગંભીર ચેતવણી આપેલી, અને જે થોડા મહિના પહેલાં જ્યારે તેના શબ્દો સાચા પડવાની તૈયારી હતી તે અરસામાં ગુજરી ગયેલ છે, તેના શબ્દોમાં: "હું ચોતરફ અમુક નવ જીવનનાં સંચાલનો જોઉં છું, ક્રેસીના કરતાં નવતર શૌર્યથી પ્રેરાયેલાં લશ્કરોનો પદરવ સાંભળું છું, અને દૃષ્ટિમર્યાદા ઉપર એવા કાફલાઓની રેખાઓ નિહાળું છું, કે જેમનો નિશ્ચય નેલ્સન અથવા રૅાડનીના જેવોજ વીરત્વથી ભરપૂર છે."

પણ, મેં શરૂઆતમાં કહ્યું હતું તેમ, વિજય પછી જે કરવાનું રહેશે તેમાં આપણા સિદ્ધાંતોના સત્યની અને આપણી આસ્થા તથા હિંમતની દૃઢતાની વધારે આકરી કસોટી થશે. એક મહાન્ રાજ્યનાં નીતિ સંબંધી સાધનોમાં જેનો સમાવેશ થાય છે તે સર્વનો આપણને ખપ પડશે: રાજકીય સહજબુદ્ધિ, સાર્વજનિક હિતની લાગણી, દૃઢતા, અને દયાળુતા. સૌથી વધારે આપણને માણસો જોઇશે. યુનાઇટેડ સ્ટેટસના એક મહાન્ શહેરીએ પોતાના દેશના સર્વોપરિ સંકટના વખતમાં એક પ્રાર્થના કરી છે તે આપણે પણ કરવી જોઇએ; અને મને વિશ્વાસ છે કે તે આપણને બક્ષવામાં આવશે:—

"ઈશ્વર આપણને માણસો આપો! હાલના જેવો વખત માગે છે
મોટાં હૃદય, મજબૂત મન, સાચી આસ્થા અને તૈયાર હાથ!
એવા માણસો કે જેને અધિકારની તૃષ્ણા મારી નાંખતી નથી;
એવા માણસો કે જેને અધિકારની લૂટ ખરીદી શકતી નથી;
એવા માણસો કે જેને પોતાના અભિપ્રાયો અને ઇચ્છાશક્તિ છે;

આબરૂદાર માણસો, એવા માણસો કે જે જૂઠું બોલે નહીં.
કારણકે જ્યારે સાધારણ લોકો ઘસાઇ ગયેલી માન્યતાઓવાળા,
વડી વાતો કહેવાવાળા અને ન્હાનાં કર્મ કરવાંવાળા,
સ્વાર્થના વિગ્રહમાં ખરાડા પાડે છે, ત્યારે જુઓ! સ્વતંત્રતા રડે છે,
અસત્ય દેશ પર રાજ્ય કરે છે, અને રાહ જોતો ન્યાય ઊંઘે છે.” (સંપૂર્ણ.)

## લડાઈના તાર.

<u>રૂશિયન વિકમ.</u>

પિતૃગ્રેડ, ૫ મી સપ્ટેંબર.

રિગાના પ્રદેશમાં રૂશિયનો ગુરુવારે રાત્રે ડ્વિના નદી ફરી ઓળંગ્યા છે, અને જર્મનો પર છાપો મારીને તેમણે તેમને ન્હસાડી મૂકયા છે.

<u>રૂશિયન દ્રઢતા.</u>

પિતૃગ્રેડ, ૫ મી સપ્ટેંબર.

પ્રજાના બચાવને માટેના એક ખાસ કોન્ફરન્સમાં નામદાર ઝારે પ્રમુખપદથી ભાષણ કરીને જણાવ્યું છે, કે "પાર્લમેન્ટે મને દ્રઢતાથી અને આનાકાની વગર જે જવાબ આપ્યો છે, તે એકજ રૂશિયાને લાયકનો જવાબ છે, કે પૂરેપૂરો વિજય મળે ત્યાં સુધી વિગ્રહ જારી રાખવો."

<u>આગબોટ હેસ્પેરિયન પર ટોર્પીડો.</u>

કવીન્સટાઉન, ૫ મી સપ્ટેંબર.

ગઇ કાલે રાત્રે સાડા આઠ વાગ્યે આગબોટ હેસ્પેરિયન ઉપર ફાસ્ટનેટની પશ્ચિમે ટોર્પીડો છોડવામાં આવેલ છે. આગબોટ ડુબી ગઇ નથી. મદદ તરત પહોંચી છે. ઉતારૂઓને કવીન્સટાઉનમાં ઉતાર્યા છે. સાવચેતી આપી નહોતી. આઘાતને પરિણામે એક આંધળો કાનડી સિપાઇ દેખતો થયો છે.

<u>બ્રેસ્ટ લિટોવ્સ્કી.</u>

લંડન, ૬ ઠી સપ્ટેંબર.

ઑસ્ટ્રિયનોની સાથે બ્રેસ્ટ લિટોવ્સ્કીમાં પ્રવેશ કરનાર એક ડચ જણાવે છે, કે ૧૮૧૨ માં મોસ્કોની સ્થિતિ એથી ખરાબ નહીં હોય. બળતાં ઘરોની ગલીઓમાં ચડાઇ કરનારાઓ કયાંકથી ખાવાપીવાનું મળે તે માટે શોધ કરતા ફરતા હતા; પણ રોટલાનો ટુકડો પણ રહેલો નહીં. દરેક ઘરને ખાળી મૂકવામાં આવેલું; અને ૫૩,૦૦૦ ની વસ્તીમાંથી એક પણ માણસ નજરે પડતું નહોતું. માત્ર એક દુઃખી કુટુંબ પાછળ રહેલું; અને તેની પાસે થોડી ખુરસીઓ અને એક પારણા વગર બીજું કશું નહોતું.

## નિવેદન.

વ્યાખ્યાનમાં વધારે જગ્યા રોકાવાથી આ અંકમાં અમે તારની ખબરો વધારે આપી શકતા નથી, તે માટે દિલગીર છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિજય.

પુ. ૧.] મંગળવાર, ૨૧ મી સપ્ટેમ્બર, ૧૯૧૫. [અંક ૪૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૧ મી સપ્ટેમ્બર ૧૯૧૫.

## ઈરાની અખાતની આસપાસ લડાઈ.

૧૯૧૪ના નવેંબર માસમાં જ્યારે કૈસરના માણસોના પ્રપંચોને લીધે તુર્કીએ ગ્રેટ બ્રિટન અને તેનાં મિત્ર રાજ્યો સાથે વિગ્રહ જાહેર કર્યો, ત્યારે કોન્સ્ટન્ટિનોપલ જોખમમાં આવી ગયું. એટલુંજ નહીં, પણ તેનો એશિયાની અંદરનો મુલક સાચવવો સુદ્ધાં મુશ્કેલ થઇ પડ્યો. લૉર્ડ બેકને ત્રણસો વરસ ઉપર કહેલું, કે "જેને દરિયા પર ચાગલ હોય છે તેને ઘણી છૂટ રહે છે;" અને આ છૂટને લીધે ગ્રેટ બ્રિટન ચડાઇને માટે અનુકૂલ સમય અને સ્થાન પસંદ કરી શક્યું.

એશિયા માઇનરમાં સુલતાનનો મુલક ભૂમધ્ય સમુદ્રથી માંડીને દક્ષિણમાં વિસ્તરેલો છે, અને છેક ઈરાની અખાત સુધી પહોંચે છે. અહીં એક તરફથી ઈરાન અને બીજી તરફથી આરબી રણની વચ્ચે આવેલી સાંકડી ભૂમિમાં યુફ્રેટીસ અને ટાઇગ્રિસ નદીઓ અખાત તરફ વહે છે, અને તેનાં પાણીને લીધે એ પ્રદેશ આખી દુનિયામાં સૌથી રસાળ પ્રદેશોમાંનો એક છે. દરિયાથી સુમારે ૬૦ માઇલ દૂર બસરા આગળ બન્ને નદીઓ જોડાય છે, અને શાત-અલ-આરબના નામથી આગળ ચાલે છે.

યુફ્રેટીસ અને ટાઇગ્રિસની આસપાસની ભૂમિ જૂના વખતથી પ્રખ્યાત છે. એમ કહેવાય છે કે ઇડનની વાડી ત્યાં હતી: અને એ તો હકીકત છે, કે બાબીલોનનું મહાન્ નગર ત્યાં હતું. "એરેબિયન નાઇટ્સ"માં વર્ણવેલાં ખલીફ હારૂન અલ રશીદનાં પરાક્રમો જે બગદાદ શહેરમાં થયેલાં, તે ત્યાં છે. બસરા, કે જે સમુદ્રની વધારે પાસે છે, તેને પણ "એરેબિયન નાઇટ્સ"ની સાથે અને સિંદબાદ ખલાસીના ચરિત્ર સાથે સંબંધ છે. ટાઇગ્રિસની ખીણ ઝેનોફનની સરદારી નીચે જે લશ્કર પાછું હઠેલું તેના વિક્રમનું સ્થાન છે. અને ગ્રીસની અસર એ વાતમાં પણ દેખાય છે, કે ટાઇગ્રિસ અને યુફ્રેટીસની વચ્ચેનો મુલક "મેસોપોટેમિયા" કહેવાય છે, જે શબ્દનો ગ્રીક ભાષામાં એવો અર્થ થાય છે, કે "નદીઓની વચ્ચે."

સત્તરમી સદીમાં, તુર્કીના મહાન્ સુલતાન સુલેમાને બગદાદ જીત્યું, તે પછી સુમારે એક સો વરસે, તે શહેર અને કિનારાની વચ્ચેનો મુલક તુર્કીનો થયો; અને વારંવાર તોફાનો અને

બળવા થવા છતાં આપણા દિવસો સુધી તેનો રહ્યો છે. પણ આનીએ પહેલાં ઇંગ્રેજો ઇરાની અખાતને મુલાકાત આપી ચુકયા હતા. છેક એલિઝાબેથના વખતમાં બ્રિટિશ વેપારીઓ દરિયા રસ્તે ત્યાં પહોંચ્યા હતા; અને તે પછી આસપાસના મુલક સાથે તેમનો સંબંધ વધતો ગયો છે.

અખાતની સાથે બ્રિટનને જે લાગતું વળગતું છે. તે હિંદની તે નઝદીક હોવાને લીધે છે. બંદર અબ્બાસ કરીને એક સ્થાન અખાતના મુખ પાસે છે. ત્યાં સત્તરમી સદીની શરૂઆતમાં ઇસ્ટ ઇંડિયા કંપનીનું એક થાણું હતું; અને લગભગ બસેં વરસ સુધી તેની હરીફાઇમાં ઉતરેલી ડચ તથા પોર્ટુગીઝ કંપનીઓ વચ્ચે લડાઇ ચાલ્યા કરી છે. એ કંપનીઓ અને તેના વિગ્રહો તો વીતી ગયેલ છે; પણ બ્રિટન અને તેની હિંદી શહેનશાહત ટકી રહેલ હોવાથી તેને મજબૂત કરવાના હેતુથી ઇરાની અખાત ઉપર બ્રિટિશ હકુમત વધારવાને ૧૯ મી સદીમાં ઘણું કરવામાં આવેલ છે. બ્રિટિશ નૌકાનાં વહાણોએ તેની માપણી કરી છે, અને તેમાંથી ચાંચિયાઓને હાંકી કાઢ્યા છે. કિનારા ઉપર જૂદે જૂદે ઠેકાણે રેસિડન્ટો રાખેલ છે, પણ બેહરીનના ટાપુ સિવાય કશો મુલક લીધેલ નથી.

સુમારે બે વરસ પહેલાં ગ્રેટ બ્રિટને એ પ્રદેશમાં પોતાની જવાબદારી વધારી છે. અખાતના ઉપલા ભાગમાં તેલના કિંમતી ઝરા મળી આવ્યા; અને થોડાજ વખતમાં તે પર "એંગ્લો-પર્શિયન ઓઇલ કંપની" એ કામ કરવા માંડયું.

ઘણા વખત સુધી તો એ પ્રદેશની સાથે માત્ર ગ્રેટ બ્રિટન અને તુર્કી એ બે રાજ્યોને નિસબત હતી. પણ ઓગણીસમી સદીના છેવટના ભાગમાં જર્મનીએ પણ ત્યાં પગપેસારો કર્યો. જર્મન વેપારીઓએ ત્યાં આવીને રહેવા માંડયું, અને તેમાં વોંકહાઉસની પેઢી મુખ્ય હતી. દેશી સરદારો પાસેથી તેમણે કેટલાક લાભ મેળવ્યા; અને આફ્રિકાની માફક ત્યાં પણ જર્મનીના હિત માટે સારાં અને નરસાં બન્ને પ્રકારનાં સાધનો વાપરવા લાગ્યા.

વોંકહાઉસ અને કંપની સંબંધી પણ બે શબ્દ અહીં કહેવાની જરૂર છે, કારણકે એ કંપનીની હીલચાલો પરથી પગપેસારો કરવાને જર્મનો કેટલા મંડ્યા રહેલા, તે સાફ દેખી શકાશે. હાંબર્ગની એક પેઢીના તેઓ એજંટ ગણાતા હતા; અને મોતી તથા છીપોના વેપારથી અને અખાતની આસપાસની દેશી વસ્તીની પિછાન કરીને તેમણે શરૂઆત કરેલી. પ્રથમ તેઓ લિંગાહ નામની એક ન્હાની જગ્યામાં હતા, પણ ૧૯૦૧ માં તેમણે બેહરીન પોતાનું મથક કર્યું; અને થોડા વખત પછી બસરા અને બંદર અબ્બાસમાં પણ શાખાઓ ઉઘાડી. તેમની પાસે પુષ્કળ પૈસા દેખાતા હતા, પણ તેઓ વેપારમાંથી બહુ કમાણી કરતા હોય એવું જણાતું નહોતું. બીજું પગલું તેમણે એ લીધું, કે અખાતમાંથી મોતી કાઢવાનો બેહરીનના સુલતાનની પાસે ઇજારો માગ્યો, જોકે તે પર તેનો કશો અધિકાર ન હતો. ગ્રેટ બ્રિટને એ વાત બંધ કરી, એટલે

તેઓ અખાતની મધ્યમાં આવેલા હાલુલનો ટાપુ મેળવવા યત્ન કરવા લાગ્યા. બ્રિટિશોના પ્રયત્નથી એ કોશિશ પણ વ્યર્થ નીવડી.

અખાતમાં અબુ મુસા કરીને એક બીજો પણ બેટ છે. ત્યાં કેટલાક આરબોએ હીંગળોકના થર ઉપર કામ કરવાની પરવાનગી મેળવી હતી; અને ૧૯૦૬ માં વોંકહાઉસની કંપનીએ તે તેમની પાસેથી લઇ લીધી હતી. મૂળ પરવાનગી આપનાર શારગાહના શેખે તે માટે વાંધો લીધો, અને ગ્રેટ બ્રિટનને ફરિયાદ કરી, જેનું એ પરિણામ આવ્યું, કે વોંકહાઉસ કંપનીનાં માણસોને બેટમાંથી બલાત્કારે દૂર કરવામાં આવ્યાં. હવે જર્મન સરકાર જે વખતને માટે રાહ જોતી હતી અને તૈયારી કરતી હતી, તે વખત આવ્યો. વાંધો જાહેર કરાયો, પણ જર્મન "કેસ" નબળો હતો, અને થોડી વારમાં તે પડતો મૂકાયો. કારૂનની ખીણમાં નહેરનાં કામ ખોલવાની મંજૂરી મેળવવાને પણ એજ રીતે પ્રયત્ન કરવામાં આવેલો, અને તે નિષ્ફળ થયેલો. છતાં વોંકહાઉસ અને કંપની નિરાશ થયેલા નહીં. એજ વરસમાં જ્યારે હાંબર્ગ-અમેરિકા લાઇને અખાતનાં મુખ્ય બંદરો પર આગબોટો ચલાવવાનું શરૂ કર્યું, ત્યારે તેઓ જાહેર રીતે એ પ્રખ્યાત કંપનીના એજંટો તરીકે બહાર પડ્યા.

આ મુલક અધીન કરવાની જર્મનીની મહાન્ યોજના એ હતી, કે એક રેલવે બાંધવી; બગદાદ રેલવેથી ભૂમધ્ય સમુદ્ર અને ઇરાની અખાતનું જોડાણ થવાનું હતું. તુર્કી સરકારે આ યોજનામાં સંમતિ આપી હતી, અને એક જર્મન કંપનીએ લાઇન તૈયાર કરવાનું માથે લીધેલું. પણ આ યોજનાની તેમજ એ પ્રદેશમાં જર્મનીના પ્રપંચોની ગ્રેટ બ્રિટનને ખબર હતી; અને તેમાં અડચણ લાવવાને કંઇક કરવામાં આવેલું પણ ખરૂં. બન્ને દેશના પ્રતિનિધિઓ રેલવેના સવાલની ચર્ચા કરતા હતા. ત્યાં તો વિગ્રહ સળગી ઉઠ્યો.

૧૯૧૪ ના નવેંબરમાં ઇરાની અખાત ઉપર એક બ્રિટિશ લશ્કર મોકલવું લાભકારક છે, એટલું જોવાને કંઇ ખાસ બુદ્ધિની જરૂર નહોતી. એથી તુર્કી પર ફટકો પડતો હતો, એ વાત બહુ મહત્ત્વની નહોતી. મહત્ત્વની વાત એ હતી, કે અખાતમાં અને તેલના ઝરાઓમાં તેથી બ્રિટિશ લાભની રક્ષા થતી હતી; અને જર્મની ઉપર ઘા પડતો હતો.

આ ચડાઇ માટેનું લશ્કર હિંદમાંથી મોકલવામાં આવ્યું હતું; અને તેમાં એક ગોરી પલટન તથા બીજી દેશી પલટનો હતી. લેફ્ટેનંટ-જનરલ સર આર્થર બેરેટ તમામનો ઉપરી હતો. તુર્કી સાથે વિગ્રહ શરૂ થયો, ત્યારે થોડું લશ્કર બેહરીનમાં હાજર હતું; અને બાકીનું મુંબઇથી આવવાનું હતું. નવેંબરની છઠ્ઠી તારીખે બેહરીનના લશ્કરના ઉપરી બ્રિગેડિયર-જનરલ ડેલામેને શાત-અલ-આરબના મુખ ઉપર આવેલા ફાઓ નામના કિલ્લા ઉપર ચડાઇ કરી. એક કલાક તોપના ગોળા છોડ્યા પછી તુર્કી તોપો શાંત પડી; અને સિપાઇઓ તથા ખલાસીઓ કાંઠા પર ઉતર્યા. તથા તેમણે ફાઓનો કબજો લીધો.

દરિયાઇ લશ્કરને ફ્રાઓમાં રાખીને જનરલ ડેલામેનની ન્હાની સેનાને શાત-અલ-આરબમાં ઉપર ચાલીને દરિયાથી સુમારે ત્રીશ માઇલ દૂર સાનિજે આગળ ઉતારવામાં આવી. માણસોએ ત્યાં ખાઇઓવાળી એક છાવણી તૈયાર કરી; અને બસરા ઉપર ચડી જતા પહેલાં હિંદમાંથી આવનાર પોતાના સાથીઓની રાહ જોતા બેઠા.

દરમિયાન, જનરલ ડેલામેનનું કર્તવ્ય એ હતું, કે આસપાસના પ્રદેશમાંથી તુર્કો અને તેમના આરબ મદદગારોને દૂર કરવા, અને ચડાઇનો માર્ગ સરળ કરવો. નવેંબરની ૯ મીએ રાત્રે દુશ્મને છાવણી ઉપર હુમલો કર્યો, પણ તેને પાછા હઠવું પડ્યું: અને ૧૧ મીએ એ હિંદી પલટનોએ એક ગામડું, જેનો તેમણે કબજો લીધો હતો, તેમાંથી તેમને હાંકી કાઢ્યા. ૧૫ મી તારીખે એક લડાઇ થઇ, જેમાં બ્રિટિશ અને હિંદી વિક્રમો એટલા સફળ થયેલા નહીં; કારણકે સાહાઇનની પડોશમાંથી તુર્કોને હાંકી કાઢ્યા વગર તેમને પાછા ફરવું પડેલું. છતાં નદીમાંની હોડીઓ પરની તોપોના ગોળાથી દુશ્મનને પોતાની ખાઇઓ છોડવી પડેલી; તથા બ્રિટિશો અને હિંદીઓનાં કુલ ૩૫ માણસ ખપેલાં.

બે દિવસ પહેલાં મુંબઇથી પલટનો શાત-અલ-આરબના મુખ પાસે પહોંચી ચૂકી હતી. ૧૪ મી તારીખે તે પણ નદી ઉપર ચાલીને સાનિજે આગળ ઊતરી હતી. સાનિજે આગળની છાવણીમાં લશ્કર થાક ખાતું હતું, ત્યાં જનરલ બેરેટને ખબર મળી, કે બસરાથી એક લશ્કર તેની સામે ચડી આવે છે, એટલે ૧૭ મી તારીખે તેણે બ્રિટિશ અને હિંદીઓને તેની સામે વધવા હુકમ કર્યો. લડાઇ સાહિલ નામે એક સ્થાન ઉપર થઇ. તુર્કો ખજૂરીઓની કુંજોમાં ખાઇઓ બનાવી પડ્યા હતા, અને તેમની તથા આપણા માણસોની વચ્ચે એક ખુલ્લું મેદાન હતું, જે પાણીથી તરબોળ થઇ ગયું હતું. આ મુશ્કેલીઓ છતાં જ્યારે તોપખાનાએ રસ્તો તૈયાર કર્યો, ત્યારે આપણા સિપાઇઓ દૃઢતાથી આગળ વધ્યા. ત્રણેક કલાકમાં તુર્કો ન્હાસવા માંડ્યા. એકાદ માઇલ સુધી આપણા માણસો તેમની પાછળ પડયા, પણ ઝમીનની સ્થિતિ એવી હતી, કે એ પાછળ પડવાથી બહુ કાર્યસિદ્ધિ થયેલી નહીં. એક વાત એવી પણ ચાલે છે, કે ઝાંઝવાંનાં પાણીને લીધે આપણા માણસોને તે દેખાયલાજ નહીં.

આ લડાઇમાં રોકાયલા તુર્કી લશ્કરની સંખ્યા ૪,૫૦૦ માણસોની અટકળવામાં આવી હતી; અને તેમાં ૧,૫૦૦ કરતાં વધારે માણસો ખપી ગયેલાં. ઘણા જખમીઓ, આઠ તોપો, અને ઘણો દારૂગોળો આપણા હાથમાં પડેલો. બ્રિટિશ અને હિંદી લશ્કરનાં ૩૫૩ માણસો કામ આવી ગયાં. તેજ દિવસે એક દરિયાઇ તોફાનમાં આપણી ઘણી હોડીઓ ડુબી ગઇ, અને ઘણા સરસામાન તથા ખોરાકનો નાશ થયો.

આ લડાઇ પછી એકબે દિવસે બ્રિટિશ છાવણીમાં ખબર આવી, કે તુર્કોએ બસરા ખાલી

કર્યું છે, અને આરબો તેમાં લૂંટફાટ કરવા લાગ્યા છે. થોડા બ્રિટિશો પણ ત્યાં વસતા હતા. એટલે તારીખ ૨૧ મીએ જનરલ બેરેટે બસરા ઉપર ચડાઈ કરી.

નદીમાંથી ચડાઈ અટકાવવાને તુર્કોએ કેટલીક આગબોટો ડુબાવી હતી, અને એજ જગ્યાએ થોડી તોપો પણ ગોઠવી રાખી હતી. આ શાંત થઇ, અને બીજી અડચણો પણ દૂર કરાઇ, એટલે જર્મન બેરેટે બસરામાં પ્રવેશ કર્યો. જોયું તો જગાતખાતાની ઓફિસ તરતની સળગાવી મૂકી હતી. એશમાં કોઈ રોકી શકયા નહીં; અને થોડા વખતમાં જર્મન કૉન્સલના સ્થાન ઉપર બ્રિટિશ વાવટો ફરકવા લાગ્યો.

બસરાનો રીતસર કબજો તા. ૨૩ મીએ બપોર પછી લેવાયો. વાવટો ચડાવ્યા પછી આરબી ભાષામાં એક જાહેરનામું વાંચવામાં આવ્યું; અને નદી ઉપરની હોડીઓએ તોપોથી સલામી આપી. ૨૪ મીએ મિલિટરી ગવ્હર્નર મેજર બ્રાઉનલોએ પોતાનો નિવાસ જર્મન કૉન્સલના મકાનમાં કર્યો; અને કૉન્સલને તથા બીજા થોડા જર્મનોને હિંદમાં મોકલી દીધા. બસરા ખજૂરના વેપારનું મુખ્ય મથક છે, અને એ બંદરમાં થઇને દર વરસે ૨૦ લાખ પૌંડનો માલ આવે જાય છે. ત્યાંથી હામ્બર્ગ-અમેરિકા લાઇનની આગબોટો ચાલતી હતી, અને બગદાદ રેલવેનું તે છેલ્લું સ્ટેશન થવાનું હતું.

મહિનાના બાકી રહેલા ભાગમાં બસરાની બહાર એક છાવણી તૈયાર કરવામાં આવી, અને તુર્કોના વધારે હુમલા થાય, તે માટે વ્યવસ્થાઓ થવા માંડી. ટાઇગ્રિસના જમણા કિનારા પર કૂર્ના કરીને શહેર છે, ત્યાં તુર્કો એકઠા થવા લાગ્યા હતા. તેટલા માટે આપણા લશ્કરને કૂર્નાની સામે ટાઇગ્રિસને ડાબે કિનારે ઉતારવામાં આવ્યું; અને લડાયક વહાણોએ આગળ જઇને શહેર ઉપર ગોળા વરસાવવા શરૂ કર્યા. ૭૦ કેદીઓ અને બે તોપો આપણા હાથમાં મૂકીને તુર્કોને ઝડપથી નદીને પેલે પાર હઠી જવું પડયું. પણ એથી વધારે આપણા માણસોથી બની શક્યું નહીં. કૂર્નાનો બચાવ મજબૂત હતો. અને જોકે કર્નલ ફ્રેઝરની ટુકડી શહેરની સામેના નદીના તટ સુધી પહોંચી. તોપણ ગોળાની સામે અંતરાયો ભેદીને ચાલી શકાય તેવું નહોતું. એટલે કૂર્નાથી નીચે જ્યાં પહેલાં છાવણી હતી ત્યાં પાછું જવું પડયું; અને બસરે સંદેશો મોકલવામાં આવ્યો કે વધારે મદદની જરૂર છે.

૯ મી તારીખે બ્રિગેડિયર-જનરલ ફ્રાઈ થોડા લશ્કરને લઇને આવી પહોંચ્યો. અને ચડાઇ ફરી શરૂ થઇ. ટાઇગ્રિસના ડાબા કાંઠા પર આવેલા મેઝેરા નામના શહેરનો કબજો લેવાયો; અને તુર્કોને બીજી વાર નદી ઊતરીને કૂર્ને જવું પડયું: પણ નદીને કાંઠે પહોંચ્યા પછી ફરી પણ આપણા લશ્કરને હઠી જવું પડયું.

છેવટે એક સરતો પૂલ બનાવીને લશ્કર ઊતર્યું, અને કૂર્ના ઘેરાયું. ૯ મી તારીખે તુર્કોએ તાબે થવાની માગણી કરી, અને તે કશી સરત વગર સ્વીકારવામાં આવી.

ફેબ્રુઆરી અને માર્ચમાં ટાઇગ્રિસ અને યુફ્રેટીસમાં સાધારણ રીતે પૂર આવે છે, અને તે આસપાસના મુલક પર પણ ફરી વળે છે, એટલે તે વખતમાં લડવાનું કામ બંધ પડેલું.

પછી જે થોડી ન્હાની લડાઇઓ થઈ તેનું વર્ણન આપવાની જરૂર નથી. જૂનની શરૂઆતમાં અમારાથી દરિયા સુધીનો બધો મુલક બ્રિટિશના હાથમાં આવી ગયો. મેસોપોટેમિયામાંનું તુર્કી લશ્કર હાર્યું, અને થોડું નાશ પામ્યું. નદીના મુખ આગળ બ્રિટિશ લડાયક વહાણોની ચોકી બેસી ગઇ.

## લડાઇના તાર.

ડા. ડંબાની દુર્દશા.

વૉશિંગ્ટન, ૧૦ મી સપ્ટેંબર.

વ્હિયેના ખાતેના અમેરિકન એલચીને તારથી એવી સૂચના મળી છે, કે તેણે ઑસ્ટ્રિયન સરકારને ખબર આપવી, કે વૉશિંગ્ટન ખાતેનો ઑસ્ટ્રિયન એલચી ડા. ડંબા યુનાઇટેડ સ્ટેટ્સને એલચી તરીકે પસંદ નથી, તેટલા માટે તેને પાછો બોલાવી લેવો. ડા. ડંબાએ કરેલાં અને સાબિત થયેલાં કાવતરાંને લીધે આ પ્રમાણે કરવું પડે છે, એમ પ્રેસિડન્ટ વિલ્સન તરફથી જણાવવામાં આવ્યું છે.

ગ્રીસની તૈયારી.

લંડન, ૧૨ મી સપ્ટેંબર.

ગ્રીસે બહારથી બધા અમલદારોને બોલાવવા માંડ્યા છે.

ડા ડંબા બરતર્ફ.

લંડન, ૧૨ મી સપ્ટેંબર.

ડા. ડંબા બરતર્ફ થવાથી ઑસ્ટ્રિયાને અતિશય રીસ ચડી છે. વ્હિયેનામાં અમેરિકન એલચી ખાતાની પોલિસ ચોકી કરે છે. થોડા લોકો એવી માગણી પણ કરે છે, કે યુનાઇટેડ સ્ટેટ્સ સાથે સંબંધ તોડી નાંખવો.

ફ્રેંચ તોપખાનાની સરસાઇ.

પારિસ, ૧૩ મી સપ્ટેંબર.

ફ્રેંચ તોપો અને બંદુકો જર્મનોના કરતાં ચઢિયાતી માલુમ પડી છે. આરસમાં અને દક્ષિણ તરફ શામ્પેન અને આર્ગોન સુધી તોપોની સખ્ત મારામારી ચાલે છે. ખાસ કરીને લોરેનમાં જર્મન ખાઇઓનો અને બીજાં બાંધકામનો નાશ કરવામાં આવેલ છે.

ત્સાર અને તેની સેના.

પિત્રોગ્રેડ, ૧૪ મી સપ્ટેંબર.

નામદાર ત્સારે રાજાજી જ્યોર્જને નીચે પ્રમાણે સંદેશો મોકલ્યો છે: "મારા દેશના આ ગંભીર વખતમાં મેં લશ્કરોની સરદારી લેવાનો નિશ્ચય કર્યો છે, અને એ હકીકત જાહેર કરતાં

હું મારી ખાતરી પ્રગટ કરવા ચાહું છું, કે ઇશ્વરની મદદથી અને મિત્ર રાજ્યોના સામટા પ્રયાસથી છેવટે આપણને વિજય મળશે." રાજાજી જ્યોર્જે જવાબમાં રુસારે લીધેલી સરસાઈ માટે પોતાનો આનંદ દેખાડ્યો છે, અને વિજય માટેની ખાતરી દર્શાવી છે.

**ગેલીશિયામાં રુશિયાનો પેસારો.**

**લંડન, ૧૪ મી સપ્ટેંબર.**

રુશિયાએ પૂર્વ ગેલીશિયામાં ચડાઇ કરવાથી અતિશય સખ્ત લડાઇ ચાલી રહી છે. સ્ટ્રિપા નદી ઉપર રાતની અંદર ઑસ્ટ્રો-જર્મનોને હઠી જવું પડ્યું છે. રુશિયન તોપખાનાની પાસે પુષ્કળ દારૂગોળો જોઇને જર્મનીને નિરાશા થઇ છે.

**લૉર્ડ કિચનરનું ભાષણ.**

**લંડન, ૧૫ મી સપ્ટેંબર.**

આજ સાંઝે અમીરોની સભામાં લૉર્ડ કિચનરે ફ્લાંડર્સથી મેસોપોટેમિયા સુધીની લડાઇની રંગભૂમિની તમામ સ્થિતિનું અવલોકન કરી બતાવ્યું. પૂર્વમાં રુશિયાની સ્થિતિ તે આશા રાખવા યોગ્ય જણાવે છે. બ્રિટિશ લાઇનમાં મોટી તોપોનો વધારો થયેલો તે જાહેર કરે છે. ઝેરી હવા અને પ્રવાહી આગના ઉપયોગથી હવે બહુ નુકસાન થઇ શકતું નથી. પૂર્વમાં જર્મનો પ્રથમ દર રોજ પાંચ માઇલ આગળ વધી શક્તા હતા. હાલ એક માઇલ પણ વધી શકતા નથી. છેવટે બ્રિટનની સ્વદેશપ્રીતિની તેણે તારીફ કરી હતી.

**દક્ષિણ રંગભૂમિમાં રુશિયન ફત્તેહ.**

**લંડન, ૧૫ મી સપ્ટેંબર.**

દક્ષિણની રંગભૂમિમાં રુશિયાની ફત્તેહો જારી છે. રવિવારે અને સોમવારે ગેલીશિયા પર રુશિયનોએ ચડાઇ કરી હતી, અને ૪,૦૦૦ કેદીઓ પકડ્યા હતા. ઑગસ્ટની ૩૦ મી પછી રુશિયનોએ ૪૦,૦૦૦ કરતાં વધારે કેદીઓ પકડેલ છે.

**લંડન, ૧૬ મી સપ્ટેંબર.**

પૂર્વના મોખરા ઉપર ભયંકર લડાઇ ચાલે છે. રુશિયનો દક્ષિણનાજ નહીં પણ મધ્યના ભાગમાં સુદ્ધાં જીતતા જાય છે.

## નિવેદન.

આ પત્ર વિના મૂલ્યેજ અપાય છે. પણ જે હદ સુધી આપવાની અમે વ્યવસ્થા રાખી છે, તે હદ હવે આવી ચૂકી છે. માટે જે ગૃહસ્થોને આ પત્ર અત્યાર સુધીમાં મળવા માંડ્યું ન હોય, તેમણે હવે પછી તે માટે લખવાની તસ્દી લેવી નહીં.

આજના અંકની સાથે મોખરે જતા ભાવનગરના લાન્સરોનો એક સુંદર ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ કરીએ છીએ. જમણી બાજુએ નામદાર મહારાજા સર ભાવસિંહજી ઉભા છે, તે જોઇ શકાશે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિજય.

પુ. ૧.] મંગળવાર, ૨૮ મી સપ્ટેમ્બર, ૧૯૧૫. [અંક ૪૮.

। यतो धर्म स्ततो जयः ।




નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૮ મી સપ્ટેમ્બર ૧૯૧૫.

## ઇટલીના વિગ્રહમાં પ્રવેશ.

ઇ. સ. ૧૯૧૫ ના મેની ૧૪ મી તારીખે રાતના બાર વાગ્યા, કે ઇટલીના પહાડી સિપાઇઓ ઑસ્ટ્રિયન સરહદ ઓળંગવા માટે ન્હાની ન્હાની ટુકડીઓમાં ઉપડ્યા. ઇટલી મિત્ર રાજ્યો સાથે સંયુક્ત થયું.

આ સંયોગમાં મુખ્ય પ્રધાન સેન્યોર સાલાંડ્રા અને પરદેશ ખાતાના પ્રધાન બેરન સોન્નિનોનો ખાસ હાથ હતો. જર્મનોની લડવાની પદ્ધતિ સામે લોકોને રીસ ચડતી જતી હતી, અને લુસિ-ટાનિયાના ઉતારૂઓના ખૂનથી તે પરાકાષ્ઠાએ પહોંચી હતી. પણ તે ઉપરાંત, રાજ્યપુરુષોને ખાસ પ્રેરનારાં રાજકીય અને સરહદ સંબંધી મહત્ત્વનાં કારણો હતાં.

ઓગણીસમી સદીનાં પહેલાં સિત્તેર વરસમાં ઇટલીની ધીમે ધીમે એકતા થઇ, તેથી બીજા ગમે તે ફેરફાર થયા હશે, પણ તેથી ઑસ્ટ્રિયા પાસે જે મુલકનો કબજો હતો તે છૂટેલો નહીં. ટ્રેન્ટિનો અથવા નીચલો ટાઇરોલ, આઇસોન્ઝો ખીણની બન્ને બાજુનો મુલક, અને ઇસ્ત્રિયાનો દ્વીપ-કલ્પ ઑસ્ટ્રિયાના હાથમાં જારી રહ્યા છે. ઇસ્ત્રિયામાં ટ્રેન્ટિનોની માફક મુખ્ય વસ્તી ઇટાલિયન છે, અને તેમાં પોલા તથા ટ્રિએસ્ટનાં મહત્ત્વનાં બંદરો છે. ટ્રિએસ્ટની તો લગભગ બધી વસ્તી ઇટાલિયન છે. ફ્યુમ કરીને એક ત્રીજું બંદર ક્રોટિયામાં છે, તે પણ ઇતિહાસથી અને જાતથી ઇટાલિયન છે. આ ઇટાલિયન વસ્તીવાળા મોટા ભાગો ઇટલીને સ્વીકારવી પડેલી સરહદમાં ઑસ્ટ્રિયાના કબજામાં રહેલા, એટલુંજ નહીં, પણ ઑસ્ટ્રિયા ઉત્તર ઇટલી પર હુમલો કરે, તો બચાવ કરવાનું અતિશય મુશ્કેલ થયેલું.

આ સમજવાને માટે કોઈ સારો નકશો જોવાની જરૂર છે. નકશામાં દેખાશે, કે ટ્રેન્ટિનો એક ફાચરની માફક ઇટલીમાં પેસે છે. તેની સરહદ પહાડોની બનેલી છે; કે જેનાં ઊંચાં શિખરો તપાસ રાખવાના મિનારા તરીકે કામમાં આવે છે. પૂર્વમાં વ્હેનિસની ઉપરના પ્રદેશમાં જોઇએ, તો ત્યાં પણ ઑસ્ટ્રિયન સરહદ કાર્નિક આલ્પ્સની બનેલી છે, કે જે ઇટાલિયન બાજુએ દુર્ગમ્ય, પણ ઑસ્ટ્રિયન બાજુએ વધારે સુગમ છે. અહીં પણ થોડે થોડે અંતરે પહાડી

મિનારાઓ છે. ક્લાગેનફર્ટ, લુબિઆના અને ટ્રિએસ્ટ તરફ ઇટલીની પૂર્વની સરહદમાં જુલિયન આલ્પ્સ આવેલ છે, માત્ર આઇસોન્ઝો ખીણના પ્રદેશ સિવાય, કે જ્યાં ગોરિઝિયા, ગ્રેડિસ્કા અને મૉન્ફેલ્કોનના શહેરો પાછળની ટેકરીઓ સુધીનો મુલક ખુલ્લો છે.

એટલે, સાધારણ રીતે બોલતાં, ઇટલીની સરહદ એવી રીતે ઠરેલી છે, કે તે લશ્કર એકઠું કરવા લાગે તે ઑસ્ટ્રિયન મિનારાઓ પરથી જોઇ શકાય, અને તે હુમલો કરવા ચાહે ત્યારે પહાડી દિવાલજ તેને અટકાવે; પણ ઑસ્ટ્રિયનો પહાડની પાછળ લશ્કર એકઠું કરી શકે, અને ગમે તે માર્ગે તેને ઉતારી પણ શકે. ઉપરાંત, ટ્રેન્ટિનો ઑસ્ટ્રિયાના કબજામાં હોવાથી તેની આસપાસ વધારે બચાવ કરવો પડે.

આ અડચણ મટાડવાની ઇટલીને પ્રબલ ઇચ્છા હોય તેમાં નવાઈ નથી. અને ટ્રેન્ટિનો તથા ઇસ્ત્રિયામાં વસતા ઈટાલિયનોને સ્વદેશ સાથે જોડવાની ઈચ્છા હોય, તે પણ સ્વાભાવિક છે. છતાં, આ ઉપરાંત એક ત્રીજું પણ કારણ હતું, કે જેને લીધે વિગ્રહમાં ઝંપલાવવાની ઇટલીને ફરજ પડેલી.

જે કોલકરારોથી ઇટલી જર્મની અને ઑસ્ટ્રિયા સાથે જોડાયું હતું, તેમાં એક સરત એવી હતી, કે બાલ્કન રાજ્યોમાં દેશની વહેંચણી અને ફેરફારી થતાં જો ઑસ્ટ્રિયાને કંઇ ખાસ લાભ મળે, તો ઇટલીને પણ એ પ્રમાણમાં બદલો મળવો જોઈએ. વળી એવી પણ સરત હતી, કે ઑસ્ટ્રિયાએ ઇટલીને પૂછ્યા વગર આવી કશી ફેરફારીના કામમાં પડવું નહીં. જ્યારે ઑસ્ટ્રિયાએ હરઝેગોવિના અને બૉસ્નિયાના નામના તુર્કી પ્રાંતો પોતાના મુલક સાથે જોડી દીધેલા, ત્યારે ઇટલીને કશો લાભ મળેલો નહીં. ઑસ્ટ્રિયાએ એવું બહાનું કાઢેલું, કે જોકે એ બે પ્રાંતો નામ માત્રમાં તુર્કીની શહેનશાહત નીચે હતા, છતાં વહિવટ ઑસ્ટ્રિયાના હાથમાંજ હતો. તે વખતે ઇટલી વાંધો ઉઠાવીને ફાવી શકે તેમ નહોતું, કારણકે બીજાં યૂરપનાં રાજ્યો ઑસ્ટ્રિયાના આપખુદ પગલાં સંબંધી તકરાર ઉઠાવવાને નાખુશ અથવા અશક્ત હતાં.

કોલકરારનો એથી પણ વધારે ગંભીર ભંગ ઑસ્ટ્રિયાએ ૧૯૧૪ના જૂલાઇમાં કર્યો. જ્યારે ઑસ્ટ્રિયાએ સર્બિયાને લડાઇનું કહેણ મોકલ્યું, ત્યારે તેણે ઇટલીને પોતાના ઇરાદાથી વાકેફ કરેલ નહીં. પણ કરારની સરતો પ્રમાણે તેમ કરવાને તે બંધાયલું હતું.

એ સાફ દેખાય છે, કે ઑસ્ટ્રિયા અને જર્મની બંનેએ તે વખતે ઇટલીનો બહુ હિસાબ ગણેલો નહીં. તે જાણતાં હતાં કે તેની તિજોરી ખાલી થઇ છે, લડાઇનો સામાન વપરાઇ ગયો છે, અને પાર્લમેન્ટ પુરતા પૈસા આપતી નથી.

ઇટલીના રાજ્યપુરુષોને આ વાતની બરાબર ખબર હતી. સાફ જોઈ શકનારા બધા જાણતા હતા, કે જો ઇટલીની સાંગ્રામિક અને આર્થિક સ્થિતિ સારી હોત, તો તેની અવગણના કરવાની

ઑસ્ટ્રિયન અને જર્મન સરકાર હિંમત કરત નહીં. એ અવગણના અને અપમાન સાલતું હતું, પણ તેનું વેર સમશેરથી લેવાય ત્યાં સુધી રાજપુરુષોએ સબૂરી રાખી.

જર્મન સરકારે થોડી વારમાં જોયું, કે ભૂલ થઇ ગઇ ખરી. જ્યારે જર્મનીને ચાહનારૂં ગાયોલિટ્ટીનું પ્રધાનમંડલ બદલાયું, અને તેને બદલે સાલાંદ્રા-સોનિનોનું પ્રધાનમંડલ સ્થાપિત થયું, ત્યારે જર્મન પરદેશખાતાની ઑફિસની આંખ ઉઘડી. જેમ બીજા તટસ્થ દેશોમાં કર્યું હતું. તેમ ઇટલીમાં પણ જર્મન અને ઑસ્ટ્રિયન એજંટો સાલાંદ્રા પ્રધાનમંડલ માટે મુશ્કેલીઓ ઉભી કરવા લાગ્યા, અને જે દબાણોથી ઇટલી વિગ્રહમાં ઉતરતું અટકે, તે બધાં એકઠાં કરવા લાગ્યા. ઇટલીમાં કંઇ કંઇ કાવાદાવા અને પ્રપંચો ચાલવા લાગ્યા, જર્મન એજંટો લાંચમાં પુષ્કળ નાણાં ખરચવા લાગ્યા, અને બધી તૈયારી કર્યા પછી સાલાંદ્રા પ્રધાનમંડલે રાજા અને પ્રજા પાસેથી ઇટલીના લાભ માટે જે કરવું ઘટે તે સર્વ કરવાની છૂટ માગી, ત્યારેજ તે બંધ પડ્યા.

સેન્યોર સાલાંદ્રા સબંધી એટલું થોડું જણાયેલું હતું, કે ઘણા લોકો તેને માત્ર અમુક પક્ષનો રાજપુરુષ ધારતા હતા. ગાયોલિટ્ટીએ સત્તા છોડી દીધી, ત્યારે બીજા યોગ્ય માણસનો અભાવ હોવાથી તેને પ્રધાનપદ મળેલું, એમ ઘણાનું માનવું હતું. તેનું મંડલ "કૉન્ઝર્વેટિવ" હતું; પણ તેને વિગ્રહમાં ઉતરવાનું હોવાથી "રૅડિકલ" પક્ષના જે માણસો ઇટલીએ વિગ્રહમાં ઉતરવું જોઇએ એમ માનતા હતા, તેમનો તેને ટેકો મળેલો.

ગાયોલિટ્ટીએ ઘણાં વરસ સુધી અસાધારણ પદવી ભોગવી હતી. ઇટલીમાં તે સૌથી સમર્થ રાજપુરુષ હતો, અને તે સાથે પ્રપંચમાં પણ પરમ કુશળ હોવાથી તેની ઇચ્છા પ્રમાણેજ બધો તંત્ર ચાલતો હતો. મોટી મોટી જગ્યાઓમાં તેના માણસો ગોઠવાયેલા હતા ટ્યુરિનમાં તેના પક્ષનું મુખ્ય મથક હતું. પોતાનો પક્ષ તેણે એટલો સબળ કર્યો હતો, કે શરીરની અશક્તિને લીધે તેને થોડી વાર અધિકાર છોડવો પડેલો, ત્યારે પણ ઇટાલિયન પાર્લમેન્ટમાં તેના પક્ષના માણસો સૌથી વધારે હતા. બ્રિટન અને જર્મની બંનેની સાથે સારો સંબંધ રાખવાની તેની ઇચ્છા હતી; પણ દૂધ અને દહીં બંનેમાં પગ રાખવાનું બની શકશે નહીં, એમ તે સમજેલો નહીં. વળી, તેને ફ્રાન્સની અદેખાઇ અને બીક હતી. લશ્કરને સારી સ્થિતિમાં લાવવાને જે મોટું કરજ કરવું પડે તેની દેશ પાસે માગણી કરવાને તે નાખુશ હતો; અને તેણે કદાચ એમ પણ માન્યું હશે, કે સેન્યોર સાલાંદ્રા શરૂઆત કરે, એટલે પ્રધાનપદ પાછું હાથમાં લઇ શકાશે

પણ સેન્યોર સાલાંદ્રા અને બેરન સોનિનો કંઇ નિર્માલ્ય માણસો નહોતા. યુરોપના ઇતિહાસમાં સૌથી ગંભીર અને કટોકટીના પ્રસંગમાં જવાબદારી સ્વીકાર્યા પછી પોતાને શ્રેષ્ઠ લાગે તે રાહ લેવાનો તેમનો નિશ્ચય હતો. ગાયોલિટ્ટીએ પાછળથી જ્યારે સત્તા પાછી ભોગવવા યત્ન કરેલો, ત્યારે તેને માલુમ પડેલું, કે તેનો વખત ગયો હતો.

સોશ્યલિસ્ટ આગેવાનો પાસે તેઓ આથી પણ વધારે જોરાવર દલીલ કરી શકતા. તેઓ કહેતા: "તમારો માણસોનો બંદોબસ્ત એવો સારો છે, કે આવા મિલાન જેવા શહેરમાં તો ધારો તો સત્તા પણ હાથમાં લઈ શકો. એ બંદોબસ્ત તમને વિગ્રહ પૂરો થયા પછી ઉપયોગી થઇ પડશે. પણ જો ઇટલી વિગ્રહમાં ઉતરશે, તો તમારી પાસે કશું રહેશે નહીં."

સ્ત્રીઓ પાસે તેઓ વળી બીજી દલીલ કરતા. તેઓ કહેતા: "ટ્રિપોલીને યાદ કરો. કેટલા માણસ મરી ગયા, કેટલા ઘવાયા, અને માંદા પડ્યા, તે યાદ કરો. બીજે શું થાય છે તે જુઓ, અને વિચારો કે આ કાંઇ આફ્રિકાની લડાઇ નથી. ઑસ્ટ્રિયન લશ્કરો ઇટલી પર ચડાઇ કરશે. વ્હેનિસનો સંહાર થશે; મિલાનનો ઝેપ્પેલિનો નાશ કરશે. અને બધું બની ગયા પછી કદાચ તમે જીતશો, તોપણ તમારે માટે અને તમારાં છોકરાંને માટે રોટલો કોણ કમાઇ લાવશે? તમારા ધણીઓ અને દીકરાઓ તો આલ્પ્સના બરફમાં સડતા હશે. જો વિગ્રહ આવશ્યક હોય, તો તમે ઇટાલિયન સ્ત્રીઓ તરીકે ફરિયાદ કરી શકો નહીં. પણ વિગ્રહ આવશ્યક નથી, એટલુંજ નહીં, તમારે માટે તો એ વિશ્વાસઘાતનો અને મોટી મૂર્ખાઇનો રસ્તો છે."

આ ઉપરાંત પણ ઇટાલિયનોનો એક વર્ગ હતો, કે જેના ઉપર જર્મન એજંટો ખાસ અસર કરી શકેલા. એ વર્ગ લૉમ્બાર્ડીના તવંગર વેપારીઓનો હતો. ઘણાં વરસથી ઇટાલિયન બેંકો અને વેપારીઓની પેઢીઓમાં જર્મનો ઘુસ્યા હતા. વેપાર કેમ કરવો એ ઇટાલિયનોને શિખવવા માટે જર્મનીએ પોતાના સારા સારા બેંકરો અને વેપારના એજંટોને ઇટલીમાં મોકલ્યા હતા; અને ઇટલીએ તેમનો સત્કાર કર્યો હતો. તેઓ ધીમે ધીમે એટલા બધા અંદર પેસી ગયા હતા, કે લડાઇ વગર તેમનાથી છૂટી શકાય એવું રહ્યું નહોતું. તેઓ જળો જેવા હતા, પણ જળોની માફક ધરાયા પછી ખરી જતા નહોતા આ વર્ગો હવે ઇટાલિયન વેપારીઓને સમજાવવા માંડ્યા, કે વિગ્રહથી તેમની આબાદી ઘટી જશે, ઘણી બેંકોને દીવાળાં કાઢવાં પડશે, વગેરે.

(આ રસિક ઇતિહાસ આવતા અંકમાં જારી રાખવામાં આવશે.)

## રૂશિયાએ કરેલી હિંદી વિક્રમની કદર.

રૂશિયાના નામદાર ઝાર તરફથી માનચાંદ મેળવનારાઓમાં કેટલાક હિંદી વિક્રમો પણ છે, એમ અમે અગાઉ જણાવી ગયા છીએ. હાલ કેટલીક વધારે વિગતો બહાર આવી છે, જે આ સ્થળે ઉતારતાં અમને આનંદ થાય છે

ત્રીજા વર્ગનો ક્રૉસ ઑફ ધી ઑર્ડર ઑફ સેન્ટ જ્યૉર્જ—સુબેદાર જયસિંગ, હવાલદાર ગાઝમન, અને સુબેદાર મીરદસ્તને મળેલ છે.

ચોથા વર્ગનો ક્રૉસ ઑફ ધી ઑર્ડર ઑફ સેન્ટ જ્યૉર્જ—જમાદાર અબ્દુલ ગફુરખાન (૩૪ પૂના હૉર્સ), સુબેદાર ભક્તબહાદુર અધિકારી. જમાદાર છગારા, નાયક દલીપસિંગ, સુબેદાર લાલબેગ, હવાલ-

સેન્યોર સાલાંદ્રાના મંડલે પ્રથમ તો ઇટલીના રક્ષણમાં જે ખામીઓ હતી, તે પૂરી પાડવાને તૈયારીઓ કરવા માંડી. જર્મન જાસુસોએ તરત વિગ્રહખાતાની ઑફિસને ખબર આપી, કે ઇટલીની તૈયારીઓ પક્કી દેખાય છે.

ઑસ્ટ્રિયાએ સર્બિયાને લડાઇનું કહેણ મોકલ્યું, ત્યારે ઇટલીની સલાહ લીધી નહોતી. ઇટલીને તેટલા માટે કોલકરાર પ્રમાણે કશી જવાબદારી રહી નહોતી; અને લગભગ તરત તેણે પોતાની તટસ્થતા ઝાહેર કરેલી. બર્લિનમાં આ ખબરથી ઘણો ગુસ્સો ચડેલો; અને રેલવે બાંધવામાં તથા ખાણોમાં કામ કરનાર ઇટાલિયનોને ઘણું ખમવું પડેલું. મિત્ર રાજ્યોને એક મોટો લાભ આથી એ થયેલો, કે ઇટાલિયન સરહદ ઉપર ફ્રેંચ લશ્કર રાખવાની જરૂર રહેલી નહીં, અને તે ચડી આવતા જર્મન દળની સામે જવાને છૂટું રહેલું.

કેસરે ઇટલીના રાજાને એવો તાર કરેલો કહેવાય છે, કે "હું તમને કદાપિ માફ કરીશ નહીં;" અને જોકે એ તારની વાત બિલકુલ બનાવટી છે, તોપણ જર્મનીમાં સાધારણ લાગણી કેવી હતી, તે એથી સારી રીતે પ્રગટ થાય છે.

જર્મનીએ પહેલું કામ એ કર્યું, કે આપણા દેશમાં જે જૂદાં જૂદાં પેપરો ચાલતાં હતાં, તેમાંનાં કેટલાંક ખરીદી લીધાં. મિલાનમાં બનેલા એક બનાવથી જર્મન ન્યુસપેપર એજંટોની પદ્ધતિઓ સંબંધી ઠીક ખયાલ આવશે. બર્લિનની એક ન્યુસપેપર એજન્સીનો એડિટર પોતાની પત્ની સાથે મિલાનમાં આવેલો; અને લોંબર્ડીનાં કેટલાંક ન્હાનાં પેપરોના માલેકોને મળેલો. જર્મન ઉદ્દેશોને માટે તેઓ કેટલે અંશે વાપરી શકાય તેમ છે, એ શોધવાનો તેનો ઇરાદો હતો. એક નિર્માલ્ય પેપર છેવટે તેને મળી આવ્યું, જે નાણાં સંબંધી મુશ્કેલીઓમાં હતું. પેલા એડિટરે તેના માલેકને કહ્યું, કે "જો તમે તટસ્થ રહીને જર્મનીના પક્ષમાં લખવાનું કબૂલ કરો, તો તમને સારી રકમ મદદ તરીકે આપવાની મને સત્તા છે." માલેકે થોડી વાર વિચાર કરીને જવાબ આપેલો, કે "ભલે, તમારી મદદના બદલામાં અમે જર્મનીના પક્ષમાં લખાણ છાપશું; પણ અઠવાડિયામાં એક વાર ઑસ્ટ્રિયાને પ્રહાર કરવાની તમારે અમને રજા આપવી પડશે"

રોમ, નેપલ્સ, ટ્યૂરિન, અને બીજાં મોટાં શહેરોમાં જર્મન એજંટો લાંચો આપીને રૈયતને ખૂટવવા મંડ્યા. જેમ તેમણે અમેરિકામાં કરેલું, અને કદાચ ઇંગ્લંડમાં પણ, તેમ મજૂર વર્ગમાં ફરીને તેઓ વિગ્રહની રાજનીતિ વિરુદ્ધ ઉશ્કેરણી કરવા લાગ્યા. તેમની દલીલો લોકો ભોળવાઇ જાય એવી હતી. તેઓ કહેતા, કે "વિગ્રહમાં ઉતર્યા વગર પણ ઇટલી જે મુલક વાજબી રીતે માગે, તે તેને મળી શકે તેમ છે. તટસ્થ રહીને પણ તે લડતી પ્રજાઓની સાથે વેપાર કરી શકે તેમ છે. વેપાર વધે, અને તિજોરી તર થાય, એ લાભ જેવા તેવા નથી. પણ જો ઇટલી વિગ્રહમાં ઉતરશે, તો ઘણા જાનનો ભોગ આપવો પડશે, કરજ વધી જશે, અને મજૂર વર્ગને હમેશાંને માટે નવા કરો ભરવા પડશે. ઉદ્યોગો બંધ પડી જશે; અને છેવટ વિજય તો જર્મનીનોજ થવાનો છે, એટલે વિગ્રહ પૂરો થયા પછી ઇટલી ભયંકર સ્થિતિમાં આવી પડશે."

સોશ્યલિસ્ટ આગેવાનો પાસે તેઓ આથી પણ વધારે જોરાવર દલીલ કરી શકતા. તેઓ કહેતા: "તમારો માણસોનો બંદોબસ્ત એવો સારો છે, કે આવા મિલાન જેવા શહેરમાં તો ધારો તો સત્તા પણ હાથમાં લઇ શકો. એ બંદોબસ્ત તમને વિગ્રહ પૂરો થયા પછી ઉપયોગી થઇ પડશે. પણ જો ઇટલી વિગ્રહમાં ઉતરશે, તો તમારી પાસે કશું રહેશે નહીં."

સ્ત્રીઓ પાસે તેઓ વળી બીજી દલીલ કરતા. તેઓ કહેતા: "ટ્રિપોલીને યાદ કરો. કેટલા માણસ મરી ગયા, કેટલા ઘવાયા, અને માંદા પડ્યા, તે યાદ કરો. બીજે શું થાય છે તે જુઓ, અને વિચારો કે આ કાંઇ આફ્રિકાની લડાઇ નથી. ઑસ્ટ્રિયન લશ્કરો ઇટલી પર ચડાઇ કરશે. વ્હેનિસનો સંહાર થશે; મિલાનનો ઝેપ્પેલિનો નાશ કરશે. અને બધું બની ગયા પછી કદાચ તમે જીતશો, તોપણ તમારે માટે અને તમારાં છોકરાંને માટે રોટલો કોણ કમાઇ લાવશે? તમારા ધણીઓ અને દીકરાઓ તો આલ્પ્સના બરફમાં સડતા હશે. જો વિગ્રહ આવશ્યક હોય, તો તમે ઇટાલિયન સ્ત્રીઓ તરીકે ફરિયાદ કરી શકો નહીં. પણ વિગ્રહ આવશ્યક નથી, એટલુંજ નહીં, તમારે માટે તો એ વિશ્વાસઘાતનો અને મોટી મૂર્ખાઇનો રસ્તો છે."

આ ઉપરાંત પણ ઇટાલિયનોનો એક વર્ગ હતો, કે જેના ઉપર જર્મન એજંટો ખાસ અસર કરી શકેલા. એ વર્ગ લોંબર્ડીના તવંગર વેપારીઓનો હતો. ઘણાં વરસથી ઇટાલિયન બેંકો અને વેપારીઓની પેઢીઓમાં જર્મનો ઘુસ્યા હતા. વેપાર કેમ કરવો એ ઇટાલિયનોને શિખવવા માટે જર્મનીએ પોતાના સારા સારા બેંકરો અને વેપારના એજંટોને ઇટલીમાં મોકલ્યા હતા; અને ઇટલીએ તેમનો સત્કાર કર્યો હતો. તેઓ ધીમે ધીમે એટલા બધા અંદર પેસી ગયા હતા, કે લડાઇ વગર તેમનાથી છૂટી શકાય એવું રહ્યું નહોતું. તેઓ જળો જેવા હતા, પણ જળોની માફક ધરાયા પછી ખરી જતા નહોતા. આ વર્ગો હવે ઇટાલિયન વેપારીઓને સમજાવવા માંડ્યા, કે વિગ્રહથી તેમની આબાદી ઘટી જશે, ઘણી બેંકોને દીવાળાં કાઢવાં પડશે, વગેરે.

(આ રસિક ઇતિહાસ આવતા અંકમાં જારી રાખવામાં આવશે.)

---

## રુશિયાએ કરેલી હિંદી વિક્રમની કદર.

રુશિયાના નામદાર ઝાર તરફની માનચાંદ મેળવનારાઓમાં કેટલાક હિંદી વિક્રમો પણ છે, એમ અમે અગાઉ જણાવી ગયા છીએ. હાલ કેટલીક વધારે વિગતો બહાર આવી છે, જે આ સ્થળે ઉતારતાં અમને આનંદ થાય છે

ત્રીજા વર્ગનો ક્રૉસ ઑફ ધી ઑર્ડર ઑફ સેન્ટ જ્યોર્જ—સુબેદાર જયસિંગ, હવાલદાર લછમન, અને સુબેદાર મીરદસ્તને મળેલ છે.

ચોથા વર્ગનો ક્રૉસ ઑફ ધી ઑર્ડર ઑફ સેન્ટ જ્યોર્જ—જમાદાર અબ્દુલ ગફુરખાન (૩૪ પુના હૉર્સ), સુબેદાર ભઞ્ગબહાદુર અધિકારી. જમાદાર છગાટા, નાયક દલીપસિંગ, સુબેદાર લાલકેસર, હવાલ-

દાર દેવીસિંગ, થર્ડ કલાસ આસિસ્ટન્ટ સરજન કે. પી. એલોય, હવાલદાર ગગના, સુબેદાર ઇસ્માઇલખાન, રાઇફલમેન જિતમેન થાપા, જમાદાર મોટાસિંગ, સિપાઇ નેક અમલ, હવાલદાર પદમસિંગ રાવત, સુબેદાર પકસાનસિંગ ગુરૂંગ, હવાલદાર સારાબજીત ગુરૂંગ, અને સિપાઇ સુંદરસિંગને મળેલ છે.

પહેલા વર્ગનો સેન્ટ જ્યોર્જનો ચાંદ—દફેદાર અમાનતુલ્લાખાન, હવાલદાર મોહનસિંગ, સુબેદાર મેજર નાસિરખાન, અને હવાલદાર વોસિમખાનને મળેલ છે.

બીજા વર્ગનો સેન્ટ જ્યોર્જનો ચાંદ—હવાલદાર અબ્દુલ વાહેદ, સબ આસિસ્ટન્ટ સરજન ગોપીનાથ અગરવાલ, સુબેદાર નાઝિરખાન, હવાલદાર નોશિરખાન, અને નાયક રૂપધન પૂનને મળેલ છે.

ત્રીજા વર્ગનો સેન્ટ જ્યોર્જનો ચાંદ—રાઇફલમેન બલબીર થાપા, સિપાઇ લાણાસિંગ, ચાનનસિંગ, રાઇફલમેન ખારકબીર પૂન, માનસિંગ, સિપાઇ મસ્તાનસિંગ, ટીકેરામ કનવાસ અને વઝીરસિંગ વરાકોઠીને મળેલ છે.

ચોથા વર્ગનો સેન્ટ જ્યોર્જનો ચાંદ—સિપાઇ બંતાસિંગ, લાન્સનાયક દેવીસિંગ, રાઇફલમેન ધમરાજ થાપા, સિપાઇ ફતેહ હૈદર, લાન્સનાયક જીતસિંગ નેગી, રાઇફલમેન કરમસિંગ રીથાલ, સિપાઇ મુખ્તિયાર, સિપાઇ સાદરદીન, સિપાઇ સાહેબજાન, અને લાન્સનાયક તેજસિંગને મળેલ છે.



## લડાઇના તાર.

—:o:—

સામાન્ય સ્થિતિ.

પશ્ચિમમાં હતી તે સ્થિતિ ટકી રહી છે. પૂર્વમાં હાલ પ્રચંડ યુદ્ધ ચાલે છે; અને હઠતાં હઠતાં પણ રૂશિયનો ઠીક માર મારી શકે છે. મામલો બરાબર જામ્યો છે. હવે શું થાય છે તે તરફ દુનિયા જોઇ રહેલ છે.

રૂશિયન વિક્રમ.

પિતૃગ્રેડ, ૧૮ મી સપ્ટેંબર.

દ્વિન્સકની પશ્ચિમે અને નૈર્ઋત્યમાં દુશ્મનના હુમલા જારી છે. વિલનાની પૂર્વે હઠીલી લડાઇ ચાલ્યા કરે છે. વિલિયા નદીની ડાબી બાજુએ રેલવે ઉપર કેટલેક ઠેકાણે દુશ્મનની ટુકડીઓ પહોંચી છે; અને આ પ્રદેશમાં ઘોડેસ્વારોની સારી ઝપ્પાઝપ્પીઓ થઇ છે.

લંડન, ૨૧ મી સપ્ટેંબર.

તા. ૧૮ મીએ ટાઇમ્સનો ખબરપત્રી દ્વિન્સકથી તાર કરે છે, કે "છેલ્લા ત્રણ દિવસ મેં આ મોખરા ઉપર ગાળ્યા છે. એક જગ્યાએ હુમલો બંધ પડે છે, કે તરત બીજી જગ્યાએ શરૂ થાય છે. પાસેમાં પાસે જે મોખરો છે, તે શહેરથી માત્ર ૧૨ માઇલ દૂર છે; અને શહેરની

ખાલી શેરીઓમાં તોપોના પડઘા પડે છે. રૂશિયનોએ અત્યાર સુધી બધા હુમલા પાછા હઠાવ્યા છે, પણ જર્મનો સંખ્યામાં બમણા કે ત્રમણા છે. અને તોપખાનામાં અતિશય ચઢિયાતા છે."

વિગ્રહનું બીજું બજેટ.

લંડન, ૨૧ મી સપ્ટેંબર.

આજ સાંઝે આમની સભામાં મિ. મેક કેનાએ વિગ્રહનું બીજું બજેટ રજુ કર્યું. મહેસુલ ૨૭,૨૦,૦૦,૦૦૦ પૌંડની અને ખરચ ૧,૫૯,૦૦,૦૦,૦૦૦ પૌંડનો ગણવામાં આવેલ છે. તે આવક-વેરામાં ૪૦ ટકાનો વધારો કરવાની અને માફીની હદ ૧૩૦ પૌંડ સુધી ઉતારવાની દરખાસ્ત કરે છે. ખાંડ ઉપરની જગાત શેરે અર્ધા આનો વધારવાની, અને ચા, તમાકુ, કાફી, અને ચિકોરી પરની જગાત ૫૦ ટકા ચડાવવાની તેની યોજના છે. બધા ઠરાવો મંજૂર થયા છે.

તુર્કી ધર્મગુરુઓનો બળવો.

લંડન, ૨૨ મી સપ્ટેંબર.

રોમથી "ડેલી ટેલીગ્રાફ" પત્રનો ખબરપત્રી જણાવે છે, કે કોન્સ્ટન્ટિનોપલથી આવેલા ઘણા સંદેશાઓ એમ બતાવે છે, કે તુર્કી ધર્મગુરુઓએ તરુણ તુર્કો, અન્વર પાશા, અને જર્મનોની સામે બળવો કર્યો છે. અન્વર પાશા અને તેના સોબતીઓને જમાત બહાર પણ કરવામાં આવેલા કહેવાય છે.

બલ્ગેરિયામાં લશ્કરી તૈયારી.

લંડન, ૨૩ મી સપ્ટેંબર.

એક બલ્ગેરિયન અમલદાર જણાવે છે. કે અઢી લાખ પાયદળને તૈયાર થવાને હુકમ મળ્યો છે. લશ્કરી સામાન પુરતો છે, અને તોપખાનું વધારવામાં આવેલ છે.

રિગાની પાસે જર્મનોની હાર.

પિતૃગ્રેડ, ૨૪ મી સપ્ટેંબર.

રિગાની દિશામાં જતા એક જર્મન વિમાનનો રૂશિયન તોપોએ નાશ કર્યો છે. રિગાની પશ્ચિમે રૂશિયનોએ દુશ્મનને હરાવેલ છે, અને તેઓ દારૂગોળો પડતો મૂકીને નાઠા છે. દક્ષિણમાં પણ રૂશિયનોએ ફરી હલ્લો શરૂ કર્યો છે, અને કેટલાંક ગામ પડાવ્યાં છે.

---

## નિવેદન.

આજના અંકની સાથે મોખરે લડવા જતા ભાવનગર લાન્સરોનો એક બીજો ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ કરીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૫ મી ઑક્ટોબર ૧૯૧૫. [અંક ૪૫.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

મંગળવાર, ૫ મી ઑક્ટોબર ૧૯૧૫.

## ઇટલીના વિગ્રહમાં પ્રવેશ.

(ગયા અંકથી ચાલુ.)

પણ પ્રપંચની કળામાં સર્વોપરિ કામ તો પ્રિન્સ વૉન બ્યુલોએ કરી બતાવેલું. તે જર્મન પરદેશ ખાતાનો સેક્રેટરી, અને પછી જર્મન શહેનશાહતનો ચાન્સેલર થયો, તે પહેલાં કાઉન્ટ બ્યુલો રોમમાં જર્મનીનો એલચી હતો. તે ડોના મિંઘેટ્ટી નામે એક સિસિલિયન બાનુની પુત્રીને પરણ્યો હતો, અને અધિકાર ઉપરથી ઊતર્યા પછી દર વરસ કેટલોક વખત રોમમાં અને કેટલોક સિસિલીમાંની પોતાની ઓરતની જાગિરો ઉપર ગાળતો હતો. તે મળતાવડો અને ખુશમિજાજ માણસ હતો, અને તેની ઊંચી પરોણાગતથી તથા રીતભાતની છૂટથી ઇટાલિયનો મોહિત થયેલા. એટલે, જ્યારે ઇટલીમાં પ્રપંચ ચલાવવાને એક કુશળ અધિકારીની જરૂર પડી, ત્યારે બધાની પસંદગી સ્વાભાવિક રીતે ડોના લૉરા મિંઘેટ્ટીના લોકપ્રિય જમાઇ ઉપર ઊતરી. પ્રિન્સ વૉન બ્યુલો રોમ તરફ જતી ગાડીમાં રવાના થયો, ત્યારે બર્લિનનાં કેટલાંક પેપરોએ લખેલું, કે "આખરે એક કારભારી તો આપણી પાસે છે ખરો!"

પ્રિન્સ વૉન બ્યુલો રોમમાં આવ્યો, કે થોડા વખતમાં તેનું મકાન તટસ્થતાના પ્રપંચોનું મધ્યબિંદુ બની ગયું. એક પછી એક મેજબાની અપાવા માંડી. ગાયોલિટ્ટીના પક્ષના સેનેટરો અને ડેપ્યુટીઓ માટે દ્વારો વારંવાર ઉઘડવા લાગ્યાં. આ બધામાં આગેવાન કર્મેની નામે હતો, તે "સ્ટામ્પા" પત્રનો રોમ ખાતેનો ખબરપત્રી અને તટસ્થ પેપરોનો વડો હતો; અને પ્રિન્સ વૉન બ્યુલો પાસે જે જે પ્રેસ એજંટો હતા તેમાં તે સર્વોપરિ હતો. હવે આખી ઇટલીમાં પાછા કાવાદાવા શરૂ થયા, અને બધી તરફ પુષ્કળ નાણું લાંચમાં ખરચાવા માંડ્યું; અને બીજી તરફથી પ્રિન્સ વૉન બ્યુલોએ બેરન સોન્નિનો સાથે મસલહત શરૂ કરી, કે જેથી ઇટાલિયન સરકાર કેટલા મુલકના લાભને આવશ્યક ગણે છે તે જાણી શકાય. દરમિયાન સાલાંદ્રા પ્રધાનમંડલ જો અનુકૂલ ન નીવડે, તો ગાયોલિટ્ટીના અધિકારને પાછો લાવવાને પણ યોજનાઓ ઘડવામાં આવી.

એ સમજવું સહેલું છે, કે જોકે પ્રિન્સ વૉન બ્યુલો વચલી શહેનશાહતોનો વાસ્તવિક એજંટ-જનરલ હતો, તોપણ દેખાવની ખાતર કેટલીક મર્યાદા સાચવવાની જરૂર હતી. ઇટલીને જર્મની

સાથે કજિયો કરવાનું કશું ખુલ્લું કારણ નહોતું. કંઇ પણ મુલક લેવાની વાત તેને જર્મની સાથે કરવાની નહોતી, તેમ કોલકરારની સરતો કંઇ જર્મનીએ તોડી નહોતી. છતાં સર્બિયાને લડાઇનું કહેણ મોકલનાર અને યૂરપમાં લડાઇ સળગાવનાર કોણ, એ બાબતમાં ઇટાલિયન સરકાર અંધારામાં નહોતી. તોપણ, જોકે ઑસ્ટ્રિયા તરફથી કંઇ પણ મુલક આપવાની દરખાસ્ત કરવાનો પ્રિન્સ વૉન બ્યુલોનો કશો અધિકાર નહોતો, તોપણ ઇટાલિયન સરકારને ખબર હતી, કે કામ તેના દ્વારાજ લેવાનું છે.

પ્રિન્સની મદદથી તટસ્થતાની લડતના પક્ષમાં મોટાં મોટાં શહેરોમાં સંમેલન કરવામાં આવ્યાં. જેઓ વિગ્રહમાં ઝંપલાવવા ચાહતા હતા તેમણે વિરુદ્ધ સંમેલનો પણ ભરવા માંડ્યાં. કોઇ કોઇ ઠેકાણે બે વિરુદ્ધ પક્ષો વચ્ચે કજિયા પણ થયા. છરા, પિસ્તોલ, લાકડીઓ અને પત્થરોનો ઉપયોગ થવા લાગ્યો; અને તોફાન બેસાડી દેવા સારૂ અધિકારીઓને કોઇ વાર લશ્કરની મદદ લેવી પડી.

ઇટાલિયન સરકારનો મુખ્ય ઉદ્દેશ એ હતો, કે લડાઇની તૈયારીઓ પૂરી થાય ત્યાં સુધી વખત લગાડવો. પ્રિન્સ વૉન બ્યુલોના ઉદ્દેશો બે હતા: પહેલો એ, કે ઇટાલિયન સરકાર ઓછામાં ઓછી કઇ સરતો સ્વીકારશે, તે સ્પષ્ટ કરાવવું; અને બીજો એ, કે ધીમે ધીમે ઇટલીની માગણીઓ મંજૂર રાખીને એમ દેખાડવું, કે ઇટલીને વિગ્રહમાં ઉતર્યા વગર પણ જોઇએ તે મળી શકે એમ છે. જો પ્રિન્સ ઇટાલિયન સરકાર પાસેથી તે શું કરવા ઇચ્છે છે એ કઢાવી શકે, તો પછી જર્મની અને બીજા એજંટો સરકારની વિરુદ્ધ પણ લોકલાગણી ઉશ્કેરી શકે.

ગાયોલિટ્ટીના મળતિયાઓ પણ ખૂબ ખટપટ કરવા લાગ્યા. બેશક તેમને ખબર હતી, કે સાલાંદ્રાનું પ્રધાનમંડલ અતિશય ધીરજથી હથિયારો અને દારૂગોળાની ખામીઓ પૂરી પાડે છે. તેમની ધારણા એવી હતી, કે છેલ્લી ઘડીએ સાલાંદ્રા પાસેથી અધિકાર પડાવી લેવો, અને પછી જે કંઇ ફત્તેહ મળે, તેનું માન પોતે ખાટી જવું.

દરમિયાન ગેરિબાલ્ડીઅનો, એટલે કે જેઓ ૧૮૬૫ માં ઇટલીની સ્વતંત્રતા માટે ગેરિબાલ્ડીની સાથે રહીને લડ્યા હતા, તેઓ અને તેમના પક્ષકારો ઑસ્ટ્રિયન અમલ નીચે જે ઇટાલિયન પ્રદેશો હજી સુધી હતા, તેમની સ્વતંત્રતા માટે પુકાર ઉઠાવવા માંડ્યા.

ઘણાં અઠવાડિયાં સુધી બેરન સોન્નિનોએ પોતાનો હાથ દેખાડ્યો નહીં. પ્રિન્સ વૉન બ્યુલોને તેણે એજ જવાબ આપ્યા કર્યો, કે ઑસ્ટ્રિયાએ કરાર તોડેલ છે, માટે કેવું સમાધાન કરવાને તે તૈયાર છે એ તેણેજ જણાવવું જોઇએ. પ્રિન્સને આ અડચણ દૂર કરવાનો કશો માર્ગ જડ્યો નહીં; અને જોકે ખાનગીમાં તે ગાયોલિટ્ટીના પક્ષને ઉત્તેજન આપતો રહ્યો, તોપણ જાહેર રીતે તેને પોતાની સરકારને આગ્રહ કરવો પડ્યો, કે તે ઑસ્ટ્રિયાને ઇટલીનું મન મનાવવા

સારૂ સરતો સૂચવવાનું સમજાવે. સાથે સાથે તટસ્થ પેપરો દ્વારા ઑસ્ટ્રિયા ઘણું આપવાને તૈયાર છે એવી ખબરો ફેલાતી રહી.

ઑસ્ટ્રિયાની એવી ઇચ્છા હતી, કે વિગ્રહ પૂરો થાય તે પછી ઇટલીને તેની તટસ્થતાના બદલા તરીકે ટ્રેંટિનોનો મુલક પાછો સુપ્રત કરવો, અને બીજે ઠેકાણે પણ સરહદ સુધારી આપવી. ઇટલીની એવી માગણી હતી, કે ઑસ્ટ્રિયાએ કરારનો ભંગ કર્યો, તેના વળતર તરીકે બધો મુલક તરતજ સ્વાધીન કરી દેવો. ઇટલીની એ માગણી હતી, કે ઇસ્ત્રિયાનો મુલક કશી સરત વગર આપી દેવો; ઑસ્ટ્રિયાની એ ઇચ્છા હતી કે ઑસ્ટ્રિયન શહેનશાહત નીચે માત્ર ટ્રિએસ્ટને એક "સ્વતંત્ર શહેર" બનાવવું. ઇટલીની માગણી તમામ મુલકનો કબજો તરત મેળવવાની હતી, એટલુંજ નહીં, પણ વિગ્રહ પછી એ વ્યવસ્થા કાયમ રહે તે માટે જર્મની પાસેથી જામિનગિરી સુદ્ધાં લેવાની હતી.

એમાં કશો શક નથી, કે ઑસ્ટ્રિયાએ છેવટે જે સમાધાન સૂચવેલું તે જર્મનીના દબાણનુંજ પરિણામ હતું. એ પણ નિર્વિવાદ છે, કે જો વિગ્રહમાં વિજય મળત, તો ઑસ્ટ્રિયા ફરીને જૂની સરહદ પાછી લાવવાના પ્રપંચો કર્યા વગર રહેત નહીં.

વિગ્રહની વિરુદ્ધનાં અને તેની પક્ષનાં સંમેલનો પ્રથમ એકજ દિવસે ભરાતાં હતાં. પણ એથી જ્યારે ફિસાદ થવા માંડયો, ત્યારે જૂદે જૂદે દિવસે ભરાવા લાગ્યાં. દિવસો જતાં વિગ્રહના પક્ષના માણસો વધતા ગયા. તટસ્થોએ ત્યારે બીજી રમતો રમવાનું શરૂ કર્યું. ન્હાની ન્હાની ટુકડીઓ શેરીમાં સંતાઇ રહેવા, અને વિગ્રહના પક્ષના લોકો પોતાનાં સંમેલનોથી પાછા ફરે ત્યારે તેમના પર હુમલો કરવા લાગી. ૧૩ મી મે અને ગુરુવારની સાંઝે વાત પરાકાષ્ઠાએ પહોંચી. તે દિવસે સાંઝે ચાર વાગ્યે વિગ્રહના પક્ષના લોકોનું એક મોટું સરગસ નિકળવાનું હતું. એક ઠેકાણેથી એ સરગસ ઉપર કેટલાક છુપાઇ રહેલા તટસ્થોએ ગોળીઓ છોડી. બીજી ગોળી એક જુવાન ડાક્તરને ચહેરામાં વાગી, અને તેના ગાલમાં થઇને બહાર નિકળી; પણ ઘણીખરી ખાલી ગઇ. બીજે દિવસે સ્હવારે ત્રણ વાગ્યે વિગ્રહના પક્ષના લોકોએ એક સભા ભરીને ઠરાવ કર્યો, કે પછીને દિવસે અગાઉના કરતાં પણ વધારે ગંજાવર સમુદાય એકઠો કરવો, અને બચાવનાં સાધન સાથે રાખવાં.

તટસ્થ આગેવાનોમાંના કેટલાક અંતઃકરણથી એમ માનનાર હતા, કે ઇટલીને વિગ્રહમાં ઉતરવાથી લાભ નથી. પણ ઘણાઓ જર્મન પ્રપંચોથી પ્રેરાયા હતા, જેની એમ બતાવ્વાની ધારણા હતી, કે જો ઇટાલિયન સરકાર ઑસ્ટ્રિયાની દરખાસ્તો સ્વીકારશે નહીં, તો દેશમાં આંતર વિગ્રહ સળગશે.

સ્વતંત્રતાની લડાઇમાં ફ્રાન્સે ઇટલીને મદદ આપી હતી. આ મદદનો બદલો આપવાની ગેરિબાલ્ડીઅનોની ઇચ્છા હતી પરિણામે ગેરિબાલ્ડીઅન વોલંટિયરોનું એક ખાસ લશ્કર આલ્સેસમાં ફ્રેંચોની સાથે રહીને લડતું હતું. એક જર્મન હુમલામાં આ લશ્કરને ઘણું નુકસાન થયું હતું;

Field-Marshal Sir JOHN FRENCH.



ફીલ્ડ માર્શલ સર જૉન ફ્રેંચ–બ્રિટિશ સેનાધિપતિ.

Lakshmi Art, Bombay.

અને ગેરિબાલ્ડી કુટુંબનો એક જુવાન પોતાના વોલંટિયરો સાથે માર્યો ગયો હતો. આ ખબર ઇટલીમાં ફેલાતાં તેની ઘણી અસર થઇ હતી; અને ૧૮૬૦માં એક હજાર ગેરિબાલ્ડીઅન વોલંટિયરો માર્સેલા જવા નિકળેલા, તેની ૫૫ મી તિથિ યોગ્ય રીતે ઊજવવાનો પ્રજાને આગ્રહ બંધાયો હતો. એ તિથિ મેની પાંચમી તારીખે આવતી હતી; અને એવું ઠર્યું હતું, કે જીનોઆની નીચે જ્યાંથી ગેરિબાલ્ડી હજાર વોલંટિયરો સાથે ઉપડ્યો હતો, ત્યાં તે દિવસે એક મોટી સભા ભરવી. એક યાદગિરીનું બાવલું તૈયાર કરવામાં આવેલું, જે તે દિવસે ખુલ્લું મૂકવાનું હતું; અને ઇટાલિયન કવિ અને નાટકકાર, ગેબ્રિએલ ડી એનન્ઝિયો, કે જે વિગ્રહના પક્ષની પ્રવૃત્તિનો આગેવાન હતો, તે એક ભાષણ કરવાનો હતો. હીલચાલના આગેવાનો માનતા હતા, કે રાજા અને પ્રધાન-મંડલને એ પ્રસંગે પોતાની રાજનીતિ જાહેર કરવી પડશે. મુખ્ય પ્રધાન સેન્યોર સાલાંદ્રા અને બેરન સોન્નિનો બંનેએ પોતાનો હાજર થવાનો ઇરાદો જણાવ્યો હતો; અને છેવટે એમ પણ જાહેર થયું હતું, કે રાજા પોતે પૂતળું ખુલ્લું કરવાની ક્રિયામાં હાજરી આપશે. ઇટલીના બધા ભાગોમાંથી પુષ્કળ લોકો આવવાની વકી રખાતી હતી; અને સ્ટેટ રેલવેએ જીનોઆ સુધી કેટલીક ખાસ ગાડીઓ દોડાવવાની તજવીજ કરી હતી. ચોકસ થયેલા દિવસની આતુરતાથી રાહ જોવાતી હતી.

ક્રિયાને બે દિવસ બાકી રહ્યા, ત્યારે તમામ ઓફિશ્યલ પ્રોગ્રામ બંધ કરવામાં આવ્યો. સ્હવારે રોમના એક પેપરમાં પ્રગટ થયું, કે મુખ્ય પ્રધાન ક્રિયામાં હાજર રહેશે નહીં. પછી બીજી ખબર બહાર પડી, કે બેરન સોન્નિનો પણ આસપાસની સ્થિતિ ગંભીર હોવાથી રોમ છોડી શકશે નહીં, અને પ્રધાનમંડલમાંથી કોઇ રાજધાનીમાંથી ગેરહાજર રહેશે નહીં. બપોર સુધીમાં એમ પણ વાત બહાર આવી, કે રાજા પોતે હાજરી આપશે નહીં. પ્રથમ તો એવું ધારવામાં આવેલું, કે જર્મન અને ઑસ્ટ્રિયન એલચીઓએ વાંધો લીધો હશે, તેથી એ સ્થિતિ થઇ હશે. પાછળથી એવી અફવા ચાલેલી, કે ગેબ્રિએલ ડી એનન્ઝિયોએ પોતાના ઠરાવેલા ભાષણમાં અમુક ફેરફાર કરવાની ના પાડી હતી; અને રાજા જો તે સાંભળે તો અડચણ આવી પડે. બંને કારણોની સામટી અસરથી છેવટનો ફેરફાર થયેલો સંભવે છે. મેની ચોથી તારીખે, એટલે ગેરિબાલ્ડીઅન ક્રિયાને આગલે દિવસે, ઇટલીએ જર્મની અને ઑસ્ટ્રિયા સાથેનો સંધિ તૂટેલો જાહેર કર્યો.

૪ થી મે પછી સાલાંદ્રાનું પ્રધાનમંડલ શું કરશે, એ સંબંધી સવાલ ન રહ્યો. સવાલ એટલોજ રહ્યો, કે દેશને અપીલ કર્યા વગર પ્રધાનમંડલ બધું કર્તવ્ય કરી શકશે કે કેમ. છેલ્લા ૨૦ દિવસમાં જર્મનીએ પોતાના છેલ્લા પત્તાની રમત શરૂ કરી. એ પત્તું તે ગાયોલિટ્ટી.

ત્રિપોલીમાં ઇટલીનું સંસ્થાનિક લશ્કર હતું, તેના અમુક ભાગને જર્મનીએ બળવો જગાડવાને ઉશ્કેર્યો હતો. પણ બળવાથી તેમનું ધારેલું પરિણામ આવેલું નહીં. માત્ર તેથી વિગ્રહના પક્ષની લાગણી વધતી ગઇ.

એ અરસામાં ઉત્તરમાંથી રૂશિયનો પાછા હઠવા લાગ્યા હતા, ઇટાલિયન પરદેશ ખાતાના પ્રધાનને એમ પણ ખબર પડી હતી, કે મિત્ર રાજ્યો પાસે દારૂગોળાની તંગી છે. આ પ્રમાણે મિત્ર રાજ્યોનો સેતારો જ્યારે ઉતરતો જણાતો હતો, ત્યારે પણ દુશ્મનને મદદ કરવાની પ્રવૃત્તિ ન કરવા માટે ઇટલીને માન ઘટે છે.

૧૧ મી મેએ સેન્યોર ફાનેફા નામે એક ડેપ્યુટીએ જીનોઆના એક પેપરમાં પ્રગટ કર્યું, કે મુલક સુપ્રત કરવા ઉપરાંત ઇટલીની એ પણ માગણી છે, . કે ઑસ્ટ્રિયા અને જર્મની બેલ્જિયમ એકદમ ખાલી કરે, અને સર્બિયાનો મુલક અક્ષત રહેશે એવી જામિનગિરી આપે.

દશમી મેએ ઑસ્ટ્રિયનો અને જર્મનોએ ઇટલી છોડવાનું શરૂ કર્યું; દશ દિવસ સુધી નિર્ગમન જારી રહ્યું; અને જેમનાથી બન્યું તે બધાએ સ્વિટ્ઝર્લેંડમાં જઇને આશરો લીધો. ૧૪ મી મેએ ગાયોલિટ્ટીએ રોમ આવીને છેલ્લો ઘા કરવાનો હતો તે કરી લીધો.

તેણે તેના મળતિયાઓ પાસેથી એવી કબૂલત કઢાવી, કે તેઓ સાલાંદ્રા સરકારને તે છે તે રૂપમાં ટેકો આપશે નહીં. આનો અર્થ એ થયો, કે જ્યારે સેન્યોર સાલાંદ્રા પાર્લમેન્ટ પાસે લેવાયેલાં પગલાંમાં અને લેવાનાં પગલાંમાં સંમતિ માગે, ત્યારે મોટો પક્ષ તેની વિરુદ્ધ માલુમ પડે.

પણ જ્યારે વાત અણી ઉપર આવી ત્યારે જણાયું, કે દેશમાં ગાયોલિટ્ટીનો અધિકાર ઓછો થઇ ગયો હતો; અને પ્રિન્સ વૉન બ્યુલોના પ્રપંચોથી તેની આબરૂ ઝાંખી થઇ હતી. સેન્યોર સાલાંદ્રા અને બૅરન સોન્નિનોએ તેને બધી સ્થિતિ સમજાવી, તોપણ સાલાંદ્રા પ્રધાનમંડલને ટેકો આપવાનું જારી રાખવા માટે રાજાને સલાહ આપવાની તેણે ના પાડી. સેન્યોર સાલાંદ્રાને બીજો માર્ગ રહ્યો નહીં. મેની ૧૪ મીએ તમામ પ્રધાનમંડલે રાજીનામું આપ્યું.

ઉત્તરમાં અને દક્ષિણમાં તોફાનો શરૂ થયાં. મધ્ય રાત્રે માણસો એકઠા થવા લાગ્યા; અને તેમણે નિશ્ચય કર્યો, કે દેશથી જર્મન એજંટોના પ્રપંચો ખમાતા નથી, એમ બતાવી આપવું. ૧૪ મી તારીખની આખી રાત છાપખાનાં કામ કરતાં રહ્યાં. લાખો ન્હાનાં ધોળાં કાર્ડ એવા લેખથી બહાર પડ્યાં, કે "ગાયોલિટ્ટી મરી જાઓ!" લાલ, ધોળાં અને લીલાં છાપાંઓ ચોડાયાં, જેમાં એવું લખેલું હતું, કે "કાંતો વિગ્રહ અથવા પ્રજાસત્તાક રાજ્ય." રોમમાં એક ઝનુની ટોળાએ પાર્લમેન્ટના મકાન પર હુમલો કર્યો; અને મિલાન, ત્યૂરિન, અને જીનોઆમાં માણસો શેરીઓમાં રમખાણ જગાવવાને તૈયાર થઇ રહ્યા. પરિણામે પેપરોમાં જાહેર થયું, કે સાલાંદ્રાને પાછો બોલાવવામાં આવેલ છે; અને એ ખબર પછી સર્વત્ર ધીમે ધીમે શાંતિ ફેલાઇ ગઇ.



# લડાઇના તાર.

—:o:—

**વર્તમાન સ્થિતિ.**

પશ્ચિમમાં બ્રિટિશો અને ફ્રેંચોએ જર્મન લાઇન ભેદી છે, અને સારી જીત મેળવી છે. પૂર્વમાં ઉત્તર અને દક્ષિણમાં રૂશિયનોએ જર્મનોને ખાળ્યા જણાય છે; પણ મધ્યમાં તેઓ આગળ વધ્યા છે. ચિંતા ઓછી થઇ છે; પણ હજી છેક દૂર થઈ નથી.

**ગ્રીસની તૈયારી.**

ઍથન્સ, ૨૪ મી સપ્ટેંબર.

ગ્રીસે પોતાના લશ્કરના વીશ વર્ગોને તૈયાર કર્યા છે. રાજા અને પ્રધાન વેનેઝેલોસ એકમત થયા છે.

**લક ફરી હાથ કર્યું.**

પિતૃગ્રેડ, ૨૫ મી સપ્ટેંબર.

આખા મોખરા ઉપર સખત લડાઇ ચાલે છે. ગુરુવારે સ્હવારે લક રૂશિયનોના હાથમાં આવેલ છે. ઉત્તર તરફ પણ જર્મનોને રૂશિયનોએ ન્હસાડ્યા છે. લકની ઉત્તરે લડાઇ થઇ, તેમાં ૪,૦૦૦ કેદીઓ પકડાયા છે.

**જર્મન લાઇન ભેદાય છે.**

લંડન, ૨૬ મી સપ્ટેંબર.

સર જૉન ફ્રેંચ જણાવે છે, કે લા બાસી નહેરની દક્ષિણ તરફ હુમલો કરતાં પાંચ માઇલ કરતાં વધારે મોખરા ઉપરની જર્મન ખાઇઓ હસ્તગત થઇ છે, અને કેટલેક ઠેકાણે દુશ્મનની લાઈનો ૪,૦૦૦ વાર જેટલે છેટે સુધી ભેદાઈ છે. ફ્રેંચોએ પણ આરસની ઉત્તરે હુમલો કર્યો છે, અને ૧૨,૦૦૦ કરતાં વધારે કેદીઓ પકડ્યા છે.

**ઑસ્ટ્રિયનો હઠે છે.**

રોમ, ૨૬ મી સપ્ટેંબર.

કાર્નિથાના આખા મોખરા ઉપર તોપોની પ્રબળ મારામારી ચાલે છે. ઑસ્ટ્રિયનોએ ત્રણ વાર હુમલા કર્યા, પણ ત્રણેય વાર તેમને હઠી જવું પડ્યું છે. ઇટાલિયનોએ ટાર્વિસના રેલવે સ્ટેશન પર તોપો ફોડીને મોટી આગ લગાડી છે.

**હિંદના એક મિત્રનો સ્વર્ગવાસ.**

લંડન, ૨૬ મી સપ્ટેંબર.

મજૂર વર્ગનો પાર્લમેન્ટનો પ્રખ્યાત પ્રતિનિધિ અને હિંદનો મિત્ર મિ. કેર હાર્ડી મરણ પામ્યો છે.

**મધ્ય રૂશિયાની સ્થિતિ.**

પિતૃગ્રેડ, ૨૭ મી સપ્ટેંબર.

વિલ્ના અને રોવ્નો વચ્ચે બેરાનોવિચ્ચી કરીને રેલવે જંકશન છે, તે તરફ જર્મનો ધસતા જાય છે. સ્ટેશનથી સાતેક માઇલ પર તેઓ દેખાયા હતા. રૂશિયનોને એ હીલચાલની બરાબર ખબર છે.

**રૂશિયન પ્રધાનમંડલ.**

પિતૃગ્રેડ, ૨૮ મી સપ્ટેંબર.

આખું પ્રધાનમંડલ આજ રાત્રે શાહેનશાહી છાવણીમાં જાય છે.

ફ્રાન્સમાં સ્થિતિ.

પારિસ, ૨૮ મી સપ્ટેંબર.

જર્મન યુવરાજે આર્ગોનમાં હુમલો કરેલો, તેમાં તેણે સજ્જડ હાર ખાધી છે. શેમ્પેનમાં અવિરત લડાઈ ચાલ્યા કરે છે.

નામદાર ત્સારે ફ્રાંકો-બ્રિટિશ ફત્તેહ માટે મુબારકબાદી મોકલી છે.

ઑસ્ટ્રિયનો ખાડી ખાલી કરે છે.

પિતૃગ્રેડ, ૨૮મી સપ્ટેંબર.

જણાવવામાં આવે છે, કે રુશિયનો લકની બંને બાજુએ આગળ ચાલીને કોવેલ સુધી પહોંચ્યા છે. ઑસ્ટ્રિયનોએ ખાડી ખાલી કર્યું છે.

બલ્ગેરિયાનો ઇરાદો.

લંડન, ૨૮ મી સપ્ટેંબર.

આજે આમની સભામાં સર એડવર્ડ ગ્રેએ જાહેર કર્યું, કે બલ્ગેરિયા એમ જણાવે છે, કે લશ્કર સજ્જ કરવામાં તેનો ઇરાદો માત્ર પોતાના હક્કો અને સ્વતંત્રતાની રક્ષા કરવાનો છે. બાલ્કન પડોશીઓ ઉપર હુમલો કરવાનો કશો વિચાર નથી.

મેસોપોટેમિયામાં જીત.

લંડન, ૨૯ મી સપ્ટેંબર.

આજે આમની સભામાં મિ. ચેંબરલેને મેસોપોટેમિયામાં થયેલી જીતની ખબર આપી. તુર્કો બગદાદ તરફ ભાગતા જાય છે; અને બ્રિટિશ લશ્કર તેમની પાછળ પડયું છે.

જર્મન સેનાપતિઓ બરતર્ફ!

આમ્સ્ટર્ડામ, ૨૯ મી સપ્ટેંબર.

જર્મન પેપરો જણાવે છે, કે ફ્રાંકો-બ્રિટિશ ફત્તેહોને લીધે બે જર્મન સેનાપતિઓને બરતર્ફ કરવામાં આવેલ છે. જનરલ હિંડનબર્ગને પશ્ચિમમાં મોકલવામાં આવે એવી તેઓ આશા રાખે છે. એક પેપરના લખવાથી એમ પણ સૂચિત થાય છે, કે કૈસર પોતે હાલ પશ્ચિમમાં છે; અને સપ્ટેંબરની ૨૪ મી તારીખે તેણે પોતાના લશ્કરમાં ક્રૉસ એનાયત કર્યા છે.

બલ્ગેરિયામાં મુશ્કેલી.

ઍથન્સ, ૨૯ મી સપ્ટેંબર.

બલ્ગેરિયાના રાજાએ રુશિયન વલણવાળા મેલિનોફને પ્રધાનમંડલ બનાવવાની વિનંતી કરી છે. મુખ્ય પ્રધાનની સાથે જર્મન વલણના ટૉન્ટચેફ અને બાકાલોફ મળતા ન થઇ શકવાથી મુશ્કેલી ઉભી થયેલી કહેવાય છે.

---

## નિવેદન.

આજના અંકની સાથે બ્રિટિશ સેનાધિપતિ ફીલ્ડ માર્શલ સર જૉન ફ્રેંચનો એક ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૨ મી ઑક્ટોબર ૧૯૧૫. [અંક ૪૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૨ મી ઑક્ટોબર ૧૯૧૫.

## રેડ ક્રૉસ (લાલ સ્વસ્તિક) સોસાયટીની અદ્‌ભુત સેવા.

"યેહી હય ઇબાદત યેહી દીનો ઈમાં:
કે કામ આએ દુન્યામેં ઇન્સાં કે ઇન્સાં."

અર્થ:—"ભક્તિ અને ધર્મ અને શ્રદ્ધા એ સર્વ એજ છે, કે કોઇ મનુષ્ય જગતમાં બીજા મનુષ્યને મદદ કરે."

લડાઇમાં રેડ ક્રાસની સેવા ત્રણ પ્રકારની છે: એક દરદને અટકાવવાની, બીજી જખમીઓની માવજત કરવાની, અને ત્રીજી દરદીઓને સાજા કરવાની.

વીસ વરસ પહેલાં લડતી સેનાની સાથે રહેલા ડાક્તરોનું કામ માત્ર જખમીઓની સારવાર કરવાનું હતું. ગોળીથી એક સિપાઇ મરે તેની સાથે અટકાવી શકાય તેવા દરદથી ત્રણ કે ચાર અશક્ત થઇ પડે છે, એ ભાન થતાં ઘણી વાર લાગેલી. છેક બોઅર વિગ્રહ સુધી લશ્કરને ગોળીઓથી નહીં પણ "ટાઇફૉઇડ" નામના તાવથી ખરો ત્રાસ થયેલો.

લડાઇ દરદને ઉત્પન્ન કરે છે. દુનિયાના ઇતિહાસના દરેક મોટા વિગ્રહમાં આમ દેખાયેલ છે; અને વર્તમાન મહાવિગ્રહમાં પણ એ પ્રમાણે જૂનાં દરદો, કે જે લગભગ નષ્ટ થયેલાં ગનાતાં હતાં તે તાજાં થયેલાં. ધાણાંવાળો તાવ, કે જે વ્યાધિ મુખ્યત્વે કરીને જુવાન સિપાઇઓનેજ લાગુ પડે છે, તે ૧૯૧૪ના પાછલા ભાગમાં ઇંગ્લંડમાં જુદે જુદે ઠેકાણે ફાટી નિકળ્યો. યુરૂપના જૂદા જૂદા દેશોમાં અસ્વચ્છતાના વ્યાધિઓ ચાલવા લાગ્યા, કે જે સિપાઇઓ લાંબા વખત સુધી પોતાનાં કપડાં બદલી ન શકે, અને સ્વચ્છતા રાખી ન શકે, તેથી ઉત્પન્ન થયેલા. સર્બિયામાં "ટાઇફસ" તાવ ફાટી નિકળ્યો. અને તેણે ઘણા આદમીઓનો ભોગ લીધો. પતુર્વાતથી શરૂઆતમાં મોખરા પરના શસ્ત્રકામમાં ગંભીર અડચણો આવેલી, અને તેની સામે ખાસ સાવચેતીઓનો ઉપયોગ થયેલો. બેલ્જિયમની પુષ્કળ ખેડેલી જમીનમાંથી તેનો ચેપ ઉત્પન્ન થયેલો મનાય છે. શિયાળામાં ઠરી ગયેલા હિમથી ખાઇઓમાં ઘણાને વેઠવું પડેલું, કે જે વ્યાધિ બ્રિટિશ ડાક્તરોને લગભગ અજાણ્યો હતો. થોડા પ્રદેશમાં લગભગ એક વરસ સુધી મોટાં લશ્કરોની હાજરીમાં પણ જોખમ હતું. લડાઇમાં માર્યા ગયેલા હજારો માણસોનાં શરીરો ખેતરોમાં અને ખાઇઓમાં તથા

ફ્લાંડર્સ અને ઉત્તર ફ્રાન્સની નહેરોમાં પડ્યાં હતાં. તેમને દફન કરવાનું હમેશાં બને તેમ નહોતું. સડતાં મુડદાંથી ચેપ ચાલે છે, અને મરકી ફાટી નિકળે છે.

"ગર એક વાકેઆ હો તો કહ કર સુનાઉં મેં:
કિન કિન મુસીબતોં કે તરાનેકો ગાઉં મેં?"

અર્થ:—"કદી એક હોનારત હોય, તો હું તેને કહી સંભળાવું. પણ આ અનેક દુઃખો-માંથી હું કયાં કયાં દુઃખોનો રાગ ગાઉં?"

બૉંબ અને ગોળીઓથી થયેલા ઝેરી જખમોને લીધે શસ્ત્રકામ ઘણી વાર મુશ્કેલ થતું હતું. જર્મનોની ઝેરી હવાને લીધે તેના ભોગ થઇ પડેલાઓને જે અસહ્ય વેદના ખમવી પડતી, તે લડાઇમાં અત્યાર સુધી નહીં જણાયેલો ત્રાસ હતો. લશ્કરી ડાક્તરોને મોખરા પરનાં મોટાં લશ્કરોનીજ નહીં પણ વીસ લાખ કરતાં વધારે માણસો તૈયાર થતાં હતાં તેમની સુદ્ધાં સંભાળ લેવાની હતી. ઉપરાંત મિત્ર રાજ્યોમાં પણ મદદ આપવાની જરૂર હતી; અને બેલ્જિયમ તથા સર્બિયામાં ખાસ કરીને આપણાં માણસો રોકાયાં હતાં. ખરેખર મહાવિગ્રહને લીધે વૈદ્યકખાતા ઉપર આવી પડેલું કામ અતિશય મોટું હતું.

બ્રિટિશ લશ્કરનું વૈદ્યકખાતું પહેલેથી ન્હાનું પણ પરમ કાર્યકુશળ હતું. સર ફ્રેડરિક ટ્રીવ્સે ૧૯૧૫ની શરૂઆતમાં કહેલું, કે "મારા માનવા પ્રમાણે આખી દુનિયામાં કોઇ પણ વૈદ્યકખાતું એથી ચડિયાતું નથી. જ્યારે બધી વાતો જાહેર થશે ત્યારે જણાશે, કે તેની સેવા માત્ર વખાણવા લાયક નહીં પણ અદ્ભુત છે."

પણ એ ખાતામાં માત્ર થોડા હજાર જખમીઓની માવજત માટે સગવડ હતી. લડાઇના વખતમાં ખાતાને વિસ્તૃત કરવાને સંભાળથી તૈયારીઓ કરવામાં આવી હતી, પણ થોડા મહિનામાં હજારો નહીં પણ લાખો જખમીઓ તથા દરદીઓની સારવાર કરવાની જરૂર પડશે, એવી કોઇએ વકી રાખેલી નહીં. એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાનાં સાધનો પુરતાં નહોતાં. ડાક્તરોને જૂદા જૂદા ભાગોમાંથી ઝડપથી બોલાવવા પડેલા. હજારો સારવારના કામમાં કસાયેલા માણસોની, નર્સોની, અને પરિચરોની જરૂર હતી; દરદીઓનાં મોટાં લશ્કરોને સમાવી શકે તેવી ઇસ્પિતાલો બનાવવાની હતી; ઇસ્પિતાલોનાં શહેરોની યોજના કરવાની હતી; મોખરા ઉપરથી જખમીઓને લઇ જવાને ગાડીઓના મોટા કાફલાની અગત્ય હતી; અને જખમોને માટે આયોડીનનો ઉપયોગ કરીને દવાઓ એટલા મોટા પ્રમાણમાં બનાવવાની હતી, કે જેની અગાઉ કલ્પના પણ આવેલી નહીં.

બધાં સાધનોની મદદ એકત્ર થવાથી આવશ્યક કામ થઇ શકેલું. મુખ્ય સત્તા બેશક લશ્કરી વૈદ્યકખાતાની હતી. પણ એ ખાતાને ઘણાં ખાનગી ખાતાં તરફથી મદદ મળેલી, જેમાંનાં ઘણાંખરાં બ્રિટિશ રેડ ક્રાસ સોસાયટીના તથા ઇંગ્લંડમાં યારૂશાલેમના સંત યોહાનના મંડળના હાથ નીચે હતાં. જખમીઓને માટે આલીશાન સ્ટેશનો જાણે કે જાદુથી તૈયાર થઇ ગયાં. વિગ્રહના શરૂઆતના દિવસોમાં, કે જ્યારે એવી ધાસ્તી હતી, કે જર્મન લશ્કર આખા ઉત્તર ફ્રાન્સનો કબજો લેશે, ત્યારે વૈદ્યકના સ્થાનને વારંવાર ફેરવવું પડતું. પછી ડોવરની ખાડી પર

આવેલા બુલોનમાં ઈસ્પિતાલો સ્થપાઈ; અને પાસેના ઇટેપલ્સ નામે ગામમાં ૫૦,૦૦૦ જખમીઓને માટે બંદોબસ્ત કરવામાં આવ્યો.

સંત યોહાનના મંડલે થોડા મહિનામાં ૧૩,૫૦૦ અનુભવી કામ કરનાર પૂરા પાડ્યા. કેળવાયેલી નર્સો માટે આખી શહેનશાહતમાં તપાસ કરવામાં આવી; અને એ ઉપરાંત ખાનગી સંસ્થાઓમાંથી મદદગાર સ્ત્રીઓનાં ટોળેટોળાં રોકવામાં આવ્યાં. આ સ્ત્રીઓમાંની ઘણી ખરી આરામ અને છતમાં ઉછરેલી હતી. પણ તેમણે એ વગર પગારની સેવા એટલા ઉત્સાહ અને આવેશથી કરેલી, કે જોનારાઓને માન થયેલું. કેળવાયેલી નર્સોની મદદમાં કામ કરતાં તેમને કશાથી સંકોચ થતો નહીં; ઓરડા વાળવાના કામથી માંડીને ભયંકર જખમોને પટ્ટા બાંધવાના કામ પર્યંત તમામમાં તેઓ મદદગાર થતી તેમની મદદ વગર નર્સો પોતાનું કામ કરી શકી ન હોત.

મોખરેથી પહેલી ઇસ્પિતાલ સુધી દરદીઓને લઇ જવાને મોટર ગાડીઓની ખાસ જરૂર હતી. થોડા મહિનામાં એક હજાર કરતાં વધારે મોટર ગાડીઓ કામ કરવા લાગેલી. ફ્રાન્સમાં પુષ્કળ ઇસ્પિતાલનાં સાધનોથી સંપન્ન ટ્રેનો પણ પાટા પર ચડાવવામાં આવેલી. અને સફેત રંગથી રંગેલાં તથા દુશ્મનના હુમલાથી બચાવવાને મોટા લાલ સાથિયાથી મુદ્રિત કરેલાં વહાણો બિમારોને લઇ જવાને પાણી પર ચાલતાં હતાં.

લડાઇમાં સેનાપતિનું કામ જખમીઓની સંભાળ લેવાનું નથી, પણ દુશ્મનને હરાવવાનું છે. જો કોઇ પણ મહાધિકારી જખમીઓ ઉપર ધ્યાન આપી શકાય તે માટે પોતાની પ્રવૃત્તિ અટકાવે, અથવા જખમીઓ ફરી શકે તે માટે મોખરા પરની તોપો માટે દારૂગોળો મોકલવામાં વાર લગાડે, તો તે પોતાના કામ માટે નાલાયક ગણાય. લડાઇ એક કઠોર કામ છે. લડતા અધિકારીની દૃષ્ટિએ જખમી સિપાઇ એ એક એવી અડચણ છે, કે જે બનતી ત્વરાથી દૂર કરવી જોઇએ. સાંભળવામાં આ કઠોર અને લાગણી વગરની વાત લાગશે. પણ જરા વિચાર કરતાં માલુમ પડશે, કે એ સિવાય બીજો રસ્તો નથી. તેટલા માટે, જ્યારે બ્રિટિશ લશ્કરો ફ્લાંડર્સમાં લડતાં હતાં, ત્યારે માણસોની ડાક્તરી માવજતમાં પહેલું કર્તવ્ય એ હતું, કે તેમને મોખરાથી તરત દૂર લઇ જવા, કે જેથી લડાઇની વાસ્તવિક ક્રિયાઓ માટે પ્રદેશ ખુલ્લો થાય. સારે નસીબે રેલવે પાસે હતી, દરિયાનો કિનારો પણ નજદીક હતો, અને મોટર ગાડીઓની છત એટલી હતી, કે ઉપલું કામ થઇ શકેલું.

જ્યારે પહેલા ઉતરેલા લશ્કરને મૉન્સની આસપાસ જર્મનોની સાથે ભેટો થયો. ત્યારે જે ભયંકર ખુવારી થઇ, ઝડપથી હઠી જવું પડ્યું, અને જખમીઓનાં લશ્કરો પર ધ્યાન આપવાની સ્થિતિ પ્રાપ્ત થઇ, તેની પહેલેથી કોઇને કલ્પના આવેલી નહીં. તે વખતે મોખરા ઉપર મોટર ગાડીઓની સંખ્યા પુરતી નહોતી. જો હોત, તો આપણા જખમીઓની જે મોટી સંખ્યા દુશ્મનના હાથમાં ગઇ, તેમનો બચાવ થયો હોત.

બોઅર વિગ્રહ પછી આપણા લશ્કરી વૈદ્યકખાતામાં ઘણો સુધારો થયો હતો. ખાસ કરીને કુશળ ડાક્તરોની સંખ્યા ઘણી સારી હતી. પણ હઠી જવું પડ્યું ત્યારે જે કરુણ સ્થિતિ થઇ,

તેથીજ ડાક્તરી તજવીજોનો સવાલ કેટલો બધો મોટો છે તે ધ્યાનમાં આવ્યું; અને પછી હાલ ચાલે છે તે વ્યવસ્થા બની ગઇ.

હવે ડાક્તરી વ્યવસ્થા કેવા પ્રકારની છે તે આપણે જોઇએ. અને પ્રથમ જ્યાં સિપાઇ લડે છે ત્યાં જઇએ. દરેક સિપાઇને કોઇ પણ જખમને ઝડપથી બાંધી લેવાનાં સાધનો આપેલાં હોય છે.

લડાઇ જોરથી ચાલતી હોય છે, ત્યારે જખમીઓને જ્યાં પડે ત્યાં વારંવાર રાહ જોવી પડે છે. કોઇ વાર જખમી બ્રિટિશો અને જર્મનો એકજ ખાઇમાં પડેલા; અને જે માણસો એક કે બે કલાક પહેલાં એકબીજાનો પ્રાણ લેવાની તજવીજ કરતા હતા, તેમણે એકબીજાને મદદ કરેલી.

"જો ખાહાં જાનકે થે ઉનકે ઝાનુ પર મેરા સર હય:

ઈલાહી તેરે સદકે વાહ કયા મેરે મુકદ્દર હય!"

**અર્થ:**—"જેઓ મારા પ્રાણની ઇચ્છાવાળા હતા. તેમની ગોદમાં મારૂં માથું છે. હે પ્રભુ! હું તારા પર કુરબાન થાઉં, વાહવા! કેવું મારૂં નસીબ છે?"

એક જુવાન ફ્રેંચ અમલદાર ખાઇમાં મરણતોલ જખમી થઇને પડેલો, તેણે એવા એક પ્રસંગનું સારૂં ચિત્ર આપ્યું છે. મરણ પહેલાં પોતાની પત્નીને કાગળ લખવા જેટલું જોર રહેલું હોવાથી તેણે નીચે પ્રમાણે લખ્યું હતું:

"મારી પાસે બીજા બે માણસો પડ્યા છે. અને તેમને માટે પણ કંઇ આશા હોય, એમ હું ધારતો નથી. એક માણસ એક સ્કૉટિશ પલટનનો અમલદાર છે, અને બીજો ઉહલાન સિપાઇ છે. હું પડ્યો તે પછી તેઓ પડેલા; અને જ્યારે મને ભાન આવ્યું, ત્યારે મેં જોયેલું કે તેઓ મારા ઉપર નમીને પ્રાથમિક સારવાર કરી રહ્યા છે. બ્રિટિશર પોતાના સીસામાંથી મારા ગળામાં પાણી રેડતો હતો; અને જર્મન પોતાની પાસેની દવા મારા જખમ ઉપર લગાડતો હતો. હાઇલેન્ડરનો એક પગ ચૂર્ણ થયો હતો; અને જર્મનના પડખામાં છરા પેસી ગયા હતા.

"જાતની પીડા છતાં તેઓ મને મદદ કરવાને યત્ન કરતા હતા; અને જ્યારે મને ફરીને પૂરેપૂરૂં ભાન આવ્યું, ત્યારે તે જર્મને અફીણના સત્ત્વની પિચકારીઓ અમને મારી, અને પોતે પણ લીધી. તેના ડાક્તરી ખાતાએ પદાર્થ તથા સોય પૂરાં પાડ્યાં હતાં; અને સાથે કેમ ઉપયોગ કરવો તેની સૂચના પણ છાપેલી હતી. પિચકારી લીધા પછી અમને સૌને આશ્ચર્યકારક આરામ લાગ્યો, અને અમે લડાઇ પહેલાં જે ઝિંદગી ભોગવતા હતા તેની વાતમાં પડ્યા. અમે બધા ઇંગ્લિશ બોલતા હતા, અને ઘેર રહેલી ઓરતો સંબંધી વાત કરતા હતા. જર્મન અને બ્રિટિશર બંને માત્ર એક વરસથી પરણ્યા હતા. * * * અમે એકબીજાની સાથે શા માટે લડતા હતા, એ વિચારથી મને, અને હું ધારૂં છું કે તેમને પણ, આશ્ચર્ય થતું હતું.

"મેં હાઇલેન્ડર તરફ જોયું, તો તેને થાકથી નિદ્રા આવતી હતી. તેનો ચહેરો જરા વિરૂપ થયો હતો, અને તેનાં કપડાં કાદવથી ખરડાયેલાં હતાં. છતાં તે મૂર્તિમાન મોક્ષ જેવો દેખાતો હતો. પછી મને ફ્રાન્સના ત્રણરંગી વાવટાના અને સ્વતંત્રતાની ખાતર ફ્રાન્સે જે જે કર્યું હતું તેના

વિચાર આવ્યા. તે પછી મેં તે જર્મન તરફ નજર કરી, કારણકે તે બોલતો બંધ થયો હતો. તેણે એક પ્રાર્થનાપોથી કાઢી હતી. અને લડાઇમાં જખમી થયેલા સિપાઇઓ માટેની કોઇક પ્રાર્થના વાંચવાને તે યત્ન કરતો હતો. અને હું તેનું અવલોકન કરતો હતો, * * * ત્યાં શા માટે અમે લડતા હતા તેનું મને ભાન થયું. * * * તે બિચારો વ્યર્થ મરી જતો હતો, પણ પેલો બ્રિટિશર અને હું અમારાં મૃત્યુથી કદાચ સુધારા અને શાંતિના કામમાં થોડી મદદ કરી શકશું."

ઘણી વાર ડાક્તરો મોખરે આવીને જેઓ ફેરવાય એવા ન હોય તેમની સારવાર કરતા. ઘણા ડાક્તરોએ આ પ્રમાણે પોતાના પ્રાણ આપ્યા છે; અને ઘણાએ અમર કીર્તિ પ્રાપ્ત કરી છે. જે તરુણ ડાક્તરોએ નિયમોને બાજુએ મૂકીને સંકટના સ્થાનમાં જઇને પરાક્રમો કર્યા છે, તે જાણવા જેવાં છે. તેઓ હથિયારવાળા નહોતા, કારણકે બ્રિટિશ લાલ સ્વસ્તિકનો સેવક હથિયાર રાખી શકતો નથી. તેઓ જાણતા હતા કે જો જર્મનો અચાનક આવીને તેમને પકડશે, તો સારામાં સારી સ્થિતિમાં તેમને લાંબી કેદ ભોગવવાની આવશે, અને નઠારામાં નઠારી સ્થિતિમાં રીબાઇને મરવું પડશે. જીનીવા કન્વેન્શનના જે નિયમો પ્રમાણે ડાક્તરો અને લાલ સ્વસ્તિકના સેવકોની રક્ષા થવી જોઇએ, તેની જર્મનીએ ઘણે ભાગે અવગણના કરી છે. પાછળ રહી ગયેલા ડાક્તરોને ઘણી વાર લડાઇના સાધારણ કેદીઓ જેવા ગણવામાં આવેલ છે; અને ઘણી વાર તેમને બદલામાં છુટકારો મળ્યા પહેલાં લાંબી કેદ ભોગવવી પડી છે. લાલ સ્વસ્તિકવાળી ઇસ્પતાલની આગબોટો પર ઘણી વાર આગનો વરસાદ વરસેલ છે. ડાક્તરો રણક્ષેત્ર પર પોતાનું દયાનું કામ કરી રહ્યા હોય ત્યાં તેમને ગોળીથી વીંધવામાં અને ખંજરથી હુલાવવામાં આવેલ છે. આ પ્રમાણે જાણી બુઝીને કરવામાં આવેલ હોય, એમ પુષ્કળ પુરાવા પરથી દેખાય છે. એવા પણ દાખલા નોંધાયેલા છે, કે જ્યારે લાલ સ્વસ્તિકનું રક્ષણ વાપરીને જર્મનો હથિયારો લઇ આવેલ છે.

વિકટોરિયા ક્રૉસ મેળવનાર ડાક્તરોમાંથી થોડાની અહીં નોંધ લઇએ. ૧૯૧૪ ના સપ્ટેંબરની ૧૯ મી અને ૨૦ મી તારીખે હાટવેનેના રણક્ષેત્ર ઉપર કપ્તાન રાંકેન કરીને ડાક્તર જખમીઓની સારવાર કરી રહ્યો હતો, ત્યાં તે પોતે સખત રીતે જખમી થયો. અને તેનો સાથળ તથા પગ વીંધાઇ ગયા. તેણે લોહી વહેતું અટકાવવાને ઝડપથી પાટો બાંધી લીધો, અને તરત પોતાની આસપાસ પડેલાઓની માવજતમાં રોકાયો. જ્યાં સુધી પોતાનાથી કામ બની શક્યું, ત્યાં સુધી તેણે તે કર્યા કર્યું. છેવટે તેણે પોતાને પાછળ લઇ જવાની રજા આપી પણ વિલંબથી અને જખમી થયા પછી લીધેલી મહેનતથી તેના જખમો નાશકારક નીવડ્યા થોડી વારમાં તે મરણ પામ્યો.

લેફ્ટેનંટ લીકે દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં ૧૯૦૨ માં વિકટોરિયા ક્રૉસ મેળવ્યો હતો. વર્તમાન મહાવિગ્રહની શરૂઆતમાંજ તે બહાદુરી માટે એક પહોંચી મેળવવા ભાગ્યશાળી થયો હતો. ઝોનેબેકની આસપાસ લડાઇમાં ગોળાઓનો વરસાદ પડતો હતો, તે છતાં તેણે દુશ્મનોની ખાઇઓ પાસે પડેલા ઘણા જખમીઓને બચાવી લીધેલા. લોકો તેનાં આગલાં પરાક્રમ યાદ

કરવા લાગેલા. બ્લાકફોન્ટીન આગળ ૪૦ ઔર ૧૦૦ વાર દૂરથી તેના પર ગોળીઓ વરસાવતા હતા, છતાં જખમીઓની માવજતમાં જારી રહીને તેણે વિકટોરિયા ક્રૉસ મેળવ્યો હતો. ત્યાં તેને ત્રણ વાર ગોળી વાગેલી; પણ સાથેના છ આઠ સોબતીઓને પાણી પાયું, તે પહેલાં પોતાની તરસ છીપાવવા સારૂ પાણી પીવાની તેણે ના પાડી હતી.

(આ મહત્ત્વનો ઇતિહાસ આવતા અંકમાં જારી રાખવામાં આવશે)

## લડાઇના તાર.

:o:

**ફ્રેંચ સેનાને મળેલો હુકમ.**

**લંડન, ૩૦ મી સપ્ટેંબર.**

છેલ્લો હુમલો કર્યા પહેલાં જનરલ જોફરેએ ફ્રેંચ સેનાને નીચે પ્રમાણે હુકમ આપ્યો હતો:— "દુશ્મનની સાથે કશો કરાર કર્યા વગર કે તેને વખત આપ્યા વગર આપણે હુમલો કરવાના છીએ. માર્નની લડાઇ યાદ કરજો, અને જીતજો અથવા ખપી જજો."

**રૂશિયન વિક્રમ.**

**પિતૃગ્રેડ, ૧ લી ઑકટોબર.**

આખા મોખરા ઉપર ન્હાની ન્હાની જીતો મળી છે. રિગાના પ્રદેશમાં દુશ્મનના હુમલા હઠાવવામાં આવ્યા છે; અને દ્વિન્સ્કના પ્રદેશમાં કશું નવું બન્યું નથી. રૂશિયનોએ ખાઇઓ અને ગામડાં હાથ કર્યાં છે; અને કેટલેક ઠેકાણે તેઓ પશ્ચિમ તરફ પણ આગળ વધ્યા છે.

**રૂશિયા અને બલ્ગેરિયા.**

**પિતૃગ્રેડ, ૩ જી ઑકટોબર.**

રૂશિયાએ બલ્ગેરિયાને કહેણ મોકલ્યું છે, કે ૨૪ કલાકમાં જર્મન અમલદારોને કાંતો રજા આપવી, અથવા લડવા માટે તૈયાર થવું.

**હિંડનબર્ગ ઉપર હુમલો.**

**પારિસ, ૫ મી ઑકટોબર.**

રૂશિયન છાવણી સાથે રહેલો ફ્રેંચ ખબરપત્રી જણાવે છે, કે જનરલ રસકીના લશ્કરે વિલ્નાની પૂર્વે વીશ માઇલના મોખરા ઉપર જનરલ હિંડનબર્ગ ઉપર હુમલો કર્યો છે; તથા ઘણા કેદીઓ અને કેટલીક તોપો હાથ કરેલ છે.

**ગ્રીસમાં મિત્ર રાજ્યોનું લશ્કર.**

**ઍથન્સ, ૫ મી ઑકટોબર.**

ચેમ્બરમાં બોલતાં મિ. વેનેઝેલોસે જણાવ્યું છે, કે ફ્રેંચ લશ્કર સાલોનિકા આગળ ઉતર્યું છે; અને મિત્ર રાજ્યોએ બલ્ગેરિયાને કરેલી દરખાસ્તો રદ થયેલ છે.

**ગ્રીક પ્રધાનમંડલનું રાજીનામું.**

**ઍથન્સ, ૬ ઠ્ઠી ઑકટોબર**

મિ. વેનેઝેલોસે આજે રાજાની મુલાકાત લીધી, જેણે જણાવ્યું કે પ્રધાનમંડલની બધી

રાજનીતિને તે અનુસરી શકે તેમ નથી. મિ. વેનેઝેલોસે તેટલા માટે રાજીનામું આપ્યું છે. ચેમ્બરમાં રાજા સાથે પોતાના મતભેદનું કારણ તેણે જણાવ્યું, જે પરથી પ્રધાનમંડલે પણ રાજીનામું આપ્યું છે. રાજા કોન્સ્ટન્ટાઇને તે સ્વીકાર્યું છે.

__ફ્રાન્સની જીત.__

પારિસ, ૬ ઠ્ઠી ઑક્ટોબર.

શામ્પેનમાં એક નવી જીત મળી છે. તોપના મારા પછી પાયદળે હલ્લો કરીને તાહુરનું ગામડું હાથ કર્યું છે, તથા તાહુરની ટેકરીનું શિખર જીતી લીધું છે. એક હજાર કરતાં વધારે કેદીઓ પકડાયા છે.

__ડા. ડંબા જાય છે.__

લંડન, ૬ ઠ્ઠી ઑક્ટોબર.

ડા. ડંબા એક ડચ સ્ટીમરમાં અમેરિકાથી ઉપડી ગયો છે. બ્રિટિશ અને ફ્રેંચ સરકારોએ તેને પરવાનો આપેલ છે.

__બલ્ગેરિયા અને સર્બિયા.__

પિતૃગ્રેડ, ૬ ઠ્ઠી ઑક્ટોબર.

બલ્ગેરિયાએ રૂશિયાની માગણીઓનો અનાદર કર્યો છે, અને સર્બિયાને માસીડોનિયાના સંબંધમાં લડાઇનું કહેણ મોકલીને ૨૪ કલાકમાં જવાબ માગ્યો છે.

__જર્મન લશ્કરની હીલચાલ.__

ઝૂરિક, ૬ ઠ્ઠી ઑક્ટોબર.

રૂશિયા અને ગેલીશિયાના મોખરા પરથી પુષ્કળ જર્મન અને ઑસ્ટ્રિયન લશ્કર ટ્રાન્સિલવેનિયામાં થઇને સર્બિયા ઉપર હુમલામાં ભાગ લેવાને દક્ષિણ હંગિરિ તરફ જવા માંડ્યું છે.

__બલ્ગેરિયાનો જવાબ.__

પિતૃગ્રેડ, ૭ મી ઑક્ટોબર.

સોફિયાથી પાંચમી તારીખના એક તારમાં જણાવવામાં આવે છે, કે રૂશિયાના કહેણનો બલ્ગેરિયાની સરકારે આપેલો જવાબ બપોર પછી ૨–૪૦ થતાં મળેલ છે. તે અસંતોષકારક હોવાથી રૂશિયન એલચીએ ડા. રેડોસ્લાવોફને જણાવ્યું છે કે સંબંધ તૂટ્યો સમજવો.

__બલ્ગેરિયા અને જર્મની.__

લંડન, ૭ મી ઑક્ટોબર.

જર્મની અને બલ્ગેરિયા વચ્ચે કોલકરાર થયેલા જણાવવામાં આવે છે. બલ્ગેરિયા જર્મનીને પોતાની રેલવેઓ સુપ્રત કરશે, અને ૩,૦૦,૦૦૦ જર્મન લશ્કરની સાથે સર્બિયા પર ચડાઇ કરશે. જો રૂમેનિયા વિગ્રહમાં ઉતરશે, તો તેની સામે પણ બીજું ૩,૦૦,૦૦૦ લશ્કર મોકલવા જર્મની બંધાયેલ છે. બલ્ગેરિયાને તેની મદદના બદલામાં બલ્ગેરિયન અને સર્બિયન માસિડોનિયા મળશે, અને ગ્રીસની સાથે તે પોતાની મેળે હિસાબ સમજી લેશે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૧૯મી ઑકટોબર ૧૯૧૫. [અંક ૪૭.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૯ મી ઑક્ટોબર ૧૯૧૫.

## રેડ ક્રૉસ (લાલ સ્વસ્તિક) સોસાયટીની અદ્ભુત સેવા.

(ગયા અંકથી ચાલુ.)

પ્રાથમિક સારવારના સ્થાનકમાં ખાસ કરીને મોટી લડાઇ ચાલતી હોય ત્યારે આવશ્યક અને ઉતાવળે થઇ શકે તેવા ઉપચારથી વધારે બની શકતું નથી. ઝડપથી પાટા બંધાય છે; અને કંઇક ટકાવી રાખવાની દવા અપાય છે. એ દવામાં કોઇ વાર અફીણનો ભાગ પણ આવે છે. પછી જખમીને મોટરમાં બેસાડીને પાસેમાં પાસેના મલમપટ્ટાના સ્થાનકે લઇ જવામાં આવે છે.

એ સ્થાનકે તેના પર પુરતું ધ્યાન અપાય છે. જખમને સાફ કરીને શીવી લેવામાં આવે છે, અને ધનુર્વાત અટકાવવાને પિચકારી વડે અમુક દવા અપાય છે. તે પછી તેને વધારે આગળ લઇ જઇને ખાનપાન અપાય છે; અને ત્યાંથી વિદાય કરવાના સ્થાનકે પહોંચાડાય છે. એ સ્થાનક ઘણી વાર રેલવે પાસે હોય છે; અને ત્યાં ડાક્તરોની સાથે નર્સોની પણ મદદ મળે છે. મોખરાની વધારે પાસે જવાની નર્સોએ માગણી કરેલી, પણ તે મંજૂર થયેલી નહીં. અહીં જખમીઓનાં ટોળેટોળાં આવ્યા કરે છે. ઘણા અફીણના સત્વને લીધે ઘેનમાં હોય છે: અને જખમોના થાકથી એટલા હેરાન હોય છે, કે આંખ પણ ઉઘાડી શકતા નથી. મોટી લડાઇ ચાલતી હોય છે, ત્યારે આવાં સ્ટેશનોમાં દર રોજ લગભગ એક હજાર માણસોની સારવાર કરવામાં આવે છે.

આ સ્થાનક વિદાય કરવાનું હોઇને તેમાંથી દરદીઓને બુલોન અથવા ઇટેપલ્સ અથવા ઈંગ્લંડ ચડાવવામાં આવતા હતા. ટ્રેનમાં અને આગબોટમાં બધે રસ્તે ડાક્તરો અને નર્સોની મદદ અને દેખરેખ જારી હતી. ઘણી વાર એવું બનતું, કે કોઇ માણસ એક સવારે બેલ્જિયમમાં જખમી થયો હોય, તેને બીજે દિવસે બપોર પછી ડોવર ઉતારવામાં આવતો: અને તે સ્પેશ્યલ ટ્રેનથી કોઇ ઇસ્પિતાલમાં પહોંચતો

ક્વચિત્ આ કરતાં પણ વધારે ઝડપ થતી. એક હાઇલેન્ડર મોખરા ઉપર હુમલામાં પ્રભાતના વહેલા કલાકોમાં જખમી થયેલો; તેની સારવાર ત્યાંજ થયેલી: વિદાય કરવાને સ્ટેશનોથી

તેને ઇસ્પિતાલમાં, અને ત્યાંથી આગબોટ ઉપર ચડાવવામાં આવેલો; જખમ સાફ કરી, પાટા બાંધી, તેને આરામની સ્થિતિમાં આણેલો; સારૂં ખાણું લીધા પછી બપોર પછી તે ઇંગ્લંડ ઉતરેલો; અને ખાઇમાં ગોળી વાગી તે પછી બાર કલાકે ઇંગ્લંડની એક ઇસ્પિતાલમાં આનંદથી સૂઇ શકેલો.

૧૯૦૫ સુધી આ પ્રકારનું કામ કરનારી બે મંડળી બ્રિટનમાં હતી: એક પ્રજાકીય મદદની સોસાયટી અને બીજી રેડ ક્રૉસ કાઉન્સિલ. પહેલી સોસાયટી લૉર્ડ વેન્ટેજે સ્થાપી હતી. લૉર્ડ વેન્ટેજ એક બહાદુર અને પ્રખ્યાત સિપાઇ હતો, જેણે ક્રિમીઅન વિગ્રહમાં વિક્ટોરિયા ક્રૉસ મેળવેલો, અને જે રણક્ષેત્રના અનુભવથી દરદીઓ અને જખમીઓનાં દુઃખો અને મદદની જરૂર સારી રીતે સમજતો હતો.

લેડી વેન્ટેજ પોતાના પતિના ચરિત્રમાં નીચે પ્રમાણે લખે છે:—

"ક્રિમીઅન વિગ્રહમાં લૉર્ડ વેન્ટેજે જે જોયેલું અને અનુભવેલું, તેની તેના મન ઉપર ઊંડી અસર થયેલી. તેને ભાન થયેલું, કે લશ્કરી વૈદકખાતું ગમે તેવું સુવ્યવસ્થિત હોય, તોપણ એક મોટા વિગ્રહમાં જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તેને તે કદાપિ પહોંચી વળેલ નથી, અને પહોંચી વળશે નહીં. તેનું માનવું એવું હતું, કે ઓફિસનાં બંધનોથી છૂટી રહેલી ખાનગી સંસ્થાઓજ આવે પ્રસંગે વધારાની મદદ આપી શકે, અને ત્વરાથી આરામનાં સાધનો પૂરાં પાડી શકે. વળી તેને એમ પણ લાગેલું, કે બ્રિટિશ પ્રજાને પોતાના સિપાઇઓનાં દુઃખો દૂર કરવાના કામમાં જાતે ભાગ લેવાનો આગ્રહ રહે છે; અને એવી કોઇ સર્વમાન્ય અને પ્રતિષ્ઠિત નીક હોવાની જરૂર છે, કે જેના દ્વારા પ્રજાકીય ઉદારતા વહીને ઉપયોગી થાય."

પ્રજાકીય મદદની સોસાયટી પચીશ વરસ સુધી જીવી, તેમાં તેણે ભવ્ય સેવા બજાવી છે, અને ૭૫ લાખ રુપિયા જેટલી રકમ ઉભી કરીને ખરચી છે. ૧૮૯૮ માં સેંટ્રલ બ્રિટિશ રેડ ક્રૉસ કાઉન્સિલની સ્થાપના થઇ; અને તેમાં વિગ્રહખાતાની ઓફિસના, નૌકાના, અને ખાનગી સંસ્થાઓના મેંબરો હતા ૧૯૦૫ માં મરહુમ રાજાજી એડવર્ડ અને રાણી એલેકઝાંડ્રાની સૂચનાથી બંને મંડળી "બ્રિટિશ રેડ ક્રૉસ સોસાયટી"ના નામથી એક બની ગઇ; અને શાંતિના વખતમાં તે વિગ્રહખાતાની ઓફિસથી તથા નૌકાથી સ્વતંત્ર રહીને કામ કરી શકે એવી વ્યવસ્થા થઇ.

રેડ ક્રૉસ સોસાયટીથી સ્વતંત્ર રહીને કામ કરનારી એક બીજી પણ મંડળી હતી, કે જે યારૂશાલેમના સંત યોહાનની મંડળીના નામથી પ્રસિદ્ધ છે. એ મંડળીની સ્થાપના બારમી સદીમાં તુર્કોના જુલમથી પેલેસ્ટાઇનના યાત્રાળુઓના બચાવ માટે થયેલી ગણાય છે. હાલ તેનું કામ ઘણું જૂદું છે. વિગ્રહ પહેલાં તેમાં ૩૦,૦૦૦ સભાસદો હતા, કે જેમણે પ્રાથમિક સારવારમાં નિપુણતાનાં સર્ટિફિકેટ મેળવ્યાં હતાં, અને જેમાંના ઘણાએ દર વરસ વિગ્રહખાતાની ઓફિસની અને નૌકાની ઇસ્પિતાલોમાં અમુક કેળવણી લીધી હતી.

વિગ્રહ શરૂ થયો કે એ મંડલી પાસે વૉલંટિયરોની માગણી કરવામાં આવી. માગણીનો તરત સ્વીકાર થયો: અને તેથી લશ્કરી વૈદકખાતાના સેવકો ઘરકામથી છુટા થઇને ચડી જતા લશ્કરની સાથે જઇ શકયા. એ ઉપરાંત સુમારે ૬૫૦ સંત યોહાનના મંડલના માણસો લશ્કરની સાથે પણ મોકલવામાં આવેલા.

થોડા વખતમાં જણાઇ આવ્યું, કે આ ખાનગી મંડલોને પણ પોતાની પ્રવૃત્તિ ઘણી વધારવી પડશે; અને અગાઉ કદાપિ એકઠાં કરેલાં નહીં તેટલાં નાણાં એકઠાં કરવાં પડશે. બ્રિટિશ રેડ ક્રૉસ અને સંત યોહાનના મંડલની એક સંયુક્ત વિગ્રહ કમિટી નીમવામાં આવી; અને તેના પ્રમુખ લૉર્ડ રૉથ્સચાઇલ્ડની સૂચના ઉપરથી પૈસા ઉઘરાવવાનું કામ "ટાઇમ્સ" પત્રે માથે લીધું.

મિ. વિલિયમ વૉલ્ડૉર્ફ ઍસ્ટોરે પહેલવહેલી ૨૦,૦૦૦ પૌંડની રકમ ભરી, તેથી ફંડ શરૂ થયું. દેશની અને સંસ્થાનોની જાહેર સંસ્થાઓએ ઉદાર મદદ મોકલી. ફંડ વધારવાને કંઇ કંઇ યોજનાઓ અમલમાં મૂકાઇ. ક્રાઇસ્ટીને ત્યાં કારીગિરીની અને નવાઇની વસ્તુઓનું વેચાણ દહાડાના દહાડાઓ સુધી ચાલેલું. રાજાથી માંડીને ન્હાનામાં ન્હાના શહેરી સુધીના તમામ વર્ગના લોકોએ કંઇ કંઇ કિંમતી વસ્તુઓ મોકલી આપેલી.

ફેબ્રુઆરીના પાછલા ભાગમાં ટાઇમ્સે જાહેર કર્યું, કે દશ લાખ પૌંડ કરતાં વધારે રકમ ભરાઇ ગઇ છે; અને ઉન્હાળો અર્ધો વીત્યો, ત્યાં એ રકમ પંદર લાખની પણ ઉપર પહોંચી. એમ કહેવાય છે, કે આટલી મોટી રકમ અગાઉ કોઇ વાર જાહેર ફાળાથી ભેગી થયેલી નથી. ટ્રાન્સવાલના વિગ્રહમાં ફંડ થયેલું, તે પણ છેવટે માત્ર ૧૧,૩૧,૮૯૦ પૌંડ સુધી પહોંચેલું.

રેડ ક્રૉસનું પહેલું મોટું કામ મોટર ગાડીઓ પૂરી પાડવાનું હતું. જૂની ઘોડાગાડીઓ ત્યાં સુધી વપરાતી હતી; પણ તેથી જખમીઓને ઘણું અનાવશ્યક દુઃખ ખમવું પડતું હતું. મોટર ગાડીઓ માટે પૈસા માગવામાં આવેલા. ત્રણ અઠવાડિયામાં ૫૦૦ કરતાં વધારે ગાડીઓ ખરીદવા જેટલું ફંડ તૈયાર થયેલું. ૧૯૧૫ ના જાન્યુઆરીની આખરે એક હજાર કરતાં વધારે મોટર ગાડીઓ વપરાવા લાગેલી; અને તેમાં ૧૦૦,૦૦૦ કરતાં વધારે દરદીઓએ મુસાફરી કરેલી.

પછી સોસાયટીઓએ પોતાની ઇસ્પિતાલો ઉઘાડી. ફ્રાન્સમાં છ બુલોનની આસપાસ અને ત્રણ કેલેમાં અથવા તેની પાસે ખોલવામાં આવી. રેડ ક્રૉસે ઇંગ્લંડમાંજ કેટલીક ઇસ્પિતાલો ઉઘાડી. એ સૌમાં મોટી લંડનમાં સ્ટૅમફૉર્ડ સ્ટ્રીટમાં આવેલી "રાજા જ્યોર્જની ઇસ્પિતાલ" હતી.

સરકારની સ્ટેશનરી માટે એક નવું મકાન પૂરું થવા આ[illegible]નું, તે રેડ ક્રૉસે ખરીદી લીધેલું; અને તે નવ એકર જમીન ઉપર એક લાખ પૌં[illegible] આ મોટી ઇસ્પિતાલ બાંધવામાં આવી છે. તેમાં ૧,૬૫૦ ખાટલા મા[illegible] [illegible]લક છે.

The Indian Soldier KHUDADAD, who has been awarded a V. C for conspicuous bravery



અસાધારણ વિક્રમ માટે વિક્ટોરિયા ક્રૉસ મેળવનાર
બહાદુર હિંદી સિપાઈ ખુદાદાદ.

The Lakshmi Art, Byculla, Bombay

બેલ્જિયન પ્રજાને મદદ આપવાને ઘણા ડાક્તરો અને ઘણી નર્સો ત્યાં ગયેલ છે. ડા. હેક્ટર મન્રોએ પોતાનું લંડનનું કામ છોડીને થોડી વાર બેલ્જિયમમાં નિવાસ કરેલો. ત્યાં જખમીઓને માટે મોટર ગાડીઓની અતિશય જરૂર જોઇને તેણે લંડન આવીને તે માટે અપીલ કરી. સુપ્રસિદ્ધ નોવેલ લખનારી મિસ મે સિંકલેરે તેના સેક્રેટરી તરીકે કામ કરવા માંડ્યું. આ પાર્ટીએ બેલ્જિયમમાં ઘણી સારી સેવા બજાવી છે.

ફ્રેંચ પ્રજાને પણ મદદની જરૂર હોવાથી બ્રિટિશ અને અમેરિક વોલંટિયરોએ ત્યાં સારી મદદ આપેલી છે.

પણ રેડ ક્રૉસના કામની સૌથી વધારે જરૂર સર્બિયામાં હતી. પહેલાંના વિગ્રહોથી દેશ નિર્ધન અને વેરાન થયો હતો. ઑસ્ટ્રિયન લશ્કરોને પોતાની હદમાંથી હાંકી કાઢ્યા પછી તે દયાજનક સ્થિતિમાં આવી ગયેલો. હજારો દરદીઓ અને જખમીઓ સારવારની રાહ જોતા પડ્યા હતા. ઘણા ઑસ્ટ્રિયનો કેદ થયા હતા; અને તેમાં ચેપી તાવ ફાટી નિકળ્યો, તથા ઝડપથી ફેલાવા લાગ્યો.

સર્બિયામાં કેળવાયેલી નર્સો નહોતી: અને ડાક્તરો પણ થોડાજ રહ્યા હતા. દુકાળ પડશે એવી ધારતી હતી. મદદ કરવાને આવેલા બ્રિટિશ ડાક્તરોએ બનતું બધું કરેલું: પણ બધા કામને તેઓ પહોંચી વળેલા નહીં. દરદીઓ દેશમાં બધે મરવા માંડ્યા, અને ઘણાની સારવાર કરનાર કોઇ નહોતું. જખમીઓ દહાડાના દહાડા સુધી બળદનાં ગાડામાં બેસીને પોતપોતાને સ્ટેશને આવતા, તો ત્યાં પણ તેમને ડાક્તરો મળતા નહીં. આ વાત જાહેર થઇ, કે તરત બ્રિટનમાંથી મદદ મોકલવામાં આવેલી: અને અમેરિકન ડાક્તરોએ તથા પરોપકારી માણસોએ પણ બનતું કરેલું. મદદ આપવામાં આવનારાઓમાંનાં કેટલાંક માણસોને પોતાના જાનનો પણ ભોગ આપવો પડેલો: પણ છેવટે ચેપી તાવ નાબૂદ થયેલો.



## લડાઇના તાર.

—:o:—

<u>સામાન્ય સ્થિતિ.</u>

પૂર્વમાં જર્મનો આગળ વધતા અટક્યા છે. રૂશિયનોએ તેમને કોઇ કોઇ ઠેકાણે પાછા હઠાવ્યા છે, અને કોઇ ઠેકાણે માત્ર અટકાવ્યા છે. પશ્ચિમમાં બ્રિટિશો અને ફ્રેંચો ધીમે ધીમે ધસારો કરવા માંડ્યા છે. પણ સર્બિયાની સ્થિતિ વિષમ છે. મિત્ર રાજ્યોની મદદ છે, છતાં આસપાસના સંજોગો ગંભીર છે. ગ્રીસ હજી તટસ્થ છે. ઑસ્ટ્રિયામાં ઇટલીથી હજી બહુ બની શક્યું નથી. ગાલ્લીપોલીમાં પણ ગતિ મંદ છે. છતાં મિત્ર રાજ્યો ઉત્સાહમાં અને જોરમાં છે.

બ્રિટિશ રેડ ક્રાસ પાસે વિના મૂલ્યે મદદ આપનારી ૨,૩૦૦ ટુકડીઓ હતી: અને કુલ સભાસદો ૬૭,૦૦૦ કરતાં વધારે હતા. આમની મદદથી સુમારે ૬૦૦ મદદગાર ઇસ્પિતાલો સજ્જ કરવામાં આવી; અને ઇસ્પિતાલે પહોંચવાના માર્ગમાં જખમીઓને આરામ આપવાને ઠેકઠેકાણે વિરામમંદિરો ઉઘાડવામાં આવ્યાં.

રેડ ક્રૉસના એક વિભાગનું કામ જખમીઓ અને ખોવાયેલાઓની શોધખોળ કરવાનું હતું. તેના એજંટો ઉત્તર ફ્રાન્સની રણભૂમિ પર મુસાફરી કરતા: અને ઘેર ચિંતા કરતાં પરિજનોની ચિંતા ઓછી કરવાને સમાચારો મેળવતા.

રેડ ક્રોસનું બીજું મોટું કામ મોખરા પરની ઇસ્પિતાલોને સાધનો પૂરાં પાડવાનું હતું. સાધનો એટલાં બધાં અને એટલા પ્રમાણમાં જોઇતાં હતાં, કે સરકારથી તે પૂરાં પાડી શકાત નહીં. સોસાયટીઓએ તે પૂરાં પાડેલાં. જખમીઓને માટે કપડાં અને આરામની વસ્તુઓ લાખોની સંખ્યામાં આવેલી, અને તેનો લાભ આપણા સિવાય બીજા જખમીઓને પણ મળેલો.

એમ પૂછી શકાય, કે ખાનગી મંડળીઓને આવું કામ શા માટે કરવું પડે છે? જખમી સિપાઇની સંભાળ લેવાનું કામ સરકારનું છે. તો તે સરકારને માટે કાં ન રહેવા દેવું? સર ફ્રેડરિક ટ્રીવ્સે આ સવાલનો જે જવાબ આપ્યો છે, તેનો થોડો ભાગ અહીં ઉતારવા લાયક છે:

"જવાબ બહુ સહેલો છે. દુનિયામાં એવું કોઇ પણ લશ્કરી વૈદ્યકખાતું નથી, કે જે શાંતિના વખતમાં વિગ્રહના ધોરણ ઉપર નિભાવી શકાય. શાંતિના વખતમાં જ્યારે માત્ર પાંચ કેળવાયેલા ડાક્તરોથી કામ ચાલી શકે છે, ત્યારે નિયમિત પગારે ૫૦૦ ડાક્તરોને રોકવામાં આવે, તો તે હસવા સરખું ગણાય.

"જ્યારે વિગ્રહ સળગી ઉઠે છે. ત્યારે લશ્કરી વૈદ્યકખાતાને તરત મદદની જરૂર પડે છે. તે વખતે વસ્તીની અને વસ્તીના ડાક્તરોની મદદ માગ્યા વગર બીજો રસ્તો નથી.

"ઉદાહરણ તરીકે, લડાઇ શરૂ થઇ, કે તરત અમારી પાસે ડાક્તરો માટે માગણીઓ આવવા માંડી; દશ ડાક્તર મોકલો. વીશ મોકલો, પચાસ મોકલો; અને અમે મેળવી શક્તા ગયા, તેમ તે રવાના થવા માંડેલા."

ઑસ્ટ્રેલિયા અને કાનડાના રેડ ક્રાસે પણ એજ પ્રકારની સેવા બજાવેલી છે. લશ્કરોની સાથે ડાક્તરો અને નર્સો પણ આવેલ છે; અને જખમીઓને આરામની વસ્તુઓ જોઇએ તે સાથે લાવેલ છે.

હિંદી સિપાઇઓને માટે પણ ખાસ ઇસ્પિતાલો છે, જેની અંદર બ્રોકનહર્સ્ટ પાર્કમાં આવેલી લેડી હાર્ડિંજ ઇસ્પિતાલ સૌથી વધારે પ્રખ્યાત છે.

બેલ્જિયન પ્રજાને મદદ આપવાને ઘણા ડાક્તરો અને ઘણી નર્સો ત્યાં ગયેલ છે. ડા. હેક્ટર મન્રોએ પોતાનું લંડનનું કામ છોડીને થોડી વાર બેલ્જિયમમાં નિવાસ કરેલો. ત્યાં જખમીઓને માટે મોટર ગાડીઓની અતિશય જરૂર જોઈને તેણે લંડન આવીને તે માટે અપીલ કરી. સુપ્રસિદ્ધ નોવેલ લખનારી મિસ મે સિંકલેરે તેના સેક્રેટરી તરીકે કામ કરવા માંડયું. આ પાર્ટીએ બેલ્જિયમમાં ઘણી સારી સેવા બજાવી છે.

ફ્રેંચ પ્રજાને પણ મદદની જરૂર હોવાથી બ્રિટિશ અને અમેરિક વોલંટિયરોએ ત્યાં સારી મદદ આપેલી છે.

પણ રેડ ક્રૉસના કામની સૌથી વધારે જરૂર સર્બિયામાં હતી. પહેલાંના વિગ્રહોથી દેશ નિર્ધન અને વેરાન થયો હતો. ઑસ્ટ્રિયન લશ્કરોને પોતાની હદમાંથી હાંકી કાઢ્યા પછી તે દયાજનક સ્થિતિમાં આવી ગયેલો. હજારો દરદીઓ અને જખમીઓ સારવારની રાહ જોતા પડ્યા હતા. ઘણા ઑસ્ટ્રિયનો કેદ થયા હતા; અને તેમાં ચેપી તાવ ફાટી નિકળ્યો, તથા ઝડપથી ફેલાવા લાગ્યો.

સર્બિયામાં કેળવાયેલી નર્સો નહોતી: અને ડાક્તરો પણ થોડાજ રહ્યા હતા. દુકાળ પડશે એવી ધાસ્તી હતી. મદદ કરવાને આવેલા બ્રિટિશ ડાક્તરોએ બનતું બધું કરેલું; પણ બધા કામને તેઓ પહોંચી વળેલા નહીં. દરદીઓ દેશમાં બધે મરવા માંડ્યા, અને ઘણાની સારવાર કરનાર કોઇ નહોતું. જખમીઓ દહાડાના દહાડા સુધી બળદનાં ગાડામાં બેસીને પોતપોતાને સ્ટેશને આવતા, તો ત્યાં પણ તેમને ડાક્તરો મળતા નહીં. આ વાત જાહેર થઈ, કે તરત બ્રિટનમાંથી મદદ મોકલવામાં આવેલી: અને અમેરિકન ડાક્તરોએ તથા પરોપકારી માણસોએ પણ બનતું કરેલું. મદદ આપવામાં આવનારાઓમાંનાં કેટલાંક માણસોને પોતાના જાનનો પણ ભોગ આપવો પડેલો: પણ છેવટે ચેપી તાવ નાબૂદ થયેલો



## લડાઇના તાર.

—:o:—

### સામાન્ય સ્થિતિ.

પૂર્વમાં જર્મનો આગળ વધતા અટકયા છે. રશિયનોએ તેમને કોઇ કોઇ ઠેકાણે પાછા હઠાવ્યા છે, અને કોઇ ઠેકાણે માત્ર અટકાવ્યા છે. પશ્ચિમમાં બ્રિટિશો અને ફ્રેંચોએ ધીમે ધીમે ધસારો કરવા માંડ્યો છે. પણ સર્બિયાની સ્થિતિ વિષમ છે. મિત્ર રાજ્યોની મદદ છે, છતાં આસપાસના સંજોગો ગંભીર છે. ગ્રીસ હજી તટસ્થ છે. ઑસ્ટ્રિયામાં ઇટલીથી હજુ બહુ બની શકયું નથી. ગાલીપોલીમાં પણ ગતિ મંદ છે. છતાં મિત્ર રાજ્યો ઉત્સાહમાં અને જોરમાં છે.

આર્મીનિયન ખૂનો.

લંડન, ૬ ઠ્ઠી ઑક્ટોબર.

અમીરોની સભામાં લૉર્ડ બ્રાઇસે જણાવ્યું, કે ત્રેબિઝોંડની બધી આર્મીનિયન વસ્તીને હોડીઓમાં બેસાડીને ડુબાડવામાં આવેલ છે; અને બધાં મળીને ઘણું કરીને આઠ લાખ માણસોનો નાશ થયેલ છે.

સર્બિયાને મદદ.

લંડન, ૯ મી ઑક્ટોબર.

મિત્ર રાજ્યોનું ૩૨,૦૦૦ લશ્કર તોપખાના અને દારૂગોળા સાથે સાલોનિકા આગળ ઊતરી ચૂક્યું છે. બ્રિટિશોની સંખ્યા ૫,૦૦૦ છે.

ગ્રીક સરહદ પરનાં બલ્ગેરિયન લશ્કરને સર્બિયાની સરહદ પર જવાનો હુકમ થયો છે. ચાર હજાર બલ્ગેરિયનોએ રૂશિયા સામે લડવાની ના પાડી છે.

આર્મીનિયામાં કતલ.

લંડન, ૯ મી ઑક્ટોબર.

લારપુટમાં એક અમેરિકન કૉલેજ છે, તે તરફથી ન્યૂ યૉર્કમાં આર્મીનિયન ખૂનોની વિગતો મળી છે. એમ જણાય છે, કે વિદ્યાર્થીઓમાંથી ⅔ બાલાઓ અને ⅔ છોકરાઓ કાંતો મરી ગયેલ છે, અથવા દેશનિકાલ થયેલ છે, અથવા જનાનામાં પૂરવામાં આવેલ છે.

પ્રોફેસરો મરી ગયા છે, કેદ થયા છે, દીવાના બની ગયેલ છે, અથવા છુપાતા ફરે છે.

પ્રોફેસર બૂન્જિકેનિયનના વાળ માથા અને વદન પરથી ચૂંટવામાં આવેલ છે; તેના નખ બધા કાઢી લીધા છે; અને બીજી રીતે રીબાવ્યા પછી તેનું ખૂન થયું છે.

પ્રોફેસર ટ્યૂકેજિયનને ભૂખે મારવામાં આવ્યો હતો, ૨૪ કલાક સુધી બાવડાંથી ટીંગાડી મૂક્યો હતો, ખૂબ માર્યો હતો, અને પછી કાપી નાંખ્યો હતો.

પ્રોફેસર વોરપેરિયન બીજા એક પ્રોફેસરને રીબાવતા હતા તે જોઇને દીવાનો થઇ ગયો છે. તેને ગેલેશિયા લઈ જઇને પ્રોફેસર નેહેજિયનની સાથે કાપી નાંખવામાં આવેલ છે.

ન્યૂ યૉર્કનાં બધાં છાપાં આ વાતોથી ત્રાસ પામી ગયાં છે; અને જણાવે છે કે જો જર્મનીને હરાવાશે નહીં, તો બલાત્કારનું સામ્રાજ્ય સ્થપાશે.

સિવાસમાં બધી વસ્તીને બહાર કાઢીને દક્ષિણે ઘણું કરીને મોસલ મોકલી દીધી છે. પુરુષો, સ્ત્રીઓ અને બાળકોને પાંચસો પાંચસોનાં ટોળામાં જવું પડ્યું છે. કોઇને કશું લેવા દીધેલ નથી. જો કોઇએ કંઇ નાણું સંતાડ્યું હોય છે, તો તે રસ્તામાં માર મારીને લૂટવામાં આવેલ છે. તેઓ નિકળે છે, કે તરત તેમનાં ઘરો અને દુકાનો તુર્કોને હવાલે થાય છે.

શાબિન-કારા હિસ્સારમાં વસ્તી કાંઇક સામે થવાથી બધું શહેર બાળી મૂક્યું છે, વસ્તીને

કત્લ કરી છે, અને આસપાસનાં ગામડાંનો સુદ્ધાં નાશ કર્યો છે. રસ્તાઓ. ખેતરો અને પહાડો પર પુરુષો, સ્ત્રીઓ અને બાળકોનાં મુડદાં પડ્યાં છે. જુવાન તુર્કોએ બધા આર્માનિયનોને કત્લ કરવાનો ઠરાવ કર્યો છે, એમ બોલાય છે.

બલ્ગેરિયાની કિંમત.

ઍથન્સ, ૧૦ મી ઑક્ટોબર.

એમ જણાવવામાં આવે છે, કે જૂલાઈની ૧૭ મી તારીખે જર્મની, ઑસ્ટ્રિયા, અને બલ્ગેરિયા વચ્ચે એક ગુપ્ત સંધિ થયેલ છે, જેની સરતો પ્રમાણે વિગ્રહમાં ભાગ લેવા માટે બલ્ગેરિયાને નીચે પ્રમાણે બદલો મળશે:—તુર્કી અને આલ્બેનિયા, આખો સર્બો-ગ્રીક માસીડોનિયા, નવો સર્બિયા, સાલોનિકા, અને કેવાલા.

ફ્લિન્ડર્સ પાસે જર્મનોની હાર.

લંડન, ૧૧ મી ઑક્ટોબર.

ફ્લિન્ડર્સ પ્રદેશમાં જર્મનો કશું કરી ન શકયા, તેથી તેમણે પોતાની લાઇન ૭૦ માઇલની હતી તે ટૂંકી કરીને ૨૭ માઇલની બનાવી છે. રૂશિયનો બધેજ બળવત્તર થતા જાય છે. ફ્લિન્ડર્સના પ્રદેશમાં તેઓ દુશ્મનને દબાવે છે, તેમ દક્ષિણમાં ગેલીશિયા તરફ હઠાવે છે. હજારો કેદીઓ પકડાયા છે.

બેલગ્રેડ ખાલી કર્યું.

નિશ, ૧૨ મી ઑક્ટોબર.

આખરે તોપથી નાશ ન થાય તેટલા માટે સર્બિયનોએ બેલગ્રેડ ખાલી કર્યું છે.

ગ્રીસનો સર્બિયાને જવાબ.

ઍથન્સ, ૧૪ મી ઑક્ટોબર.

ગ્રીક સરકારે સર્બિયાને ખબર આપી છે, કે બલ્ગેરિયાનો હુમલો વર્તમાન યુરોપીય વિગ્રહનું પરિણામ છે, બાલ્કન વિગ્રહનું નહીં. તેટલા માટે ગ્રીસ સર્બિયા સાથેના કોલકરાર પ્રમાણે વર્તશે નહીં.

લંડન પ્રદેશ ઉપર બોંબ.

લંડન, ૧૪ મી ઑક્ટોબર.

કાલ સાંઝે અમુક ભાગ ઉપર ઝેપ્પેલિનોએ હુમલો કર્યો છે; અને થોડા બોંબ નાંખ્યા છે. થોડી આગો લાગેલી, તે તરત બુઝાવવામાં આવી છે. એક પણ જાહેર ઇમારતને ઇજા થઇ નથી. બે સ્ત્રીઓ અને ૭ પુરુષો મરી ગયેલ છે, જેમાં એક સિપાઇ હતો. ૩૪ માણસોને ઇજા થઇ છે.

---

## નિવેદન.

આજના અંકની સાથે વિક્ટોરિયા ક્રૉસ મેળવનાર બહાદુર હિંદી સિપાઇ ખુદાદાદનો એક ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧. ] મંગળવાર, ૨૬ મી ઑક્ટોબર ૧૯૧૫. [ અંક ૪૮.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૬ મી ઑક્ટોબર ૧૯૧૫.

## ન્હાનાં બાળકો.

પ્રખ્યાત અમેરિકન કવિ લોંગફેલો પોતાના એક કાવ્યમાં બાળકને નીચે પ્રમાણે સંબોધન કરે છે:—

"O child! O new-born denizen
Of life's great city! on thy head
The glory of the morn is shed
Like a celestial benison."—*Longfellow.*

અર્થ:—"ઓ બાળક! ઝિંદગીના મોટા શહેરના ઓ નવા જન્મેલા રહેવાસી! તારા મસ્તક ઉપર સ્વર્ગના આશીર્વાદ સરખી સ્હવારની દીપ્તિ પડે છે."

એક બીજા કાવ્યમાં એજ કવિ વળી વધારે તારીફ કરે છે:—

"Come to me, O ye children!
And whisper in my ear
What the birds and the winds are singing
In your sunny atmosphere.

For what are all our contrivings,
And the wisdom of our books,
When compared with your caresses,
And the gladness of your looks?

Ye are better than all the ballads
That ever were sung or said;
For ye are living poems,
And all the rest are dead."—*Longfellow.*

અર્થ:—"ઓ બાળકો! મારી પાસે આવો, અને મારા કાનમાં ધીમેથી કહો, કે તમારા પ્રકાશિત વાતાવરણમાં પંખીઓ અને પવનો શું ગાય છે?

કારણકે તમારાં આલિંગનોની સાથે અને તમારાં વદનના આનંદની સામે સરખાવતાં અમારી બધી યોજનાઓ અને અમારાં પુસ્તકોનું ડહાપણ શા હિસાબમાં છે?

જે કંઇ ગીતો ગવાયાં અથવા બોલાયાં છે તે કરતાં તમે બેહતર છો; કારણકે તમે જીવતાં કાવ્યો છો, અને બીજાં બધાં તો મરેલાં છે."

સંસ્કૃત કવિઓએ પણ બાલકપ્રશંસાનાં સુંદર સત્યો હિંદને આપેલાં છે. અભિજ્ઞાન શાકુંતલ નામે પ્રખ્યાત નાટકમાં કવિ કાલિદાસે નીચેનો શ્લોક લખ્યો છે, તે યૂરપમાં પણ ઘણો વખણાયો છે:—

" आलक्ष्य दन्तमुकुलाननिमित्तहासै
रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन्
अङ्काश्रयप्रणयिनस्तनयान्वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥ "

અર્થ:—"અસ્પષ્ઠ વર્ણથી મનોહર લાગતી વાણી બોલવાને યત્નશીલ દાંત-કળીઓને કારણ વગરના હસવાને લીધે નિહાળીને, ખોળામાં બેસવાની પ્રીતિવાળા પુત્રોને તેડનાર ધન્ય માણસો તેના અંગની ધૂળથી મેલા થાય છે."

અને ભવભૂતિ કહે છે:—

" अन्तःकरणतत्त्वस्य दंपत्योः स्नेहसंश्रयात् ।
आनन्दग्रन्थिरेकोऽयमपत्यमिति बध्यते ॥

અર્થ:—"પતિપત્નીના હૃદયની વસ્તુની પ્રીતિ અને સંયોગને લીધે બાળકરૂપી એક આનંદની ગાંઠ બંધાય છે."

બાળકોમાંથીજ મનુષ્યો થતાં હોવાથી તેમને ઉછેરવાનો સવાલ અતિશય મહત્ત્વનો છે; અને તેટલા માટે પ્રસંગોપાત્ત ઉપદેશ આપવાના અમારા નિયમને અનુસરીને આજે એ વિષય ઉપર થોડી સામાન્ય સૂચનાઓ આપવા અમે પ્રવૃત્ત થઈએ છીએ.

---

## બાળકનો ખોરાક.

---

નીરોગી બાળક યોગ્ય વખતે જન્મેલ હોય, ત્યારે વજનમાં સાત રતલ કરતાં કંઇક વધારે, અને ઊંચાઈમાં સુમારે ૧૮ ઇંચ હોય છે. પહેલા ત્રણચાર દિવસમાં તેનું વજન ઘટતું જાય છે,

અને કોઈ વાર ૪ થી ૬ ઔંસ સુધી ઘટે છે. પણ તે પછી બરાબર પોષણ મળતું રહે તો તે વધતું જાય છે, અને પહેલા વરસનો આખરે ૧૮ થી ૨૨ રતલ સુધી વજન થાય છે. આટલો બધો વધારો પાછળથી કોઇ વખત થતો નથી, અને તેટલા માટે ત્યારે ખોરાકને ઘણું કામ કરવું પડે છે.

ખાસ સંભાળ ખોરાક પસંદ કરવાની છે, કે જે શરીરને પોષણ આપે તેવો હોવાની સાથે જલદી પચી શકે એવો હોવો જોઇએ. પેટનાં અને એવાં દરદોથીજ ઘણુંખરાં બાળકો પહેલા વરસમાં મરણ પામે છે.

આ અરસામાં હાડકાં વધારે સંગીન થાય છે; અને મગજ. સ્નાયુઓ, ફેફસાં, તથા બીજા અવયવો ઝડપથી વધવા માંડે છે આ વૃદ્ધિને માટે પુરતું પોષણ આવશ્યક છે. વળી એ અરસામાં મનની કે શરીરની પ્રવૃત્તિ પ્રમાણમાં ઓછી હોય છે. બાળકનો લગભગ બધો વખત ઊંઘવામાં અને પોષણ લેવામાં જાય છે

ન્હાના બાળકનો કુદરતી ખોરાક તો બેશક નીરોગી માતાનું દૂધ છે. પણ ઘણી વાર કંઇક કૃત્રિમ ખોરાક આપવાની પણ જરૂર પડે છે. જે ખોરાક માતાના દૂધને સૌથી વધારે મળતો હોય તે સૌથી સારો સમજવો.

નીચે બતાવેલાં કારણોને લીધે બાળકને કૃત્રિમ ખોરાક આપવાની જરૂર પડે છે:—

૧. જ્યારે માતાને પુરતું દૂધ ન આવતું હોય ત્યારે. આવી સ્થિતિમાં છોકરૂં એકદમ ધાવવું શરૂ કરે છે, પણ તરત અટકી જાય છે, અને રોવા માંડે છે. થોડા વખતમાં તે ચીઢઉ અને દુર્બળ અને ફિક્કું બની જાય છે.

૨. જ્યારે માતાના દૂધમાં પોષક તત્વો ન હોય ત્યારે. એવા દૂધથી બાળકની વૃદ્ધિ થતી નથી: અને તેને અતિસાર અથવા કબજિયત થઇ આવે છે.

૩. જ્યારે માતાને ક્ષયનું દરદ હોય, અથવા એ દરદ તરફ વલણ હોય ત્યારે. આવી સ્થિતિમાં બાળકને ધવરાવવામાં આવે, તો દરદના જંતુઓ દૂધ દ્વારા પ્રવેશ કરી શકે છે, એવો પુરાવો છે

૪. જ્યારે માતા કોઈક દરદથી હેરાન હોઈને દવા લેતી હોય ત્યારે. આવી સ્થિતિમાં દૂધમાં ફેરફાર થાય છે: અને ઘણુંખરૂં બાળકને માફક આવતું નથી.

૫. જ્યારે માતાનો ધંધો એવો હોય, કે તે પોષણ આપવાની ફરજમાં આડો આવે ત્યારે. એવી સ્થિતિમાં પોષણ અનિયમિત થઇ જાય છે, અને દૂધના ગુણમાં ફેર પડે છે, અને ઘણું કરીને બાળકને ઠીક પડતું નથી.

૬. અને જ્યારે કુદરતી ખોરાક ન મળી શકે તેવી બધી સ્થિતિઓમાં, જેમકે માતાનું મરણ થયું હોય ત્યારે. અથવા ડીંટડીમાં અડગણ થવાથી ધવરાવી ન શકે ત્યારે.

ઉપરનાં કારણોને લીધે જ્યારે માતાનું દૂધ બાળકને મળી શકતું નથી, ત્યારે જેમનાથી બની શકે તેવા માણસો નર્સ અથવા ધાવ રાખીને ચલાવે છે. ઘણી વાર એમ જોવામાં આવ્યું છે, કે નર્સના વધારે દૂધ કરતાં માતાના થોડા દૂધ ઉપર બાળક વધારે સારી રીતે ઉછરે છે; અને ઘણી અનુભવી માતાઓ નર્સ રાખવાના કરતાં બાળકને ગાયના દૂધ ઉપર ઉછેરવાનું વધારે પસંદ કરે છે. છતાં નર્સ રાખવાનું વધારે અનુકૂળ લાગતું હોય, તો તે માટે મોટી ઉમરની અને અનુભવી ઓરત પસંદ કરવી જોઇએ. જુવાન અને ન્હાની ઉમરની નર્સો બાળકોને બરાબર ઉછેરી શકતી નથી; અને ઉછેરી શકે નહીં, એ સ્વાભાવિક છે. અને કોઇ વાર ન્હાની ઉમરને લીધે તેઓ અણધારી મુશ્કેલીઓમાં પણ આવી પડે છે.

આપણા દેશમાં તો બાળકો ઘણી વાર અતિ ખોરાકથી પણ માંદાં પડે છે. અજ્ઞાન માતાઓ બાળક રડે કે તેને ધવરાવવું એટલુંજ સમજે છે; અને જ્યારે ન ધાવે ત્યારે કંઇ કંઇ ફિકર અને ખોટા ઉપચારો કરે છે. આવી અણસમજને લીધેજ હિંદુ અને મુસલમાનનાં વધારે અને યુરોપીઅનોનાં ઓછાં બાળકો મરે છે. આ વિષયમાં કલકત્તામાં જન્મમરણની નોંધ ઉપરથી કેટલાક વખત અગાઉ એક ગણતરી કરવામાં આવી હતી એવું માલુમ પડ્યું હતું, કે યુરોપીઅનોમાં ૧,૦૦૦ બાળકો જન્મે, તેમાંથી એક વરસનાં થાય તેટલામાં ૫૮ બાળકો મરણ પામે છે. યુરેઝિયન અને દેશી ક્રિશ્ચિયનોનાં ૩૦૬, અને હિંદુ તથા મુસલમાનનાં અનુક્રમે ૩૧૫ અને ૩૬૩ મરી જાય છે. આ પરથી જણાય છે કે યુરોપીઅનનું જ્યારે એક બાળક મરે છે, ત્યારે હિંદુ તથા મુસલમાનનાં છ મરે છે આ મોટો તફાવત માવજત અને બરદાશની ખામીને લીધે છે એમાં કશો શક નથી.

આપણા લોકોમાં તો એટલે સુધી આગ્રહ છે, કે માતાઓ બાળકોને બીજી ઓરતનું દૂધ આપવાનું પસંદ કરતીજ નથી. રાજપુત ઓરતો આ વિષયમાં ખાસ સંભાળ લેતી આવેલ છે; અને પોતાનું દૂધ પાઇને બાળકોને શૂરવીર બનાવવાની આકાંક્ષા રાખે છે. ઉતરતી કોમનું દૂધ પીવાથી ઉતરતા સંસ્કાર પડે છે, એવું સાધારણ માનવું છે; અને વિચાર કરતાં માલુમ પડે છે, કે એ માનવું ઘણે અંશે સાચું છે.

---

### માતાઓના વહેમ.

આપણા દેશમાં માતાઓના વહેમને લીધે પણ બાળકોને ઘણું ખમવું પડે છે. ઘણી માતાઓ તાવીઝ અને માદળિયાંને માનનારી છે: અને નજર લાગવાને તથા ગ્રહોની પીડાને સાચી વાતો સમજે છે. માનતા કરવાથી અને બાધા રાખવાથી સારૂં થાય એવી શ્રદ્ધા પણ

ઘણીને હોય છે. આ અજ્ઞાનને લીધે માત્ર મંત્રસાધનાનો ઢોંગ કરનાર બ્રાહ્મણો અને સાધુઓ અને મિયાંસાહેબો કમાય છે: અને ઘણી વાર બાળકો યોગ્ય ઉપચાર ન થવાથી મરણ પામે છે. અણસમજુ માતાઓ એવું બને ત્યારે કિસ્મતને દોષ દે છે; પણ પોતાની ગફલતથી કેટલી બધી હાનિ થાય છે તે જોઇ શકતી નથી.

---

## બાળકોના નોકરો.

બાળકોના નોકરો સ્વચ્છ અને સારા દેખાવના હોવાની જરૂર છે. કુરૂપ નોકરોથી બાળકો કંટાળે છે અથવા ડરે છે. વળી, તેઓ મોટી ઉમરના અને અનુભવી હોવા જોઇએ. તેમને હમેશાં ન્હાવાની અને સ્વચ્છ કપડાં પહેરવાની ટેવ પાડવી જોઇએ. બેદરકાર નોકરો એક બાવડું પકડીને ઉંચકે છે, જેથી કોઇ વાર કોઇનો હાથ ખડી જાય છે. સંક્ષેપમાં, બાળકોના નોકરો સેવકો હોવા જોઇએ.

---

## બાળકોનું માહાત્મ્ય.

ટપર કરીને એક ઇંગ્લિશ કવિ લખે છે:—

"A babe in a house is a well-spring of pleasure,
A messenger of peace and love."—*Tupper.*

અર્થ:—"ઘરની અંદર બાળક એ એક આનંદનો ઝરો છે, શાન્તિ અને સ્નેહનો તે દૂત છે."

શેક્સપિયર એક સ્થળે લખે છે, કે "Bairns are blessings", જેનો અર્થ એ થય છે, કે "બાળકો આશીર્વાદો છે". વર્ડ્સવર્થ લખે છે, કે "The child is father of the man", અર્થાત્. "બાળક મનુષ્યનો પિતા છે." અને કોર્નેલિયાએ કહેલું, કે "These are *my* jewels", અર્થાત્. "આ મારાં રત્નો છે."

ટપરની નીચેની પંક્તિઓમાં માબાપને સૂચનાની સાથે બાળકોનું માહાત્મ્ય પણ છે:—

"And check not a child in his merriment,—
Should not his morning be sunny?"—*Tupper.*

અર્થ:—"અને બાળકને તેના આનંદમાં માં અટકાવ,—શું તેનું પ્રભાત પ્રકાશિત હોવું ન જોઇએ?"

(બાળકોની કેળવણી સંબંધી કંઇ વિચારો હવે પછીના એકાદ અંકમાં આપવામાં આવશે)



# લડાઇના તાર.

—:o:—

<u>સામાન્ય સ્થિતિ.</u>

પૂર્વમાં રૂષિયનોએ જર્મનોને અટકાવ્યા છે, અને કોઈ કોઇ ઠેકાણે લાઇન પણ ભેદી છે. પશ્ચિમમાં ફ્રેંચો અને બ્રિટિશો ધીમે ધીમે આગળ વધે છે. ઇટાલિયનોએ ઑસ્ટ્રિયનો ઉપર થોડી જીત મેળવી છે. સર્બિયામાં દુશ્મનો હજી ઝાઝું કરી શકયા નથી; પણ ઘણી બાજુએથી હુમલો થવાને લીધે સ્થિતિ ચિંતા કરાવે તેવી છે.

<u>સર્બિયા ઉપર હુમલો.</u>

પારિસ, ૧૬ મી ઑક્ટોબર.

નિશથી સમાચાર આવે છે, કે સર્બિયનો દુશ્મનોની સામે સારી ટક્કર લે છે. ઑસ્ટ્રિયા અને જર્મનીના ૨૦,૦૦૦ માણસો માર્યા ગયા છે; અને ૪૦,૦૦૦ જખમી થયા છે. દુશ્મન મોરાવાના મેદાન ઉપર માત્ર દશ માઇલ આગળ વધી શકયા છે ફ્રેંચ અને બ્રિટિશ લશ્કરની આતુરતાથી રાહ જોવાય છે.

<u>બ્રિટિશ જળભીતરનું પરાક્રમ.</u>

કોપનહેગન, ૧૬ મી ઑક્ટોબર.

એક બ્રિટિશ સબમરીને બાલ્ટિક સમુદ્રમાં બે જર્મન સંહારક આગબોટોનો નાશ કર્યો છે. જર્મન વહાણોને ન્હાસવું પડ્યું છે.

<u>ઇંગ્લિશ નર્સને ફાંસી.</u>

લંડન, ૧૬ મી ઑક્ટોબર.

અમેરિકન એલચીએ પરદેશખાતાની ઑફિસને ખબર આપી છે, કે મિસ એડિથ કાવેલ, કે જે બ્રસેલ્ઝમાં ટ્રેનિંગ સ્કૂલની ઉપરી હતી, તેને ૫ મી ઑગસ્ટે જર્મનોએ કેદ કરી હતી. ન્હાસેડુ ફ્રેંચ અને બ્રિટિશ સિપાઇઓને આશ્રય આપવાનો અને તેમને ન્હાસી જવામાં મદદ કરવાનો તેના પર આરોપ મુકાયો હતો. તા. ૧૩ મી ઑક્ટોબરે તેને ફાંસી દેવામાં આવી છે.

<u>બ્રસેલ્ઝની ફ્લોરેન્સ નાઇટિંગેલ</u>

લંડન, ૧૭ મી ઑક્ટોબર.

મિસ કાવેલ ૪૯ વરસની ઉમરની હતી, અને બ્રસેલ્ઝની ફ્લોરેન્સ નાઇટિંગેલ તરીકે જાણીતી હતી. સારવારની યોજના સુધારવામાં તેણે નવ વરસ ગાળેલાં છે.

લંડન, ૧૮ મી ઑક્ટોબર.

આમ્સ્ટર્ડામના એક તારમાં મિસ કાવેલના મરણની વધારે વિગતો આવી છે. ફાંસી એક દિવાલવાળી વાડીમાં આપવાની હતી, અને ત્યાં ૭ માણસો તથા એક અમલદાર રાહ જોતા હતા.

મિસ કાવેલને આંખે પાટા બાંધીને એક પાસેના ઘરમાંથી સિપાઇઓ લઇ આવ્યા હતા. અત્યાર સુધી તે ધૈર્ય રાખી શકી હતી, પણ હવે તેને મૂર્છા આવી, અને ફાંસીની જગ્યાએથી ત્રીશ વાર નીચે તે ઢળી પડી. એક અમલદાર તેની પાસે ગયો, અને એક પિસ્તોલ કાઢીને તેના માથામાં ગોળી મારી.

માસીડોનિયામાં લડાઇ.

ઍથન્સ, ૧૮ મી ઑક્ટોબર.

૪૦,૦૦૦ બલ્ગેરિયનોએ માસીડોનિયામાં ફ્રેંચ લશ્કર પર હુમલો કર્યો છે. લડાઇ ચાલ્યા કરે છે.

બલ્ગેરિયા પર ચડાઇ.

ઍથન્સ, ૧૮ મી ઑક્ટોબર.

સાલોનિકાથી ખબર મળે છે, કે મિત્ર રાજ્યોનાં અને સર્બિયાનાં લશ્કરોએ સ્ટ્રમનિટ્ઝાનો તથા રેલવે પરની કેટલીક જગ્યાઓનો કબજો લીધો છે.

સર્બિયામાં લડાઇ.

પારિસ, ૧૯ મી ઑક્ટોબર.

બધા મોખરા ઉપર સખત લડાઇ ચાલે છે. સિવિલિયન વસ્તી ઉપર દુશ્મનો સિતમ ગુજારે છે. કહેવાય છે, કે જર્મનો, ઑસ્ટ્રિયનો અને બલ્ગેરિયનો કોઇ કેદી પકડતા નથી.

ભૂમધ્ય સમુદ્રનું લશ્કર.

લંડન, ૧૯ મી ઑક્ટોબર.

જનરલ સર ચાર્લ્સ મન્રો ભૂમધ્ય સમુદ્રના લશ્કરનો ઉપરી નિમાયો છે. સર આયેન હેમિલ્ટન રિપોર્ટ કરવા સારૂ ઇગ્લંડ પાછો ફરે છે.

ત્સારનું જાહેરનામું.

પિત્રોગ્રેડ, ૨૦ મી ઑક્ટોબર.

એક જાહેરનામામાં નામદાર ત્સાર લખે છે:—"રશિયા ભેદાયલા હૃદયે બલ્ગેરિયા વિરુદ્ધ સમશેર ઉપાડે છે, અને સ્લાવ પક્ષની ખરાબી કરનારનું નસીબ ઈશ્વરની ન્યાયી સજાને હવાલે કરે છે."

મિસ કાવેલનું મરણ.

લંડન, ૨૧ મી ઑક્ટોબર.

અમેરિકન એલચી જણાવે છે, કે ઑક્ટોબરની ૧૧ મી તારીખે સ્હવારના પાંચ વાગતે મિસ કાવેલને સજા થઇ, અને ૧૨ મીએ સ્હવારના બે વાગતે તેને મારી નાંખવામાં આવી છે. આગલી રાતના દશ વાગ્યે તેણે "પવિત્ર ભોજન" નો સંસ્કાર લીધો હતો, અને ત્યારે તે શાંત અને દૃઢ હતી. તેણે કહેલું કે, "હું સુખી છું; અને મારા દેશને માટે મરૂં છું."

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૭ નવેમ્બર ૧૯૧૫. [અંક ૪૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

મંગળવાર, ૨૭ નવેમ્બર ૧૯૧૫.

## જર્મન મિથ્યાભિમાન અને દ્વેષ.

અગાઉ એક પ્રસંગે અમે વિલ્હેલ્મ ઓસ્ટવૉલ્ડ નામે એક પ્રખ્યાત જર્મન પ્રોફેસર સંબંધી થોડું લખ્યું હતું. તેણે કહેલું, કે "જર્મની સુધારામાં બીજી પ્રજાઓ કરતાં આગળ ગયેલ છે; એટલે વિગ્રહનું પરિણામ એ આવશે, કે જર્મનીની આગેવાની નીચે યૂરપની નવી વ્યવસ્થા થશે." પ્રોફેસર હેકલે એવી માગણી કરેલી, કે લંડન જીતી લેવું જોઇએ, બેલ્જિયમના જર્મની અને હૉલેંડ વચ્ચે વિભાગ થવા જોઇએ, અને કોંગો સ્ટેટ, કેટલાંક બ્રિટિશ સંસ્થાનો, ઉત્તર ફ્રાન્સ, પોલાંડ, અને રૂશિયન બાલ્ટિક પ્રાંતો જર્મન મુલક સાથે જોડી દેવા જોઇએ. બર્લિન યુનિવર્સિટીવાળા પ્રોફેસર લૅસને લખેલું, કે "આપણે નીતિમાં અને બુદ્ધિમાં બધા માણસોથી ચડિયાતા છીએ. આપણે અદ્વિતીય છીએ. આપણી સંસ્થાઓ પણ એવીજ છે."*

મિથ્યાભિમાનને જ્યારે ફટકો લાગે છે, ત્યારે તેમાંથી દ્વેષ અને તિરસ્કાર પ્રગટ થાય છે. જર્મનીમાં પણ એ પ્રમાણે ઇંગ્લંડ તરફ પુષ્કળ તિરસ્કાર થયેલો. ૧૯૧૪ના ઑક્ટોબરમાં મ્યુનિકના "જુગેન્ડ" નામે એક સચિત્ર પેપરમાં ઇંગ્લંડ તરફ ધિક્કારની એક કવિતા પ્રસિદ્ધ થયેલી, કે જે થોડા વખતમાં સર્વત્ર પ્રસરી ગયેલી. અમે તેના કેટલાક ભાગનો તરજુમો નીચે આપીએ છીએ:—

"ફ્રેંચ અને રૂશિયનનો કશો હિસાબ નથી,
"ફટકાને બદલે ફટકો, અને ગોળીને બદલે ગોળી:
"અમે તેમને ચાહતા નથી. તેમ ધિક્કારતા નથી,
"વીકસેલ અને વૉસ્ગેનો દરવાજો અમારા કબજામાં છે,
"અમને ધિક્કાર માત્ર એકજ છે,
"અમે એક તરીકે ચાહીએ છીએ, અને એક તરીકે ધિક્કારીએ છીએ,
"અમારે એક દુશ્મન છે, અને એકજ છે.

---

* "परै: प्रोक्ता गुणा यस्य निर्गुणोऽपि गुणी भवेत् ।
इन्द्रोऽपि लघुतां याति स्वयं प्रख्यापितै र्गुणैः ॥"

અર્થ:—"જેના ગુણો બીજાઓ કહે છે તે નિર્ગુણ હોય તોપણ ગુણી થાય; પણ પોતે ગુણ બોલે તેથી તો ઇન્દ્ર પણ લઘુતાને પામે છે."

"તમે બધા તેને જાણો છો, તમે બધા તેને જાણો છો.
"તે ઝાંખા ભૂરા પ્રવાહની પાછળ સંતાય છે,
"ઈર્ષ્યા, અને રીસ, અને કપટ, અને ઝેરથી ભરપૂર,
"લોહી કરતાં વધારે સંગીન મોજાઓથી જૂદો થયેલ.
"ચાલો આપણે ઈનસાફને સ્થાને ઉભા રહીએ,
"અને સામસામા એક સોગન લઇએ,
"એવો "બ્રન્ઝ"નો સોગન, કે જે કોઈ પણ પવનથી ચળે નહીં,
"એવો સોગન, કે જે આપણા પુત્રો અને પુત્રોના પુત્રો લેશે.
"આવો, શબ્દ સાંભળો, અને ઉચ્ચારો,
"સમસ્ત પિતૃભૂમિમાં તેને સંભળાવો.
"અમે કદાપિ અમારો ધિક્કાર છોડશું નહીં.
"અમને બધાને એકજ ધિક્કાર છે,
"અમે એક તરીકે ચાહીએ છીએ, અને એક તરીકે ધિક્કારીએ છીએ,
"અમારે એક દુશ્મન છે, અને એકજ છે—
"ઇંગ્લંડ!

* * * * *

"તમે પૃથ્વીના લોકોને પગારમાં રાખો,
"સોનાના પાટાથી દિવાલો બાંધો,

* * * * *

"ફ્રેંચ અને રૂશિયન તેની કંઇ ફિકર નથી.
"ફટકાને સટે ફટકો, અને ગોળીને સટે ગોળી,
"અમે બ્રન્ઝ અને ગજવેલથી લડાઇ લડીએ છીએ,
"અને જે વખત આવે છે તે શાંતિને મુદ્રિત કરશે.
"તમને તો અમે શાશ્વત ધિક્કારથી ધિક્કારશું.
"અમે અમારો ધિક્કાર કદી છોડશું નહીં.
"પાણી પર ધિક્કાર અને જમીન પર ધિક્કાર,
"મસ્તકનો ધિક્કાર અને હાથનો ધિક્કાર.
"હથોડાનો ધિક્કાર અને તાજનો ધિક્કાર,
"સાતસો લાખનો ધિક્કાર,
"અમે એક તરીકે ચાહીએ છીએ, અમે એક તરીકે ધિક્કારીએ છીએ,
"અમારે એક દુશ્મન છે, અને એકજ છે—
"ઇંગ્લંડ!"

"ઈશ્વર ઇંગ્લંડને સજા કરો" એ રીતે એકબીજાને મળતાં બોલવાના ફેશન ચાલેલી; અને નોટપેપરો ઉપર એ પ્રમાણે છાપવામાં આવતું. સર એડવર્ડ એ તરફ લોકોને ખાસ ધિક્કાર થયેલો. તે હૃદયહીન, ક્રૂર, અને કપટી છે, લડાઇનો મુખ્ય સળગાવનાર છે, અને નઠારામાં નઠારો માણસ છે, એવી વાતો જર્મન પરદેશખાતાએ ખાસ કરીને ચલાવી હતી.

---

## જર્મનીમાં ખોરાક સંબંધી દશ આજ્ઞાઓ.

નીચેની દશ આજ્ઞાઓ ઘણી જાહેર જગ્યાઓમાં, રેલવેની ગાડીઓમાં, સ્ટેશનોમાં, દુકાનોમાં, ખાનપાનની જગ્યાઓમાં, અને ખાનગી મકાનોનાં રસોડાંમાં પણ ચોડવામાં આવી હતી:

**જર્મની તેનો નાશ કરવા ચાહતા દુશ્મનોની દુનિયા સામે ટક્કર લે છે.**

૧. તેઓ આપણાં બહાદુર લશ્કરોને હરાવવામાં ફાવનાર નથી. પણ ઘેરાઇ ગયેલા કિલ્લાની માફક તેઓ આપણને ભૂખે મારવા ચાહે છે. એમાં પણ તેઓ નિરાશ થશે, કારણકે દેશમાં અનાજ એટલું છે, કે તે નવો પાક તૈયાર થશે ત્યાં સુધી દેશની વસ્તીને ચાલશે, પણ કશું નકામું જવા દેવું ન જોઇએ.

૨. અનાજનો ઉપયોગ પશુઓને ખવરાવવામાં કરવો નહીં.

૩. રોટલામાં કરકસર કરવી, કે જેથી કરીને દુશ્મનની આશાઓ ધૂળધાણી થાય.

૪. રોજના રોટલાને માન આપ, કે જેથી તને તે હમેશાં મળ્યા કરે, પછી ભલે લડાઇ ગમે તેટલો વખત ચાલે.

૫ આ નિયમો તારાં છોકરાંને પણ શિખવ.

૬. રોટલો તાજો ન હોય તેટલા માટે તેની અવગણના ન કર.

૭. તારે ખાવો હોય તે કરતાં એક કકડો પણ વધારે ભાંગ નહીં. હમેશાં લડાઇના મેદાન પરના સિપાઇઓનો વિચાર કર. ઘણી વાર કોઇ દૂરના અને ખુલ્લા ભાગમાં હોય, ત્યારે જે તું બગાડે છે તેનો તેઓ સત્કાર કરશે.

૮. લડાઇનો રોટલો ખા. તે K અક્ષરથી ઓળખાય તેવો હોય છે. બીજા કોઈ પણ રોટલા જેટલોજ તે સંતોષ આપે છે, અને પોષણ કરે છે. જો બધા એ રોટલાનો ઉપયોગ કરશે, તો આપણને હમેશાં રોટલો મળ્યા કરશે કે નહીં. તેની ચિંતા કરવાની રહેશે નહીં.



H. H. MAHARAJA SIR BHAVSINHJI, K. C. S. I.



H. H. MAHARANI NANDKUNVARBA, C. I.

૯. જે કોઇ બટેટાંને બાફ્યા વગર તેની છાલ ઉતારે છે, તે ઘણો બિગાડ કરે છે. તેટલા માટે બટેટાંને છાલ સાથે રાંધો. એથી બચાવ થાય છે.

૧૦. બટેટાં, માંસ, તરકારી, વગેરેમાંથી જે ઉપયોગમાં ન આવે તે ફેંકી દે નહીં, પણ ઢોરને આપવા સારૂ સંઘરી રાખ. ખેડુતો એ સંઘરો ખુશીથી લઇ જશે.

---

## જર્મન ચાન્સેલરનું ભાષણ.

---

ઇ. સ. ૧૯૧૫ના ઑગસ્ટની ૧૯મી તારીખે જર્મનીના શહેનશાહી ચાન્સેલરે ત્યાંની પાર્લિમેન્ટમાં જે ભાષણ આપ્યું છે, તે પરથી જર્મનીનો રાજ્યલોભ* આખી દુનિયાની આગળ પ્રગટ થાય છે. એ ચાન્સેલર, કે જેને એક જર્મન પ્રોફેસર દુનિયાનો સર્વોપરિ મનુષ્ય કહે છે, તે પોતાના ભાષણમાં નીચે પ્રમાણે બોલ્યો છે:—

"આ વિગ્રહમાંથી જે દુનિયા ઉભી થશે, તે આપણા દુશ્મનો ખ્વાબમાં દેખે છે તેવો દેખાવ ધારણ કરશે નહીં. તેમનો યત્ન જૂના યૂરપને ફરી સ્થાપિત કરવાનો છે, જેની વચ્ચે સત્તા વગરની જર્મની પડી રહે, અને પરદેશી પ્રપંચ તથા લોભનો ભોગ થાય, તથા બની શકે તો યૂરપને લડવાનું મેદાન થાય—એવી જર્મની, કે જેની અંદર નપુંસક ન્હાનાં રાજ્યો પરદેશીઓના કહ્યા પ્રમાણે કર્યા કરે, એવી જર્મની, કે જેના ઉદ્યોગો બધા નાશ પામેલા, અને ઘરની બજારોમાં થોડો વેપાર માત્ર ચલાવતી, નૌકાબળ વગરની, ગંજાવર રૂશિયન શહેનશાહતને તાબે થયેલી જર્મની.

---

* લોભના સ્વભાવ સંબંધી નીચેના સંસ્કૃત શ્લોકોમાં ઉપયોગી અનુભવ સંચિત થયેલો દેખાશે:—

"लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रजायते।
लोभान्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम्॥"

**અર્થઃ**—"લોભથી ક્રોધ થાય છે, લોભથી કામ ઉત્પન્ન થાય છે, લોભથી મોહ અને નાશ પણ થાય છે: લોભ પાપનું કારણ છે."

"मातरं पितरं पुत्रं भ्रातरं वा सुहृत्तमम्।
लोभाविष्टो नरो हन्ति स्वामिनं वा सहोदरम्॥"

**અર્થઃ**—"લોભના આવેશમાં માણસ માતાને, પિતાને, પુત્રને, ભાઇને, પરમ મિત્રને, ધણીને અને સહોદરને હણે છે."

"लोभेन बुद्धिश्चलति लोभो जनयते तृषाम्।
तृषार्तो दुःखमाप्नोति परत्रेह च मानवः॥"

**અર્થઃ**—"લોભથી બુદ્ધિ ચળે છે, લોભથી તૃષ્ણા ઉત્પન્ન થાય છે, તૃષ્ણાથી પીડિત હોય તે માણસ અહીં અને પર લોકમાં દુઃખ પામે છે."

"ના, આ ભયંકર વિશ્વવિગ્રહ જૂની સ્થિતિઓને પાછી લાવશે નહીં. એક નવી વ્યવસ્થા ઉભી થશે. જો યૂરપને કોઇક દિવસ પણ શાંતિ મળશે, તો તે એક નિર્ભય અને સમર્થ જર્મનીની સ્થાપનાથી મળશે. રાજ્યોને એકબીજાંની સામે સમતોલ રાખવાની બ્રિટિશ રાજનીતિ અદૃશ્ય થવી જોઇએ.

"જર્મનીએ પોતાની પદવીને એવી દૃઢ અને સ્થાપિત કરવી જોઇએ, કે બીજાં રાજ્યો હવે પછી તેને ઘેરવાનો વિચારજ ન કરી શકે. આપણા અને બધા લોકોનાં રક્ષણ અને કલ્યાણને માટે આપણે દુનિયાના દરિયાઓનો છુટકારો મેળવવો જોઇએ—ઇંગ્લંડ કરવા ઇચ્છે છે તેમ તેના પર એકલાં રાજ્ય કરવાની ખાતર નહીં, પણ એટલા માટે, કે બધા લોકોને સરખી રીતે તેઓ ઉપયોગી થાય.

"જ્યારે આપણે આપણા પોતાના નીતિબળ પર આધાર રાખીએ છીએ, ત્યારે આપણે કેટલી મહત્તાએ પહોંચી શકીએ છીએ, તે આ વિગ્રહે બતાવ્યું છે. જે લોકોને તેમની સરકારોએ વિગ્રહમાં ધકેલ્યા છે તેમને આપણે ધિક્કારતા નથી. પણ આપણે કાર્પણ્યમાંથી છૂટા થયા છીએ. આપણે લડાઇ પૂરેપૂરી લડશું, અને તે ત્યાં સુધી, કે જ્યાં સુધીમાં એ લોકો જેઓ ખરેખરા અપરાધી છે તેમની પાસેથી શાંતિ માગશે, જ્યાં સુધીમાં એક નવા યૂરપને માટે માર્ગ ખુલ્લો થશે, ફ્રેંચ પ્રપંચોથી, અને રશિયન વિજયાકાંક્ષાથી, અને ઇંગ્લિશ વાલીપણાથી મુક્ત (યૂરપને માટે)."

---

## સર એડવર્ડ ગ્રેનો જવાબ.

આ ઉદ્ધત ભાષણનો સર એડવર્ડ ગ્રેએ તરત અને ચમકાવે તેવો જવાબ આપ્યો છે. જર્મન પ્રોગ્રામ શો હતો? જર્મનીના હાથમાં બધી પ્રજાઓનાં નસીબનો અંકુશ—જર્મની સર્વોપરિ અને એકલી સ્વતંત્ર—"પ્રજાઓ વચ્ચેના કોલકરારો તોડવાને સ્વતંત્ર; પોતાને ગમે ત્યારે કચરી નાખવાને સ્વતંત્ર; તમામ પંચાયતની ના પાડવાને સ્વતંત્ર; પોતાને ઠીક પડે ત્યારે લડાઇ કરવાને સ્વતંત્ર; લડાઇમાં ઝમીન ઉપર અને દરિયા ઉપર સુધારા અને માણસાઇના બધા કાનૂનો તોડવાને સ્વતંત્ર; અને આમ તે કરે, તોપણ શાંતિના વખતમાં જેમ બધો વેપાર સ્વતંત્ર હોય છે, તેમ વિગ્રહના વખતમાં પણ તેનો તેટલો સ્વતંત્ર રહેવો જોઇએ. * * * આવી સરતો પર સુલેહ થઇ શકે નહીં. તેમ જર્મની સિવાય બીજી પ્રજાઓનું જીવન સ્વતંત્ર કે સહી શકાય તેવું પણ રહી શકે નહીં."

# લડાઇના તાર.

——:o:——

## રાજાજીનો સંદેશો.

લંડન, ૨૩ મી ઑકટોબર.

"મારા લોકોની અને જેણે પ્રજાઓનો કાયદો તોડ્યો છે તે દુશ્મનની વચ્ચેના વિગ્રહની આ ગંભીર ક્ષણે હું તમને સંબોધન કરૂં છું.

"શહેનશાહતના પ્રયત્નથી હું પ્રસન્ન થાઉં છું, અને જે સ્વતંત્ર શહેનશાહતની તેમના અને મારા પૂર્વજોએ સ્થાપના કરી છે, તે પરના હાથમાં ન જાય તેટલા માટે મારી પ્રજાએ જે ઘરબાર, નાણાં, અને ઝિંદગી સુદ્ધાંનો ભોગ આપ્યો છે, તે જોઇને મને અભિમાન થાય છે. આ સ્વાર્પણો સફળ કરવાની મારી તમારી પાસે માગણી છે.

"અંત હજી દેખાતો નથી. રણમાં લશ્કર ટકાવી રાખવાને વધારે અને વધારે માણસોની જરૂર પડતી જાય છે; અને એમના દ્વારાજ વિજય અને કાયમની શાંતિ પ્રાપ્ત થાય તેમ છે.

"જૂના વખતમાં અણીને વખતે આપણી જાતના માણસોમાં દૃઢ નિશ્ચય દેખાયેલ છે. હું બધા વર્ગના લોકોને જણાવું છું. કે તમારે પોતાની મેળે બહાર પડીને લડાઇમાં ભાગ લેવો જોઇએ. મારી માગણીનો સત્કાર કરવામાં તમે આપણા ભાઇઓને આધાર આપશો, કે જેઓ લાંબા મહિનાઓથી બ્રિટનની આબરૂને અને તેનાં આયુધોની કીર્તિને ટકાવી રહ્યા છે."

## જર્મની અને રૂશિયા.

પિટ્રોગ્રેડ, ૨૫ મી ઑકટોબર.

જર્મનોએ રિગાની દક્ષિણે એક ગામડું હાથ કર્યું છે; અને એક ઝેપેલિને શુક્રવારે રાતે રિગા પર બોંબ નાંખ્યા છે. ડ્વિન્સ્ક મોખરા પર પ્રચંડ લડાઇ ચાલે છે. શનિવારે જર્મનોએ ઘણા હુમલા અને નુકસાન પછી ઇલ્લક્સ્ટ મેળવ્યું છે. વિલ્નાની પૂર્વે સરોવરવાળા પ્રદેશમાં રૂશિયનોએ પણ કેટલાંક ગામ પાછાં લીધાં છે.

લંડન, ૨૫ મી ઑકટોબર.

બર્લિનથી એક સંદેશામાં જણાવવામાં આવેલ છે, કે ચઢિયાતાં રૂશિયન લશ્કરોને લીધે જર્મનોને ઇલ્લક્સ્ટ છોડવું પડ્યું છે.

## સર્બિયા અને બલ્ગેરિયા.

પારિસ, ૨૫ મી ઑકટોબર.

જણાવવામાં આવે છે, કે રાબ્રોવો કરીને જે ગામડું ફ્રેંચોએ કબજે કર્યું છે, તે સ્ટ્રુમનિટ્ઝની દક્ષિણે નવ માઇલ દૂર આવેલું છે. ફ્રેંચો એ ગામડામાં શુક્રવારે પેઠા છે. સરહદ ઉપર ઑસ્ટ્રિયનો અને જર્મનો સાત માઇલથી વધારે આગળ વધ્યા નથી.

## આર્માનિયનો પર ઝુલમ.

લંડન, ૨૫ મી ઑકટોબર.

સિવાસના બિશપને પગે ઘોડાની માફક નાળ જડવામાં આવી છે. વળીએ કહેલું, કે તે આર્માનિયનોનો વડો હોવાથી તેને ઉઘાડે પગે ચલાવવો મુનાસબ નથી. ઝાઇલમાં ૨૪,૦૦૦ની વસ્તીને કેદ કરવામાં આવેલ છે. પુરુષોને દોરડાંથી બાંધીને દૂર લઈ જવામાં તથા કાપી નાંખવામાં આવેલ છે. ઘણા દહાડા અને રાત સુધી સ્ત્રીઓ અને બાળકોને ભૂખ અને ટાઢથી પીડવામાં આવેલ છે, કે જેથી તેઓ ઈસ્લામ કબૂલ કરે. સૌએ ના પાડી. તે પછી બાળકોની નજર આગળ તેમની માતાઓને સંગીનથી કાપી નાંખવામાં આવેલ છે, અને બાળકો વેચાયાં છે. એંગોરામાં પણ એજ પ્રકારનાં ખૂનો થયાં છે.

## રાજાજી જયોર્જ.

લંડન, ૨૬ મી ઑકટોબર.

ઑકટોબરની ૨૨ મી તારીખે રાજાજી જયોર્જ હાવર પહોંચ્યા છે, અને બ્રિટિશ છાવણીઓની તેમણે મુલાકાત લીધી છે. ફ્રાન્સની એમની મુલાકાત અતિશય મહત્ત્વની ગણાય છે.

પારિસ, ૨૭ મી ઑકટોબર.

પ્રેસિડન્ટ પ્વાંકાર અને મોશોં મિલેરેન્ડ રાજાજી જયોર્જને મોખરા પર મળેલ છે. રાજાજીએ અને પ્રિન્સ ઑફ વેલ્સે પછી ફ્રેંચ લશ્કરની પણ મુલાકાત લીધી હતી. પ્રેસિડન્ટ પ્વાંકારે પ્રિન્સ ઑફ વેલ્સને "વૉર ક્રૉસ" એનાયત કરેલ છે.

## કુપરૂલ પાછું લેવાયું.

ઍથન્સ, ૨૭ મી ઑકટોબર.

પુષ્કળ ઝપાઝપી પછી સર્બિયનોએ કુપરૂલ ફરી હાથ કર્યું છે.

## બલ્ગેરિયન બંદરો પર તોપોનો મારો.

બુખારેસ્ટ, ૨૮ મી ઑકટોબર.

ગઈ કાલે રૂશિયન કાફલાએ વાર્ના અને બર્ગાસ ઉપર ફરીને સાત કલાક સુધી તોપના ગોળા ફેંકયા છે, અને ઠીક નુકસાન કર્યું છે.

---

## નિવેદન.

અમારા ઘણા વાંચનારાઓની વિનંતી ઉપરથી આજે અમે અમારાં નામદાર મહારાજા અને મહારાણી સાહેબનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧. ]   મંગળવાર, ૯મી નવેમ્બર ૧૯૧૫.   [ અંક ૫૦.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.



# બ્રિટિશ અને હિંદી વિક્રમ

મંગળવાર, ૯ મી નવેમ્બર ૧૯૧૫.

## બ્રિટિશ મુખ્ય પ્રધાન મિ. એસ્કિવથ.

હર્બર્ટ હેન્રી એસ્કિવથ જોસફ ડિક્સન એસ્કિવથનો પુત્ર થાય, અને ઇ. સ. ૧૮૫૨ ના સપ્ટેંબરની ૧૨ મી તારીખે યૉર્કશાયરના મોરલી ગામમાં જન્મ્યો હતો. તેનું કુટુંબ મધ્યમ સ્થિતિનું અને રાજ્ય તથા ધર્મમાં સ્વતંત્રતાને ચાહનારૂં હતું. લંડન શહેરની શાળામાં ડા. એડવિન ઍબટના હાથ નીચે શરૂઆતની કેળવણી લીધા પછી તે ઑક્સફર્ડ બેલિયલ કોલેજમાં સ્કૉલર તરીકે દાખલ થયો. ત્યાં તેણે સારી પ્રખ્યાતિ મેળવી, પ્રાચીન ભાષાઓમાં તે પહેલા વર્ગમાં પાસ થયો, "ક્રેવન" સ્કૉલરશિપ મેળવી શક્યો, અને પોતાની કોલેજમાં ફેલો નિમાયો. તે યૂનિયનનો પ્રમુખ હતો, અને પોતાની બુદ્ધિશક્તિથી તેણે બધા સમકાલીનો ઉપર અસર કરેલી. ડા. જોવેટે દૃઢતાથી ભવિષ્ય કહેલું, કે એ જે કોઇ લાઇન પસંદ કરશે તેમાં અસાધારણ ફત્તેહ મેળવશે. ઑક્સફર્ડ છોડીને તે "બાર"માં દાખલ થયો, અને ૧૮૯૦માં કે. સી. થયેલો. ૧૮૮૭ માં તેણે ટ્રફાલગર ચોકના તોફાનમાં ભાગ લેવા માટે મિ. કનિંગહામ ગ્રેહામ અને મિ. જૉન બર્ન્સનો ફત્તેહમંદીથી બચાવ કર્યો હતો; અને ૧૮૮૯માં તે પાર્નેલ કમિશનની પાસે આઇરિશ નેશનલિસ્ટો તરફથી વકીલ હતો, કે જે સંબંધ ઉપર ૧૯૦૮ના માર્ચની ૩૦ મી તારીખે આમની સભામાં મિ. હીલીએ સખત ટીકા કરી હતી. પણ, જોકે બારિસ્ટર તરીકે તેણે ઠીક ઘરાકી મેળવી હતી, અને અસાધારણ માનસિક શક્તિના વકીલ તરીકે તેની ખ્યાતિ થઇ હતી, છતાં તેની ફત્તેહ તેના કેટલાક સમકાલીનોના જેવી ન હતી. તેની મહત્ત્વાકાંક્ષા આમની સભાની દિશામાં હતી તે યુનિવર્સિટીમાં હતો ત્યારથી રાજકીય બાબતોમાં આગળ પડતો ભાગ લેતો આવ્યો હતો; અને ૧૮૮૬ માં ઇસ્ટ ફાઇફ તરફથી પાર્લમેન્ટમાં મેંબર તરીકે ચૂંટાયો હતો. તેની વક્તૃત્વશક્તિથી અને તેના પક્વ રાજકીય વિચારોથી મિ. ગ્લેડસ્ટનનું આકર્ષણ થયું હતું; અને ૧૮૯૨ ના ઑગસ્ટમાં, જોકે તે વખતે લોકોમાં તે એટલો જાણીતો ન હતો તે છતાં, તેને લૉર્ડ સૉલ્સબરીની સરકારને હરાવવાને અવિશ્વાસના વોટની દરખાસ્ત કરવાનું કામ સોંપાયું હતું. નવા "લિબરલ" પ્રધાન મંડળમાં તે હોમ સેક્રેટેરી થયેલો. હોમ ઓફિસમાં કારભારી તરીકેની પોતાની કુશળતા તેણે સિદ્ધ કરી આપી; સ્ત્રીઓની કારખાનાં ઇન્સ્પેક્ટર તરીકે નીમણુક કરનાર તે પહેલો હતો, અને મજૂર વર્ગના મમારંભો માટે ટ્રફાલગાર ચોક ખુલ્લો મુકાવવામાં પણ તેનો હાથ હતો; પણ સુરંગ વાપરનારાઓને માફી આપવાની તેણે દૃઢતાથી ના પાડેલી,

અને ૧૮૯૩ના ઑગસ્ટમાં ફેદરસ્ટોનમાં હડતાલનું તોફાન થયું હતું, તેની અંદર બે માણસોને ગોળીએ ઉડાવવાની લશ્કરીઓને આજ્ઞા આપવા માટે ઉદ્ધત પક્ષના લોકોએ તેને પુષ્કળ ગાળો ભાંડી હતી.

૧૮૯૫માં લિબરલ પક્ષની હાર થઈ, એટલે મિ. એસ્કિવથ અગિયાર વરસ સુધી ઓફિસ વગર રહ્યો. ૧૮૭૭માં તે મિસ હેલન મેલેન્ડને પરણ્યો હતો, અને ૧૮૯૧માં તે મરણ પામી, ત્યારે પાછળ કુટુંબ મૂકી ગઇ હતી; છતાં તે બીજી વાર પરણ્યો હતો; તેની બીજી વહુ મિસ. માર્ગરેટ ટેનન્ટ ઘણી કલાઓમાં નિપુણ હતી, અને લોખંડના ધનાઢ્ય વેપારી સર ચાર્લ્સ ટેનન્ટ બેરોનેટની દીકરી થતી હતી. એ બાનુ લંડનની "સોસાયટી"માં "આત્માઓ"ના નામથી ઓળખાતી એક ન્હાની મંડળીના સભાસદ તરીકે જાણીતી હતી. ૧૮૯૫ માં હોમ ઓફિસ છોડ્યા પછી, મિ. એસ્કિવથે વકીલાતનું પોતાનું કામ ફરી ચલાવવાનો નિશ્ચય કર્યો. આ વર્તન પર ખૂબ ટીકા થયેલી, કારણકે એવો દાખલો અગાઉ કદાપિ બનેલો નહીં, કે એક પ્રધાન, કે જેણે પ્રધાન તરીકે ન્યાયનું કામ કર્યું હોય, તે ફરી પાછો વકીલની પદવી સ્વીકારે; પણ એ ખુલ્લું હતું, કે જેની પાસે પૂર્વજોપાર્જિત દ્રવ્ય નહોતું, તેના સંબંધમાં એ પરંપરા જાળવવી કઠણ હતી. યૂનિયનિસ્ટ પ્રાધાન્યનાં વરસોમાં મિ. એસ્કિવથે વકીલાત અને રાજ્યકામ વચ્ચે પોતાનો ઉત્સાહ વાપરેલો; પણ બોર વિગ્રહને વખતે તેણે "લિબરલ ઇમ્પીરિયલિસ્ટ" તરીકે લૉર્ડ રોઝબરીનો પક્ષ લીધેલો, તેથી જોકે પ્રજાની દૃષ્ટિમાં તેની પદવી મજબૂત થયેલી, છતાં તેના પોતાના પક્ષમાં કંઇક મુશ્કેલી આવેલી, કારણકે સર હેન્રી કેમ્પબેલ–બેનરમેન તેનો આગેવાન હતો, પણ તે બોરના પક્ષનો ગણાતો હતો. "લિબરલ લીગ"ના સ્થાપનારાઓમાં એ એક હતો, અને તેની હિંમતભરેલી દર્શનની સ્પષ્ટતા તથા બુદ્ધિસામર્થ્યથી એવું દેખાતું હતું, કે જો લૉર્ડ રોઝબરી ફરી અધિકાર પર આવશે, તો તે તેનો મુખ્ય મદદગાર થશે. આ પ્રમાણે આઇરિશ હોમ રૂલ સંબંધી તેના વિચારો લૉર્ડ રોઝબરીના જેવા હતા, અને જોકે વિચારમાં તે ગ્લેડસ્ટનની રાજ્યનીતિને સ્વીકારતો હતો, તોપણ આઇરિશ નેશનેલિસ્ટોને લાગતું હતું, કે વ્યવહારમાં તેની વકીલાતથી બહુ લાભ થવાનો નથી તોપણ તેના વિચારો "ઇમ્પીરિયલિસ્ટ" (શાહેનશાહતના પક્ષના) હોવા છતાં, તેણે પક્ષની મુશ્કેલીઓ ઓછી કરવાને ઘણું કરેલું; અને ૧૯૦૩ માં જ્યારે જગાતના સુધારાની હીલચાલ શરૂ થઇ, ત્યારે તેણે લિબરલોને અબાધિત વ્યાપારના વાવટા નીચે એકઠા કરવાના પ્રસંગનો ઉપયોગ કરેલો, અને જૂના અર્થશાસ્ત્રનું સમર્થન કરેલું, કે જે વિષય ઉપર અગાઉ તેણે વ્યાખ્યાનો આપ્યાં હતાં. મિ. ચેમ્બરલેનની ક્રુઝેડનાં વિષમ વરસોમાં (૧૯૦૩–૧૯૦૬) તે લિબરલ પક્ષનો મુખ્ય વક્તા હતો, અને તેણે જગાતસુધારાના આગેવાનના જવાબમાં ભાષણપરંપરા આપેલી. મિ. ચેમ્બરલેનની પાછળ તેના આગ્રહથી પડવાથી અને જવાબ આપવાથી બેશક અસર થયેલી. તે વખતે ખરચ કમી કરવાની જરૂર હતી. એ સ્થિતિમાંથી તેણે પોતાના પક્ષ માટે ઠીક કામ કરી લીધું; કારણકે બોર વિગ્રહ પૂરો થયા પછી પણ યૂનિયનિસ્ટ સરકારે ખરચ ઘણો ટકાવી રાખ્યો હતો. ૧૯૦૫ ના ડીસેંબરમાં

જ્યારે મિ. બાલ્ફોરે રાજીનામું આપ્યું, અને સર હેન્રી કેમ્પબેલ-બેનરમેન મુખ્ય પ્રધાન થયો, ત્યારે આંકડાની પૂરેપૂરી વાકેફગારીને લીધે મિ. એસ્કિવથની હિસાબી ખાતાના ઉપરી અધિકારી તરીકે નીમણુક થઇ.

સર હેન્રી કેમ્પબેલ-બેનરમેન મુખ્ય પ્રધાન રહ્યો, તે અરસામાં મિ. એસ્કિવથની પ્રતિષ્ઠા વધતી ગઇ, અને ૧૯૦૭ માં મુખ્ય પ્રધાન બીમાર થવાથી આમની સભામાં આગેવાનનું ઘણું કામ હિસાબી ખાતાના ઉપરીને કરવું પડેલું. પ્રથમ તો તેના સમગ્ર પક્ષે તેના તરફ બહુ ભાવ બતાવેલો નહીં. ૧૯૦૭ ના પાછલા ભાગમાં જ્યારે મુખ્ય પ્રધાનની તબીયત એવી થઇ, કે તેના વધારે વાર ઓફિસમાં રહેવાનો અસંભવ થયો, ત્યારે એ દેખાઇ આવ્યું, કે બીજા કોઇ પણ અનુગામીમાં એટલા બધા ગુણો નથી. ૧૯૦૮ ની બેઠક શરૂ થઇ, ત્યારે મિ. એસ્કિવથે મુખ્ય પ્રધાનના પ્રતિનિધિ તરીકે કામ કરેલું; અને કામ પણ એવા પ્રકારનું હતું, કે તેથી તેનો હક વધારે મજબૂત થયેલો. એપ્રિલની ૫ મી તારીખે એમ જાહેર કરવામાં આવ્યું, કે સર હેન્રી કેમ્પબેલ-બેનરમેને રાજીનામું આપ્યું છે, અને રાજાએ મિ. એસ્કિવથને બોલાવેલ છે. રાજા તે વખતે બિઆરિટ્ઝ રહેલા હતા, એટલે મિ. એસ્કિવથે ત્યાં સુધી ખાસ મુસાફરી કરી; અને ૮ મી તારીખે તેણે હિસાબી ખાતાના ઉપરી અધિકારીની પદવી છોડીને મુખ્ય પ્રધાન તરીકે હાથ પર ચૂમીઓ લીધી. નવા પ્રધાનમંડલનાં નામ તા. ૧૩ મીએ પ્રગટ કરવામાં આવ્યાં. નવી નીમણુકો નીચે પ્રમાણે હતી: લૉર્ડ ટ્વીડમથ કાઉન્સિલના લૉર્ડ પ્રેસિડન્ટ તરીકે; લૉર્ડ ક્રૂ સંસ્થાનોના સેક્રેટરી તરીકે; મિ. ડી. લૉઇડ જ્યોર્જ હિસાબી ખાતાના ઉપરી તરીકે; મિ. મેકકેના નૌકાના પહેલા લૉર્ડ તરીકે; મિ. વિન્સ્ટન ચર્ચિલ વેપારના બોર્ડના પ્રેસિડન્ટ તરીકે; અને મિ. વૉલ્ટર રન્સિમેન કેળવણીના પ્રધાન તરીકે. લૉર્ડ એલ્ગિન સંસ્થાનોનો સેક્રેટરી ન રહ્યો, પણ લૉર્ડ લોરબર્ન (લૉર્ડ ચાન્સેલર), લૉર્ડ રિપન (લૉર્ડ પ્રિવી સીલ), મિ. એચ. ગ્લૅડસ્ટન (હોમ ઓફિસ), સર એડવર્ડ ગ્રે (પરદેશખાતાની ઓફિસ), મિ. હૅલ્ડેન (વિગ્રહખાતાની ઓફિસ), મિ. સિંકલેર (સ્કૉટલૅંડ માટે સેક્રેટરી; ૧૯૦૯ માં લૉર્ડ પેન્ટલેન્ડ બનાવાયો), મિ. બર્ન્સ (લોકલ ગવરમેન્ટ બોર્ડ), લૉર્ડ કેરિંગ્ટન (ખેતીનું બોર્ડ), મિ. બિરલ (આઇરિશ સેક્રેટરી), મિ. એસ. બક્સટન (પોસ્ટમાસ્તર-જનરલ), મિ. એલ. હારકોર્ટ (વર્કસના કમિશનર), મિ. જૉન મોરલી (હિંદુસ્તાન), અને સર હેન્રી ફાઉલર (લેંકેસ્ટરની ડચી) પોતાની ઓફિસોમાં જારી રહ્યા, અને છેલ્લા બેને અમીર બનાવવામાં આવ્યા.



## આમની સભામાં મિ. એસ્કિવથનું ભાષણ.

આમની સભા ભરપૂર ભરાયલી હતી, તેમાં ગઇ તા. ૨૭ એ મિ. એસ્કિવથે જે ભાષણ આપ્યું છે, તેનો થોડો સાર અમે અહીં ઉતારીએ છીએ.

રાજાજીને માટે આખી સભાની દિલસોજી પ્રગટ કરતાં તેણે જણાવ્યું: "મને એમ કહેતાં આનંદ થાય છે, કે નામદાર રાજાજી બ્રિટિશ જમીન ઉપર પાછા આવી ગયા છે, અને તેમની તબીયત આશા રાખી શકાય તેટલી સારી છે." રાજાજી શહેનશાહતના ધણી તરીકે પોતાની જવાબદારીવાળી ફરજો કેવી સરસ રીતે અદા કરે છે તે માટે સંતોષ પ્રગટ કરવાનો આ પ્રસંગ છે, એમ મિ. એસ્કિવથે સભાને ભાર મૂકીને જણાવ્યું હતું.

આગળ ચાલતાં તેણે કહેલું: "મને લાગે છે કે ઘણી આશાઓને નિષ્ફળ કરવાનું મારે માટે નિર્માણ થયેલું છે. જે કેટલાક એમ ધારતા હશે, કે મારી ફરજ ગઇગુજરી શંકાસ્પદ વાતોનો સારામાં સારો બચાવ કરનાર અપરાધીના રૂપમાં, કે પ્રાયશ્ચિત્ત અને ક્ષમા માગનાર પશ્ચાત્તાપની સ્થિતિમાં બહાર પડવાની છે, તેમને નિરાશા થશે, એવી મને ધાસ્તી છે. કારણકે હું એવી એક પણ સ્થિતિ સ્વીકારવા ચાહતો નથી, પણ સરકારના પ્રમુખ તરીકે સ્થિતિ ઉપર બોલવા ચાહું છું. ફત્તેહમંદ પરિણામ આવે ત્યાં સુધી વિગ્રહ જારી રાખવાનો અમારો અગાઉ હતો તેમ આજ પણ દૃઢ નિશ્ચય છે. અને એ સામાન્ય તથા સર્વોપરિ ઉદ્દેશ પાર પાડવામાં દરેક સાધન વાપરવાનો અને જરૂર પડે તો દરેક સમૃદ્ધિ ખુટાડવાનો પણ અમારો દૃઢ નિશ્ચય છે.

આજ એ વાત ખરી છે, કે દૃષ્ટિ મર્યાદાના કેટલાક ભાગમાં વાદળાં છે. "ઇતિહાસના બધા મોટા વિગ્રહોની માફક આ વિગ્રહમાં પણ લડનારાઓને આશ્ચર્યોનો અને નિરાશાઓનો પુષ્કળ અનુભવ થયો છે. આ ક્ષણે એમ દેખાય છે, કે બ્રિટનની સ્થિતિમાં ખાસ કરીને ત્રણ વાતની જરૂર છે: (૧) વસ્તુસ્થિતિ બરાબર જોવાની શક્તિ, (૨) બેહદ સહનશીલતા, અને (૩) પુષ્કળ હિંમત.

"આમાંના કોઇ પણ ગુણમાં બ્રિટિશ પ્રજાએ ન્યૂનતા બતાવી છે, એમ હું માનતો નથી. પ્રજાની ઇચ્છા માત્ર એટલીજ છે, કે સરકાર અને લોકો પોતાની ફરજ યોગ્ય રીતે બજાવે છે કે નહીં, તે બની શકે ત્યારે જાણવું. સરકારને કોઇ પણ વાત છુપાવવામાં કશો લાભ નથી. માત્ર દુશ્મનને મદદ કરે તેવી વાત હોય તેજ ગુપ્ત રાખવામાં આવે છે.

"આજ આપણી શી સ્થિતિ છે? વિગ્રહ શરૂ કર્યો, ત્યારે આપણી પાસે છ પાયદળની અને બે ઘોડેસ્વારોની ટુકડીઓ હતી. આજના સર જૉન ફ્રેંચના લખાણમાં જે ક્રિયાઓની વાત છે, તેમાં લગભગ દસ લાખ માણસો રોકાયાં છે. ડાર્ડનલ્સમાં, ઇજિપ્તમાં, અને બીજે સ્થળે જે લશ્કરો કામ કરી રહ્યાં છે તે જૂદાં.

"હિંદનો હિસ્સો ભવ્ય છે, અને તે સૌ જાણે છે. કાનડાએ ૯૬,૦૦૦ અમલદારો અને માણસો આપેલ છે; ઑસ્ટ્રેલિયાએ ૯૨,૦૦૦; અને ન્યૂઝીલેંડે ૨૫,૦૦૦. ન્યુફાઉન્ડલેંડ, વેસ્ટ ઇંડીઝ, સિલોન અને ફીજીથી પણ લડવૈયાઓ આવેલ છે."

* * * * *

"જર્મનીનો મોટો કાફલો ક્યાં છે? જેના સંબંધી એટલી બધી વાત ચાલતી હતી, અને જે એટલા ખરચથી તૈયાર કરેલો હોઇને બ્રિટનને કાયમ ધાસ્તીમાં રાખવાનો હતો, તે ક્યાં છે? તે બાલ્ટિક સમુદ્રમાં પૂરાઇ રહ્યો છે, અને જ્યાં ભેટો થઇ શકે તેવા કોઇ દરિયામાં બહાર પડવાની તેની હિંમત દેખાતી નથી. * * * *

"હું કશી માફી માગવાનો નથી,—નહીં શહેનશાહતના લોકોને માટે, કે જેમણે પોતાની ફરજ આવી ભવ્ય રીતે અદા કરી છે,—તેમ નહીં સરકાર તરફથી, કે જેણે બેશક ભૂલો અને ખામીઓ છતાં પોતાના સમગ્ર બળથી અને પોતાના દેશબંધુઓના મોટા ભાગના વિશ્વાસ સાથે આ મહાવિગ્રહ ચલાવવાની યોજના કરી છે."

ડાર્ડનલ્સ સંબંધી બોલતાં મિ. એસ્કિવથે કહ્યું: "જે ક્ષણેથી તુર્કી વિગ્રહમાં દાખલ થઇ, ત્યારથી બધી શક્તિ પશ્ચિમની રંગભૂમિમાંજ વપરાય, એવું રહ્યું નહીં. તુર્કો કાળા સમુદ્રને બંધ કરી શક્યા; અને ત્યાંનાં બંદરોથી રુશિયાનો ઘઉં આપણને મળતો તે પણ બંધ થયો. તેના પ્રવેશથી બાલ્કન રાજ્યોની સ્થિતિ ઉપર પણ ઘણી અસર થઇ. નૌકાનો હુમલો કરવાથી લાભ થશે એવી સરકારને સલાહ મળી હતી: અને તે પ્રમાણે—જોકે લૉર્ડ ફિશરના મનમાં શંકાઓ અને આનાકાની હતી તે છતાં—મંજૂરી આપવામાં આવેલી. ફ્રેંચ નૌકાખાતાએ પણ એ યોજના પસંદ કરી હતી; તથા તેમાં ભાગ લેવાનું કબૂલ કર્યું હતું; અને રુશિયન સેનાપતિ ગ્રાન્ડ ડ્યૂક નિકલશે તેને ખાસ અનુમોદન આપ્યું હતું, તથા જણાવ્યું હતું કે તેથી તેને કોકેસસમાં મદદ થશે." એ વિષય પર આગળ બોલતાં મિ. એસ્કિવથે એ બાબત માટે પોતે જવાબદારી સ્વીકારી હતી, અને કોઇ પણ એક પ્રધાનને દોષ આપવો મુનાસબ નથી, એમ ભાર દઇને જણાવ્યું હતું. તેણે જણાવ્યું કે ગાલ્લીપોલીમાં ૨૦૦,૦૦૦ તુર્કોને રોકાવું પડ્યું છે. હલ્લો ન કર્યો હોત, તો રુશિયનોને કદાચ કોકેસસમાં હઠવું પડ્યું હોત; અને ઇજિપ્ત તથા મેસોપોટેમિયા પર હુમલો થયો હોત.

"જ્યારે બલ્ગેરિયાએ લશ્કર તૈયાર કરવા માંડ્યું, ત્યારે મિ. વેનેઝેલોસે ફ્રાન્સની અને આપણી પાસેથી ૧૫૦,૦૦૦ માણસો માગેલા, તે વખત સ્પષ્ટ સમજણ એવી હતી કે ગ્રીસ પણ લશ્કર તૈયાર કરશે. મિ. વેનેઝેલોસે પાછળથી એમ જાહેર સુદ્ધાં કરેલું, કે ગ્રીસે સર્બિયા સાથેના કોલકરાર પાળવા જોઇએ, પણ ત્યાંના રાજાએ એ જાહેરાતનો ઇનકાર કર્યો અને વેનેઝેલોસે રાજીનામું આપ્યું."

મિ. એસ્કિવથના છેલ્લા શબ્દો નીચે પ્રમાણે હતા:—

"Thank God we have living examples of all the qualities that have built up and sustained our Empire. Let us be worthy of them and endure to the end."

અર્થ:—"ઇશ્વરનો ઉપકાર માનીએ, કે જે સદ્‌ગુણોએ આપણી શહેનશાહતને ઘડી છે તથા ટકાવી છે, તેના જીવતા દાખલાઓ આપણી પાસે મોજૂદ છે. આપણને તેમને લાયક થવાનું અને અંત સુધી ટકી રહેવાનું ઘટે છે."



## લડાઇના તાર.

—:o:—

**સામાન્ય સ્થિતિ.**

પશ્ચિમમાં ફ્રેંચો અને બ્રિટિશો જરા આગળ વધ્યા છે. પૂર્વમાં જર્મનોનો અટકાવ થયો છે. સર્બિયામાં સર્બિયનો હજી સુધી સારો ટકાવ કરી રહ્યા છે બ્રિટિશ અને ફ્રેંચ મદદ પહોંચવા માંડી છે. બલ્ગેરિયાને પણ બે બાજુ તરફથી હુમલાની ધાસ્તી છે. ગ્રીસમાં રાજા શું કરે છે તે જોવાનું રહ્યું છે. મિત્ર રાજ્યોના પ્રધાનો વિજયની ખાતરી રાખે છે, અને છેવટ સુધી ગમે તે ભોગે લડવાને તૈયાર છે. રિગા અને ડ્વિન્સ્ક તરફ જર્મન ધસારો કમી થતો જાય છે; અને દુશ્મનો શિયાળા માટે તૈયારીઓ કરતા હોય એવું જણાય છે.

**બ્રિટિશ હાનિ.**

લંડન, ૨૯ મી ઑક્ટોબર.

મિ. એસ્કિવથ જણાવે છે, કે ૯ મી ઑક્ટોબર સુધીમાં બ્રિટિશોની કુલ હાનિ નીચે પ્રમાણે થયેલી છે:—

| | | | | |
|---|---|---|---|---|
| માર્યા ગયા—અમલદારો | ૬,૬૬૦; | માણસો | ૯૪,૯૯૨. | |
| જખમી થયા— | „ ૧૨,૬૩૩; | „ | ૩૦૪,૮૩૨. | |
| ખોવાયા— | „ ૨,૦૦૦; | „ | ૭૨,૧૭૭. | |
| કુલ | ... ૨૧,૨૯૩ | + | ૪૭૨,૦૦૧ | = ૪૯૩,૨૯૪. |

**વાર્ના ઉપર તોપનો મારો.**

પિટ્રોગ્રેડ, ૨૯ મી ઑક્ટોબર.

રશિયન કાફલાએ ફરી તોપના ગોળા વાર્ના ઉપર ફેંક્યા છે; અને વિમાનીઓએ બંદરો ઉપર બોંબ નાંખ્યા છે. દુશ્મનની એક સબમરીન પકડાઇ છે. બીજી સબમરીનોએ કાફલા પર હુમલો કરેલો; પણ કશું વળેલું નહીં.

**વિલ્નામાં જર્મનો.**

પિટ્રોગ્રેડ, ૩૦ મી ઑક્ટોબર.

વિલ્નામાં જર્મનો બધી ધાતુઓને જપ્ત કરવા લાગ્યા છે. વસ્તી પ્રથમ સામે થયેલી નહીં. પણ જ્યારે જર્મનોએ દેવાલયો લૂટવા માંડ્યાં, ત્યારે લોકોનાં ટોળાં બોંબ લઇને સિપાઇઓની સામે થયાં છે. શેરીઓમાં બે દિવસ સુધી લડાઇ ચાલી છે; અને ઘણા સિપાઇઓ તથા સિવિલિયનો માર્યા ગયા છે.

ફ્રાન્સનું નવું પ્રધાનમંડળ.

લંડન, ૩૦ મી ઑક્ટોબર.

નવા પ્રધાનમંડળમાં મોશોં બ્રાયન્ડ મુખ્ય પ્રધાન તથા પરદેશ ખાતાનો પ્રધાન થયેલ છે; મોશોં ગેલીએની વિગ્રહખાતાનો; મોશોં વિવિઆની ન્યાયખાતાનો પ્રધાન અને કાઉન્સિલનો વ્હાઇસ પ્રેસિડન્ટ; અને મોશોં ડુમર્ગ સંસ્થાનો માટેનો પ્રધાન.

રુશિયન પ્રધાનમંડળ.

પિત્રોગ્રેડ, ૩૧ મી ઑક્ટોબર.

એમ ખબર આવે છે, કે મુખ્ય પ્રધાન મિ. ગોરેમીકિન થોડા વખતમાં ચાન્સેલર નિમાશે. રુશિયાના ઇતિહાસમાં તે બારમો ચાન્સેલર થશે. પરદેશ ખાતાનું કામ તેની પાસે રહેશે. મિ. સેઝેનોફ અને બીજા પ્રધાનોનાં રાજીનામાં નામદાર ત્સારે સ્વીકાર્યાં છે; અને મિ. કવોરટોફ મુખ્ય પ્રધાન થશે એમ બોલાય છે.

બાલ્કન મામલો.

લંડન, ૩ જી નવેમ્બર.

મિત્ર રાજ્યોનાં લશ્કર જેટલા પ્રદેશમાં છે તેટલામાંથી બલ્ગેરિયનોને હાંકી કાઢવામાં આવેલ છે. ઇઝવોરના ઘાટમાં બલ્ગેરિયનો અટકયા જણાય છે, પણ ઉત્તર તરફ તેમણે કયાનક ઘાટ જીતી લીધો છે, અને તેતો વો મોખરા સુધી તેઓ પહોંચ્યા છે. સર્બિયનોએ ગ્રાંજાની દિશામાં હલ્લો શરૂ કર્યો છે.

આમની સભામાં ખુલાસો.

લંડન, ૩ જી નવેમ્બર.

આમની સભામાં લૉર્ડ ચાર્લ્સ બેરેસ્ફોર્ડે કહેલું, કે "પરદેશખાતાની દરમિયાનગિરીને લીધે નૌકાનો ઘેરો નિષ્ફળ નીવડ્યો છે," તેના જવાબમાં લૉર્ડરોબર્ટ સેસિલે કહ્યું છે, કે "નૌકાના કામમાં પરદેશખાતાની ઑફિસે દખલ કર્યાની વાત બિલકુલ ખોટી છે. સરકારનો હેતુ જર્મનીને નિકાસ વેપાર બિલકુલ નષ્ટ કરવાનો હતો. ઘેરાનું પરિણામ અમેરિકન આંકડાઓ પ્રમાણે એ આવ્યું છે, કે જર્મનીની નિકાશમાં ૯૬ ટકા માલ બંધ થયો છે, અને તટસ્થ રાજ્યોની નિકાસમાં કશો ફેર પડયો નથી. આયાત અટકાવવામાં સરકારનો હેતુ જર્મનીનું જોર જેથી વધે તે તમામ વસ્તુઓ અટકાવવાનો હતો."

ગ્રીક પ્રધાનમંડળનું રાજીનામું.

ઍથેન્સ, ૪ થી નવેમ્બર.

ગ્રીક ચેમ્બરમાં વિગ્રહખાતાના પ્રધાને કંઇ ટીકા કરી, તે મિ. વેનેઝેલોસને અપમાનવાળી લાગી, અને તરત માફી માગવાનું કહ્યું. મિ. ઝાઇમિસે એ ઉપરથી વિગ્રહખાતાના પ્રધાનનો પક્ષ કર્યો. વિશ્વાસ સંબંધી મતો લેતાં ૩૩ મત વિરુદ્ધ પડવાથી પ્રધાનમંડળને રાજીનામું આપવું પડયું છે. પાર્લમેન્ટ બરખાસ્ત થશે; અને એજ મંડળ કામ કરશે એવી વકી રાખવામાં આવે છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.]   મંગળવાર, ૧૬ મો નવેમ્બર ૧૯૧૫.   [અંક ૫૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૬ મી નવેમ્બર ૧૯૧૫.

### વિગ્રહના વખતમાં બ્રિટનના લોકોની સ્થિતિ.

મધ્ય કાલમાં અને તે પછી કેટલાક વખત સુધી ધંધાદારી સિપાઈઓનાં ન્હાનાં લશ્કરોજ લડાઇમાં ઉતરતાં; અને સાધારણ પ્રજાને તેમનાં પરાક્રમોની થોડીજ ખબર પડતી, અને દરકાર પણ થોડીજ રહેતી. બૅનોકબર્ન અને એજિનકોર્ટ જેવી ફત્તેહો જેની અંદર મળેલી તેવા વિગ્રહો પણ કોઇ વાસ્તવિક અર્થમાં પ્રજાકીય નહોતા. સિપાઇ કાંતો તીર કામઠું, અથવા તરવાર, કે ભાલો અથવા બંદૂક ઉપાડતો, કે સાફ કરતો, અથવા તીક્ષ્ણ બનાવતો, અને લડવા માટે તૈયાર થતો; તેને હથિયારો અને દારૂગોળા પૂરા પાડવાને દેશમાં કારીગરોને કામ કરવું પડતું નહીં. ખોરાક તે જરૂર પડે ત્યારે લેતો; ખોરાક પૂરો પાડવાના ખાતા જેવું કશું નહોતું.

આજે બધી વાત બદલાઇ ગઇ છે. વર્તમાન વિગ્રહોમાં આખી પ્રજા કોઇ ને કોઇ રીતે ભાગ લે છે. જેઓ મોખરા ઉપર હોતા નથી તેઓ કાંતો દારૂગોળા અથવા બંદૂકો બનાવે છે, કે કપડાં શીવે છે, અથવા લડનારાઓ માટે ખોરાક તૈયાર કરવામાં અથવા લઇ જવામાં રોકાય છે; અને તેમનું કામ પણ લડનારાઓના જેટલુંજ આવશ્યક છે. સાધારણ રીતે એમ ગણના કરવામાં આવે છે, કે લડાઇ કરનાર એક માણસને સાધનસંપન્ન તથા સબળ રાખવાને ઘર આગળ બે માણસને મહેનત કરવી પડે છે.

આટલા માટે વર્તમાન વિગ્રહોમાં આગેવાનોને જેમ મોખરા ઉપરના સિપાઇઓ સંબંધી તેમજ ઘર આગળ રહેલા માણસો સંબંધી પણ વિચાર કરવો પડે છે. જો કામદાર વર્ગ ગરીબ, અસંતુષ્ટ, અથવા દરદી હોય, તો પ્રજાની લડવાની શક્તિ નબળી પડ્યા વગર રહે નહીં. ૧૦૬૬ માં જ્યારે ડ્યુક વિલિયમે ઇંગ્લંડ જીતવા માટે ખાડી ઓળંગેલી, ત્યારે નોર્મન્ડીના લોકોની સ્થિતિની તેને કશી દરકાર નહોતી; પણ ૧૯૧૫ માં લોકોની સ્થિતિ તરફ લૉર્ડ કિચનરને અને સર જૉન ફ્રેંચને ઘણું જોવાનું હતું.

વિગ્રહના પહેલા વરસમાં કામદાર વર્ગની સ્થિતિ દુઃખની નહીં પણ આબાદીની રહી છે. દરિયા ઉપર અંકુશને લીધે બ્રિટિશ કિનારા ઉપર દુશ્મન ઉતરી શકેલ નથી; અને દુનિયાના બધા ભાગોમાંથી ખોરાકના જત્થાઓ બ્રિટનને મળ્યા કરેલ છે. નૌકાની મદદ ન હોત, તો સ્થિતિ દયાપાત્ર થઇ હોત.

૧૯૧૪ ના ઑગસ્ટમાં જ્યારે વિગ્રહ શરૂ થયો, ત્યારે ઉદ્યોગ ઉપર તેની અસર સંબંધી સરકારને પણ ચિંતા હતી. મુશ્કેલી ઉભી થાય તેમાં સલાહ આપવાને એક કમિટી નિમાયેલી; અને જૂદાં જૂદાં શહેરોમાં એ મુખ્ય કમિટીની મદદમાં સ્થાનિક કમિટીઓ પણ ઉભી થયેલી; પ્રિન્સ ઑફ વેલ્સની આગેવાની નીચે એક ફંડ ખોલવામાં આવેલું, જેની અંદર થોડા મહિનામાં ૪૦,૦૦,૦૦૦ પોંડ ભરાઇ ગયેલા. સ્ત્રીઓની ખાસ સંભાળ લેવા માટે રાણીજીની સૂચના ઉપરથી એક બીજી કમિટી નિમાયેલી.

રોજગાર વગરનાં માણસોને રોકવા માટે જાહેર બાંધકામો સારૂ પાર્લમેન્ટે ૪૦ લાખ પોંડની મંજૂરી આપેલી. તેમને લ્હેણદારો સતાવે નહીં, કે ઘરના માલેકો ઘરમાંથી કાઢી શકે નહીં, તે માટે ખાસ કાયદા ઘડવામાં આવેલા. પણ રોજગારની ખામી ધાર્યા પ્રમાણે જણાઇ નહીં; અને કેટલીક યોજનાઓ અમલમાં અણાયા વગર પડી રહી.

દેશમાં રોજગાર વગરનાં માણસો કેટલાં છે, તે શોધી કાઢવાની કેટલીક રીતો છે. એક રીત એ છે, કે કોઇક મહાજનના મેંબર હોય તેવા ૧૦ લાખ માણસો લેવા, અને અમુક વખતે તેમાંથી કેટલા રોજગાર વગરના છે તે તપાસવું. ઑગસ્ટ, ૧૯૧૪ની આખરે તેવા ૭·૧ ટકા હતા, જ્યારે જૂલાઇની આખરે માત્ર ૨.૮ ટકા, અને ૧૯૧૩ ના ઑગસ્ટની આખરે ૨ ટકા હતા. એટલો અનુદ્યોગ તો વેપારની મંદીને લીધે ઘણી વાર થયેલ છે.

લોકોની સ્થિતિ એક બીજી રીતે અમુક વખતે નિરાશ્રિતોની સંખ્યા ઉપરથી જાણી શકાય છે. કેટલાક વિભાગોમાં ઑગસ્ટ આખરે તપાસ કરતાં જણાયું હતું, કે ૧૦,૦૦૦ માણસોમાં ૧૮૮ નિરાશ્રિત છે. જૂલાઇની આખરે એ સંખ્યા ૧૮૪ હતી, અને ૧૯૧૩ ના ઑગસ્ટની આખરે ૧૮૩ હતી; એટલે એ વધારો પણ નહીં જેવો ગણી શકાય.

દશ લાખ મહાજનના મેંબરોમાં બિનરોજગારના ટકા સપ્ટેંબરની આખરે ૭·૧ થી ૫·૯ સુધી ઉતરી ગયા, અને ઑકટોબરની આખરે ૪·૪ થયા. વર્ષ આખરે સંખ્યા માત્ર ૨·૫ રહી.

દરેક સંકટના વખતમાં કેટલાક લોભી અને સ્વાર્થી માણસો તરી આવે છે.* ૧૯૧૪ ના ઑગસ્ટમાં એ પ્રમાણે થયેલું. કેટલાક લોકો ડરી જઇને અનાજ વગેરેનો પુષ્કળ સંઘરો કરવા લાગ્યા, અને વેપારીઓએ તથા દુકાનદારોએ ભાવ વધારી મૂકયા. સરકારને તેટલા માટે કેટલીક વસ્તુઓની વધારેમાં વધારે કીમત ચોકસ કરવાનો ઠરાવ કરવો પડ્યો. એ ઠરાવ ૭મી ઑગસ્ટથી અમલમાં મૂકાયો હતો, પણ થોડા વખત પછી રદ કરવો પડ્યો છે.

---

* વિચારો :—

" लोभः सदा विचिन्त्यो लुब्धेभ्यः सर्वतो भयं दृष्टम्।
कार्याकार्यविचारो लोभविमूढस्य नास्त्येव॥ "

અર્થ :—"લોભ સદા ચિંતા કરવા યોગ્ય છે; લોભીઓ તરફથી ચોતરફ ભય જોયું છે; શું કરવા યોગ્ય છે અને શું નહીં, તેનો વિચાર લોભથી મૂઢ થયેલાને હોતો નથી."

હડતાલો અને કામદાર વર્ગના કજિયાઓ એકદમ ઓછાં થઇ ગયાં. સુલેહના સાત મહિનામાં ૮૩૬ કજિયા થયેલા અને તેમાં ૪,૨૩,૦૦૦ કામદારોને નિસબત હતી; પણ વિગ્રહના પાંચ મહિનામાં માત્ર ૧૩૭ કજિયા થયેલા, અને તેમાં ૨૩,૦૦૦ કામદારોને નિસબત હતી.

લડવૈયાઓની સ્ત્રીઓની સ્થિતિ આ વિગ્રહમાં ખાસ સુધરી છે. એમને સરકાર તરફથી વિયોગનું ભત્તું મળે છે. એક ભલી બાઇ બોલી ગયેલી, કે "અઠવાડિયે ત્રીશ બોબ, અને મારો ધણી ગેરહાજર; ખરે! એ તો સ્વર્ગ છે." ઘણી પરણેલી સ્ત્રીઓ અગાઉ કદાપિ જોયેલી નહીં તેવી સારી સ્થિતિમાં આવેલી. વિયોગનાં ભત્તાંઓનો વધારો ૧૯૧૫ના માર્ચની ૧લી તારીખથી અમલમાં આવેલ છે, અને તે વધારો લોકોની પ્રબળ ઇચ્છાને લીધે થયેલ છે. લોકલાગણી એવી છે, કે ગમે તે ખરચ થાય તોપણ જે પુરુષો દેશની લડાઇ લડવાને સમુદ્ર ઓળંગીને ગયા છે, તેનાં બાઇડી છોકરાંના નિર્વાહ માટે રાજ્ય તરફથી બંદોબસ્ત થવો જોઇએ. આ લાગણી માન આપવા લાયક છે; કારણકે આગલા વખતમાં ઘણી વાર વીર પુરુષોનાં બાઇડી છોકરાંને દરિદ્રતામાં અને દુઃખમાં દહાડા કાઢવા પડ્યા છે. જે વરસની વાત ચાલે છે, તેમાં પણ સારા પગારદાર અમલદારોની બેદરકારી અથવા અણઆવડતને લીધે ઘણા દુઃખદાયક દાખલા જાહેર થયા હતા; પણ જેમ જેમ લોકલાગણીની વધારે અસર થતી ગઇ, તેમ તેમ તે ઓછા થયેલા. બ્રિટિશ પ્રજાને અગાઉ નહીં થયેલું તેવું સ્પષ્ટ ભાન થયું, કે સિપાઇઓ અને તેમનાં આશ્રિતોનો તેમના પર પહેલો હક છે, પ્રજાની દયા ઉપર નહીં, પણ પ્રજાની તમામ દોલત અને સાધન-સંપત્તિ ઉપર. કેટલાક તો એમ સુદ્ધાં માનનારા હતા, કે મોટા પ્રધાનો અને કારભારીઓને પગાર ન અપાય તો હરકત નહીં, પણ આ લોકોને તો આપવોજ જોઇએ. છતાં એક મોટી ખામી રહી ગઇ. પ્રજાની સેવામાં જેમણે પ્રાણ આપ્યા છે તેમની વિધવાઓને બહુજ થોડું મળે છે, અને તે થોડું પણ તેઓ હક તરીકે માગી શકતી નથી.

વિયોગનાં ભત્તાં વિચારવાને નિમાયેલી કમિટીએ એવી ભલામણ કરેલી, કે દરેક સિપાઇની વહુને અઠવાડિયે ૧૨॥ શિલિંગ મળવા જોઇએ, અને દરેક બાળકને માટે અમુક રકમ તે ઉપરાંત: પહેલા બાળકને માટે ૫ શિલિંગ, બીજાને માટે ૩॥ શિલિંગ, અને પાછલા દરેકને માટે ૨ શિલિંગ આ ૧૨॥ શિલિંગની રકમ પૈકી ૩॥ શિલિંગ સિપાઇને પોતાના પગારમાંથી આપવા પડતા. ખલાસીની વહુને દર અઠવાડિયે ૬ શિલિંગ આપવાની ભલામણ થયેલી, અને બાળકોને માટે તે ઉપરાંત રકમો અપાતી, પણ સરત એ હતી, કે ખલાસીએ પોતે તેને અઠવાડિયે ૫ શિલિંગ આપવા જોઇએ. કમિટીની સૂચનાઓ પાર્લમેન્ટે મંજૂર કરેલી, અને તે ઉપર કહ્યા પ્રમાણે માર્ચની ૧લીથી અમલમાં આવી હતી.

એ જોઇ શકાશે કે એકંદરે આ ભત્તાંઓની મોટી રકમ થાય છે. ૧૯૧૫ના જુલાઇમાં એવી ગણના બહાર પડી હતી, કે લશ્કરમાં સુમારે ૮,૫૦,૦૦૦ પરણેલા માણસો છે; એટલે આપણે જો એમ માનીએ કે તેમની વહુઓને દર અઠવાડિયે લગભગ દશ કરોડ પૌંડ અપાતા

The Right Honourable H. H. ASQUITH.



ઇંગ્લંડના મુખ્ય પ્રધાન મિ. ઍસ્ક્વિથ.

હોવા જોઇએ, તો તેમાં બહુ ભૂલ હોવાનો સંભવ નથી. આ કારણથી અને મંજૂરીનો દર વધવાથી કામદાર વર્ગની સ્થિતિ સારી થયેલી.

સબળ પુરુષો લશ્કરમાં જોડાવાથી મજૂરોની અછત થવા લાગેલી, અને ૧૯૧૫ના વસંતમાં તો સ્થિતિ બહુ મુશ્કેલ થયેલી. ૧૯૧૫ના એપ્રિલમાં એમ જાહેર થયેલું, કે બાંધકામના, કોલસાની ખાણુ ખોદવાના, અને ખેતીના કામમાં મજૂરો પુરતા મળતા નથી. મે મહિનાની અંદર બધા ધંધાઓ તરફથી એ ફરિયાદ સંભળાવા લાગી: અને ઘણા ધંધાઓમાં ઓરતો અને છોકરાંની મજૂરી પણ ઓછી મળવાની ફરિયાદ શરૂ થઇ.

એજ અરસામાં બ્રિટનમાં કંઇક વધારે જાગૃતિ જણાવા લાગી; અને વિગ્રહના ખરા સ્વરૂપનું પ્રજાને કંઇક સ્પષ્ટ ભાન થયું. એમ જોવામાં આવ્યું, કે બ્રિટને જે ત્યાર સુધી કર્યું હતું તે કરતાં તેને ઘણું વધારે કરવું પડશે; અને મિત્ર રાજ્યોની ફત્તેહને માટે વિગ્રહમાં વધારે ભાગ લેવો પડશે. મોખરા ઉપર વધારે સિપાઇઓ મોકલવાની જરૂર હતી એટલુંજ નહીં, પણ ગંજાવર પ્રમાણમાં બંદૂકો અને દારૂગોળા બનાવવાની પણ હતી. કમીથી ચાલી શકે તેવું નહોતું. પછી દારૂગોળાનો કાયદો થયો, અને સરકાર તરફથી ઠેકઠેકાણે કારખાનાં નિકળ્યાં, તથા તેમાં કામ કરવાને કામદારોની આવશ્યકતા ઉભી થઇ.

સવાલ મોટો હોવા છતાં સરલ હતો. કામદાર વર્ગની સંખ્યા મર્યાદિત હતી; અને તેટલા માટે તેનો સારામાં સારો ઉપયોગ કરવાની આવશ્યકતા હતી. આવશ્યક ઉદ્યોગોને પુરતા કામદારો પૂરા પાડવાની અને વૈભવની વસ્તુઓની પેદાશ કમી કરીને તેના કામદારોને વધારે ઉપયોગી કામમાં રોકવાની જરૂર હતી. લડાઇમાં જીત મેળવવી એ પ્રજાનો પ્રધાન ઉદ્દેશ હતો; અને બીજી બધી બાબતો ગૌણ હતી.

આવશ્યક કામ વધારે કરાવવા સારૂ અનુદ્યોગી ઓરતોની એક મોટી સેનાને આમંત્રણ થયું. દુકાનોમાં, બેંકોમાં, વખારોમાં, અને ઓફિસોમાં હજારો ઓરતો તે વખત સુધી જે કામ મરદો કરતા હતા તે કરવા લાગી. તેઓ રેલવે સ્ટેશનો પર ટિકેટો આપવા અને છેદવામાં, કાગળો લઇ જવામાં, અને મોટરો હાંકવામાં ઉપયોગી થવા લાગી. પોલિસના કામમાં પણ તેઓ દાખલ થઇ; અને એ પ્રમાણે મરદોને બદલે ઓરતો કામે લાગવાથી હજારો મરદો લડવાને માટે અથવા દારૂગોળા બનાવવાને છૂટા થયા.

સ્વયંસેવકોનો પણ બહોળો ઉપયોગ થયેલો. ઘણા માણસો જેઓ ઘરડા હોઇને નિયમિત નોકરી કરવાને અશક્ત હતા તેઓ કોઇક પ્રકારની સેવા બજાવવાને સમર્થ અને રાજી હતા. શરૂઆતમાં તેમનો ખાસ કોન્સ્ટેબલો તરીકે ઉપયોગ કરવામાં આવેલો; અને તેથી ઘણા પોલિસના માણસો પણ છૂટા થયેલા.

પ્રજાની આટલી બધી જરૂર છતાં કેટલાક કામદારો વારંવાર ગેરહાજર રહેવાને લીધે કામ

ઓછું થતું હતું; અને ગેરહાજરીનું કારણ મદ્યપાન હોવું જોઇએ એમ સાધારણ રીતે મનાતું હતું.* આ અટકાવવાને માટે સખત ઉપાયો લેવાની તરફેણમાં મિ. લૉઇડ જ્યોર્જનો અભિપ્રાય હતો; પણ તેની સાથેના અમલદારો એ વિચારના નહોતા. માર્ચની ૨૯મી તારીખે તેણે કહેલું, કે "આ પાપને દૂર કરવામાં જડમૂળથી ઉખેડી નાખવાની પદ્ધતિ વગર ચાલે તેમ નથી"; અને પછી દેશના ત્રણ દુશ્મનો સંબંધી બોલતાં જણાવેલું, કે "જર્મની, ઑસ્ટ્રિયા અને દારૂ— એ ત્રણ આપણા દુશ્મન છે; અને દારૂ તેમાં મોટામાં મોટો છે".

આ હરકત દૂર કરવા સારૂ રાજ્યરક્ષાના કાયદા પ્રમાણે એક બોર્ડ સ્થાપવામાં આવેલું, અને તેને દારૂના વેચાણ ઉપર અંકુશ રાખવાનું કામ સુપ્રત થયેલું. કોઇ પણ વિભાગમાં દારૂનું વેચાણ બિલકુલ અથવા થોડે અંશે બંધ કરવાની એ બોર્ડને સત્તા આપવામાં આવી હતી. અને જૂલાઇ મહિનામાં ઇંગ્લંડના કેટલાક મહત્ત્વના પ્રાંતોમાં અંકુશો મૂકવામાં આવેલા. સ્કૉટલૅંડમાં દારૂનું વેચાણ અઠવાડિયામાં સાડાચાર દિવસજ થાય એવું ઠરાવેલું. આવી આવી યોજનાઓને લીધે દારૂગોળાની પેદાશ વધારે થયેલી, મોખરા ઉપર માણસો વધારે જઇ શકેલા, અને સાથે સાથે આવશ્યક ધંધાઓને પણ કામદારો મળી રહેલા. કામદારો પાસેથી વધારે કામ લેવાનું બની શકેલું; અને કેટલીક વાર તેમની સહનશક્તિની સીમા આવી હોય એમ લાગેલું. સ્ત્રીઓ આનંદથી નવાં નવાં કામમાં દાખલ થયેલી; અને છોકરાઓને ખેતરોમાં કામ કરવા સારૂ નિશાળોમાંથી છૂટી મળેલી.

## લડાઇના તાર.

<u>મુખ્ય પ્રધાનના કામમાં વધારો.</u>

લંડન, ૫ મી નવેમ્બર.

ખબર આપવામાં આવે છે, કે સરકારી કામ માટે લૉર્ડ કિચનરની ગેરહાજરી દરમિયાન મિ. એસ્કિવથ વિગ્રહખાતાની ઓફિસનું કામ કરે છે.

<u>સર્બિયા અને બલ્ગેરિયા.</u>

ઍથન્સ, ૬ ઠ્ઠી નવેમ્બર.

બલ્ગેરિયન લશ્કર કપરૂલુ અને પરલેપને માર્ગે માસીડોનિયા તરફ ઉતરતું હતું, તે કેટલાક દિવસની લડાઇ પછી ઇઝવોર આગળ હારી ગયું છે. ફ્રેંચ પાયદળ અને બ્રિટિશ સવારો ક્રિવોલાકથી આવી પહોંચવાને લીધે જીત જલદી મળી છે. સર્બિયનોએ ઇઝવોર અને વેલ્સ લીધાં છે. બલ્ગેરિયનો ઘણા કપાઇ ગયા છે, અને કપરૂલુની દિશામાં ભાગતા જાય છે.

---

* વિચારો:—

" चित्ते भ्रान्तिर्जायते मद्यपानाद्भ्रान्ते चित्ते पापचर्यामुपैति ।

पापं कृत्वा दुर्गतिं यान्ति मूढास्तस्मान्मद्यं नैव पेयं न पेयम् ॥ "

અર્થ:—"દારૂ પીવાથી ચિત્તમાં ભ્રમણ થાય છે; ભ્રમિત ચિત્તથી માણસ પાપ કરવા તરફ વળે છે; પાપ કરીને બેવકૂફો નઠારી સ્થિતિને પામે છે; તેટલા માટે દારૂ ન પીવો, ન પીવો."

લૉર્ડ કિચનર.

લંડન, ૬ ઠ્ઠી નવેમ્બર.

. પોતાનાં સોબતીઓની વિનંતી ઉપરથી લૉર્ડ કિચનર પૂર્વનું રણક્ષેત્ર જોવા ઉપડી ગયેલ છે. તેના રાજીનામાની અફવામાં કશું સત્ય નથી.

પારિસ, ૮ મી નવેમ્બર.

પારિસના એક પેપરમાં લૉર્ડ કિચનરના પ્રવાસ સંબંધી વધારે હકીકત પ્રગટ થઇ છે. ફ્રેંચ સરકારની સાથે મસલહત કર્યા પછી તે ડાર્ડનલ્સ, ઇજિપ્ત, અને માસીડોનિયા તરફ જનાર છે. આ પ્રમાણે જે મોખરાઓ ઉપર લડાઇ ચાલે છે અથવા ચાલવાની વકી છે, તેની તે મુલાકાત લેશે; અને પછી પોતાનો અનુભવ લંડનમાં અને પારિસમાં રુજુ કરશે.

રૂષિયન વિક્રમ.

પિતૃગ્રેડ, ૭ મી નવેમ્બર.

રૂષિયનોએ છાપો મારીને સ્ટ્રિપા નદીના પ્રદેશમાં ૮,૫૦૦ કેદીઓ પકડ્યા છે. કેટલાક અમલદારો અને સંચાથી ચાલતી બંદૂકો પણ પકડાયેલ છે, પણ તેની સંખ્યા હજી સુધી જણાયેલી નથી.

"ગ્લોબ" પત્રની ઓફિસ પર હરોડો.

લંડન, ૭ મી નવેમ્બર.

શુક્રવારે લૉર્ડ કિચનરના રાજીનામાની ખોટી ખબર છાપવા માટે, અને શનિવારે તેની પુનરુક્તિ કરવા માટે, પોલિસે ગઇ સાંજે "ગ્લોબ" પત્રની ઓફિસો પર હરોડો પાડીને છાપવાનાં સાધનો જપ્ત કર્યાં છે. કોઇ પણ માણસને પકડેલ નથી.

ગ્રીસની સ્થિતિ.

લંડન, ૭ મી નવેમ્બર.

ગ્રીસના રાજાએ મિ. સ્કૌલૌડિસને નવું પ્રધાનમંડળ ગોઠવવાની સૂચના કરી છે. આગલા પ્રધાનો જારી રહેશે; અને મિ. સ્કૌલૌડિસ પરદેશખાતાનો પ્રધાન થશે.

લંડન, ૮ મી નવેમ્બર.

મિ. સ્કૌલૌડિસ એક વૃદ્ધ રાજપુરુષ છે, અને પ્રામાણિક, પક્ષપાતરહિત, તથા સીધા સ્વભાવ માટે જાણીતો છે. પરદેશખાતાનો તેને ઘણો અનુભવ છે. એની પસંદગી મિત્ર રાજ્યોને સંતોષવાને થયેલી ગણાય છે.

રૂષિયન ફત્તેહ.

પિતૃગ્રેડ, ૯ મી નવેમ્બર.

રિગા અને મિટૌના પ્રદેશમાં રૂષિયનો આગળ વધ્યા છે, અને વિલ્નાની પૂર્વે સરોવરના પ્રદેશમાં કેટલીક જર્મન લાઇનો જીતી લીધી છે. કોલ્કીની પડોશમાં પણ મોખરો ભેદવામાં આવેલ છે. સુમારે ૧,૦૦૦ કેદીઓ પકડ્યા છે.

ગિલ્ડહૉલનું ખાણું.

લંડન, ૯ મી નવેમ્બર.

ગિલ્ડહૉલના ખાણા વખતે બોલતાં મિ. એસ્કિવથે જણાવ્યું, કે બ્રિટને વિગ્રહમાં ઝુકાવવાનો ઠરાવ કર્યો તે બરાબર છે, અને આપણે અવશ્ય જીતવાના છીએ. લૉર્ડ કિચનરની અને સર્બિયન સેનાની તારીફ કર્યા પછી છેવટે તેણે કહેલું: "મિત્ર રાજ્યોનો ઉદ્દેશ એકજ છે. જૂદી જૂદી સલાહ કરવાની જે અફવાઓ ચાલે છે તેમાં કશો દમ નથી. મિત્ર રાજ્યો ક્યારે પોતાનાં હથિયાર છોડશે, તે આ હૉલમાં એક વરસ પહેલાં મેં જણાવ્યું હતું. આજે પણ તેમનો એજ નિશ્ચય છે. આપણે જે સિદ્ધ કરવાનું છે તે માર્ગમાં ઘણે આગળ આવ્યા છીએ. પણ મુસાફરી લાંબી હોય કે ટૂંકી, તેથી આપણે અટકવાના નથી. જ્યાં સુધી યુરપનાં ન્હાનાં રાજ્યોને સ્વતંત્રતા મળે, અને બળના સામ્રાજ્યમાંથી યુરપ તથા આખી દુનિયા મુક્ત થાય, ત્યાં સુધી આપણે મચ્યા રહેશું."

એંગ્લો-ફ્રેંચ વિગ્રહસભા.

લંડન, ૧૦ મી નવેમ્બર.

આમની સભામાં મિ. એસ્કિવથે જણાવ્યું, કે એક વિગ્રહસભા સ્થપાશે, કે જેમાં એક ફ્રેંચ અને એક બ્રિટિશ પ્રધાન બેસશે. આશા છે કે રશિયા અને ઇટલી પણ આ સભામાં જોડાશે. આમ કરવાથી લડાઇ વધારે જોરથી ચલાવી શકાશે.

ઇટાલિયન વિક્રમ.

લંડન, ૧૦ મી નવેમ્બર.

ઇટાલિયનોએ મહિનાઓ સુધી ઘેરો ઘાલીને કોલ દિ લાના નામે પહાડી કિલ્લો જીતી લીધો છે.

ગ્રીસને મિત્ર રાજ્યોની મદદ.

લંડન ૧૦ મી નવેમ્બર.

રૂટર જણાવે છે, કે ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, અને રશિયાએ ગ્રીસને ૪ કરોડ ફ્રાંક ધીર્યા છે; અને નાણાં ગ્રીક સરકારને મળી ગયાં છે ગ્રીક સરકારે પોતાની મિત્રતા ભરેલી તટસ્થતાની જાહેરાત મિત્ર રાજ્યોની તમામ રાજધાનીઓમાં ગઇ કાલે આપી દીધેલ છે.

બલ્ગેરિયાની યોજના નિષ્ફળ.

રોમ, ૧૦ મી નવેમ્બર.

ફ્રેંચોએ કપરૂલુ પાછું લીધું છે. સર્બિયનોને દક્ષિણમાંથી ઘેરવાની બલ્ગેરિયાની યોજના નિષ્ફળ નીવડી છે.

## નિવેદન.

આજના અંકની સાથે બ્રિટિશ મુખ્ય પ્રધાન મિ. એસ્કિવથનો એક ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ કરીએ છીએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૧.] મંગળવાર, ૨૩ મી નવેમ્બર, ૧૯૧૫. [અંક ૫૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૩ મી નવેમ્બર ૧૯૧૫.

## "શૌર્ય માટે": વિગ્રહના પહેલા વરસમાં વિક્ટોરિયા ક્રૉસ પ્રાપ્ત કરનાર વીરો.

"There is an honour, likewise, which may be ranked among the greatest, which happeneth rarely; *that is, of such that sacrifice themselves to* death or danger for the good of their Country."—*Bacon.*

"વળી એવી એક પ્રતિષ્ઠા છે, કે જેને મોટામાં મોટી ગણી શકાય, જે જવલ્લેજ મળે છે; એટલે કે, જેઓ પોતાના દેશના ભલાને માટે મરણ અગર સંકટમાં પોતાનું બલિદાન આપે છે તેમની"—બેકન.

બ્રિટિશ નૌકા અને સેનામાં ઘણી પ્રતિષ્ઠાઓ છે, પણ તેમાં એક એવી છે, કે જે સિપાઈઓ અને ખલાસીઓ, અમલદારો અને સાધારણ માણસો, સૌ મેળવી શકે છે. એ પ્રતિષ્ઠા તે વિક્ટોરિયા ક્રૉસ.

વિક્ટોરિયા ક્રૉસ એ કંઇ જૂની પ્રતિષ્ઠા નથી. ૧૮૫૬ના જાન્યુઆરીમાં તેની પહેલી સ્થાપના થઇ છે. તેના ઉપર લખેલા સાદા શબ્દો પ્રમાણે તે "શૌર્ય માટે" આપવામાં આવે છે, જે દુશ્મનની હાજરીમાં કંઇક અસાધારણ પરાક્રમથી પ્રગટ થવું જોઇએ. એ સાધારણ બહાદુરી માટેનું ઇનામ નથી, પણ ખાસ વીરત્વને માટે, અસાધારણ વિક્રમની ખાતર બક્ષાય છે. જે માણસ તે પ્રાપ્ત કરે છે. તેને વીર વિક્રમોની એક સર્વોપરિ કસોટીમાં પસાર થયેલો સમજવો.

ક્રૉસ બહુ છૂટથી કે વિવેક વગર અપાતો નથી, તેથી તેની કિંમત વધે છે. ૧૮૫૬ થી માંડીને વર્તમાન મહા વિગ્રહની શરૂઆત સુધીનાં ૫૮ વરસના અરસામાં ૫૫૦ કરતાં ઓછા માણસોને તે મળેલ છે, જોકે બ્રિટનના સિપાઇઓ એ અરસામાં દુનિયાના દરેક ભાગમાં લડેલ છે. પહેલાં ક્રિમીયન વિગ્રહ થયો, તે પછી હિંદમાં બળવો જાગ્યો, અને પછી ચીન, આબીસીનિયા, દાનકા અને આશાન્ટીમાં લડાઇ ચાલી. ૧૮૭૯ માં ઝુલુઓ અને અફઘાનો સામે વિગ્રહો

થયેલા, ૧૮૮૧ માં બોર લોકો સામે, અને ૧૮૮૨ માં ઇજિપ્તમાં મારામારી સળગી. પછી હિંદની સરહદ ઉપરની ઝપાઝપીઓ, મધ્ય આફ્રિકા પર ધસારાઓ, બ્રહ્મદેશ પર ચડાઇઓ, અને છેવટે ૧૮૯૯–૧૯૦૨ નો બોર વિગ્રહ. લડાઇઓની આ લાંબી યાદીમાં હજારો બહાદુરીનાં કામ બન્યાં હશે, અને છતાં ૫૫૦ કરતાં ઓછા વિક્ટોરિયા ક્રૉસ એનાયત થયેલ છે. લોકો વિક્ટોરિયા ક્રૉસની કદર કરે તેમાં નવાઇ નથી, કારણકે જોકે કેટલાક પાત્ર વીરો તે વગર રહી જતા હશે, તોપણ એટલું તો ચોકસ છે. કે જેમને તે મળે છે તેમણે કંઇક અસાધારણ પરાક્રમ કરી બતાવ્યું હોય છે. તેમણે દેશના ભલાને માટે પોતાની જાતનું સ્વાર્પણ કરેલું હોય છે. થરમોપીલી આગળ પ્રાણ આપનાર ૩૦૦ સ્પાર્ટનોના પ્રાણમાં તેઓ સગા છે, અને મોરગાર્ટન આગળ જે સ્વિસ લોકો મરેલા, તેમના.

ક્રૉસ પોતે તો સાધારણ ૧॥ ઇંચનો અને બ્રન્ઝનો બનાવેલો હોય છે. મધ્યમાં સિંહ અને તાજ છે, અને નીચે "શૌર્ય માટે" એટલા શબ્દો ઇંગ્રેજીમાં લખેલા હોય છે. એક બ્રન્ઝના શળિયામાંથી તે લટકે છે. જેની અંદર મેળવનારનું નામ, પદવી, વગેરે કોતરેલ હોય છે. "રિબન" સેનાને માટે લાલ અને નૌકાને માટે આસમાની હોય છે. ક્રૉસ મેળવનાર જે માણસને "કમિશન" ન હોય, તેનો વરસે દશ પાઉંડના પેન્શન પર હક થાય છે.

વિક્ટોરિયા ક્રૉસ તમામ પદવીના લડવૈયાઓને મળી શકે છે. ૧૯૧૧ સુધી હિંદી સિપાઇઓને એ મળી શકતો નહોતો, કારણકે તેમને પોતાની બીજા પ્રકારની પ્રતિષ્ઠા હતી. પણ હાલ હિંદીઓને પણ એ ક્રૉસને માટે પાત્ર ગણવામાં આવેલ છે.

વિગ્રહના પહેલા વરસમાં એટલેકે ૧૯૧૪ ના ઑગસ્ટની ૪ થી તારીખથી ૧૯૧૫ ના ઑગસ્ટની ૪ થી સુધીમાં વિક્ટોરિયા ક્રૉસ ૮૨ અમલદારો અને માણસોને એનાયત થયેલ છે. બાર મહિનામાં અમુક વખતે કેટલાં માણસ લડતાં હતાં તે કહેવાનું કામ સહેલું નથી; પણ વરસમાં આપણને હાનિ ૪,૦૦,૦૦૦ માણસની થયેલી છે, એટલે એ સંખ્યા ૧૫,૦૦,૦૦૦ થી બહુ ઓછી હોવાનો સંભવ નથી. એમ જો હોય તો, વિક્ટોરિયા ક્રૉસ સરાસરી ૧૮,૦૦૦ અથવા ૨૦,૦૦૦ માણસમાંથી એક માણસ મેળવે છે, એમ કહી શકાય.

૮૨ માંથી ૭૬ ક્રૉસ ભૂમિસેનામાં. ૪ નૌકામાં, અને ૨ વિમાનીસેનામાં આપાયેલ છે. તેની વિગતોમાં ઉતરવાથી વાંચનારને દાખવાયેલ વિક્રમનો ઠીક ખયાલ આવશે.

નૌકામાં ચાર અમલદારોને ક્રૉસ મળેલ છે. પહેલું નામ કમાન્ડર એચ. પી. રિચ્ચીનું આવે છે, કે જે ગોલિઆથ નામે સરકારી વહાણનો ઉપરી હતો. ૧૯૧૪ ના પાનખરમાં જર્મન પૂર્વ આફ્રિકાના કિનારા પર તેને કામ કરવાનું હતું. ઑગસ્ટમાં જર્મન રાજધાની દાર-અસ-સલામ ઉપર તોપના ગોળા ફેંકવામાં આવ્યા હતા; અને તે પછી પણ બ્રિટિશ લડાયક

વહાણોએ તેને મુલાકાત આપેલી. નવેંબરમાં સ્થાન તપાસવાને અને કેટલીક ઇમારતોનો નાશ કરવાને એક ટુકડી કિનારે મોકલવામાં આવેલી. કામ ભયભરેલું હતું. કારણકે જર્મનો આસપાસ સંતાયેલા હતા. કમાન્ડર રિચ્ચી પોતાની ટુકડીને લઇને ગયો, અને તે માણસોના કામ પર દેખરેખ રાખતાં એક વાર નહીં પણ વારવાર સખ્ત રીતે જખમી થયો. છતાં તે પોતાની ફરજને વળગી રહ્યો, અને પોતાના દાખલાથી સૌને ઉત્તેજન આપવા લાગ્યો. વીસેક મિનિટમાં તેને આઠમો જખમ થયો, અને તે મૂર્છા પામ્યો. ૧૯૧૫ ના એપ્રિલની ૧૦ મી તારીખે તેને વી. ક્રી. ની પ્રાપ્તિ થઇ.

બીજા ત્રણેય ક્રૉસ ડાર્ડનલ્સ અને માર્મોરાના સમુદ્રમાં કામ કરતી જળબીતરોના કમાન્ડરોએ મેળવેલ છે. ૧૯૧૪ ના ડીસેંબરનો ૧૩ મી તારીખે, તુર્કો ઉપર જમીન રસ્તે હલ્લો કર્યા અગાઉ, લેફ્ટેનંટ એન. ડી. હોલબ્રૂક નામે એક સબમરીનનો કમાન્ડર ડાર્ડનલ્સમાં દાખલ થયેલો. પ્રવાહ બહુ મુશ્કેલ હતો તે છતાં તેણે પોતાના વહાણને સુરંગોની પાંચ હાર નીચે ડુબાવ્યું, અને તુર્કી લડાયક વહાણ મેસ્સુદિયે પર ટોર્પીડો છોડી. એથી વધારે મુશ્કેલ તેણે એ કર્યું, કે જોકે તેના પર ટોર્પીડો બોટ વડે અને તોપો વડે હુમલો થયેલો, અને એક પ્રસંગે તેને નવ કલાક સુધી પાણી નીચે રોકાઇ રહેવું પડેલું, છતાં તે પોતાના વહાણને સહી-સલામત પાછું લાવી શકેલો.

વિમાનીઓમાં જે બેને ક્રૉસ મળેલો તે બંને કમનસીબે ગુજરી ગયેલ છે. રોડ્સ-મૂરહાઉસ અને વૉર્નફોર્ડ બંનેએ વિરલ પરાક્રમ બતાવેલ છે. ૧૯૧૫ ના એપ્રિલની ૨૬ મી તારીખે સેકંડ લેફ્ટેનંટ રોડ્સ-મૂરહાઉસે કોર્ટરાઈ સુધી ઉડીને ત્યાં રેલવે લાઇન ઉપર બૉંબ નાંખ્યા. એમાં તો કશી વિશેષતા નહોતી, કારણકે બીજા વિમાનીઓએ પણ એ કામ કર્યું હતું: પણ પાછો ફરતાં તે મરણતોલ જખમી થયો. જખમી છતાં તે ૩૫ માઇલ દૂર પોતાના સ્થાન સુધી ઉડયો, ત્યાં બરાબર ઉતર્યો, રિપોર્ટ રજુ કર્યો, અને બીજે દિવસ ઇસ્પિતાલમાં મરણ પામ્યો. જો તેણે પોતાના યંત્રને બચાવવાની અને કામ પૂરું કરવાની ઓછી દરકાર કરી હોત. અને જાતને બચાવવા ચાહ્યું હોત, તો વહેલો નીચે ઊતરીને તે જિંદગી રાખી શકયો હોત. મેની ૨૨મી તારીખે તેને એટલેકે તેની યાદગિરીને વિક્ટોરિયા ક્રૉસ એનાયત થયેલો.

બીજા વિમાની વૉર્નફોર્ડે ૧૯૧૫ ના જૂનની ૭ મી તારીખે એકલે હાથે એક જર્મન ઝેપ્પેલિનનો નાશ કરેલો. એમ દેખાય છે, કે વૉર્નફોર્ડ ઉડતો હતો, ત્યાં તેણે ફ્લાંડર્સના કિનારા પર કોઇક ઠેકાણે એ રાક્ષસને દીઠેલો. તે ઘેન્ટ સુધી તેની પાછળ પડ્યો, અને તેનાથી ઉંચે જઇને તેના પર બરાબર પડે તેમ બૉંબ નાંખ્યો. એક મોટો ધડાકો થયો. અને ઝેપ્પેલિન ચાનક સળગવા લાગ્યું. આઘાત એટલો બધો લાગ્યો, કે વૉર્નફોર્ડનું વિમાન ઊંધું વળી ગયું, અને એંજિન ચાલતું બંધ પડયું; પણ તે તે દુરસ્ત કરી શકયો, અને પૃથ્વી પર ઊતર્યો. દુશ્મનના

M. POINCARÉ, President of the French Republic.



ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ મોશૅા પ્વાંકાર.

Lakshmi Art, Bombay

મુલકમાં હોવા છતાં તે કોઈના દેખાયા વગર લગભગ પા કલાકમાં પાછો ઉડ્યો, અને પોતાને સ્થાને પહોંચ્યો.

આ વિક્રમ અસાધારણ છે. ૬.૦૦૦ ફુટની ઊંચાઈથી બરાબર પડે તેમ બોંબ નાંખવા અને ધડાકાના આઘાતમાંથી મુક્ત થવું, એ કંઈ જેવી તેવી વાત નથી. રાજાજીએ પોતે વૉર્નફોર્ડને તાર કરીને મુબારકબાદી આપી હતી, તથા વી. સી. ની એનાયત કીધી હતી. ૧૦ દિવસ પછી એ પરાક્રમી વિમાની પારિસમાં ઉડતાં મરણ પામેલો. તેનું શબ ઇંગ્લંડમાં લાવવામાં આવેલું; અને જેમણે એક અઠવાડિયા અગાઉ તેનું નામ પણ સાંભળેલું નહીં તેવા હજારો લોકોએ તેને માન આપેલું.

ક્રૉસ મેળવનાર ૭૬ માણુસોમાં ૨૬ અમલદારો તથા પચાસ કમિશન વગરના અમલદારો તથા આદમીઓ હતા. હિંદીઓમાં એક નાયક, એક રાઈફલમૅન અને એક સિપાઈ હતા. લડાઈ પાયદળને ભાગે વધારે આવવાથી આમાં પાયદળ સેનાના માણસો વધારે હોય તેમાં નવાઈ નથી. ૭૬ માંથી ૩૮ એટલે પચાસ ટકા એ વર્ગના હતા; અને પાંચ ચોકીદારોને પણ એમની સાથેજ ગણવા જોઈએ. બાકીનામાં ૮ તોપખાનાના, ૫ એન્જીનિયર ખાતાના, અને ૨ ઘોડેસ્વાર હતા. અઢાર રહ્યા, તેમાંથી ૫ હિંદી લશ્કરના માણસો હતા. ૩ કાનડાના લશ્કરના, અને ૧ ઑસ્ટ્રેલિયાના લશ્કરનો; અને આઠ રહ્યા, તેમાં ૨ સર આયેન હૅમિલ્ટનના સ્ટાફના મેંબરો, ૨ વૈદ્યક સેનાના મેંબરો અને ૪ ટેરીટોરિયલ લશ્કરના મેંબર હતા.

આ મોટી સંખ્યાનાં પરાક્રમો વિગતવાર બતાવવાનો આ પ્રસંગે અવકાશ નથી. અમે માત્ર નમુના તરીકે થોડાં ઉદાહરણો આપશું.

૧૯૧૪ના સપ્ટેમ્બરની ૧૪ મી તારીખે બ્રિટિશ લાઇનની જમણી બાજુએ એક વેલ્શ પલટન હતી, અને તેનો માર્ક હેગર્ડ કરીને એક કપ્તાન પોતાના માણસોને આગળ પાડીને ધસારો કરતો હતો. આખરે તે મરણતોલ જખમી થઇને પડી ગયો. આ જોતાં વિલિયમ પુલર નામે એક સિપાઈ સોએક વાર આગળ ધસ્યો, અને ગોળીઓનો વરસાદ વરસતો હતો તે છતાં હેગર્ડને સલામત ઠેકાણે લઇ ગયો. નવેમ્બરની ૨૩ મી તારીખે તેને વી. સી. ની એનાયત થયેલી.

એજ તારીખે વરતુઇલ આગળ હાઇલેન્ડરની પલટનમાં જ્યોર્જ વિલ્સન નામે એક સિપાઈ હતો. દુશ્મનની એક સંચાથી ચાલતી બંદુકને શાંત કરવાને તે એક સોબતીને લઇને ધસણી કરતો ઉપડયો. સોબતી માર્યો ગયો, પણ તે એકલો આગળ વધ્યો. કામ કરનાર અમલદાર તથા છ માણસોને તેણે ગોળીથી ઠાર કર્યા, અને બંદુકનો કબજો લીધો. ડીસેમ્બરની ૫મીએ તેને વી. સી. મળેલો.

નવેમ્બરની ૨૩ મી તારીખે ફેસ્ટુબર્ટ પાસે કેટલીક ખાઇઓ હિંદી સિપાઇઓના કબજામાં હતી, તેમના પર જર્મનોએ હુમલો કરેલો. એજ રાત્રે સામો હુમલો કરવાનો ઠરાવ થયો, અને તેમાં ધારવાલ રાઇફલમેનો આગેવાન થયા. આપણી કેટલીક ખાઇઓમાંથી તેમણે દુશ્મનોને હાંકી કાઢ્યા; અને તેમાં નાયક દરવાનસિંગ નેગીએ મુખ્ય ભાગ લીધો. બોંબ અને ગોળીઓના વરસાદની તેણે કશી દરકાર ન કરી. ડીસેમ્બરની ૭ મી તારીખે ખુદાદાદની સાથે તેને વી. સી. મળ્યો.

૧૯૧૫ ના એપ્રિલની ૨૬ મી તારીખે જર્મનોએ હિંદીઓની કેટલીક ખાઇઓ પર હુમલો કર્યો. જમાદાર મીર દસ્ત બહાદુરીથી પોતાનાં માણસો સાથે તેમની સામે થયો. પછી બધા બ્રિટિશ અમલદારો ખપી ગયા, ત્યારે પલટનની ટુકડીઓને એકઠી કરીને પોતાની સરદારી નીચે જવાનો હુકમ મળ્યો ત્યાં સુધી ટકાવી રાખી. એજ દિવસે ગોળાઓના વરસાદમાં આઠ બ્રિટિશ અને હિંદી અમલદારોને સલામત ઠેકાણે લઇ જવાની અંદર મદદ કરવામાં તેણે ઘણી હિંમત બતાવી. જમાદાર મીર દસ્તને વી. સી. મળ્યો છે. અને હાલ તે મુંબાઇની હૉસ્પિતાલમાં છે.

કહ્યું છે કે—

" बहवः पङ्गवोऽपीह नराः शास्त्राण्यधीयते ।

विरला रिपुखड्गाग्रधारापातसहिष्णवः ॥ "

અર્થ:—" અહીં ઘણા પાંગળા માણસ પણ શાસ્ત્રોનું અધ્યયન કરે છે. પણ દુશ્મનની સમશેરના ઝાટકા પડે તે સહન કરનારા થોડા છે."



## લડાઇના તાર.

—:o:—

**મિ. ચર્ચિલનું રાજીનામું.**

લંડન. ૧૦ મી નવેમ્બર.

મિ. વિન્સ્ટન ચર્ચિલે રાજીનામું આપ્યું છે.

**રૂશિયા અને જર્મની.**

લંડન, ૧૨ મી નવેમ્બર.

પિતૃગ્રેડથી તારમાં જણાવવામાં આવે છે, કે ઉત્તરમાં જર્મનોને મિટૉની પશ્ચિમ સુધી હઠી

જવું પડયું છે. સ્નેન્ટન તળાવની દક્ષિણે અને દ્વિન્સ્કની પશ્ચિમે પણ તેઓ સ્થાપિત થઈને પડયા છે. ૪ થી નવેમ્બરથી રિગા-દ્વિન્સ્ક મોખરા ઉપર ૭૫ માઇલ જમીન પડાવી છે; અને ૨૦ ગામડાંનો કબજો લીધો છે. કાવરલેન્ડમાં ધસારો કરવાથી અને વોલ્હીનિયામાં મળેલી ફત્તેહોથી જર્મન લશ્કર સર્બિયામાં મોકલાઇ શકયું નથી. વોલ્હીનિયામાં જનરલ ઇવેનોફના લશ્કરે ૧૨૫,૦૦૦ કેદીઓ પકડ્યા છે.

## હિંદી વિક્રમોને માન.

લંડન, ૧૩ મી નવેમ્બર.

રાજાજીની વતી રાણી મેરીએ બકિંગહામ મહેલમાં મિલિટરી ક્રોસની એનાયત કરેલ છે. સેકન્ડ-લેફ્ટેનંટ રાણા જોધા જંગ, અને સુબેદાર-મેજર અર્સલાખાનને ક્રોસ અપાયેલ છે; અને સુબેદાર નૈનતુલ્લાખાનને વિરલ હિંદસેવાનો ચાંદ મળ્યો છે.

## બેલ્જિયમ અને જર્મની.

લંડન, ૧૫ મી નવેમ્બર.

જર્મન ગવર્નર-જનરલે બેલ્જિયમના નવ પ્રાંતોને વિગ્રહના અને વ્યવસ્થાના ખરચ માટે ૧૬,૦૦,૦૦૦ પોંડ ભરી દેવાનો હુકમ કર્યો છે.

## ઇટલી અને બલ્ગેરિયા.

પારિસ, ૧૫ મી નવેમ્બર.

પીમોન્ટ નામે ઇટાલિયન ક્રૂઝરે ડેડીએગેચ ઉપર એક કલાક સુધી તોપના ગોળા ફેંકયા છે. રેલવે સ્ટેશન સળગ્યું છે; અને ૮૦ ગાડીઓ બળી ગઇ છે. કિનારા પરની બેટરી શાંત થઇ છે. પીમોન્ટ પોતાનું કામ કરીને સાલોનિકા તરફ ઉપડી ગયેલ છે.

## બલ્ગેરિયા અને સર્બિયા.

સાલોનિકા, ૧૬ મી નવેમ્બર.

સર્બિયન લશ્કર તરફથી છેલ્લા સમાચાર એવા મળ્યા છે, કે બલ્ગેરિયન લશ્કરમાં ઘણી ભરતી થયેલી છે, અને પ્રિલિપ તથા મોનેસ્ટિર જોખમમાં છે. ક્રેફ્કો ખાતે બે જગ્યાએ ફ્રેંચોને હઠી જવું પડ્યું છે. પરદેશી કારભારીઓ મોનેસ્ટિરને બદલે સ્કુટારી જવા માંડ્યા છે. કુમકની અતિશય જરૂર છે.

## લૉર્ડ કિચનર.

ઍથન્સ, ૧૬ મી નવેમ્બર.

અહીં એમ બોલાય છે, કે લૉર્ડ કિચનર મુદ્રોસ આવી પહોંચેલ છે; અને બ્રિટનનો ઍથન્સ ખાતેનો એલચી તેને મળવા ગયેલ છે. (મુદ્રોસ ગાલ્લીપોલી દ્વીપકલ્પની પશ્ચિમે ૫૦ માઇલ ઉપર લેમ્નોસના ટાપુમાં આવેલું એક શહેર છે.)

ઇરાનનો શાહ.

પિત્રુગ્રેડ, ૧૬ મી નવેમ્બર.

તેહેરાનથી ખબર મળે છે, કે પ્રધાનમંડળની સાથે ચર્ચા થયા પછી બ્રિટિશ અને રુશિયન એલચીઓએ શાહની મુલાકાત લીધી છે. તેણે ખુલ્લી રીતે જણાવ્યું, કે પોતે બ્રિટન અને રુશિયાનો મિત્ર છે. તેણે એમ પણ જાહેર કર્યું, કે ઇરાનને રુશિયા સાથે લડાઈ કરાવવા સારૂ જર્મનોએ ઘણી મહેનત કરી છે. મુલાકાત પહેલાં જર્મન, ઑસ્ટ્રિયન, અને તુર્કી એલચીઓ તેહેરાન છોડી ગયા હતા; અને તેમને એવો ભરોસો હતો, કે શાહ પણ જનાર છે.

માસિડોનિયાની સ્થિતિ.

લંડન, ૧૭ મી નવેમ્બર.

મોરટેવરથી બલ્ગેરિયનો આગળ ધસવા માંડ્યા છે, એટલે ઘેરાઇ ન જવાની ખાતર સર્બિયનોને બાબુના ઘાટ છોડવો પડશે, એમ લાગે છે. મોનેસ્ટિરની વસ્તી ભયભીત થઇને ભાગવા માંડી છે. કેટલાક પરદેશી કોન્સલો શહેર છોડીને સાલોનિકા ગયા છે. બલ્ગેરિયનોએ કોસ્ટુરિનો ખાલી કરેલ છે. ક્રેડ્રકોના પ્રદેશમાં પણ તેઓ ઉત્તર તરફ હઠતા જાય છે.

બ્રિટન અને ફ્રાન્સ.

લંડન, ૧૭ મી નવેમ્બર.

પરદેશ ખાતાની ઓફિસ જણાવે છે, કે મિ. એસ્કિવથ, સર એડવર્ડ ગ્રે, મિ. બાલ્ફોર, અને મિ. લૉઇડ જ્યોર્જ ફ્રેંચ સરકારની સાથે મસલહત કરવાને કેટલાક સલાહકારોને લઇને આવી પહોંચ્યા છે. મોશોં બ્રાયન્ડ અને જનરલ જોફ્રેની સાથે તેમને વાતચિત થયેલી છે.

હિંદી વિક્રમની કદર.

લંડન, ૧૮ મી નવેમ્બર.

મૉકિવસ્સાર્ટની દક્ષિણે જર્મન ખાઇઓ સામેની ક્રિયાઓમાં અસાધારણ પરાક્રમ બતાવવા માટે રાઇફલમેન કુલબીર થાપા નામે ગુરખાને વી. સી. મળેલ છે. સપ્ટેંબરની ૨૫ મી તારીખે તે પોતે જખમી થયો હતો; પણ પહેલી લાઇનની જર્મન ખાઇની પાછળ એક બ્રિટિશ સિપાઇને અતિશય જખમી જોઇને તે તેની સાથે દિવસ અને રાત રહ્યો હતો; અને પ્રભાતની ધૂમસમાં બાબાઓમાં થઇને તેને વધારે સલામત સ્થાને લઇ આવ્યો હતો. ફરી પાછો જઇને તે બે જખમી ગુરખાઓને ઉપાડી લાવ્યો હતો; અને તે પછી દિવસના ખુલ્લા પ્રકાશમાં, દુશ્મનની ગોળીઓ વરસતી હતી તે છતાં, બ્રિટિશ સિપાઇને તે નિર્ભય સ્થાને પહોંચાડી આવ્યો હતો.

## નિવેદન.

આજના અંકની સાથે ફ્રાન્સના પ્રેસિડન્ટ પ્વાંકારનો એક ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિં અને હિંદી વિક્રમ.

પુ. ૧. ] મંગળ, ૩૦ મી નવેમ્બર, ૧૯૧૫. [ અંક ૫૩.



। य धर्मं स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાએ પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી ક્રમ.

મંગળવાર, ૩૦ મી નવેમ્બર ૧૯૧૫.

## વિગ્રહના વખતમાં રૂશિયાની સ્થિતિ.

લશ્કરને ઘણી વાર વિપત્તિઓ સહન કરવી પડી છે પણ વિગ્રહના પરિણામ સંબંધી રૂશિયાને કદાપિ શંકા થઇ નથી.

ફ્રાન્સ પોતાના શૌર્યને લીધે જોરમાં છે; અને ગમે તે ભોગ આપવો પડે છતાં શહેનશાહતનો બચાવ કરવાનો બ્રિટનનો દૃઢ નિશ્ચય છે. પણ રૂશિયાની ૧૬ કરોડની પ્રજા અત્યારે એકતા અનુભવે છે, તે એટલા માટે, કે તેઓ એમ ખાતરીથી માને છે, કે અમારો દેશ કદાપિ પારકાના હાથમાં પડેજ નહીં.

રૂશિયાની લાગણી સમજવા માટે જે ધર્મભાવનાથી એ પ્રજા પ્રેરિત છે તેની આપણને કલ્પના હોવી જોઇએ. તેને કડવા અનુભવો થયા છે, ઘણું પડ્યું છે, અને તેના લાખો પુત્રોએ પોતાના પ્રાણ આપ્યા છે; પણ છેવટના વિજય વગર બીજી કશી વાત રૂશિયાના અંતઃકરણમાં ઉતરી શકતી નથી.

રૂશિયાના આ પ્રકારના વિચારને લીધે વિગ્રહના વખતમાં પરદેશીઓ તેને સમજી શકતા નથી. લોકો ગંભીર અને લાગણીવાળા છે, વ્યાવહારિક નહીં પણ તરંગી છે, ખરાબ સમાચારથી દુઃખી થાય છે, પણ સારી ખબરથી પ્રસન્ન થતા નથી; ફત્તેહ તો થવીજ જોઇએ એમ તેઓ માને છે, એટલે તેથી રાજી થઇ જતા નથી. ઘણી રીતે રૂશિયનો પૃથ્વીની સર્વથી મનોહર પ્રજા છે. તેઓ ન્હાનાં બાળકોના જેવા સરલ છે. તેમની પરોણાગત બેહદ હોય છે. રૂશિયનો પરોણાઓને ખુશ કરવાને પોતાની શક્તિ ઉપરાંત ખર્ચ કરી શકે છે. તેઓ સારી રીતે સમજે છે, કે બીજી પ્રજાઓ તેમને જંગલી જેવા ગણે છે. તેઓ જાણે છે કે બીજા દેશોની સાથે સરખાવતાં તેઓ પછાત પડેલા છે; પણ તેઓ નમ્રતાથી તમને સ્મરણ આપે છે, કે એક મહાપ્રજા તરીકે રૂશિયાની હયાતીને એક સો વરસ કરતાં વધારે મુદત થઇ નથી.

વીસમી સદીની શરૂઆતમાં પૃથ્વીની મોટામાં મોટી પ્રજા તરીકે તે સંબદ્ધ પ્રગટ થઇ, ત્યાં સુધી રૂશિયન શહેનશાહત બધા વિક્ષેપો છતાં વિસ્તૃત થતી આવી છે. તેના કદને લીધે અને

ભવ્યતાને લીધે કલ્પનાશીલ રૂષિયનને પોતાના દેશનું નિર્માણ મહાન્ લાગે, તો તે સ્વાભાવિક છે. રૂષિયા લાખો માણસને રણભૂમિ પર ઉતારી શકે તેમ છે, એવું આપણે વારંવાર સાંભળતા આવ્યા છીએ. આર્ખેંજલની નીચેના ઠંડા મુલકોમાંથી, કૉકેસસના ગરમ પ્રદેશમાંથી, વૉલ્ગાની પેલી બાજુનાં જંગલોમાંથી, અને સાઇબીરિયાની આલીશાન ભૂમિમાંથી સજ્જ થવાને રૂષિયનોને આમંત્રણ મળ્યું છે. તેઓ જર્મનને કાપી નાખવાની લાલસાથી નહીં, પણ પવિત્ર રૂષિયાની રક્ષા કરવાનો પોતાનો ધર્મ સમજીને સજ્જ થયા છે.

ફ્રેંચો અને બ્રિટિશો હસતા હસતા અને ગાતા ગાતા લડાઈમાં જવા ઉપડ્યા છે. રૂષિયન સિપાઇઓ એ પ્રમાણે કદાપિ કરતા નથી. તેઓ દેવળમાં જાય છે, અને ત્યાં નમ્રતાથી પ્રાર્થના કરે છે. તેઓ મસ્તક નમાવીને ઉભા રહે છે, અને આકર્ષક દેખાવના તથા લાંબા વાળવાળા આચાર્યો તે પર પવિત્ર પાણી છાંટે છે, અને પછી બધા સ્તોત્રો ગાતા ગાતા ઉપડી જાય છે. તેમને સંપૂર્ણ આસ્થા હોય છે, કે તેમનું પોતાનું ગમે તે થાય. તોપણ પવિત્ર રૂષિયાનો તો વિજયજ થવો જોઇએ.

પ્રજાને શાંત વિશ્વાસ છે. પિતૃગ્રેડ, મૉસ્કો, અને બીજાં બધાં મોટાં શહેરોમાં વિગ્રહને લીધે કશો ખાસ ફેરફાર દેખાતો નથી. નાટકશાળાઓ અને બધાં આનંદનાં સ્થાનો ખુલ્લાં છે. જ્યારે સ્તોત્રો ગાતી સિપાઇઓની પલટનો પસાર થાય છે, અથવા મુશ્કેલીએ ચાલતા જખમી સિપાઇઓ નજરે પડે છે, ત્યારેજ એમ સ્મરણ આવે છે, કે વિગ્રહ ચાલે છે.

જ્યારે પહેલી જાહેરાત થઇ, ત્યારે રૂષિયન અધિકારીઓને એક મોટી મુશ્કેલી સામે લડવાનું હતું. રશિયા-જાપાનીઝ વિગ્રહમાં દારૂને લીધે માણસોની કામ કરવાની શક્તિ ઘણી ઓછી માલુમ પડી હતી. દેશમાં મુખ્ય વપરાશ વૉડકા નામે દારૂની હતી, જે બનાવવાનો ઇજારો સરકારે પોતાના હાથમાં રાખ્યો હતો, અને જેની અસર વિનાશક હતી.

જર્મનીની ધારણા એવી હતી, કે રૂષિયામાં લશ્કરને સજ્જ થતાં ઘણી વાર લાગશે અને મહેનત પડશે. વિગ્રહ શરૂ થયો ત્યારે બર્લિનમાં એવી વાતો ચાલતી હતી, કે પ્રથમ એક સત્વર ઝટકો ફ્રાન્સને મારી દેવો, અને ફ્રાન્સ ઝમીનદોસ્ત થાય. ત્યારે ત્સારના સિપાઇઓની ખબર લેવાને તો પુષ્કળ વખત મળશે.

પણ શહેનશાહ વિલિયમને શહેનશાહ નિકલશની કેટલી સત્તા છે, તેનું વિસ્મરણ થયું સંભવે છે. રૂષિયાના ત્સારને તેના બધા લોકો "ન્હાના બાપુ*" કરીને સંબોધે છે. તે જે કંઇ હુકમ કાઢે છે તે કાયદા જેવો ગણાતો નથી, પણ ધર્મના ફરમાન જેવો ગણાય છે, કે

*"ન્હાના બાપુ" કહેવામાં આશય એવો સમજાય છે, કે પરમેશ્વર તે "મોટા બાપુ," અને રાજા "ન્હાના બાપુ".

જેને તાબે થવુંજ જોઇએ. તેટલા માટે પ્રસંગ જોઇને શહેનશાહે નિકલશે ફરમાન કાઢેલું, કે સરકાર તરફથી વૉડકાની બનાવટ બંધ કરવી, અને સિપાઇઓએ દારૂ પીને લશ્કરના કામમાં અંતરાય કરવો નહીં.

એમ સાધારણ રીતે માનવામાં આવે છે, કે રૂશિયનો આખા યૂરપમાં સૌથી વધારે દારૂડિયા છે; પણ એ આરોપ ખરો નથી. યૂરપની અંદર જે દેશમાં વસ્તીના દરેક જણ દીઠ દારૂને માટે ઓછામાં ઓછી રકમ ખરચાય છે તે નૉર્વે છે. અને તેના પછી તરત રૂશિયા આવે છે. વસ્તીના દરેક માથા દીઠ રૂશિયનો દારૂમાં સરાસરી વરસે ૧૮ શિલિંગ ખરચે છે; અને ઇગ્લંડમાં એ ખર્ચ ૬૬ શિલિંગ થાય છે. તફાવત માત્ર એ છે, કે જ્યારે ઇગ્લંડમાં ઘણોખરો ખરચ બીર જેવા નિર્દોષ દારૂનો થાય છે, ત્યારે રૂશિયામાં લગભગ બધું નાણું જલદ વૉડકા માટે વપરાતું હતું, અને તેથી ત્સારની પ્રજાનાં શરીરને, નીતિને, અને ઉદ્યોગોને ઘણી હાનિ થતી હતી.

રાજ્ય તરફથી વૉડકાની બનાવટ બંધ થવાને લીધે બે પરિણામ આવ્યાં. એક તો શહેનશાહી તિજોરીને ૬,૭૦,૦૦,૦૦૦ પૌંડની આવક હતી તે બંધ થઇ; અને બીજું સાધારણ સિવિલિયનને વૉડકા મળતો બંધ થયો. સ્થાનિક પંચાયતોને અને મ્યુનિસિપાલિટીઓને પોતાને ઠીક લાગે તે રીતે ત્સારના કૃત્યનું અનુસરણ કરવાની રજા મળેલી. થોડા અપવાદ સિવાય આર્ખેંજલથી ટિફલિસ સુધી અને મૉસ્કોથી વ્લાડીવોસ્ટોક સુધી તમામ અધિકારીઓએ કોઇ પણ પ્રકારનો દારૂ વાપરવાની મના કરી. વૉડકા દૂર કરવામાં આવ્યો એટલુંજ નહીં, પણ પોલિસે ભોંયરાંઓ ઉપર સીલો મારી, અને બ્રાન્ડી, વાઇનો, અને બીરનો અટકાવ કર્યો.

થોડા દિવસોની અંદર આખા રૂશિયામાં મદ્યપાન બંધ થઇ ગયું. બંધારણ પ્રમાણે ચાલતાં રાજ્યોમાં એ બની શક્યું ન હોત. ત્સારના દેશમાંજ અને આપખુદ સત્તાના બળથીજ એ મોટો ફેરફાર થઇ શકયો. મૂળ હુકમ "ન્હાના બાપુ" તરફથી નિકળ્યો, એટલે રૂશિયનોએ કશો સવાલ ઉઠાવ્યા વગર તેનો સત્કાર કર્યો.

બેશક એમ માની લેવાનું નથી, કે તવંગર લોકો આ દિવસોમાં પણ પૈસા વડે દારૂઓ મેળવી શકતા નહીં. તેઓ મેળવી શકતા. પણ સાધારણ રીતે બોલતાં એમ કહી શકાય, કે હુકમ નિકળ્યા પછી નવાણું ટકા રૂશિયનો દારૂને અડકયા નથી. દારૂડિયાઓ બેશક બહુ હેરાન થયેલા; અને તેમણે "મેથિલેટેડ સ્પિરિટ" અને બીજાં પીણાં પીવાનું શરૂ કરેલું. છતાં એ ઉપર પણ અંકુશ મૂકાયેલો; કારણકે "મેથિલેટેડ સ્પિરિટ" સુદ્ધાં સહેલાઇથી મળે એમ રહેલું નહીં.

ખાસ ધ્યાન આપવાની વાત એ છે, કે રૂશિયાએ કશો પોકાર ઉઠાવ્યા વગર પ્રાપ્ત થયેલી સ્થિતિ સ્વીકારી લીધી. લાલચ દૂર કરાઇ, એટલે શહેરના કારીગરો અને ગામડાંના ખેડુતો તથા

ભિખારિયાઓ પાસે પૈસા વધવા માંડ્યા. પહેલાં જે નાણાં દારૂમાં વપરાતાં હતાં તે હવે વધારે સારા ખોરાકમાં, છોકરાંઓ માટે વધારે સારાં કપડાંમાં, અને આરોગ્યવર્દ્ધક ગમ્મતોમાં ખરચાવા માંડ્યાં. આ પ્રમાણે, જોકે વિગ્રહને લીધે રુશિયામાં પણ બીજા દેશોની માફક વસ્તુઓના ભાવ ચડી ગયા છે, છતાં લોકો બધી રીતે અગાઉનાં કરતાં વધારે સુખી છે.

સિપાઇઓ પણ દારૂથી તેમનાં મગજ ભ્રમિત હોત ત્યારે જે ત્વરા કરી શકત, તે કરતાં વધારે ત્વરાથી પોતાના રાજાના આમંત્રણને માન આપવા લાગ્યા. રુશિયાનું લશ્કર જે ત્વરાથી સજ્જ થયું, તે જોઇને આખી દુનિયાને આશ્ચર્ય થયેલું. જ્યારે જર્મન લશ્કરો પહેલા આવેશમાં ઉત્તર ફ્રાન્સમાં ધસતાં હતાં, અને પારિસનો કબજો લેવાની આશા રાખતાં હતાં, ત્યારે રુશિયન લશ્કરે પ્રશિયામાં પેસીને જે પરાક્રમ બતાવ્યું, તેથી કૈસરને પશ્ચિમ પરનું દબાણ ઓછું કરવું પડ્યું. જર્મન લશ્કરને એ તરફ જઇને રુશિયનોને અટકાવવાનું કામ સુપ્રત થયું.

એટલુંજ નહીં. આખી પ્રજાના મદ્યનિષેધથી ઉદ્યોગો પર બહુ સારી અસર થઇ. રુશિયન કારીગરો દુનિયાના કારીગરોની સાથે સરખાવતાં ઊંચી પંક્તિમાં આવતા નથી, છતાં તેમની કામ કરવાની શકિતમાં વૉડકા દૂર થવાને લીધે પંદર ટકા જેટલો, અને કેટલાકના ધારવા પ્રમાણે તો પચીસ ટકા જેટલો, વધારો થયો છે, એમ જણાવવામાં આવે છે.

વિગ્રહને લીધે રુશિયામાં જે બીજો મોટો ફેરફાર થયો, તેને "લોકમતનો વિકાસ" એવું નામ આપી શકાય. વાંચનારને એ કહેવાની ભાગ્યેજ જરૂર છે, કે જે અર્થમાં "લોકમત" શબ્દ ઇંગ્લંડમાં વપરાય છે, તે અર્થમાં જૂના વખતમાં ત્સારના મુલકમાં "લોકમત" હતોજ નહીં. સરકાર "બાપુ"ની અને આપખુદ હતી, લોકોના ઉપર તે નઝર રાખતી અને તેની સંભાળ લેતી. જેઓ જૂદા પ્રકારની સરકાર માટે તલસતા હતા, તેઓ બળવાખોર હીલચાલોમાં શામિલ થતા, અને ઘણી વાર તેમના તરફ અતિશય કઠોર અને ક્રૂર વર્તન કરવામાં આવતું.

જર્મન સરકારે એવી પણ ધારણા રાખેલી હશે, કે રુશિયા વિગ્રહમાં ઉતરશે, એટલે બળવાખોર પક્ષો સ્થાપિત સરકારને ઊંધી વાળવાના પ્રયાસો કરશે, અને અંદર તોફાન જાગશે, અને એથી સમસ્ત રુશિયા જર્મનીનો ભોગ થઇ શકશે.

પણ ઇતિહાસમાં પહેલીજ વાર રુશિયન સરકારે નહીં પણ રુશિયન લોકોએ વિગ્રહ જાહેર કર્યો. ૧૯૦૩ ના રુશિયા અને જાપાન વચ્ચેના વિગ્રહને ઘણાખરા રુશિયનો સરકાર અને જાપાન વચ્ચેના વિગ્રહ જેવો સમજતા હતા. જ્યારે જાપાને રુશિયાને હાર ખવરાવી, ત્યારે પણ રુશિયનોને એમ લાગેલું નહીં, કે પ્રજા તરીકેની પોતાની આબરૂ જરા પણ ઓછી થયેલી છે. તેમણે કબૂલ કરેલું. કે સરકાર ઉપર ઘા પડ્યો ખરો. પણ હાલનો વિગ્રહ શરૂઆતથી જૂદી જાતનો દેખાઇ આવ્યો છે. સરહદ ઉપર તોફાન થવાથી બળવાખોરોને જરા પણ ઉત્તેજન

મળવાને બદલે જેમ બ્રિટિશ શહેનશાહતમાં બન્યું તેમ બધા ભેદો અને વિરોધો પ્રસંગની ગંભીરતાને લીધે શાંત થઇ ગયા. સ્વતંત્ર વિચારોની ખાતર દેશનિકાલ થયેલા માણસો કેદ થવાનું જોખમ છતાં સ્વેચ્છાથી દેશમાં પાછા આવ્યા, કે જેથી તેઓ પોતાની માતૃભૂમિની થોડી પણ સેવા બજાવી શકે.

રશિયન સરકારે આવી વફાદારીની આશા પણ ન રાખી હોય, એ સંભવિત છે; અને તેની એક બીજી દિશામાં અસર થયેલી. આપખુદ અધિકારનો બંધ જરા ઢીલો થયેલો. અમુક વિક્રાંતિ શરૂ થઇ, પણ તે બધી સાશને માટેની. માણસો દુનિયામાં અને ખાસ કરીને રશિયામાં જે બનતું હતું તેની ચર્ચા કરતા થયેલા. છૂટથી અને સ્પષ્ટતાથી કારભારીઓ પર પણ ટીકા થવા લાગેલી. થોડા વખત પહેલાં જો એવી ટીકાઓ થઇ હોત, તો તે ટીકાકારને કોઇક કિલ્લામાં કેદ થવું પડયું હોત, અથવા સાઇબીરિયામાં લાંબો પ્રવાસ કરવાનું આવ્યું હોત. જાહેર સભાઓ ભરાવા લાગેલી, ખાસ કરીને મૉસ્કોમાં. ઇંગ્લંડના જેટલીજ વિગ્રહની વાતોની સ્વતંત્ર ચર્ચા થવા માંડી.

રશિયામાં કેટલાક નિર્માલ્ય કારભારીઓ હતા. લોકોને ખબર હતી કે તેઓ નિર્માલ્ય છે; તેઓ મિજલસોમાં બોલવા માંડ્યા; અને જાહેર સભાઓમાં કહેવા લાગ્યા. ન્યુસપેપરના લેખોમાં લેખકો પણ એમ બોલવા માંડ્યા. પરિણામ એ થયું, કે સંખ્યાબંધ અશક્ત અને ઊંચા દરજ્જાના કારભારીઓને દૂર કરવામાં આવ્યા.

વિગ્રહના પહેલા વરસમાં પ્રજાને સ્પષ્ટ ભાન થયું, કે પ્રજાનાં કેટલાંક કલંકો તરત દૂર થવાં જોઇએ, અને જરૂર પડે તો બલાત્કારે પણ. ભૂતકાલમાં દરેક ઉમદા ખવાસના રશિયનને એ જાણીને દુઃખ થતું, કે જાહેર તેમજ વેપારી ઝિંદગીમાં રશિયાએ એવા કામો કર્યા છે, કે જેનો આબરૂદાર માણસો બચાવ કરી શકે નહીં. સૌને ખબર હતી, કે કંઇ પણ કામ "પાનસોપારી" વગર બનતું નથી. બેશક રશિયામાં પણ એવા થોડા અમલદારો તો હતાજ, કે જેમના આશયો ઊંચા અને હાથ ચોખ્ખા હતા. છતાં ભૂતકાલમાં દરેક રશિયન કબૂલ કરતો, કે સરકારી કામ તો ધીમુંજ થાય, કોઇકને કંઇક પણ જોઇતું હોય, ટૂંકામાં, ફરજ બજાવવામાં પણ અમુક ઉત્તેજનની જરૂર છે

રિશ્વતની બાબતમાં રશિયા બીજા સુધરેલા કહેવાતા દેશો કરતાં કંઇ ખાસ વધારે ખરાબ નથી; પણ કામ કરી આપવા માટે નાણું લેવાનો રિવાજ અતિશય પ્રચલિત હતો. મોટા સરકારી કંટ્રાકટોમાં અમલદારો પહેલી પાનસોપારી માગતા, અને તે પછીજ ખતો પ્રધાનની સહી માટે રવાના થતાં. ઓછા પગારના અને ન્હાનામાં ન્હાના પોલિસ સુધી એ પ્રમાણે ચાલતું.

વિગ્રહની પહેલાં ા સ્થિતિ હતી. વિગ્રહની શરૂઆતને વખતે આ સ્થિતિ હતી. પણ લોકોને થોડી વારમાં માલ્મ પડ્યું, કે દારૂગોળા અને લડાઇનો બીજો સામાન લશ્કરને પૂરો પાડવામાં અમલદારની પક્ષપાતીને લીધે વાર લાગે છે. આ વાત જાહેર થતાં પ્રજાને અતિશય રીસ ચડી, અને એવી ક્રિયાઓ બંધ થવી જોઇએ, એમ જોરથી ઠેકઠેકાણે કહેવામાં આવ્યું. એવો બુમાટ થયો, કે કેટલાક આગેવાન આદમીઓએ દેશની જરૂરનો લાભ લઇને પોતાનાં ખીસાં તર કર્યાં છે તેમને ગોળીએ દેવા જોઇએ. સરકારે તેટલા માટે મુખ્ય મુખ્ય બનાવનારાઓ સાથે મસલહત કીધી; ને બધા કંટ્રાકટો એક ખાસ કમિટી દ્વારાજ રજુ થાય એમ કર્યું, જેથી દલાલીનાં નાણાં અપાં બંધ પડ્યાં.

રૂષિયામાં અમલદારો પગાર ઊંચા નહોતા. બચાવ વારંવાર એમ કરવામાં આવતો, કે પોતાની મહેનતનો બદલો વ્લ કરવાને તેમની પાસે બીજાં સાધનો છે.

લગભગ ત્રીશ વરસથીરૂષિયા પર જર્મનીના વેપારની ચડાઈ ચાલી આવતી હતી. લગભગ અર્ધોઅર્ધ માલ જર્મનીથી આવતો હતો. મોટા શહેરોની ઘણી મુખ્ય મુખ્ય દુકાનો જર્મન નામ નીચે ચાલતી હ અમલદાર વર્ગમાં પણ ઘણા જર્મન બોલનારા રૂષિયનો હતા. વિગ્રહને લીધે આ સ્થિતિમાં રફાર થયો; અને પ્રજામાં જાગતિ દેખાવા માંડી.

જર્મનો તરફ તિરસ્કારએટલો બધો વધી ગયો, કે જર્મન ભાષા વાપરવાની મના થઇ, જોકે અગાઉ તે દેશની વેપારભાષા થઇ પડી હતી. ટેલીફોન ઉપર કોઇને જર્મનમાં બોલવાની રજા નહોતી; અને નિયમ ઉલ્લંઘન કરનારને સખ્ત સજા ઠરાવવામાં આવેલી. ઇંગ્લિશ ભાષા જર્મન જેવી લાગવાનેલીધે કેટલાંક બ્રિટિશ બાનુઓ અને ગૃહસ્થોનું પણ અપમાન થયેલું. ખાસ કરીને મૉસ્કોમ જર્મન નામવાળા માણસોને, પોતે શુદ્ધ રૂષિયન હોવા છતાં, ઘણું ખમવું પડેલું. દુકાનો ર હુમલા થયા; અને લાખોનો માલ શેરીઓમાં ફેંકી દેવાયો; જેમાંથી કેટલેક માણસો ,ઉઠા ગયા, અને કેટલાકનો નાશ થયો. પોલિસ તોફાનને અટકાવી શકેલી નહીં.

રૂષિયામાં થયેલા ફેરફારસંબંધી હજી ઘણું વધારે કહેવાનું રહે છે, પણ તે હવે પછી કોઇ બીજે પ્રસંગે કહેવામાં આવશે.



## લડાઇના તાર.

—:o:—

સર્બિયાની સ્થિતિ.

લંડન, ૧૯ મી નવેમ્બર.

ઍથન્સથી તારમાં જણાવવામાં આવે છે, કે સર્બિયા ઘણા જોખમમાં છે. મોનેસ્ટિરનો બચાવ થઇ શકશે નહીં એમ માલુમ પડે છે, કારણકે બલ્ગેરિયનો સંખ્યામાં વધારે છે. બાણુના ધાટ છોડવો પડયો છે.

જર્મની અને રૂશિયા.

પિતૃગ્રેડ, ૨૦ મી નવેમ્બર.

જર્મનો સાર્ની–શેન્નો રેલવે સુધી પહોંચવાને મથી રહ્યા છે, પણ જનરલ ઇવેનોફનું લશ્કર તેમને ખૂબ હેરાન કરે છે.

બ્રિટનમાં દારૂગોળો.

લંડન, ૨૧ મી નવેમ્બર.

લૉર્ડ મરેએ એક મુલાકાતમાં જણાવ્યું છે, કે કારખાનાંઓમાંથી વહાણો, બંદૂકો, ગોળાઓ, વગેરે લડાઇનો સામાન ગંજાવર જથ્થામાં નિકળ્યાજ કરે છે. લગભગ દશ લાખ સ્ત્રીપુરુષો એ કામમાં રોકાયેલ છે. લીડઝમાં શરૂઆતમાં એક પણ કારખાનું નહીં, ત્યાં હાલ દારૂગોળાનાં ૫૦૦ કારખાનાં છે. સ્કૉટલૅંડમાં એક નવું કારખાનું તૈયાર થાય છે તેણે ૨૦૦ એકર જેટલી જમીન રોકી છે, ટ્રોલીની લાઇન ૧૧ માઇલની છે, અને મકાન ગરમ કરવાને ૨૨ માઇલ જેટલા નળ મૂકયા છે.

લૉર્ડ કિચનર.

ઍથન્સ, ૨૧ મી નવેમ્બર.

લૉર્ડ કિચનર આજે અહીં આવી પહોંચેલ છે, અને બ્રિટિશ એલચીની સાથે તેણે રાજા કૉન્સ્ટન્ટાઇનની મુલાકાત લીધી છે. મુલાકાત એક કલાક કરતાં વધુ વખત સુધી ચાલી છે. પછી લૉર્ડ કિચનરે મિ. સ્કૉલૌડિસની સાથે દોઢ કલાક સુધી વાતચિત કરી હતી. છેવટે પ્રધાન-મંડળની એક લાંબી બેઠક થઇ હતી. લૉર્ડ કિચનર કઇ તરફ ઉપડી ગયેલ છે, તે જણાયું નથી.

બલ્ગેરિયનોની હાર.

ઍથન્સ, ૨૨ મી નવેમ્બર.

ત્રણ દિવસની લડાઇ પછી નિશ-લેસ્કોવાટ્ઝ લાઇન ઉપર સર્બિયનોએ બલ્ગેરિયનોને હરાવ્યા છે. બલ્ગેરિયનોને અવ્યવસ્થામાં ભાગવું પડયું છે. તેઓ પ્રિલેપ છોડી ગયા છે.

---

## નિવેદન.

દિલગીર છીએ કે આ અંકમાં અમે લડાઇના છેલ્લામાં છેલ્લા તાર આપી શકતા નથી. આવતા અંકથી બીજું વરસ શરૂ થશે, અને તેમાં રહી ગયેલા બધા સમાચાર આપવામાં આવશે.

ભાવનગર દરબારી છાપખાનું.